

૧. ૧૨ ફેબ્રુઆરી : ૧૯૪૮ અંક ૧.

# નિવેદન

ન માની શકાય એવા ટુંકા ગાળામા અમે આ માસિક શરૂ કરવાનું નક્કિ કર્યું છે તેથી આ અંકમા અમે વધુ કઇ નથી આપી શકતા

આ માસિકનો મુખ્ય સૂર પૂજ્ય બાપુના પ્રિય વિષયોનો અને તેઓના લખેલા લેખોમાંથી તારવેલા અવતરણોનો હશે તે ઉપરાત પૂ બાપુએ કેટલાયે તેમના મિત્રો, અનુયાયીઓ અને સગાસબધીઓને પત્રો લખ્યા છે જેમા એવી ઘણી સલાહ અને શિખામણ પડી હશે કે જે બીજાનાં જીવનમા ઉપયોગી થઇ પડે તેથી આવા પત્રો લેવાનો ખાસ ઇરાદો છે. તેથી આવા પત્રો ધરાવનાર બધાયે ભાઇબ્હેનોને નમ્ર પ્રાર્થના છે કે તે પત્રો અમને મોકલે. આ ઉપરાંત બધાં પાસે બાપુના સારા ચિત્રોનો સગ્રહ થઇ શકે તે હેતુથી દર વખતે ચિત્રો આપવા ધાર્યું છે તથા બધા ચિત્રકારો અને ફોટોગ્રાફરોને વિનતિ છે કે તેઓ પોતાનો ફાળો આપે.

આપણે બધા અત્યારે જે દુખ અને અધકારમય વાતાવરણમાં અટવાઇ ગયાં છીએ તેને ઉકેલ માટે બાપુના વિચારોનુ હરપળે પારાયણ અને મનન કરતા રહીએ. તથા જે સંસ્કાર, આદર્શ અને સિદ્ધાતનો અમુલ્ય વારસો મૂકી ગયા છે તેને વેડફી ન દેતા આપણે તે વારસાના સાચા વારસદાર બનીએ અને તેને દિપાવવાનો પ્રયત્ન કરીએ એ પ્રયત્નમા આ માસિક પોતાનો થો ઘણો પણ હિસ્સો આપી શકે તો કેવું સારૂ !



શ્રી માણેકલાલ અમૃતલાલ ગાધી તરફથી શ્રી મોતીલાલ તુલસીદાસ ગાધીના સ્મારક માટે રૂા. ૫૦૦૦) રૂપાયતનને મળ્યા છે. તે અગે રૂપાયતને નીચેની પ્રવૃત્તિ ચલાવવાનું ઠરાવ્યું છે.

(૧) ધર્મ સબધી પુસ્તકો બહાર પાડવા
(૨) બધાં ધર્મોનું સાહિત્ય ભેગુ કરવું.
(૩) બધા સંતો અને ધર્મગુરૂઓના જીવન અને કાર્ય સબધી પુસ્તિકાઓ બહાર પાડવી. અને,
(૪) ધર્મ, સંસ્કૃતિ અને કલાનું માસિક ચલાવવું વગેરે.

આ સ્મારકમાળા શ્રી માણેકલાલ અમતલાલ ગાધીની સલાહ અને સૂચના મુજબ ચાલશે આ સ્મારકમાળા હાલ નીચેની પ્રવૃત્તિથી પોતાનું કામ શરૂ કરશે.
પૂ બાપુના સિદ્ધાંતો ને અનુરૂપ એક માસિક ચલાવવું. જેનું નામ "પ્યારા બાપુ" રહેશે

૪૫, નહેરૂ રોડ,
વીલે પાર્લે

રૂપાયતન મંત્રી,
નવીન ગાંધી.

# સુભાષિત

मातर्मेदिनि, तात मारुत सखे तेज, सुबन्धो जल,
भ्रातर्व्योम, निबद्ध एष भवतामेष प्रणामाञ्जलि ।
युष्मत्सङ्गवशोपजातसुकृतोद्रेकस्फुरन्निर्मल-
ज्ञानापास्तसमस्तमोहमहिमा लीये परे ब्रह्मणि ॥

હે માતા પૃથ્વી, હે તાત વાયુ, હે મિત્ર તેજ, હે બાન્ધવ જળ અને હે ભાઈ આકાશ, તમને બે હાથ જોડીને આ છેલ્લો નમસ્કાર કરું છું. તમારા સત્સંગને કારણે જે કાંઈ સત્કર્મનો ઉદય થયો, તેમાંથી પ્રાપ્ત થતા નિર્મળ જ્ઞાનને લીધે તમામ મોહનું જોર દૂર થયું છે, અને હવે હું પરબ્રહ્મના કાયમને માટે લીન થાઉં છું.

लज्जागुणौघजननीं जननीमिव स्वा
अत्यन्तशुद्धहृदयामनुवर्तमानाम् ।
तेजस्विन सुखमसूनपि संत्यजन्ति
सत्यव्रतव्यसनिनो न पुन प्रतिज्ञाम् ॥

સત્યવ્રતને વરેલા, તેજસ્વી, ટેકીલા માણસો પ્રસંગ આવ્યે પોતાના પ્રાણ પણ સુખેથી જતા કરે છે, પણ લજ્જાગુણ જેવા સદ્ગુણોના પ્રવાહને વહેતો કરનારી, અત્યંત શુદ્ધ હૃદયવાળી, અને સદાય પાછળ પાછળ રહી રક્ષણ કરતી માતા જેવી, પ્રતિજ્ઞાનો કદાપિ ત્યાગ કરતા નથી.

कदर्थितस्यापि हि धैर्यवृत्ते
न शक्यते धैर्यगुणः प्रमार्ष्टुम् ।
अधोमुखस्यापि कृतस्य वह्ने
नाध शिखा याति कदाचिदेव ॥

ધૈર્યવાન માણસને ગમે તેવા સંકટથી દબાવ્યો હોય તોપણ તેનો ધૈર્યગુણ ભૂંસી નાખવો શક્ય નથી. દિવેટને કે મશાલને ઊંધી વાળી હોય તોપણ એની જ્વાળા કદી નીચે જતી નથી. ન તો ઉપર જ જવાની

" सद्बोधजनक ग्रंथ

# બાપુનાં પ્રિય ગીતો

[ રાગ ખમાજ ]

વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે,
પરદુખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે—
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે,
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધનધન જનની તેની રે—
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેને માત રે,
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે—
મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમા રે,
રામનામશુ તાળી લાગી, સકળ તીરથ તેના તનમા રે—
વણલોભી ને કપટરહિત છે, કામ ક્રોધ નિવાર્યાં રે,
ભણે નરસૈંયો તેનું દરશન કરતા, કુળ એકોતેર તાર્યાં રે—

[ રાગ માગેશ્રી ]

દિલમા દીવો કરો રે દીવો કરો,
હાંરે કુડા કામ ક્રોધને પરહરો, રે દિલમા દીવો કરો
દયા દિવેલ પ્રેમ પરણાયું લાવો, માંહી સુરતાની દિવેટ બનાવો,
મહી બ્રહ્મઅગ્નિને ચેતાવો રે... દિલમા
સાચા દિલનો દીવો જ્યારે થાશે, ત્યારે અંધારૂ મટી જાશે
પછી બ્રહ્મલોક તો ઓળખાશે રે... .. .. દિલમા
દીવો અણભે પ્રગટે એવો, ટાળે તિમિરના જેવો,
એને નેણે તો નીરખીને લેવો રે.. ... ... દિલમાં
દાસ રણછોડ ઘર સંભાળ્યું, જડી કુંચી ને ઉઘડ્યુ તાળુ,
થયું ભોમંડળમા અજવાળું રે... ... ... દિલમાં


મોતીલાલ તુલસીદાસ સ્મારક તરફથી
પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી
"રોપાવતન" ૪૫, નહેરુ રોડ, વીલેપારલે (પશ્ચિમ)

વાર્ષિક લવાજમ રૂ. ૨ છુટક નકલ આના..
મુદ્રણસ્થાન બે ઘડી મોજ પ્રેસ,
૧૭-૧૪, ખોડાડોસ લેન, મુંબઇ

# પ્યારા બાપુ



દર અંકમાં

બાપુના ચિત્રો

બાપુના હસ્તાક્ષરના પત્રો

બાપુના લખેલા લેખોમાંથી અવતરણો

બાપુના પ્રિય ગીતો

તે ઉપરાંત

વિશ્વનાં સંતો ભક્તો અને શહીદોનાં જીવન ચરિત્રો આવશે


સંપાદક :

**નવીન ગાંધી**



વાર્ષિક લવાજમ રૂપિયા ૭

છૂટક નકલ આઠ આના

' ઉપાસન "

૪૫, નહેરૂ રોડ, વીલેપારલે (પૂર્વ)

# યાત્રાળુ



હિન્દુ પ્રતિબિંબ ] [ ધીરેન ગાધી

સંપાદક

નવીન ગાધી

"મારી ઉપર શુદ્ધ પ્રેમ બતાવવાનો સરળ કાયદો તો એ જ છે કે મારું જે કાર્ય, મારી જે સેવા જેને પસંદ પડી હોય તે તેઓ કરતા થઈ જાય" —ગાંધીજી

[illegible]

જેઓ મને માન આપવા ઇચ્છે છે તેઓ મેં પ્રજા આગળ મૂકેલા સિદ્ધાંતોનો પૂરો અમલ કરીને જ આપી શકે છે —ગાંધીજી

વર્ષ ૧ ૧૨ માર્ચ ૧૯૪૮ અંક ૨

## વિષયસૂચિ



# સૂર્યાસ્ત

ઊર્ધ્વમુખી ઘડૂલા શો ભાસતો તો રવિ અને
મહીથી ઝરતો જાણે ઝરો શાશ્વત શાંતિનો
બેઠો તો સિંધુકાંઠે હું જોતો પ્રશાંત દૃશ્યને
એવે ત્યાં, —
બ્રહ્માંડને ઝબકતા કોઈ સાધુના તેજથી ભર્યાં
શિરશો ભાનુ ડૂબતો ઝગી તેજ થકી રહ્યો
અને ત્યાં હૃદકું મારું પોકારી 'ગાંધીજી' રહ્યું
ધસતા સિંધુએ ચૂમ્યાં એનાં ચરણો અને
બન્યા તરંગ નર્તન્તા શિવશાંતિ ગંગોત્રિશા

—ગુરુદયાળ મલ્લિક



# બાપુનાં પ્રિય ભજનો

( ૩ )

(રાગ-માંડ)

પ્રેમળ જ્યોતિ તારો દાખવી
મુજ જીવનપંથ ઉજાળ.
દૂર પડ્યો નિજ ધામથી હું ને ઘેરે ઘન અંધાર,
માર્ગ સૂઝે નવ ઘોર રજનીમાં, નિજ શિશુને સંભાળ,
મારો જીવનપથ ઉજાળ.
ડગમગતો પગ રાખ તું સ્થિર મુજ, દૂર નજર છો ન જાય,
દૂર માર્ગ જોવા લોભ લગીર ન, એક ડગલું બસ થાય,
મારે એક ડગલું બસ થાય.
આજ લગી રહ્યો ગર્વમાં હું ને માગી મદદ ન લગાર,
આપબળે માર્ગ જોઈને ચાલવા હામ ધરી મૂઢ બાળ,
હવે માગું તુજ આધાર.
ભભકભર્યા તેજથી હું લોભાયો, ને ભય છતાં ધર્યો ગર્વ,
વીત્યાં વર્ષોને લોપ સ્મરણથી સ્ખલન થયાં જે સર્વ,
મારે આજ થકી નવું પર્વ.
તારા પ્રભાવે નિભાવ્યો મને પ્રભુ આજ લગી પ્રેમભેર,
નિશ્ચે મને તે સ્થિર પગલેથી ચલવી પહોંચાડશે ઘેર,
દાખવી પ્રેમળ જ્યોતિની સેર.
કર્દમભૂમિ કળણભરેલી, ને ગિરિવર કેરી કરાડ,
ધસમસતા જળ કેરા પ્રવાહો, સર્વ વટાવી કૃપાળ,
મને પહોંચાડશે નિજદ્વાર.
રજની જશે ને પ્રભાત ઊજળશે, ને સ્મિત કરશે પ્રેમાળ,
દિવ્યગણોનાં વદન મનોહર મારે હૃદય વસ્યાં ચિરકાળ,
જે મેં ખોયા હતાં ક્ષણવાર.

# બાપુનું સાચું સ્મારક

ધીરેન ગાંધી

બાપુ ગયા. છાપાંઓમાં અને રેડિયોમાં અંજલિઓનો ધોધ વહી ગયો. યથાર્થ ભવ્ય અંજલિઓ આપી પણ બાપુની સાચી ભવ્યતા ક્યાં છુપાઈ છે તે તો ફક્ત એક રાજકોટ રાષ્ટ્રીય શાળામાં ઊછર્યાં કેટલાંયે વર્ષોથી અનાસક્ત રહી રેંટિયો ફેરવી રહેલા પૂજ્ય નારણદાસકાકા બતાવી રહ્યા છે. હું ૩૦ મી તારીખે રાજકોટ હતો. ૩૧ મીની સવારની પ્રાર્થનામાં તેઓ જે થોડા શબ્દો બાપુને અંજલિ આપતાં બોલ્યા તે મારા કાનમાં ગુંજ્યા કરે છે. તે ગુંજારવ કાનમાં ન રહ્યો પણ આખા શરીરમાં વ્યાપી ગયો. ૧લીએ મુંબઈ આવ્યો. ટ્રેનમાં એ સમે ઊંઘવા દેતો ન હતો. વિચારો પર વિચારો આવ્યે જતા હતા. પૂજ્ય બાપુ પાસે નાનપણથી ...ારનો મોટો થયો. તેમની પાસે ભણ્યો, સંસ્કાર શીખ્યા. અત્યારે તે ભણતર અને સંસ્કારનો શો ઉપયોગ? ખૂબ વિચારતાં વિચારતાં મગજ થાક્યું ને આંખ મળી. પણ શરીરની અંદર એક બીજી એવી શક્તિ છુપાયેલી છે કે જે વિચારમાં આપણે સૂતા હોઈએ તે સ્વપ્નદ્વારા આપણે તેનું તાદૃશ્ય દર્શન કરી શકીએ છીએ. હું તે સ્વપ્ન જોવા લાગ્યો. પણ ગાડીએ છેક [illegible] કે શું થયું પણ જાગી ગયો. સ્વપ્ન અલોપ થઈ ગયું પણ કંઈક આકારો મૂકતું ગયું.

બાપુનું સાચું સ્મારક શું હોઈ શકે? કેવી રીતે થઈ શકે? તે માટે શું કરવું? શું ફંડ ભેગું કરી ભવ્ય પૂતળાં ઊભાં કરવાં? વિદ્યાપીઠો અને ગ્રંથાલયો સ્થાપવાં? શિલાલેખો કોતરાવવા? હા, જરૂર આ બધું થઈ શકે પણ તે ઉઘરાવેલા પૈસાથી નહિ પણ રેંટિયો કાંતીને તેની મજૂરીમાંથી ને તે પણ કરોડોની મજૂરીમાંથી, નહિ કે હજાર બે હજાર ધનપતિઓના પૈસાથી જે ફંડ કરેલા કાળાબજારના અથવા ગમે તેમાંથી પેદા કરેલા પૈસાથી આ સ્મારક ઊભું થશે તો તે સ્મારકમાં પવિત્રતા અને હિંદના જીવનનો પડઘો નહિ પડે. તેમાં જીવંતતા નહિ આવે. મને ભય છે કે આપણે બાપુને જેમ જીવતા પણ ન ઓળખી શક્યા તેમ મરતાં પણ નહિ ઓળખી શકીએ.

આપણે બાપુના ગુણો અને સિદ્ધાંતોને પૂતળાં અને સંસ્થાઓ ખોલીને તેમાં ભરી ન દઈએ પણ આપણા જીવનમાં ઉતારીએ. તે માટે પ્રયત્નશીલ બનીએ, જાગૃત રહીએ. રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, ઈશુ વગેરે મહાન આત્માઓના ભવ્ય ગુણોની વાતો થાય છે ત્યારે આપણે ઈશ્વરી અવતારો અને અંશો જ એ ગુણો અને સંસ્કારો ધરાવી શકે એમ કહી અટકી જઈએ છીએ. તેઓને પૂજીને, ફૂલો ચઢાવીને સંતોષ અનુભવી લઈએ છીએ, ધન્ય બન્યાનો સંતોષ માની લઈએ છીએ. પણ બાપુએ આપણને બતાવી આપ્યું કે દરેક માણસ પોતાના જીવનને ઊંચે લઈ જઈ દૈવી જીવન બનાવી શકે છે. હિન્દુધર્મના એક અર્થવાહી શબ્દને બાપુ પોતાના જીવનમાં [illegible] હદ સુધી લઈ ગયા. એ શબ્દ તે સોહમ્ "હું ઈશ્વર છું". આપણે ભલે ઈશ્વર ન બનીએ પણ તેના બાળક થવાનો પ્રયત્ન પણ ન કરી શકીએ!

બાપુના સાચા સ્મારકની આ યોજના છે. જેઓને આ યોજના રુચે તેઓ આ યોજનાનો વેગથી પ્રચાર કરે અને અમલમાં મૂકે.

• એક વર્ષ સુધી ૧૬૦ તાર રોજ કાંતે અને વસ્ત્ર પરત્વે સ્વાવલંબી બને.

આ સૂતર અથવા સૂતરની કિંમત દેશના ગાંધી સ્મારક ફાળામાં આપે.

આ યોજનામાં હજારો, લાખો હિન્દવાસીઓ ભાગ લે તો બાપુનો આત્મા કેટલી શાંતિ પામશે એની કલ્પના થઈ શકે છે ખરી? તેથી બધાં ભાઈ બહેનોને નમ્ર વિનંતિ છે કે આ યોજનામાં પ્રેમપૂર્વક ભાગ લે. જેઓ આમાં ભાગ લેવા ઇચ્છતા




# બાવા ધરનીદાસજી

( બિહાર અઢારમી સદી )

' અભ્યાસી "

આ વિભાગમાં વિશ્વના સંતો, ભક્તો અને શહીદોની જીવનગાથા આવશે. જીવનમાં એકવાર એક પળ આવી જાય છે જ્યારે મનુષ્ય પોતાના જીવનને ઊંચે લઈ જઈને આવતી પેઢીને જીવનમંત્ર આપતો જાય છે. આવી પળો બધા મનુષ્યોને એકવાર તો આવે છે. પણ તે પળને ઓળખવાની શક્તિ અને હિંમત જોઈએ

—ધી. ગાંધી.

બિહારના માંઝી ગામડાના જમીનદારના દિવાન સાહેબ ઑફિસમાં ગાદી પર બેઠા છે. આજુબાજુ ચોપડા અને કાગળ પત્રોનો પથારો પડ્યો છે. નજીકમાં પાણીનો લોટો પડ્યો છે. દિવાન સાહેબ કાગળ લખી રહ્યા છે. લખતાં લખતાં જરા થાકી ગયા એટલે કલમ કાનમાં ખોસીને આરામ લેવા માટે હાથ પગ પસારે છે. પાણી પીવાની ઇચ્છા થઈ. પાસે પડેલો લોટો ઉપાડે છે. પાણી પ્યાલામાં રેડવાને બદલે ચોપડા પર ઢોળાઈ જાય છે. તે વખતે દિવાન સાહેબનો માલિક–માંઝી ગામડાનો જમીનદાર–ઑફિસમાં દાખલ થાય છે. ચોપડા પર પાણી ઢોળાયેલું જોઈ ક્રોધમાં આવી જઈ બોલ્યા 'આ તમે શું કર્યું ! બધું સત્યાનાશ વાળ્યું.'

દિવાન સાહેબ શાંત ભાવથી આંખોમાં આંસુ સાથે ઉત્તર આપે છે 'સાહેબ જગન્નાથજીના કપડામાં આગ લાગી ગઈ હતી તે ઓલવવાને મેં સળગતા કપડા પર પાણી રેડી દીધું.'

જમીનદાર આ સાંભળી વધારે ચીડાયા અને બોલ્યા 'નીકળી જાઓ. આજથી તમને મારી નોકરીમાંથી મુક્ત કરવામાં આવે છે.'

દિવાન સાહેબે હાથ જોડી માથું નમાવીને પ્રણામ કર્યા. ઑફિસમાંથી બહાર નીકળતાં નીકળતાં એમને કાનમાં કોઈ કાંઈ કહેતું હોય એમ આભાસ થયો કે [illegible] આજથી તું મારી નોકરીમાં દાખલ થઈ ગયો. કોણ જાણે ત્યાર પછી એમના દિલમાં એવો વૈરાગ આવી ગયો કે ઘરબાર છોડી સાધુસંતોનો સત્સંગ કરવા લાગ્યા. ત્યાર પછી એ ત્રણ વરસ સુધી કોઈએ માંઝી ગામમાં દિવાનસાહેબને જોયા નહીં.

એક દિવસ ઓચિંતા એ ગામમાં એક સાધુના વેશમાં એક માણસ જોવામાં આવ્યો. એ ગાતો હતો.

મૈં આસિક મહબૂબ તૂ હરસા,
એગર તોહિ જહાન બહુર–સા
દેહ, દિદાર દિલાસા પૂરી,
નાતર જાબ બિનસિ બરુ દેહી ॥

# બાપુ અને વિદ્યાર્થીઓ

કિશોરલાલ ઘ. મશરૂવાળા

વર્ષ—સં. ૧૯૭૪ શિયાળો કે વસંત

સ્થળ—શિક્ષકો માટેના ઝૂંપડામાંનું એક

વિદ્યાર્થીઓ—ગિરધારી, પ્રીતમલાલ, નીલકંઠ, કાંતિલાલ, છગનલાલ, કેશુ, કૃષ્ણ, રાધા, રૂખી, શંકર વગેરે—

શિક્ષકો—સાંકળચંદભાઈ, કાકાસાહેબ, નરહરિભાઈ, કિશોરલાલ, ભૂપતરાય વગેરે—

બાપુ વિદ્યાર્થીઓના વર્ગ જોવા તથા તેમની સાથે વાતો કરવા આવ્યા છે. એક સાદડી ઉપર બાપુ શિક્ષકોની વચ્ચે બેઠા છે. વિદ્યાર્થીઓ હારબંધ બેઠા છે. થોડો મશ્કરી વિનોદ કર્યા બાદ

બાપુ—વારુ, ત્યારે હવે હું તમને એક સવાલ પૂછું. શિક્ષકોમાંથી તમને સૌથી વધારે સારા ક્યા લાગે છે? (થોડીવાર છોકરાઓ કાંઈ બોલતા નથી. કેટલાક હસે છે, કેટલાક શરમાતા લાગે છે) કેમ? શિક્ષકોની બીક લાગે છે? શરમ લાગે છે? બોલવાની તમારામાં હિમ્મત હોવી જોઈએ. પણ ન હોય એ સમજી શકું છું તો તમારે મને લખીને આપવું જોઈએ. તમારી પાટી પર તમને જે શિક્ષક સારામાં સારા લાગતા હોય તેનું નામ લખી આપો. (વિદ્યાર્થીઓ પાટી ઊંચકે છે, થોડીવાર સંકોચથી જોઈ રહે છે એક બે લખવા માંડે છે. એક પછી એક પાટી બાપુને આપવામાં આવે છે. બાપુ વાંચતા જાય છે અને ટીકા કરતા જાય છે) બધા સારા છે. વાહ આ તો બાળકનો જવાબ ન કહેવાય, એ તો પ્રૌઢનો જવાબ થયો. પોત પોતાના વિષયમાં સૌ સારા છે'—આ તો એનો મોટો ભાઈ

નરહરિભાઈ' — કિશોરલાલ

સૌ સારા — 'નરહરિભાઈ

'ભૂપતરાયભાઈ — નરહરિભાઈ

'સાંકળચંદભાઈ — નરહરિભાઈ

'કાકાસાહેબ' — બધા ઠીક છે

—ઠીક છે એટલે કોઈ બહુ સારા નથી એમ?

(આમ બધી પાટીઓ જોઈ જાય છે)

ઠીક, નરહરિભાઈને સૌથી વધારે મત મળ્યા છે બરાબર છે

વારુ, ત્યારે હવે સૌથી ખરાબ શિક્ષકનું નામ કોણ આપશે? (છોકરાઓ ગણગણે છે બધા સારા છે ખરાબ કોઈ નથી વગેરે) એમ કંઈ હોય?

બધા કંઈ સારા હોય? જે તમને ખરાબ લાગતા હોય તેનું નામ તમારે આપી દેવું જોઈએ. માનો બોલશો કે પાટી પર લખવાનું કહું?

(થોડીવાર હિમ્મત કરી શંકર બોલી ઊઠે છે કિશોરલાલભાઈ બધાં હસે છે કોઈ કહે છે, ના ના ખોટી વાત.")

કિશોરલાલભાઈ! કેમ, એ શી રીતે ખરાબ છે?

શંકર—અમને વર્ગમાં બિલકુલ વાત કરવા નથી દેતા! (બધાં ખડખડાટ હસે છે)

બાપુ—એ તો સારે દેય! અને વર્ગની બહાર જાઓ ત્યારે વાતો કરવા દે છે ખરા!

શંકર—વર્ગ બહાર તો વાતો કરવા દે

બાપુ—ત્યારે તો એ થોડા ખરાબ કહેવાય હું તો ઇચ્છું કે તમે એક વર્ગમાંથી બીજા વર્ગમાં પેસો ત્યારે પણ વાતો ન કરો.

શંકર—ત્યારે અમારે એક બીજાની જોડે ~
વું જ નહિ?

બાપુ–ભણવાના સમય સિવાય કોઈ બીજે વખત વાતો કરવાનો મળતો જ નથી ?

શંકર–પણ અમને વર્ગમાં કાંઇ યાદ આવે તે અમારે તરત કહેવું હોય, તે ન કહીએ તે ભૂલી જઇએ.

બાપુ–તો પછી વર્ગમા પાઠો કેમ ચાલે ?

શંકર–થોડી તો કરવા દેવી જોઈએ.

બાપુ–શંકર કહે છે તે બીજા કોને ખરૂ લાગે છે ? શંકરના મતના હોય તે હાથ ઉચા કરો.

(કોઈ હાથ ઉચા કરતું નથી.)

રુખી કે પુરુષોત્તમ–નથી બોલવા દેતા એ ખરૂં, પણ જે મુદ્દલ ન બોલે તેને ૨૦ ગુણ આપે છે ! (બધા હસે છે)

બાપુ–ઓહોહો ! ૨૦ ગુણ માટે નથી બોલવા દેતા તેની હરકત નહિ એમ ?

એજ–ના, તેથી અમારા પાઠો પણ વધારે તૈયાર થાય છે.

બાપુ–ત્યારે કિશોરલાલ કહે છે તે બરાબર છે ને ?

એજ–બરાબર છે, પણ કાઇવાર ગમતું તો નથી.

બાપુ–ઠીક, ત્યારે આપણે એટલા કારણસર કાંઇ કિશોરલાલને કાઢી ન મૂકી શકીએ. એક કડક શિક્ષક હોય તો તમને નરમ શિક્ષકની કિંમત પણ માલમ પડે ને ?

હવે બીજો પ્રશ્ન પૂછું છું તેનો તમે બહુ વિચાર કરીને જવાબ આપજો. કયો વિદ્યાર્થી સૌથી વધારે જ્ઞાન મેળવે ? (થોડીવાર પછી એક એક જવાબ લે છે)

૧ લો–બુદ્ધિમાન હોય તે.

૨ જો–જેની સ્મરણશકિત સારી હોય તે

૩ જો–બહુ મહેનત કરે તે.

૪ થો–વર્ગમાં વાતો ન કરે તે

બાપુ–વાહ, આતો હમણાંની વાતમાથી તેં શીખ્યું લાગે છે. પછીનું ?

૫ મો–વર્ગમાં ધ્યાન આપે તે.

૬ ઠ્ઠો–વહેલો ઊઠી વાંચવા બેસે તે

૭ મો–વાંચતી વખતે રમત ન કરે તે

બાપુ–તમારા બધાંના ઉત્તર તો ઠીક છે, પણ હજુ મેં ધાર્યો છે તે ઉત્તર કોઈએ નથી આપ્યો (બીજા બે ત્રણના ઉત્તર ઉપરના જેવાજ આવે છે

નીલકંઠ–જેનામાં વિનય હોય તે.

બાપુ–(પ્રસન્ન થઇ) સાવ સાચું. બહુ સારો ઉત્તર આપ્યો. હું કહેવા જતો હતો કે જે શિક્ષકની પ્રીતિ સંપાદન કરે તે સારામાં સારૂં શિક્ષણ મેળવે, વિનયી હોય તેની ઉપર શિક્ષકની પ્રીતિ થાય જ એટલે તેં બહુ સારો ઉત્તર આપ્યો, પણ તારો ઉત્તર પૂરો નથી. વિનય સાથે ઉદ્યોગ પણ જોઈએ. એટલે વિનયી અને ઉદ્યોગી હોય તે શિક્ષકની પ્રીતિ સંપાદન કરે અને વધારેમાં વધારે જ્ઞાન મેળવે.

(સ્મૃતિ પરથી) (હસ્તલિખિત અરૂણોદયમાંથી)




ગુરુદયાલ મલ્લિક

ગાંધીજી સોનેરી જીવનમાં ખાધેલી ભગવદ્‌ગીતા હતા. ગુરુદેવ ઉપનિષદોની સચિત્ર આવૃત્તિ હતા. એક ધર્મનો ઉપાસક બીજો સૌંદર્યનો પણ બન્ને જ સાથે જોકે જુદાજુદા ખૂણામાં એક જ સત્યના મંદિરમાં ઉપાસના કરતા.

ગાંધીજીએ સેવાનું સંગીત રેંટિયાની ધુનની સાથે ગાયું ગુરુદેવે પોતાનું જીવન સંગીતની સેવામાં ખર્ચ્યું. એકે મનુષ્ય જાતિના દુઃખી દિલને દિલાસો આપ્યો બીજાએ મનુષ્યના આત્માને આનંદ આપ્યો. પણ બન્ને એક જ સાથે પ્રેમના મોહિત કુંજોમાં ફર્યા

ગાંધીજીએ નીતિના અનંત માર્ગે ચાલતા ચાલતા પ્રભુનો રસ્તો લીધો ગુરુદેવે પ્રેમની હજૂરીમાં આનંદથી નૃત્ય કર્યું અને પ્રભુના દિલનો શુભ માર્ગ મેળવ્યો

એકે કમળમાં જે વિજળીનું બળ છે એના પર ધ્યાન ધર્યું બીજાએ વિજળીના બળમાં જે કમળ છે તેના પર પણ બન્નેએ સત્યના બે બાજુ જે છે—મૃદુ અને રૂ નમ્ર અને શક્તિશાળી એનું જ્ઞાન મેળવ્યું

ગાંધીજીની નજરમાં આ જગત પ્રભુની એક અહિંસા હતી ગુરુદેવને માટે જગત ભગવાનનો એક બગીચો હતો પણ બન્નેએ અવિરત કાર્યમાં જીવન ગાળ્યું એકનું કામ હતું આનંદમય કરવાનું બીજાનું કામ હતું આનંદ ઉપજ કરવું

ગાંધીજી એમ માનતા કે વ્યક્તિગત સમસ્યા એ જગતની સમસ્યા છે ગુરુદેવ એમ માનતા કે જગત સમસ્યા એ વ્યક્તિગત સમસ્યા છે પણ બન્ને જાણતા કે જીવન એક સીધી લીટી નથી પણ વર્તુલ છે

એકે એમ ધાર્યું જીવન એ સંગેમરમરનો સ્થૂળ ટુકડો છે બીજાએ એમ ધાર્યું જીવન એ પ્રેમ અભિસાર છે એટલે ગાંધીજીએ તે અણઘડ ટુકડામાંથી મૂર્તિકારની જેમ એમ સુંદર મૂર્તિ ઘડી બીજાએ પુરૂષ: અને પોતાની પ્રિયાની વેણીમાં ફૂલગાંઠો પણ બન્નેએ જીવનને સ્વીકાર્યું એકે સેવક રૂપે બીજાએ સંગીતકાર તરીકે એકે દાસી રૂપે બીજાએ કુમારી રૂપે.

એવી રીતે ગાંધીજી અને ગુરુદેવ બન્ને પ્રભુના દિલના બાગમાં ઉગ્યા. જે દિવ્ય માનવ દિલ છે એટલે તેઓની જીવનની ફોરમ અમર રહેશે. જેમ ભગવાન અમર છે

# બાપુના પત્રો

રાષ્ટ્રીયશાળા રાજકોટ
તા. ૧૬–૨–૪૮

ચિ. ભાઈ નવીન,

પૂ. બાપુએ ૩૨ ની સાલમાં યરવડા જેલમાં હરિજન ને હિન્દુ સમાજથી અલગ ગણવાના સરકારના પગલાને અટકાવવા અનશન આદરી પોતાનો દેહ હોડમાં મુકેલ, તે દિવસે આશ્રમવાસીઓને ૬૨ પત્રો લખેલ તેમાં મારા ઉપરનો મુખ્ય પત્ર "પ્યારાબાપુ"ના અંક માટે મોકલું છું.

સિ. કાકાના આશીષ.

યરવડા–મંદિર
તા. ૧૮–૯–૩૨.

ચિ. નારણદાસ,

હમણાં બે વાગ્યા છે, મૌન લીધું છે. રોટી બાબત તમારો કાગળ મળ્યો છે. સાપ્તાહિક ટપાલ તો મળી જ છે. તમે લખો છો તેમ ઇશ્વરની કળા અકળ છે. હું તો માનું છું કે તે જેમ નચાવી રહ્યો છે તેમ નાચું છું. એટલે કશો બોજો મન ઉપર નથી લાગતો. એમજ છેવટની પરીક્ષામાં પસાર થાઉં તો ? જેમ તે રાખશે તેમ–રહીશું. હું ઇચ્છું છું કે ત્યાં બધાં અંત લગી ઉલ્લાસિત જ રહે ને નિયત કર્મોમાં વધારે પરોવાએલા રહે, વિહ્વળ ન બને. કાલે શું ખબર આવશે તેનો વિચાર ન કરે. જે બનવાનું હોય તેને સારૂં તૈયાર રહે. એમ રહેવાનો ધોરીમાર્ગ એક તે, તે ક્ષણના કાર્યમાં મસ્ત રહેવું. મને કશી ખબર નથી કે મંગળવારે શું થવાનું છે. .... ... ... ( અંગત સુચના ) ... ... ...
રાતના ૮–૩૦ વાગે ... ... ... ... ( અંગત સુચનાઓ ) ... ...
... ... ... મૌનવાર–સવારની પ્રાર્થના કરી, થોડું ફરી આશ્રમની ટપાલ લખી રહ્યો છું. લખતો જાઉં છું તેમ તે વધતી જાય છે. લખાશે તેટલી લખીશ. જેને કાગળ ન મળે તે નિરાશ ન થાય. જેની પ્રજા મોટી હોય તેના સુખનો યે પાર નથીને દુઃખનો યે પાર નથી. જેને કાગળ ન મળે તે જેને મળ્યો હોય તેનો દ્વેષ ન કરતાં એમ માને કે એકને મળે તે બધાંને મળ્યા બરોબર છે. આવી ઝીણી બબતોમાયે જે હું તું નો ભેદ ભૂલતાં શીખશે તેજ છેવટનો ભેદ ભૂલી શકશે. જેને એકડો નહિં આવડે તે કરોડોના હિસાબ કદી નહિં કરી શકે. હું તો જેટલા કાગળ લખાય તેટલા લખી અત્યારે આશ્રમની સાથે અનુસંધાન કરી રહ્યો છું, ત્યાંથી પ્રાણ સિંચી રહ્યો છું. ને ત્યાં આશ્રમને સિંચન કરાવી રહ્યો છું. આ વખતના ઘણાખરા બધા કાગળ આ સાથે જ મોકલું છું. બધાં વાંચી જજો. આશ્રમના કાર્યક્રમની ઘટમાળ એક ક્ષણને સારૂ પણ તૂટવા ન દેતા. કોઈ વિચારમાં કે શોકમાં નજ પડે. પણ સહુ પૂર્ણાહુતીને સારૂ યોગ્યતા મેળવવાની સતત તૈયારી કરે. મારી પોતાની યોગ્યતા પણ સિદ્ધ થાય ત્યારે ખરી. સોલનનું કથન સોની ટચનું છે 'તેના મૃત્યુ પહેલા કોઈ ભલા કે સુખી આંકી શકાય.જ નહિ.' કોને ખબર કે મારૂં તપ આસુરી નથી. ક્યાંક ઉંડે ઉંડે દ્વેષ કે રોષ હશે, સ્વાર્થ હશે તો તે આસુરી તપ ગણવું જોઇએ, અને તેથી જગતને સારૂ ભાર રૂપ હોય. મારે વિષે તમે બધાં એટલી સાક્ષી જરૂરપૂરી શકશો કે, 'જો દ્વેષાદિથી આ વ્રત લેવાયું હોય તો તેનું તેને તો લેશ પણ . જ્ઞાન ન હતું. નિર્દોષ જાણીને જ તેણે તે વ્રત આદર્યું હતું.' આ બધું મારૂં લખવું અનાવશ્યક પણ હોય. પ્રજા અત્યારે જે પરિશ્રમ કરી રહેલ છે તે ફળે ને મારા અપવાસને છેવટ લગી ન જવું પડે એમ પણ બને એવું થાય તો ઠીક જ છે. એમ થશેજ, એવું ધારીને આ કાગળ ન લખાય. દેહ છુટશે એમ ધારીને મારે આ કાગળ લખવો ઘટે છે. ... ( અંગત સૂચનાઓ ) ... ...

સાંજના ૪–૧૫ વાગે મૌનવાર,

બાપુના આશીર્વાદ.



(ધીરેન ગાંધી)

"મારી ઘણી ભૂલચૂકોને માટે હું ભવિષ્યની પ્રજાના શાપને પાત્ર બનતો હોઉં, પણ રેંટિયાને સજીવન કરવાની સલાહ આપવા સારુ તો તેઓ મને આશિષ જ આપશે એવો મારો અચળ વિશ્વાસ છે. એના ઉપર મારું સર્વસ્વ હું વારી જાઉં છું કેમકે રેંટિયાને આંટે આંટે શાંતિના, પ્રીતિના ને બંધુભાવના તાર કંતાય છે અને એ સાથે જ, જેમ તેના નાશથી હિંદની ગુલામી આવી તેમ તેનું સ્વેચ્છાપૂર્વક પુનર્જીવન હિંદુસ્તાનને મુક્તિ પણ આપશે જ

# બાપુની અભયતા

## ( આપણી દીવાદાંડી )

નવીન ગાંધી

ઘણા જ્ઞાની સંતોએ કહ્યુ છે કે આપણે તો આ દુનિયામાં 'મુસાફરો' છીએ વાત તો સાચી છે. અહીં તો આપણે ચંદરોજ ને માટે જ છીએ પછીથી મરતા નથી, પણ આપણે દરેક પોતપોતાને ઘેર જઈએ છીએ પૂ. બાપુ પણ આવા મુસાફર હતા. તેઓએ તો જીંદગીના દરેક ક્ષેત્રમાં મુસાફરી કરી લોકોને ઢંઢોળી જાગ્રત કર્યા અને આખી દુનિયામાં પોતાની દયાનીમાંજ પ્રકાશ ફેલાવી ઘેર ગયા.

કેટલો અદ્ભૂત વારસો તેઓ મુકતા ગયા છે ? આવા મુસાફરો તો ભાગ્યેજ દુનિયામાં દર્શન દે છે. દુનિયામાં આવ્યા અને મુસાફરી શરૂ કરે તે પહેલા તો તેઓ સત્યના ઉપાસક બની ગયા આ ઉપાસના 'અભય'ના બાગે દિવસે દિવસે વિકસાવા લાગી અને બાપુ જેમ જેમ મુસાફરી કરતા ગયા તેમ તેમ તેઓને નવા રત્નો લાધ્યા. એ અમૂલ્ય રત્નોને મન, વચન અને કર્મથી વણી બાપુ મુસાફરોમાં શીરોમણી બન્યા.

'અભય' એ તેઓની દીવાદાંડી હતી. પણ જોતજોતામાં તો તેઓજ હિન્દની દીવાદાંડી સમા બની ગયા. બાળક, બુઢ્ઢા, સાજામાંદા, યુવાનયુવતીઓ બધાય એ દીવાદાંડીમાંથી પ્રકાશ મેળવી જીવનમાં નવો વેગ, એક અનેરૂં ચેતન આણ્યું અને સાથે સાથે હિન્દનું ઘડતર પણ શરૂ થયું.

કથાકાર તો પોતાની સર્જન શક્તિથી ચિત્રો, કવિતા રચી લોકોને પ્રેરણા આપે પણ આપણા રાષ્ટ્રપિતા તો લોકોના જીવનનું ઘડતર શરૂ કરી સાચા માણસો રચ્યા, એ કેટલા મહાન ચિત્રકાર હોવા જોઈએ ! !

પંચ મહાભૂતોનું બનેલું બાપુનું શરીર તો આજે આપણે નથી જોઈ શકતા પણ તેઓ જે અદ્ભૂત વારસો મૂકતા ગયા છે, તેને દીવાદાંડી ગણી એમાંથી પ્રકાશ મેળવી કાર્યમાં ઉતારશું તો તેઓનો આત્મા તો એ દીવાદાંડીમાં રહીને જ એ પ્રકાશના કિરણો તો સતત ચારે દિશામાં લોકોને શાન્તિ અને સુખનો રસ્તો બતાવી રહ્યા છે

આપણું કેટલું સદ્ભાગ્ય છે કે એ દીવાદાંડી આપણા દેશમાં છે ને આપણે તેના વારસદાર છીએ જો એ દીવાદાંડીના પ્રકાશમાં આપણું નાવ નહીં ચલાવતા આપણા ખોટા અભિમાનમાં નવા પ્રકાશની શોધમાં નીકળશું તો ચોક્કસ આપણું પતન છે, અને સાથે સાથે જે પ્રકાશના કિરણોથી પ્રેરણા મેળવી આપણે આઝાદી મેળવી છે, તે આઝાદી પણ આંખના પલકારામાં ગુમાવી બેસશું.

આપણા રાષ્ટ્રપિતાએ જીવનના દરેક કાર્યમાં 'અભય'ને દીવાદાંડી ગણી તેમાંથી ૧૦ પ્રકાશના કિરણો રચ્યા છે આ પ્રકાશમાંથી પ્રેરણા મેળવી ને શક્તિવંત થઈ જઈ બાપુના દર્શન કરીએ તો કેવું સારૂં ! ! !

સૌથી પહેલું કિરણ તે સત્ય પછી અહિંસા, બ્રહ્મચર્ય, અસ્વાદ, અસ્તેય, અપરિગ્રહ, અસ્પૃશ્યતા–નિવારણ, જાતમહેનત, સર્વધર્મસમભાવ, અને સ્વદેશી.

'અભય'ને અહીં મુખ્ય ગણ્યું છે. એટલે બાપુના શબ્દોમાંજ એ વિષે પહેલા વિચારીએ.

"અભય વિના બીજી સંપત્તિઓ ન સાંપડે. અભય વિના સત્યની શોધ કેમ થાય ? અભય વિના અહિંસાનું પાલન કેમ થાય ? "હરિનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જોને"

સત્ય એજ હરિ, એજ રામ, એજ નારાયણ, એજ વાસુદેવ કાયર એટલે ભયભીત બીકણ, શૂરો એટલે ભયમુક્ત, તલવારાદિ કસેલો નહિ તલવાર શૂરની સત્તા નથી. બીકની નિશાની છે.

અભય એટલે બાહ્ય ભયમાત્રથી મુક્તિ. મોતનો ભય, ધનમાલ લૂંટાવાનો ભય, કુટુંબ પરિવાર વિષેનો ભય, રોગનો ભય, શસ્ત્રપ્રહારનો ભય, આબરૂનો ભય, કોઈને ખોટું લગાડવાનો ભય, એમ ભયની વંશાવળી

જેટલી લંબાવીએ-તેટલી લંબાવી શકાય. એક માત્ર મોતનો ભય જીત્યો એટલે બધા ભયો જીત્યાં એમ સામાન્ય રીતે કહેવાય છે; પણ એ બરાબર નથી લાગતું. ઘણા મોતનો ભય છોડે છે. છતાં નાના પ્રકારનાં દુઃખોથી નાસે છે.

કોઈ પોતે મરવા તૈયાર હોય છે, પણ સગાં-વહાલાંનો વિયોગ સહન નથી કરતા. કોઈ કૃપણ આ બધું જતું કરશે, દેહ જતો કરશે, પણ એકઠું કરેલું ધન છોડતાં હેબતાઈ જશે. કોઈ પોતે માનેલી આબરૂ, પ્રતિષ્ઠા સાચવવા અનેક કાળાંધોળાં કરવા તૈયાર થશે ને કરશે. જગતની નિંદાના ભયથી કોઈ સીધો માર્ગ જાણતા છતાં લેતાં અચકાશે. સત્યની શોધ કરનારે આ બધા ભયોને તિલાંજલિ દીધેજ છૂટકો. હરિશ્ચંદ્રની જેમ પાયમાલ થવાની તેનામાં તૈયારી હોવી જોઇએ. હરિશ્ચંદ્રની કથા ભલે કાલ્પનિક હોય, પણ આત્માર્થીમાત્રનો એ અનુભવ-છે; એટલે એ કથાની કિંમત કોઈ ઐતિહાસિક કથા કરતાં અનંતગણી વધારે છે, ને આપણે સહુને સંઘરવા, મનન કરવા યોગ્ય છે.

અભય વ્રતનું સર્વથા પાલન લગભગ અશક્ય છે. ભયમાત્રથી મુક્તિ તો જેને આત્મસાક્ષાત્કાર થયો હોય તેજ પામી શકે. અભય અમૂર્છ સ્થિતિની પરાકાષ્ઠા છે. નિશ્ચય કરવાથી, સતત પ્રયત્ન કરવાથી અને આત્મા ઉપરની શ્રદ્ધા વધવાથી અભયની માત્રા વધી શકે છે. મેં આરંભમાંજ કહ્યું છે કે આપણે બાહ્ય ભયોથી મુક્તિ મેળવવી છે. અંતરમાં જે શત્રુ રહ્યા છે તેમનાથીતો ડરીનેજ ચાલવાનું છે.

કામ ક્રોધાદિનો ભય ખરો ભય છે. એને જીતી લઇએ તો બાહ્ય ભયોનો ઉપદ્રવ એની મેળે ટળે. ભય માત્ર દેહને લઇને છે. દેહ ઉપરનો રાગ ટળે તો સહેજે અભય પ્રાપ્ત થાય. આમ-વિચાર કરતાં આપણે જોઇ શકીએ છીએ કે ભયમાત્ર આપણી કલ્પનાની સૃષ્ટિ છે. પૈસામાંથી કુટુંબમાથી, શરીરમાંથી 'મારા'પણું કાઢી નાખીએ એટલે ભય કયાં છે!

**तेन त्यक्तेन भुंजीथा:** એ રામબાણ વચન છે. કુટુંબ, પૈસો, દેહ જેવાં ને તેવાં રહે. તેમને વિષેની આપણી કલ્પના બદલવી રહી. એ "આપણાં" નથી, એ "મારાં" નથી, એ ઇશ્વરનાં છે "હું" પણ તેનો છું; "મારૂં" એવું આ જગતમાં કંઇ જ નથી. પછી મને ભય શાને વિષે હોઇ શકે? તેથી ઉપનિષદ્‌કારે કહ્યું, 'તેનો ત્યાગ કરીને તે ભોગવ.' એટલે આપણે તેના રખેવાળ રહીએ. તે તેની રક્ષા કરવા પૂરતી શક્તિ અને સામગ્રી આપી દેશે. આમ સ્વામી મટીને સેવક થઇએ. શૂન્યવત્ થઇને રહીએ તો સહેજે ભયમાત્ર જીતીએ, સહેજે શાન્તિ મેળવીએ, સત્ય-નારાયણનાં દર્શન કરીએ."

ઉપલા બાપુના વિચારો પરથી જોઇ શકશું કે 'અભય' વિના બીજા ગુણોનો વિકાસ શકય નથી.

બાપુને આ સંપત્તિ સત્યની ઉપાસના કરતા સાંપડી. ઇશ્વર ઉપરની અવિચલ શ્રદ્ધાથી તે પ્રકાશી ને છેવટની ઘડી સુધી દેહનો નાશ થયો છતાં એ પ્રકાશતો ઘટવાને બદલે વધ્યો ને સદાય અમર રહેશે.

(ચાલુ)

---

## પ્રભુના દિલના બાગનો
# મા ળી

### શુ. મ.

સરહદની બે બાજુ હથિયાર સજ્જ સૈનિકો ઉભા છે. એમના દિલમાં વેર છે, આંખમાં ખુન્નસ છે.

મારો, મારો કોઇ ગેબી અવાજે—જે રાક્ષસી વૃત્તિ અતિશય લોભ અને અન્યાયના પડદાની પાછળ છુપાયેલી હતી—હુંકારો કર્યો.

ટુંક સમયમાં બંને બાજુના બગીચાઓ સામસામ બની ગયા.

સ્વર્ગની ચાંદીની વાડથી કોઇએ આ ભયાનક દશ્ય ભાઇ ભાઇને મારે છે, કાપે છે, જોયું અને આંખોમાંથી ધગધગતા આંસુ પડવા મંડયા.

તમે રસ્તાની પાસે, એકલા ને અદશ્ય ઉભા હતા. તમારી આંખો આકાશ તરફ તાકી રહી હતી. તમે એ આંસુઓમાંથી થોડાં ઉપાડી લીધા. અને પોતાના હૈયામાં એને સાચવી રાખ્યા. કારણકે તે આંસુઓ તમારી નજરમાં પ્રભુનો મનુષ્ય જાતિ માટે પ્રેમની એક નિશાની હતી.

તમારી આત્માની તારાજ્યોતિ અને શાંતિમાં એ આંસુઓ ભગવાનની એક બત્તી બની ગયાં એ બત્તીની જ્યોતિમાં સૈનિકોએ, જે કાલ સુધી ભાઇ ભાઇ હતા, જાણી લીધું કે તેઓએ પોતાના માથા પર કાતિલ કલંક લગાડયું છે.

ત્યારે તે રડયા અને પશ્ચાતાપથી થથરી ઉઠયા.

તરત પોતાના શસ્ત્રો જમીનમાં ખોસી દીધા અને તે જમીનપર પ્રાયશ્ચિતનું પાણી રેડયું.

સરહદની બંને બાજુના બાગ ફરીથી ફુલ અને સૌંદર્યથી ખીલી ઉઠયાં.

આ તમારૂંજ કામ હતું. તમને પ્રણામ હો! હજાર વાર પ્રણામ હો! તમે પ્રભુના દિલના બાગના માળી છો.




सुकविता यद्यस्ति, राज्येन किम्?

જો હૃદયને સ્ફુરે એવી કવિતા રચવાની શક્તિ હોય તો પછી રાજસત્તા ભોગવાની જરૂર શી?

परेषां चेतांसि प्रतिदिवसमाराध्य बहुधा
प्रसादं किं नेतुं विशसि हृदय! क्लेशकलिलम्।
प्रसन्ने त्वय्यन्तः स्वयमुदितचिन्तामणिगुणे
विमुक्तः संकल्पः किमभिलषितं पुष्यति न ते॥

હે હૃદય! રોજ ઊઠીને પારકાનાં ચિત્તોની અનેક રીતે આરાધના કરી તેમને પ્રસન્ન કરવા માટે તું શા માટે આ મહા ક્લેશનો કાદવ ખૂંદે છે? તું જો પોતે અંદરથી જ પ્રસન્ન થાય તો તારામાં ચિંતામણિના ગુણોનો ઉદય એની મેળે થશે, અને પછી તારો અનાસક્ત સંકલ્પ તારી કઈ ઇચ્છા પરિપૂર્ણ નહિ કરે?



क्षान्तिश्चेत् कवचेन किम्?

માણસમાં જો ક્ષમા હોય તો આત્મરક્ષણ માટે કવચ કે બખ્તરની શી જરૂર?

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णा-
स्त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः।
परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः॥

મન, વચન અને શરીરમાં જેઓ પુણ્યામૃતથી ભરેલા છે, ઉપકારની પરંપરાથી ત્રણે લોકને જેઓ પ્રસન્ન કરે છે અને પારકાના રાઈ જેવડા અલ્પ ગુણોને પર્વત જેવડા મોટા કરી બતાવી જેઓ પોતાના હૃદયકમળનો વિકાસ સાધે છે, એવા સંત પુરુષો કેટલા હશે!

"સદ્બોધશતકમ્" માંથી



( ૪ થા પાનાથી ચાલુ )

તેથી સુકૃતે પોતાની પ્રજાને વિષે ઉપર પ્રમાણે માગણી કરીને પોતાની પ્રજાને ચેતાવીને તેની પાસેથી કેવી આશા રાખી હતી તે જણાવ્યું, મહાજનને મીઠો ઠપકો આપ્યો, કેમકે મહાજનને સુકૃતને તેની ભલમનસાઈને સારૂં દંડ દીધો હતો. સુકૃતે પોતાના દીકરાને પોતાનો માર્ગ લેવાનું સૂચવી એમ જણાવ્યું કે જે માર્ગ તેણે એથેન્સના શહેરીઓને બતાવ્યો તે તેના દીકરાને સારૂ પણ હતો, અને તે એટલે લગી કે જો તેઓ તે માર્ગે ન જાય તો ભલે તેઓ દંડને યોગ્ય ગણાય."

૨૯–૨–૩૨

(૨)

" ધ્રુવં જન્મ મૃતસ્ય ચ નો અર્થ હું બેસાડું છું. તે વિદ્વાનની દૃષ્ટિએ કશા કામનો ન હોય એમ સંભવે. પણ એનો અર્થ આત્મા અને દેહ બન્નેને સારૂ લાગુ પડાય. અમૂર્છિત આત્મા નથી જન્મતો નથી મરતો પણ જે તેને મરનારો માને છે તેણે તેને ફરી જન્મવાવાળો માન્યેજ છૂટકો કેમકે આ જગતમાં સર્વથા નાશ કશી વસ્તુનો નથી. જડ દેહનો પણ નથી. દેહ એક રૂપ મરી બીજે રૂપે અવતરશે. તેનુ રૂપાંતર થયા જ કરવાનું. દેહ ભસ્મ થયા પછી તેના પરમાણું રૂપે પણ સ્થિત નહિં રહે

કેમકે પરમાણુંનું પણ રૂપાંતર થવાનું છે. "ઘાટ ઘડિયા પછી નામ રૂપ જુજવાં અંતે તો હેમનું હેમ હોયે."

(૩)

"કયા માત હર હાલતમેં અતિ, દુઃખસે મુક્તિ નહીં હૈ ? અમર હૈ તો શોક કયોં ?"

(૪)

'જન્મ ઔર મરણ શાયદ એક હી સિક્કે કી દો બાજૂ નહીં હૈ ? એક તરફ દેખો તો મરણ ઔર દુસરી તરફ જન્મ. ઇસમેં દુ:ખ કયોં ? હર્ષ કયો ?"

(૫)

જો જન્મ મરણ કી બાત સહી હો તો ઔર હૈ તો હમ કયોં મૃત્યુસે જરાભી ડરેં ? કયો મૃત્યુસે દુઃખી હોં ઔર જન્મસે ખુશ હોં ? પ્રત્યેક મનુષ્ય યહ સવાલ અપને સાથ કરે."

(૬)

મૃત પ્રિયજનનું સ્મરણ કેમ કરવું ? એ વિષે લખતા બાપુ લખે છે. "મારો દૃઢ વિશ્વાસ છે કે તેઓ મરતા નથી. શરીર મરે છે, પણ તેઓનુ સ્મરણ તો કાયમ રાખવાનું જ છે. તેઓના બધા ગુણો આપણામા યથા શક્તિ ઉતારીને, તેઓની શુભ પ્રવૃત્તિ અપનાવીને, અને એમાં વૃદ્ધિ કરતા રહીને, તેઓની સમાધિ પર ફુલાદિ રાખી એ સ્મરણોને વધારવા માટે. જો તેઓના ગુણને ન અપનાવતા ફક્ત ફુલાદિ સમાધ પર રાખી સંતુષ્ઠ રહેશું તો હું તો એને મૂર્તિ પૂજાજ કહીશ."

(૭)

"પૃથ્વી આ વિશ્વમંડળમાં કણુસમાન છે. તે કણ ઉપર આપણે દેહરૂપે તુચ્છ કણ છીએ આપણે એક દરમાં રહેતી કીડીને ગણવા અસમર્થ છીએ કીડીનાં કરતાં નાનકડાં જંતુઓને તો આપણે જોઈ પણ શકતા વિરાટ પુરૂષની પાસે તો આપણે જંતુ કરતા પણ ઝીણાં છીએ તેથી આ દેહને ક્ષણભંગુર કહેલ છે. તે અક્ષરશ બરોબર છે. મોહ શો ! તેને સારૂ એક પણ જીવને આપણે દૂભવીએ ? કાચના કરતાં પણ નબળા બરં નિભાવવા સારૂ ઉધમાત શાને મચાવીએ ? મો એટલે એવા દેહમાંથી જીવનું ઊડી જવું. મોતનો ભય શાને ? એની ક્ષણ-દૂર રાખવા કે મહાપ્રપંચ શાને ? આ બધું ફરી ફરી વિચાર હૃદયથી નાનમોટાં બધાંય મરણનો ભય છોડીએ, દેહમાં રહીને તે રહે ત્યાં લગી તેને સેવાના કાર્ય ઘસી નાખીએ."

(શ્રી. નારણદાસભાઈ ગાંધીના સંગ્રહમાંથી)




## મણકો—૧લો—રેંટિયો.

પૂજ્ય બાપુના બધા લેખોના મણકાઓમાંથી વીણેલા મોતીઓને શું નામ આપવું? મોતીઓનો તો હાર જ સુંદર લાગે ને? તો આપણે આને ગાંધીમાળા નામ આપીએ તો ખોટું નહિ ગણાય. આ માળા આપણે શ્રદ્ધાથી ફેરવીશું તો તેમાં આપણે સાચા સ્વરાજ્યનાં દર્શન કરી શકશું, ગીતાના કૃષ્ણના દર્શન કરી શકશું અને તુલસીદાસજીના રામ પણ આમાંથી જ જડશે રેંટિયો, સ્વદેશી અસ્પૃશ્યતા, હરિજન ઉદ્ધાર, હિંદુમુસલમાન ઐક્ય પ્રાર્થના બ્રહ્મચર્ય વગેરે આ માળાના મણકાઓ છે આ બધા મણકા બાપુની દૃષ્ટિએ સરખા કિંમતી છે. બાપુ આ માળા ફેરવતા જ આપણને રામરાજ્યના દર્શન કરાવવાના હતા. પણ એક વિનાશમય પળ આવીને એ માળા ફેરવનારો ચાલ્યો ગયો. માળા રહી ગઈ બાપુ પાછળ અંજલિઓ અને આંસુઓનાં ધોધમાં એ માળાને વહેવડાવી ન દેતા એને આપણે ફેરવતા શીખીએ એ ફેરવવા મહેનતનાં, પરસેવાના ટીપાં પાડવા રહ્યાં. માટે ચાલો આપણે આંસુનાં ટીપાં સૂકવીને મહેનતનાં, પરસેવાનાં ટીપાં પાડીને એ માળાને ફરતી રાખીએ

—શ્રી. ગાંધી.

(૧)

"રેંટિયા પર બેઠાના એકેએક તારમાં મને મારો રામ રમતો દેખાય છે અને તેમાંથી સ્વરાજના દર્શન થાય છે ચાળીસ કરોડ હાથોએ કાંતેલા સૂતરના તારના સામર્થ્ય ને પ્રભાવનો હું ખ્યાલ કરું છું ત્યારે મારું દિલ આનંદથી ઊભરાઈ જાય છે. પણ તમે હસશો ને કહેશો કે, જવા દો એ વાત! વીસ કરોડ હિન્દીઓ કાંતવા માંડે, એ બનવાનું જ નથી! પણ આ શક્યતા માનવાનો ઇન્કાર કરીને આપણે આપણું અજ્ઞાન નથી બતાવતા? આપણી શ્રદ્ધાની ખામી નથી સાબિત કરતા? આપણી આખી વસ્તીમાંથી અર્ધો ભાગની સંખ્યા રોજ એક કલાક કાંતે, એવી અપેક્ષા રાખવામાં શું કંઈ અસંભવિત છે? આપણી માતૃભૂમિને કાજે આટલો ત્યાગ કરવાની પણ આપણી તૈયારી કે શક્તિ ન હોય, તો આપણે તેને વિષેના પ્રેમની જે વાતો કરીએ છીએ, તેમાં શો અર્થ છે?"

૨૨—૯—૧૯૪૬

(૨)

"આખી દુનિયાને માટે રેંટિયાનો સંદેશો છે. પણ જ્યાં લગી હિન્દુસ્તાન પોતે રેંટિયાને પૂરેપૂરો અપનાવે નહીં, અને તેમ કરી દુનિયાની આગળ પ્રત્યક્ષ અમલી દાખલો રજૂ કરે નહીં, ત્યાં લગી એ કેમ બને ? આજે હિન્દુસ્તાને રેંટિયાને પૂરેપૂરો પોતાનો કર્યો છે, એમ ન કહેવાય. એમાં ખામી રેંટિયાની નથી. મને રજભાર શંકા નથી કે, હિન્દુસ્તાનનો બલકે આખી દુનિયાનો ઉદ્ધાર અને તેમની સલામતી રેંટિયામાં રહેલી છે. હિન્દુસ્તાન યંત્રનું ગુલામ બન્યું, તો પછી દુનિયાને માટે બચાવનો આરો નથી, એક ઈશ્વર જ તેને બચાવી શકશે."

૧૭-૧૧-૧૯૪૬

(૩)

"ગમે તેવા તોફાનમાં ગમે તેટલા લોકો ફસાયા હોય, તો પણ જેમને શાંતિ પર ઇતબાર છે, તે રેંટિયાને ને ખાદીને કેમ ભૂલશે ? ખાવાનું આપણે ભૂલીએ કે છોડીએ, રેંટિયો થોડો જ ભુલાય છે કે છોડાય છે !"

૧૫-૯-૧૯૪૬

(૪)

"રેંટિયાનો વ્યાપક અર્થ કરીને મેં તેને અહિંસાના પ્રતીક તરીકે ઓળખાવ્યો છે. એ પ્રતીક આજે લોકોના મનમાંથી ભૂંસાઇ ગયું લાગે છે. નહીં તો આજે ભાઇ ભાઇ વચ્ચે ચાલી રહેલી કતલો અને એવા બીજા બનાવો જોવાનો આપણને વારો કેમ આવે ? કોઇ કોઇ વાર હું મારી જાતને પૂછું છું કે ભલા, આ બધું ચરખા જયંતીની ઉજવણી સદંતર બંધ કરવાને પૂરતું નથી શું ? પણ મારા અંતરમાં ઊંડે ઊંડે એવી ઉમેદ છુપાઈ રહી છે કે રેંટિયાના અસલ સંદેશને વફાદાર લોકો હજી છૂટા છૂટા વેરાયેલા પડ્યા હશે."

તા. ૧૯-૧૦-૧૯૪૭

"મારી શ્રદ્ધા રેંટિયાને વિષે હતી તેવી જ છે. હું જરૂર માનું છું કે જો હિન્દુસ્તાન રેંટિયો નિરંતર ચલાવવાનો ધર્મ સ્વીકારે, પરદેશી કાપડનો ત્યાગ કરે, ખાદી પહેરે ને હમેશાં કાંતતાં ઇશ્વરની પાસેથી સહાય માગે તો એટલું જ કરવાથી આપણે સ્વરાજ લઈ લઇએ."

૨-૨-૧૯૨૨

"બધી સ્ત્રીઓ જ્યાં સુધી કાંતતી નથી થઈ ગઇ ત્યાં સુધી બધા પુરુષો પણ જો કાંતવા નહિ લાગી જાય અને આળસમાં વખત ગુમાવશે તો આપણે મરવાના છીએ આપણે મરવું તો છે જ પણ જ્ઞાનપૂર્વક, પવિત્ર થઇને મરવું છે. તે માટે નિરંતર હાથમાં માળા જોઈએ; અને રેંટિયાની માળા એ જ સાચી માળા છે."

૨-૨-૧૯૨૨

(૭)

"હિન્દુસ્તાનમાં સાંચાકામ દ્વારા બીજા કોઇ પણ ઉદ્યોગની ખીલવણી કરવામાં આવે તે સામે મારે કશું કહેવાનું નથી, પણ એટલું તો હું કહું જ છું કે હિન્દુસ્તાનના મુખ્ય મુખ્ય શહેરોમાં ઉભાં થયેલા ગંજાવર ભઠીઆરાં મારફતે દેશને રોટલા સસ્તે ભાવે પુરા પાડવા અને ઘરના ચુલાનો નાશ કરવો એ જેટલી ભયંકર ભૂલ તેટલીજ વિનાશક ભૂલ દેશ બહાર અથવા દેશની અંદર રાક્ષસી મીલો દ્વારા ઉત્પન્ન થયેલા કાપડથી હિન્દુસ્તાનને ઢાંકવામાં રહેલી છે."

તા. ૧૧-૮-૧૯૨૮

(૮)

"હું તો માનું જ છું, કે મારી સર્વ બાહ્ય પ્રવૃત્તિઓમાં રેંટિયો એ સૌથી વધારે સ્થાયી અને કલ્યાણકારી છે. હિન્દુસ્તાનનાં લાખો ઘરોના આર્થિક દારિદ્રના પ્રશ્નનો ઉકેલ રેંટિયાથી આવશે અને રેંટિયો એ દુકાળની સામે અસરકારક વીમારૂપ છે એ મારા કથનનું સમર્થન કરવાને અત્યારે મારી પાસે પુષ્કળ સાબિતી છે."

તા. ૧૫-૨-૧૯૨૨

(૯)

'હિન્દુસ્તાનનું તારણ શાન્તિ વિના અશક્ય છે, કેમ કે શાંતિ વિના હિન્દુસ્તાન એક ન થાય, શાન્તિ વિના રેંટિયા ન ચાલે. હિન્દુ મુસલમાન એકતા વિના ને રેંટિયા વિના હિન્દુસ્તાન એક ડગલું પણ આગળ ન જઇ શકે હિન્દુ મુસલમાન એકતા એ હિન્દુસ્તાનના પ્રાણ છે, રેંટિયો શરીર છે બન્નેની જડ શાન્તિમા રહેલી છે"

૫-૩-૧૯૨૨

(૧૦)

"જ્યા સુધી હિન્દુસ્તાનમા રેંટિયો ચૂલાની જેમ સર્વવ્યાપક ન થાય ત્યા સુધી હિંદુસ્તાન ફરી આબાદ થાય એ હું અસંભવિત માનુ છું" ૫-૩-૧૯૨૨

'હિંદુસ્તાનને કોઈ મફત રાંધી આપે તો પણ જેમ ઘરના ચૂના કાઢી નાખવા પોષાય નહિ, તેમ જ રેંટિયો કાઢ્યો પોષાયો નથી. 'ચૂલામાં કેટલી ઉપાધિ'! ઘેર ઘેર ચૂના, ઘેર ઘેર અગ્નિ એ કેટલો અનર્થ! દરેક ગૃહિણીએ સવાર પડ્યું કે ધૂમાડો જ ખાવો એ કેટલો અત્યાચાર! એવી લલચાવનારી દલીલથી છેત રાઈ આપણે ચૂલા કાઢી નાખીએ ને ગામેગામ એક જ વીશીમા રસોઇ કરી જમીએ તો? તો હિંદુસ્તાનના બાળકો રખડે એને વિષે કોઇને પણ શંકા છે? ચૂલાનો નાશ અર્થશાસ્ત્ર નથી, એ અનર્થવાદ છે તેને અર્થશાસ્ત્રનું માન પણ ન શોભે" ૫-૩-૧૯૨૨

(૧૨)

"રેંટિયો બાળીને આપણે ભૂખ ને વ્યભિચાર વહોર્યાં છે. ચૂલો બાળીએ તો મોત વહોરીએ રેંટિયાની પુનરસ્થાપના કરીએ તો આપણે ફરી આપણાં ખંડીયેર જેવા થઈ ગયેલાં ઘરો દીપાવીએ"

૫-૩-૧૯૨૨

(૧૩)

"મારો એક જ સન્દેશ છે અને તે ખાદી છે. મારા હાથમા ખાદી મુકો એટલે હુ તમારા હાથમા સ્વરાજ મુકી દઇશ."

૧૧-૩-૧૯૨૨

(૧૪)

"જેને અહિંસાની શક્તિ અને હિન્દુ મુસલમાનનું શાશ્વત ઐક્ય જમાવવામા શ્રદ્ધા હશે તે હમેશ નિયમિતપણે-કાંતશે ઘેરઘેર સુતર કંતાય અને સૌ કાંતેલ સુતરની હાથે વણેલ ખાદી જ પહેરતા થઇ જાય તે જ મારી દૃષ્ટિએ હિન્દની કોમી એકતાની અને અહિંસાની પાકી સાબિતી છે એજ વસ્તુ હિન્દની નીચોવાઇને ખાલી થયેલી કરોડો પ્રજા જોડે આપણો કુટુંબભાવ સિદ્ધ કરશે. નિત્યનિયમ તરીકે પ્રજા આખી સુતર કાંતે અને ધર્મ તેમજ પૂજા ભાવની લાગણીથી ખાદીનો ઉપયોગ કરે એમાંથી જ હિન્દની કોમો વચ્ચેના અતૂટ ઐક્યની ભાવના સ્ફુરશે અને દેશમા તાજુ લોહી ભરાશે. આટલું બીજુ કશાથી પણ નહિ થઇ શકે

તા ૧૨-૩-૧૯૨૨

(૧૫)

'હિન્દુમુસલમાનની એકતા વગર સ્વરાજ સંભવતું નથી અને અહિંસા વગર તે એકતા ટકવી મુશ્કેલ છે. પરસ્પર વિશ્વાસ રાખીએ, એકબીજાનું સાંખીએ, ત્યારે જ સ્વરાજનુ વાતાવરણ સંભવે. આ વાતાવરણ રેંટિયાથી જ પેદા થઇ શકે, રેંટિયાથી જ તે ફેલ થઇ શકે."

૧૯-૩-૧૯૨૨

(૧૬)

"રેંટિયાથી હિન્દુસ્તાનની આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકાશે. આર્થિક સ્વતંત્રતા નહિ આવે ત્યાંસુધી સ્વરાજ આપણે ભોગવી નથી શકવાના."

૨૦-૧-૧૯૨૧

(૧૭)

"હું તમને રેંટિયાની ભેટ કરું છું અને સુચવુ છું કે તેમાં હિન્દુસ્તાનની આર્થિક દુર્દશાનો ઉકેલ રહેલો છે"

૨૯-૧-૧૯૨૧

(૧૮)

'હિન્દુસ્તાન હાથથી ગયું તે આપણે સ્વદેશીનો ત્યાગ કર્યો તેથી જ. હિન્દુસ્તાનમાં સુતર કાંતવું એ

એક જુદો ધંધો નહોતો. દરેક વર્ગની પ્રત્યેક સ્ત્રી સૂતર કાંતતી કેટલાક પુરુષો પણ કાતતા. ઢાકાના મલમલનુ સૂતર કાઢનાર પુરુષો હતા. પણ એ તો મેં થોડા ધંધાદારીની વાત કરી. સામાન્ય રીતે કાંતવું એ ધંધો નહિ પણ કર્તવ્ય ગણાતું, ધર્મ મનાતો. કાતવાનું હિન્દુસ્તાનમા ચાલુ હતું ત્યા સુધી હિન્દુસ્તાન આબાદ હતું, સમૃદ્ધ હતું."

૨૦–૧–૧૯૨૧

(૧૯)

"મારો સ્વદેશીધર્મ એ છે કે દરેક ગામડું પોતાની જરૂરીયાતની ચીજો પોતે જ પેદા કરી લે આ પ્રાચીન પ્રથાને જો આપણે પાછી લાવી શકીએ તો આ હિંન્દુસ્તાનની ઉપર કોઈ કુદૃષ્ટિ નાખી શકનાર નથી"

૨૦–૧–૧૯૨૧

(૨૦)

"જ્યારે લેંકેશાયરનું કાપડ અહીં આવતું અટકશે ત્યારે જ હિન્દમાં સ્વતંત્રાનો પાયો નંખાયો સમજજો. વળી એમ નહિ માનતા કે લેંકેશાયરની જગા જાપાનને આપીને તમે ધારેલું પાર પાડી શકશો આપણી મુક્તિ રેંટિયામાં છે. દરેક ઘરમા રેંટયો દાખલ થવાની જરૂર છે. અત્યારે જો દેશનો એક એક માણુસ–સ્ત્રી, પુરુષ અને બાળક–કંઇકને કંઇક વખત કાંતવામાં આપવાનું વ્રત લઇ લે તો જોતજોતામા આપણે દેશનું અંગ ઢાંકવા બીજા ઉપર આધાર રાખતા બંધ થઈ જઈ સાઠ કરોડ રૂપિયા દેશને માટે બચાવી લઇ શકીએ."

૨૦–૧–૧૯૨૧

(૨૧)

"જ્યાં સુધી હિન્દુસ્તાનના દરેક પુરુષ, સ્ત્રી અને બાળક કાંતતા નહિ થઈ જાય ત્યા સુધી વિદેશી કાપડ અને વિદેશી વસ્તુઓનો સંપૂર્ણ બહિષ્કાર અસંભવિત છે."

૬–૨–૧૯૨૧

(૨૨)

"જેને આજથી તેર વરસ ઉપર આ મંત્રની સ્ફુરણા થઇ, ત્યાર પછી તે ઉપર બાંધેલા સિદ્ધાંતો માંથી મેળવેલી શ્રદ્ધામાંથી જેને આજ સુધી કોઈ ડગાવી શક્યું નથી, અને જે એ દિશાએ આટલાં વરસો દરમિયાન એની શ્રદ્ધાને વધારે દૃઢ કરવામાં જ પરિણમેલા અનેક પ્રયાસો કરી ચુકયો છે, તેની સલાહ માનજો. હિન્દની આર્થિક દશાનો જેમ જેમ હું અભ્યાસ કરતો ગયો, મીલોના ચાલકો જોડ જેટજેટલી મેં વાતો કરી, તેમતેમ મારી વધુ ને વધુ જ ખાત્રી થતી ગઇ છે કે ઘેર ઘેર રેંટિયો ચાલુ કર્યા વગર આપણો ઉદ્ધાર નથી"

૬–૨–૧૯૨૧

(૨૩)

"સ્વરાજની હેઠળ જે કેળવણી અપાય તેનુ સાધન ન હોય શરાબ, ન હોય જમીન મહેસૂલ તેનું સાધન સુંદર રેંટિઓ છે. જો દરેક નિશાળમા રેંટિયો ને સાળ દાખલ થાય તો આપણી કેળવણી આપણે માથે ન જ પડે આજ તો આપણે બાળકોનો બધો વખત રેંટિયાને આપવા ઇચ્છીએ. સ્વરાજ મળ્યા પછી પણ બાળક ઓછામાં ઓછો એક કલાક તો આપે જ. સ્વરાજની અસર દરેક ખાતામા પડે તો જ તે સ્વરાજ્ય. આજની કેળવણી ગુલામોને કેળવવા, નોકર બનાવવા અપાય છે સ્વરાજ્યની કેળવણી બાળકોને જુવાનીમાં જ સ્વાશ્રયી બનાવવા અપાવી જોઈએ. તેથી આપણે તેઓને જરૂર કાતવા વણવાનું શીખવીએ. તે ઉપરાંત ધંધો શીખવવો હોય તો ભલે શીખવાય, પણ કાંતવા વણવાનું ફરજીઆત હોવું જોઇએ. રેંટિયો એ દુઃખ યાનો વિસામો અને ગરીબની જુવારે રી' હોવો જોઇએ તેમા રહેલી બરકત બીજા એકે ધંધામાં નથી કેમ કે એની ઉપરાંતને ખેતીના પૂરવણી તરીકે રેંટિયો જ વ્યાપક પ્રવૃત્તિ હોઇ શકે બધા સુતાર ન હોય, બધા લુહાર ન હોય, પણ બધાને કાંતતા તો આવડવું જોઇએ ને બધા જ થોડું પ્રજાને ખાતર અથવા પોતાની કમાણીની પૂરવણી ખાતર કાંતે બધને અન્નવસ્ત્ર જોઇએ તેથી જ રેંટિયો વ્યાપક પ્રવૃત્તિ તરીકે ચાલી શકે ઉપર પ્રમાણે

ટ્રીય કેળવણી આજથી જ ઘડાઇ જવી જોઇએ ક તો સ્વરાજ્યમાં પહેલો ઝઘડો આપણી વચ્ચે જ આવશે. કોઈ કહેશે કેળવણીને અંગે ઉદ્યમ ાશીખવાય આપણે ઉદ્યમને કેળવણીનું અંગ ાવ્યી જ કરી મુકીએ એટલે પ્રજામત એટલે જે ઘડાઇ જાય કે પાછળથી તેને વાદવિવાદ ાપણું જ ન રહે"

૨૭-૩-૧૯૨૧

(૨૪)

"સ્વદેશીનો પ્રચાર એટલે સત્યનો, સ્વધર્મનો ને રાજનો પ્રચાર છે એવી મારી ખાતરી છે તેથી ર્મા ચાલતી મન્દતાથી ન હારતા સ્વદેશીના શ્રદ્ધાળુને રી ભલામણ છે કે તેઓએ સ્વદેશીનો પ્રચાર તાર્યા જ કરવો સ્વદેશી ચલાવતાં, રેંટિયો દાખલ તા, ખાદી પહેરતાં પહેરાવતા સત્યનો પદાર્થ પાઠ ળાય છે"

૫-૪-૧૯૨૧

(૨૫)

"ખરું અર્થશાસ્ત્ર રેંટિયામા છે, જે તમને રેશચન્દ્ર દત્ત, મિલ કે રાધાકમલ મુખરજી કદી નહિ ાપી શકે હિન્દની આર્થિક સ્વતન્ત્રતાની આ ારી છે"

૧૪-૪-૧૯૨૧

(૨૬)

"પણ રાષ્ટ્ર તરીકે હિંદુસ્તાન જીવી કે મરી તો ાક રેંટિયા પાછળ જ શકે આ દેશના હરકોઈ ોરક ઓને પૂછો, તે તમને તરત જ કહેશે કે જે વસે હિંદુસ્તાનમાંથી રેંટિયો ઊઠી મુકાયો તે દિવસથી અહીં દુ:ખદારિદ્ર ઘર કર્યું અને આપણી બધી રકત અને સુખસંપત્તિ નષ્ટ થઈ આખા હિન્દુસ્તાનની ી જાતિ અને આમપ્રજા તો રેંટિયાના આજના ોદ્ધારનુ મહત્ત્વ સાનમાં સમજી ગઈ છે પ્રજાને તો ા આપત્કાળમાં એ અમૃત સંજીવની થઇ પડ્યો છે ેક ગરીબ સ્ત્રીઓનો તે શીળરક્ષક છે અને જેટલી ટલી વિધવા બહેનો મળી છે તેમણે આ પુરાણા સાથીના પુનરુદ્ધારને માટે મારી આગળ આશીર્વાદ ચનોના વરસાદ વરસાવ્યા છે રેંટિયાનો પુનરુદ્ધાર એ એક જ આજે કરોડો ભૂખે મરતા હિન્દીઓને ઉગારી લે એમ છે આ ૧૫૦૦ માઈલ પહોળા વિશાળ હિન્દુસ્તાનમા ઉદ્યોગો ખીલવવાની બીજી એકે યાન્ત્રિક યોજના આમપ્રજાને દિનપ્રતિદિન વધતી જતી કંગાલિયતમાંથી આજે બચાવી શકે એમ નથી. હિન્દુસ્તાન કંઇ એક સામાન્ય કદનો દેશ નથી એ તો એક વિશાળ ખંડ છે અને ઇંગ્લંડની પેઠે કોઇ કાળે એને કારખાનાંઓનું જાળું કરી મુકી શકાય એમ નથી, એ વાત આપણે કદાપિ ભૂલવી ન જોઇએ અને આપણી પોતાની હાજતો કરતાં હજારોગણી વધારે પેદા કરી લઇને તેના જોર ઉપર દુનિયાના દેશોને નીચોવવાની તો કોઇ પણ યોજનાને આપણે દઢતા પૂર્વક અભદ્ર અને અસંભવ જ માનવી જોઇએ પ્રજાના વ્યર્થ વીતતા કલાકોના આપણા ગામડાઓ અને ઝુંપડાઓમા ઘેરઘેર કપાસમાંથી કાપડ પેદા કરવા પાછળ ઉપયોગ કરી દેશને સમૃદ્ધ કરવામા જ આજે આપણી એક માત્ર આશા રહી છે આમ હિન્દી પ્રજાના જીવનમા રેંટિયાને હુ હવા તેમજ ખોરાકના જેટલી જ આવશ્યક વસ્તુ ગણુ છું"

૭-૪-૧૯૨૧

(૨૭)

"જેવી સરકાર કેળવણી આપે છે તેવી જ આપણે આપવા પ્રયત્ન કરીશું તો આપણે પછડાઇ પડીશુ આપણે તો જો આપણી પ્રજામાં શક્તિ રેડવા ઇચ્છતા હોઇએ તો રેંટિયો એ જ એક રામબાણ છે રેંટિયો એ કેળવણીને માટે સુવર્ણમય યોજના છે શાળામાં તમે રેંટિયો દાખલ કર્યો એટલે શાળા સારુ તમારે ભિક્ષા નહિ માગવી પડે"

૫-૫-૧૯૨૧

(૨૮)

"જો કોઇ વ્યસનની અત્યારે પ્રજાને જરૂર હોય તો તે રેંટિયાની છે દારૂ પીનારને હુ રેંટિયો અકસીર ઇલાજ તરીકે સૂચવુ છું દારૂના નશા કરતાં રેંટિયાનો કેફ કંઇ ઓછો નથી જેને તે કેફ ચડ્યો

છે તે જ એની અસર જાણે છે. તફાવત એ છે કે એક મારે છે, બીજો જીવાડે છે."

(૨૯) ૮-૫-૧૯૨૧

"જો આપણે માનતા હોઇએ કે સૂતરને તાંતણે જ સ્વરાજ છે જો રેંટિયાની શક્તિ વિષે આપણને પૂરો વિશ્વાસ હોય, જો આપણે માનતા હોઇએ કે હિન્દુસ્તાનની આર્થિક ઉન્નતિ બીજી કોઈ પણ રીતે અસંભવિત છે, જો આપણે સમજતા હોઇએ કે કરોડો માણસો બીજા ધંધા વિના હમેશા ઓછી કમાણીને લીધે કરજાળ સ્થિતિમાં રહે છે, તો આપણે તુરત સમજી લઇએ કે આપણાં બાળકોને પ્રથમ કેળવણી કેવળ કાતવાની જ આપીએ"

૮-૫-૧૯૨૧

(૩૦)

રેંટિયો પૂરેપૂરો દાખલ થયો હશે તે વખતે હિન્દુસ્તાનમાં એક પણ માણસ ભૂખે નહિ મરતો હોય, ઓરતોને કમાવા માટે લાજ લૂટાવવી પડતી નહિ હોય, તે વખતે હિંન્દુસ્તાનમાં ધર્મરાજ્ય હશે, ખુદાઈ રાજ્ય હશે

૫-૬-૧૯૨૧

(૩૧)

આજે તો હિન્દુસ્તાનને હું દેશને આદર્શરૂપ થવાને લાયક બનાવા રહ્યો છુ. રેંટિયો એ એનુ જીવતદાન છે રેંટિયો દેશને નભાવશે અને જોખમની સામે બચાવ કરી શકશે હિંદની સામે કોઈ નજર નહિ નાખી શકે

૩ ૭-૧૯૨૧

(૩૨)

એકની એક ક્રિયા કલાકના કલાક કરીને માણસ કંટાળે એમ માની લેવાની પણ જરૂર નથી કુદરત આખી એકરાગી ઘટમાળા છે સૂર્ય અનન્તકાળથી એનો એ, એકનો એક એકજ રૂપે એક જ ઢબે જેમનો તેમ-ઉગતો ને આથમતો નથી શુ? એ સૂર્ય પોતાનુ એકરાગીપણું છોડી થોડી સહન કરી લેવા કોઇઘડી આડો આવતો નીકળી પડે તો?

છતાં કામ કામમાં પણ ફેર હોય છે. કેટલાંક કામ એનાં એ કરીને તો માણસ અપાર સિદ્ધિ હાથ કરે અને અવર્ણનીય આનન્દ મળવે જીવનના આવશ્યક વ્યવસાયોમાં રહેલી એકરાગિતા તો-ઉત્સાહ દાયક અને પ્રાણપ્રેરક હોય છે. કળાકાર પોતાની કળાના સહવાસથી કદી થાકતો નથી તેજ રીતે કાતવાની ક્રિયામા પણ જે પારંગત થયો છે તે કલાકના કલાકો સુધી કશા કંટાળા વગર કાંતશે અને તેમાં અપૂર્વ રસ અને આનન્દ અનુભવશે. રેંટિયાના સૂરમાં જે સંગીત ભર્યું છે, તેનો આનન્દ લૂંટવામાં ખરા કાતનારને વાર નથી લાગતી

અને આમ વગર કંટાળે કાંતીકાંતીને હિંદુસ્તાન જે દિવસે સૂતરને તાંતણે સ્વરાજને કાની લેશે તે દિવસે એણે એમાથી જ પોતાના એકરાગી ઉદ્યમનુ એવુ અલૌકિક સ્મારક ઉભુ કર્યું હશે જે ચિરકાળને માટે એના ઇતિહાસમાં સૌન્દર્ય અને આનન્દના નમૂના રૂપે અમર રહેશે પણ આ બધુ રેંટિયો વ્હાલો કર્યે જ થાય તેમ છે તેથી હિન્દુસ્તાનને માટે આજે જો કોઇ ઉત્તમમા ઉત્તમ રાષ્ટ્રીય શિક્ષણ હોય તો તે સમજીને બુદ્ધિપૂર્વક રેંટિયાને અપનાવવો એજ છે, એવો મારો નિશ્ચિત મત છે

૨૧-૮-૧૯૨૧

(૩૩)

સ્વદેશી એટલે રેંટિયો છે રેંટિયો હિંદુમુસલ માનના ઐકયની, આપણી શાંતિથી આપણા નિયમની આપણા ઉદ્યોગની, યોજના શક્તિની, આપણી વ્યાપાર શક્તિની, આપણી પરમાર્થ બુદ્ધિની ગરીબ પ્રત્યેના આપણા-પ્રેમની અને આપણી સ્ત્રીઓની રક્ષા કરવાની આપણી ઇચ્છાની નિશાની છે એકલા હિંદુ રેંટિયો ચલાવે છે તો હિન્દુને ફાયદો થાય પણ સ્વરાજ ન મળે-આપણે ગુસ્સામાં હોઇએ આપણું લોહી ઉકળતું હોય, ને વેગ આપણને રેંટિયો ચલાવવો નહિ ગમે રેંટિયો શાંતિની મૂર્તિ છે અને રેંટિયો આપણી આસ્તિકતાને વિષે જે જે આપણા મનમાં પેસી ગયો છે તેને ટાળનારી વસ્તુ છે તેથી રેંટિયો જ્યાં સુધી ઘેરઘેર ન ચલે ત્યા સુધી આપણે શાન્ત છીએ, એક છીએ એમ સાબિત ન જ થાય

૨૫ ૯-૧૯૨૧

દર મહિનાની ૧૨ સી તારીખે પ્રગટ થતું

# આરાજાધ

( માસિક )



દર અંકમાં

બાપુના ચિત્રો

બાપુના હસ્તાક્ષરના પત્રો

બાપુના લખેલા લેખોમાંથી અવતરણો

બાપુના પ્રિય ગીતો.

તે ઉપરાંત

વિશ્વનાં સંતો ભક્તો અને શહીદોનાં જીવન ચરિત્રો આવશે

: સંપાદક :

નવીન ગાંધી

વાર્ષિક લવાજમ રૂપિયા છ, પરદેશમાં રૂપિયા સાડા સાત

છુટક નકલ દસ આના

"રૂપાયતન"

૪૫, નહેરૂ રોડ, વિલેપારલે (પૂર્વ)




# રૂપાયતન

## (સેવા અને સૌંદર્યનો સુમેળ ઇચ્છતી સંસ્થા)

અમારૂં મુખ્ય ધ્યેય અને કલ્પના એ છે કે એક જમીન પર ઝુંપડા બાંધી બેસી જવું. ત્યાં હિન્દુસ્તાનના બધા હસ્ત ઉદ્યોગો હશે. ત્યાં કળા હશે, ત્યાં સંગીત હશે, ત્યાં કેળવણી હશે, ત્યાંનું વાતાવરણ વિદ્યાર્થીઓની બધી સર્જનાત્મક શક્તિને જગાડશે અને નવી પ્રેરણા આપશે. અમે માનીએ છીએ કે દરેક માણસ બુધ્ધિશાળી ને મહાન હોય છે પણ વાતાવરણને અભાવે તે આગળ નથી વધી શકતો. દરેક માણસ પોતાના ક્ષેત્રમાં જરૂર મહાનતા મેળવી શકે જો તેને બરાબર કેળવણી અપાઈ હોય તો. કારણ કે બધા જ માણસો ઈશ્વરના અંશ છે. દરેકમા ઈશ્વર છે પણ તે સૂતેલો પડયો હોય છે. તેને જગાડવા માટે કોઈ એક શક્તિની જરૂર છે તે શક્તિ કોઈ શિક્ષક ન આપી શકે તે તો વાતાવરણ જ આપી શકે આ વાતાવરણ બાપુ અને ગુરુદેવના શિક્ષણ અને સંસ્કારનાં મિલનથી જ ઉદ્‌ભવી શકે.

મનુષ્યને જીવન જીવવા માટે જેટલી આવશ્યકતા નિદ્રા, હવા અને ખોરાકની છે તેટલી જ આવશ્યકતા, સારુ અને મીઠું જીવન જીવવા માટે સૌંદર્ય પારખવાની પણ છે.

કળા જ્યારે પૂર્ણ સ્વરૂપે વિકસે છે, ટોચે પહોંચે છે ત્યારે તે પવિત્ર બને છે અને સમાજને એક દિવ્ય સંદેશ આપે છે

અમારી આકાંક્ષા, અમારો આદર્શ અમે પૂ. બાપુ અને પૂ ગુરૂદેવના શિક્ષણ અને સંસ્કારમાંથી મેળવ્યાં છે. અને આ બંનેનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનમાંથી જ રૂપાયતનનો જન્મ થયો છે.

ટુંકમાં રૂપાયતનનું ધ્યેય દરેક વ્યકિતની આંતરબુધ્ધિ જગાડવાનું અને સૌંદર્ય પારખવાની શકિત કેળવવાનું છે. આ તેને આનંદથી ભરી દેશે અને તેને નવું રચવાને માટે પ્રેરણા આપશે.

આ હેતુથી રૂપાયતનમાં જે ઉદ્યોગો ચાલે છે તેમાંથી બનતી બધી વસ્તુઓમા સૌદર્યની રેખા હશે બીજાને તે જોવા માટે આમંત્રણ આપશે, અને આનંદ આપશે.

કળા, આમ દુનિયામાં સેવા અને સૌદર્યનાં આનંદનું પ્રતિનિધી બને છે. રૂપાયતન એ કળાનું નમ્ર સેવક છે.

---

## સાભાર સ્વીકાર


શેઠ શ્રી ફૂલચંદ પરશોતમ, ધીરજમેટલ વર્કસ રાજકોટ, તરફથી 'પ્યારાબાપુ'ના ૫૦ ગ્રાહકનાં લવાજમના રૂા. ૩૦૦) અને શેઠ શ્રી દેવજીભાઈના ધર્મપત્નિ શ્રીમતિ ઝવેરબેન હીરાણી તરફથી 'પ્યારાબાપુ'ના ૩૪ ગ્રાહકનાં લવાજમના રૂા ૨૦૪) મળ્યા છે જે સાભાર સ્વીકારીએ છીએ.


---



---


શ્રી. મોતીલાલ તુલસીદાસ ગાંધી સ્મારક તરફથી
પ્રકાશક અને મુદ્રક · ધીરેન ગાંધી
"રૂપાયતન" ૪૫. નહેરૂરોડ, વિલેપારલે (પૂર્વ)

વાર્ષિક લવાજમ રૂા. ૭. પરદેશમાં સાડા સાત.
મુદ્રણસ્થાન · કનૈયાલાલ, ઓરિએન્ટ પ્રિંટિંગ હાઉસ
નવીવાડી મુંબઈ નં. ૨.

"મારી ઉપર શુદ્ધપ્રેમ બતાવવાનો સરસ ફાયદો તો એજ છે કે મારું જે કાર્ય, મારી જે સેવા જેને પસંદ પડ્યા હોય તે તેઓ કરતા થઈ જાય" —ગાંધીજી



"જેઓ મને માન આપવા ઇચ્છે છે તેઓ મે પ્રજા આગળ મૂકેલા સિદ્ધાંતોનો પૂરા અમલ કરીને જ આપી શકે છે" —ગાંધીજી


| વર્ષ ૧ | ૧૨ એપ્રીલ ૧-૪૮ | અંક ૩ |
|---|---|---|


## વિષયસૂચિ



# બાપૂકા જીવિત સ્મારક

### જયપ્રકાશ નારાયણ

ભાઈ નવીન ગાંધી કા આગ્રહ હૈ કિ મૈં બાપૂકે સમ્બન્ધ મે દો શબ્દ લિખૂં ! કયા લિખૂં, સમઝમે નહીં આતા. એક બાપૂને જો કુછ કિયા ઉસકા ગુણગાન માનવ ઈતિહાસ સદા કરતા રહેગા – લેકિન હમ જો બાપૂકી અગણિત સન્તાન હૈ, ઈસ ગુણગાન સે હી ઉનકે યોગ્ય નહીં બન સકતે ભારતીયો કી યહ સનાતન રીતિ રહી હૈ કિ ઉન્હોંને જહાં મહાત્માઓ કી પૂજા કી હૈ વહાં ઉનકે ઉપદેશો કી અવહેલના. આજ કે કોટિકોટિ ભારતીય ભી યદિ ઈસી પ્રકાર બાપૂ કા નામ લેલેકર ઔર ઈંટ પત્થરકે ભવ્ય મંદિર બના કર ઉનકી ઝૂઠી પૂજા કરે તો ઉન જૈસા અભાગા ઇતિહાસમે ઢૂંઢે ન મિલેગા પરન્તુ પ્રત્યેક ભારતીય યદિ યહ પ્રયત્ન કરે કિ બાપૂકે જીવન તથા વિચારો કો વહ સમઝે ઔર ઉનકે અનુસાર અપને વૈયક્તિક તથા સામાજિક જીવનકા ગઠન કર સકે, તો ભારત સંસારકા સરતાજ બન જાય ઔર પ્રત્યેક ભારતીય બાપૂકા જીવિત સ્મારક.

ઐસી દશામે બાપૂકો સમઝને મે જો ભી હમારા સહાયક હોતા હૈ, ઉસકે હમ ઋણી હૈ. ભાઇ નવીન તથા ધીરેન ગાંધી કે ઈસ અર્થમે હમ સદા ઋણી રહેંગે.

બમ્બઇ ૨૦




## ૪

રાગ કાલિંગડા–તીનતાલ

મન મસ્ત હુઆ તબ ક્યોં બોલે ॥ ટેક ॥

હીરા પાયો ગાંઠ ગઠિયાયો,
બારબાર વાકો ક્યો ખોલે..............૧

હલકી થી જબ ચઢી તરાજુ,
પુરી ભઇ તબ ક્યોં તોલે. .............૨

સુરત કલારી ભઈ મતવારી,
મદવા પી ગઈ બિન તોલે..............૩

હંસા પાયે માન સરોવર,
તાલ તલૈયા ક્યોં ડોલે.............૪

તેરા સાહિબ હૈ ઘટ માંહીં,
બાહર નૈના ક્યોં ખોલે..............૫

કહે કબીર સુનો ભાઈ સાધો,
સાહિબ મિલ ગયે તિલ તોલે..............૬

ઉપલા ભજનનો સાર બાપુના જ શબ્દોમાં નીચે પ્રમાણે છે.

કોઇ પણ વસ્તુ આપણને બરોબર સમજાઇ ગઇ હોય અને ગમી ગઇ હોય તો તેને વિષે આપણું મન મસ્ત થયું છે એમ કહી શકાય અને જે એ પ્રમાણે મન મસ્ત થયેલ છે એ પોતાની મજાનો પોકાર કરતો નથી પણ પોતાની મસ્તમાં જ નિમગ્ન રહે છે, અને એમ જેનું મન ઇશ્વરમાં લીન થયું છે તે મસ્ત થયો કહેવાય અને જેને એમ થયું છે એને પછી શું બોલવાપણું છે એમ કવિએ માન્યું. બીજું ઉદાહરણ કવિએ હીરાનું લીધું છે. જેની ગાંઠે હીરો બંધાયો છે એ કાંઇ વારવાર ખોલીને જોયા નહિ કરે. એને વિશ્વાસ છે કે પોતાની ગાંઠમાં હીરો છે જ અને એ વિશ્વાસ જ તેને પૂરતો સંતોષ આપે. એમ જ જેને ભગવાનને વિષે વિશ્વાસ આવ્યો છે એ પોતાનો વિશ્વાસ કદી ખોતો નહિ ગાંઠ વારંવાર ખોલવી એ અવિશ્વાસની નિશાની છે. તેથી કવિએ કહ્યું, ઇશ્વરરૂપી હીરો તને મળ્યો છે પછી તું અવિશ્વાસ કેમ લાવે છે? અને કેમ વખતો વખત ચૂંથચૂંથ કર્યા કરે છે?

# જેવાની સાથે તેવા

વિનોબા ભાવે

"તલવારની સામે તો તલવાર જ જોઈએ એ સિવાય ન ચાલે" એવો આપણામાંના અનેકને વહેમ પેસી ગયો છે તેનું ખરું કારણ એ છે કે આજે આપણી પાસે તલવાર નથી ઘણીવાર જે ચીજ આપણી પાસે નથી હોતી તેની કિમ્મત આપણે ઘણી વધારે આંકીએ છીએ આજે આપણી પણ એ જ દશા છે વારંવાર આપણાં મનમાં તલવારની વાત કાં ઊગી આવે છે? કારણ કે આપણાં મ્યાનમાં જ તલવાર પડી હોત તો આપણાં મનમાં તલવારનો આટલો મોહ ન હોત. મ્યાનમાં હોત તો મોહ કેમ ન હોત? તેનો જવાબ એટલો જ કે આપણે જૂના જમાનાની વાત સમજી ગયા હોત "તલવારની સામે તો તલવાર જ જોઈએ એ વાત જો આપણા કોઈ પૂર્વજના કાન પર પડી હોત તો ખરેખર તેઓ ખૂબ હસત કારણ કે તેઓ યુદ્ધના પાકા અનુભવી હતા, કેમ લડાય તે તેઓ સમજતા હતા. તેઓ આપણને સહેલાઈથી સમજાવી શક્યા હોત કે, ભાઈ, તલવારની સામે તલવાર ન હોય પણ ઢાલ હોય"

આજે આપણે 'જેવાની સાથે તેવા' થવાની વાત કરીએ છીએ પણ તેનો અર્થ સાચેજ સમજતા હઈશું 'જેવાની સાથે તેવા થવાનો અર્થ' એટલો જ કે દુશ્મનની તલવાર જેટલી મજબૂત, તેટલી જ આપણી ઢાલ પણ મજબૂત હોવી જોઈએ. તલવારની સામે તલવાર ઉગામવી એ મૂર્ખાઈ છે તલવારની સામે તો ઢાલ જ લડે તલવારવાળા કરતાં ઢાલવાળાનું બળ જો ઓછું હોય તો કામ ન આવે દુશ્મનના પડકારમાં જો પાંચ શેર ગુસ્સો ભર્યો હોય તો આપણા જવાબમાં પાંચ શેરથી ઓછો પ્રેમ તો ન જ હોવો ઘટે

શિક્ષકને વિદ્યાર્થીના અજ્ઞાન સાથે હંમેશાં લડવું પડે છે હવે શિક્ષક જો 'જેવાની સાથે તેવા" થવાની આંક વાળે તો એ બન્નેની શી દશા થાય? વિદ્યાર્થી કંઈક પૂછવા આવે તો શિક્ષક શું એમ કહે કે 'તું આટલી સીધી સાદી વાત નથી સમજતો તો હું શા સારુ સમજાવું? હું તારા સવાલનો જવાબ નહી આપું તું મૂર્ખ છે તો હું પણ તારા કરતાં બેવડો બેવકૂફ બનીશ

વસ્તુત વિદ્યાર્થી બેવકૂફ હોય તેથી જ શિક્ષકને શિરે શાન્તિથી સમજાવવાની જવાબદારી આવી પડે છે અજ્ઞાનની સામે જ્ઞાનથી જ લડાય 'જેવાની સાથે તેવા" થવું, તેનો અર્થ એટલોજ કે બન્ને સમોવડીઆ બરાબર સરખા હોવા જોઈએ સામા માણસમાં જેટલું અજ્ઞાન ભર્યું હોય તેટલું જ આપણામાં જ્ઞાન ભર્યું હોવું જોઈએ અને એટલાજ માટે એકડિયાના વર્ગમાં ભણાવનાર શિક્ષક સૌથી વધારે કુશળ અને જ્ઞાની જોઈએ પુરાણોમાં પણ આટલી વાત તો આપણે સાંભળીએ છીએ કે યુદ્ધમાં જ્યારે એક પાસેથી મેઘઅસ્ત્ર ફેંકાતું ત્યારે બીજી બાજુથી પવનાસ્ત્ર જ આવતું મેઘના મોટા ઢગનાં ઢગ પીગળાવીને પાણી કરવાને બદલે, એક ઢગ ઉપર બીજો ઢગ ખડો કરે તો શી દશા થાય? અજ્ઞાનીના કપાળ સાથે તે અજ્ઞાન અફાળવાનું હોય કે જ્ઞાનથી અજ્ઞાન દૂર કરવાનું હોય?

જેને વ્યવહારનો સહેજ સાજ પણ અનુભવ છે તે આવી બાબતમાં ભૂલ ન કરે પાણી શેકી લેવા માટે તો તાપ જ જોઈએ અંધારું અજવાળવા માટે તો દીવો જ જોઈએ આ વાત કોણ નથી જાણતું? અને એ વાત જો સમજાતી હોય તો પછી ક્રોધને પ્રેમથી જીતવો, બૂરાઈને ભલાઈથી જીતવી, કંજૂસાઈને ઉદારતાથી જીતવી, ખોટાને ખરાથી જીતવું. એવાં એવાં સંત વચનો કેમ ન સમજાય? આ ચોખ્ખી વ્યવહારની વાત છે આપણે જરા ઊંડા ઉતરી વિચાર કરતા નથી તેથી જ એવી વાતો સમજ્યા વિનાની રહી જાય છે વિચાર કરવાની ટેવ પાડીએ તો બધી વાત બરાબર સમજાય.




ગુરુદયાળ મલ્લિક

સત્ય શું છે એની વ્યાખ્યા કોણ કરી શકે? ફક્ત સત્ય જ. જેમ સૂર્યની જ્યોતિ અને તાપનો પરિચય સૂર્ય જોવાથી થાય છે એવી રીતે જેઓને સત્યનું પ્રત્યક્ષ દર્શન થયું છે તે જ કહી શકે કે સત્ય શું છે. છતાં તેઓ પણ સત્ય શું એનો ખ્યાલ પૂરેપૂરો નથી આપી શકતા એ જ કારણ હશે કે એકવાર ગુરુદેવે એક વિદ્યાર્થીની હસ્તાક્ષર વહીમાં એમ લખ્યું હતું "સત્ય મહાપુરુષોથી જણાયું છે તેનાથી પણ ગૂઢ છે."

સાધારણ લોકો માટે જે કાંઇ સર્વોત્તમ છે અને એ લોકો સત્ય કહે છે. પણ ઘણીવાર સત્ય અને પ્રભુ વચ્ચે અંતર માને છે. પણ ગાંધીજી તો એમ કહેતા કે સત્ય જ પ્રભુ છે. જેવી રીતે દરિયાના કિનારાની પાસે જે પાણી હોય છે એનો સંબંધ આખા દરિયાના વિસ્તારના પાણી સાથે હોય છે બન્નેમાં ગુણ એક જ હોય એવી રીતે દરેક સત્યમા પ્રભુનો આભાસ હોય છે

સત્યનાં બે પાયા છે. એક પાસેનું બીજું દૂરનું. એટલા માટે ઉપનિષદમા એક જગાએ કહ્યું છે કે સત્ય પાસે છે અને દૂર પણ છે. એનો અર્થ એવી રીતે કરવામાં આવ્યો છે કે સત્યમાં પાસેનું અને દૂરનું બન્નેનો સમન્વય અને સમાવેશ છે. એનાથી એમ અનુમાન કરી શકાય, જે પાસે છે એનો દૂરની સાથે

ગાંધીજી જે પાસેનું હતું એના પર વધારે ધ્યાન આપતા. ગુરુદેવ જે દૂરનું હતું એના પર એનું કારણ એ બન્નેનો જુદો જુદો સ્વભાવ પણ બન્ને અંતમાં સત્યના સમન્વય તરફ પહોંચ્યા.

ગુરુદેવે એક કવિતામાં એમ કહ્યું છે કે 'તું' માળો છે અને આકાશ પણ છે'. જેનો અર્થ એમ ઘટાવી શકાય કે જે માળામાં વસે છે એને જીવવા માટે આકાશના વિસ્તારપણાની જરૂર છે અને જે આકાશમાં ઉડે છે તેને સ્થાન માટે માળાની જરૂર છે.

ગુરુદેવને સત્યનો આભાસ મેળવવા માટે, પગલે પગલે ચાલવા જરૂર ને વૃત્તિ ન હતી. એ તો કવિ રહ્યા. કવિની વૃત્તિ વિહંગની વૃત્તિ. પણ ગાંધીજી જેમ પ્રયોગશાળામાં એક વિજ્ઞાન-શોધક પોતાના પ્રયોગ કરે તેવી રીતે પગલે પગલે બધું જે જાણવાનું હોય તે જાણી પછી ડગલું ભરતા.

સત્યનાં બે રૂપ છે. એક તપસ્યાનું ને બીજું આનંદનું. ગાંધીજી સત્યને તપસ્યાનાં રૂપે જોતા, ગુરુદેવ આનંદનાં રૂપમાં.

જો ગુરુદેવને કહેવામાં આવ્યું હોત કે તમે બુદ્ધની મૂર્તિ બનાવો અથવા ચિત્ર બનાવો તો તેઓ એવી મૂર્તિ કે ચિત્ર બનાવત કે જેમાં બુદ્ધના મુખ પર તે શાંતિ, જે જીવન સંગ્રામમાં જય પામીને

( અનુસંધાન પૃ. ૩૨ મે )

# સેવાગ્રામની યાત્રાએ

'એક યાત્રાળુ'



**૧૨ મી** માર્ચની સવારે લગભગ અગિયાર વાગ્યાના સુમારે સેવાગ્રામ આશ્રમમાં પગ મૂક્યો. પગ મૂકતા જ જૂની યાદોનાં કેટલાયે પડો ઉખળવાં મંડયાં. ૧૩ મીએ ગાંધીસેવાસંઘના સભ્યો અને ગાંધી અનુયાયી ઓની સભા મળવાની હતી. તેમાં હવે શું કરવું એ વિષે મુખ્ય ચર્ચા અને વિચારો કરવાના હતા. હું પણ તે ચર્ચામાં ભાગ લેવા તેમજ મુરબ્બીઓ અને વડીલોને મળવા દોડી ગયો હતો.

બાપુ વગરનાં આશ્રમની કલ્પના તમારાં બધાં પર છોડી દઉં એ જ યોગ્ય છે. પાણી વગરના દરિયાની કલ્પના કરવી એ જેટલી મૂર્ખતામાં ખપે તેમ બાપુ વગરનાં આશ્રમનું વર્ણન કરવાની હિમ્મત કરવી તે પણ મૂર્ખતામાં જ ખપે 'તે બીક પણ લખતા ધ્રૂજી ઉઠું છું.

આ આ જીવનનાં અણુકોષ કોયડાઓ લઇને બાપુ પાસે આપણે બધાં તેનાં નિરાકરણ માટે દોડી આવતા અને કંઇ કંઇ પ્રેરણાઓનું ભાથું ભરી બાપુ પાસેથી આપણે બધાં જ્ઞાનનો બોજો ઉપાડી પોતાનાં કામમાં મશગુલ થઇને, પોતાને ભૂલીને દેશના કામમાં લીન થઇ જતા ! આ બધા વિચારોના વમળમાં પડી જાઉં છું ત્યારે વિચારો, જ્ઞાનતંતુઓ બધાં થંભી જાય છે, લોહી થીજી જાય છે. અને મૂર્છા વ્યાપી જતી હોય તેવી કંઇક વિચિત્ર શરીરમાં અનુભવાય છે.

બાપુની ઓરડીમાં બાપુ સિવાય બધું જ છે. આત્મા વગરનાં શરીરને આપણે સ્મશાને લઇ જઇએ છીએ તેમ બાપુ વગરના પિંડને આપણે ક્યાં લઇ જઇશું ! તેની કલ્પના, તેના વિચારો કોઇવાર નિરાંતે પાંચ મિનિટ પણ બેસી આપણે એકાંતમાં વિચાર્યા છે ખરા ? બાપુ વગરની ઓરડી બાપુના આકારમાં ઉભીને પોકારી રહી છે. "મને ક્યાં લઇ જશો ! મારા આત્માને તમારા આત્મામાં એક કરીને સાચવશો કે પછી મારાં શરીર સાથે બાળી નાખશો ! મારા શરીરની રાખને નદીમાં પધરાવી તે સાથે મારી રામરાજ્યની કલ્પના અને મારા જન્મ આદર્શોને પણ પધરાવી દેશો કે તે રાખને તમારાં શરીર પર ચોળીને, અવધૂત બનીને દેશને રામરાજ્યનાં દર્શન કરાવવાનાં મહા ભગીરથ કાર્ય પૂરા કરશો ! આ બધું શાંતિ રીતે અહીંથી તમે બધા વિચારશો તો તમારાં બધાનું અહીં, અને એમાં જ શોભશે અને સાર્થક





શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા

આ ઉમદા વિચારો લઈ હું સભામાં ગયો બધાંના હૃદયમાં આજ વિચારો વણાતા હોય એમ બધાંના ચહેરા પરથી કળી શકાતું હતું. ત્યાં મેં બધે બધાંની એકબીજા સાથેની વધુ નિકટતા જોઈ. કેમ ઝગડા ન થાય એની સાવચેતી જોઈ. એકબીજા પ્રેમથી કેમ વધારે નજદીક રહીને કામ કરી શકે એ ભાવના જોઈ. અને બાપુના બધા સાથીને એક કરીને જેમ બધાં ઝરણાં પોતે સુકાઈને પણ નદીને સુકાવા નથી દેતા તેમ એક મહાન શક્તિ એકમાં કેમ કેંદ્રિત કરવી એ જાતની મનોદશા જોઈ. અને "સર્વોદય સમાજ"ની સ્થાપના ખૂબ પવિત્રમય, ગંભીર વાતાવરણમાં બધાએ એકી અવાજે કરી.

વિનોબાજીના શબ્દો સાંભળવા એ એક અનેરો લહાવો છે. એકેએક શબ્દ પાછળ જે વિચારોનું જોર, સમતુલા, જે ગાંભીર્ય અને વચ્ચે વચ્ચે વિનોદ એ અવર્ણનીય છે. ક્યાંય પણ ચર્ચા વધુ લંબાતી તેને કેમ ટૂંકી કરી નાખવી એ તેમની મનોદશા.

કિશોરલાલભાઈના નાનકડા દેહમાં વિચારો અને બુદ્ધિનો ભંડાર પડયો હોય એમ લાગતું. ક્યાંય મતભેદ ઉભા થાય તો તેમાં એક બીજાનો કેમ સમન્વય કરવો એ તેમની ઇચ્છા

કાકાસાહેબ માટે શું લખું? રાષ્ટ્રભાષામાં એકરૂપ થઈને બીજા વિષયોમાં પણ એક થઈ જવાની કળા

શ્રી. વિનોબા ભાવે

તેમનામાં અદ્‌ભૂત રીતે વણાયેલી છે.

કૃપાલાની માટે હું તો શું પણ તેઓ પોતાને પણ ખબર નથી કે તે પોતે ક્યાં ઉભા છે. તેમને પોતાને પણ શંકા છે કે હું કોનો? અને કોનો હું? આવી મનોદશા અનુભવતા પણ કેટલાક જે વિચારો તેમણે પોતાની રમતિયાળ શૈલીમાં મૂકયા એ તેમની અનોખી શક્તિના દર્શન, કરાવતી હતી.

રાજેન્દ્રબાબુ પ્રમુખ હતા. એટલે તેમને વિષેનો ઉલ્લેખ જાણી જોઈને છેલ્લે રાખ્યો. તેમની સાદાઈ નિખાલસતા, માયાળુ સ્વભાવ, શાંતતા અને બધાને જરાપણ ખોટું ન લાગે તેમ મનાવીને હસાવીને બેસાડી દેવા. આ ગુણો જ્યાં હોય તે જ પ્રમુખ થઈ શકે ને? અને પ્રમુખ પોતે પણ છેલ્લે જ બે શબ્દો બોલે છે. તેથી મેં પણ પ્રમુખને છેલ્લે જ રાખ્યા.

આમ આ એક મહાન પ્રસંગ એક મહાન આદર્શ અને વિચાર લઈને આટોપાયો છે. હિન્દનું ભાવી હવે "સર્વોદય સમાજ" પર તોળાઈ રહ્યું છે. બાપુના અનુયાયીઓની આ કપરી કસોટી થઈ રહી છે. જો આ કસોટીમાંથી તેઓ પાર ઉતરે તો જરૂર બાપુની રામરાજ્યની કલ્પનાનાં ફળ ચાખવા મળે. આપણે ઇચ્છીએ કે પ્રભુ આપણને બધાને એક બીજાના વિચારોને અપનાવીને એકબીજાના કાર્યમાં લીન થઈ જવાની શક્તિ અને બુદ્ધિ આપે.

"સત્ય કે દર્શન કે લિયે સંતો કા ચરિત્ર પઢના ઔર ઉસકા મનન કરના આવશ્યક હૈ.—"ગાંધીજી




# શાહ લતીફ.

(સિંધ-સત્તરમી સદી)

"અભ્યાસી"

આ વિભાગમાં વિશ્વના સંતો, ભક્તો અને શહીદોની જીવનગાથા આવશે. જીવનમાં એકવાર એક પળ આવી જાય છે જ્યારે મનુષ્ય પોતાનાં જીવનને ઊંચે લઈ જઈને આવતી પેઢીને જીવનમંત્ર આપતો જાય છે. આવી પળો બધા મનુષ્યોને એકવાર તો આવે છે. પણ તે પળને ઓળખવાની શક્તિ અને હિમ્મત જોઈએ.

તમે કેવા છો ? એક જણે એક ફકીરને જે એક વિસ્તાર રણમાં રહેતો હતો તેને પૂછ્યું ફકીરે કંઈ જવાબ વાળ્યો નહિ. પ્રશ્ન પૂછનારે જવાબ જાણવા માટે ફરીથી એક ઇશારો કરતા પૂછ્યું 'શું તમે મુસ્લીમ છો ?' છતા પણ ફકીરે જવાબ આપ્યો નહિ. ફક્ત માથું હલાવ્યું જેનો અર્થ પ્રશ્ન પૂછનાર એવું સમજ્યો કે તે ફકીર મુસલમાન તો નથી. 'તો તમે શું હિન્દુ છો ?' ઉત્તરમાં ફકીરે ફરી માથું હલાવ્યું. ત્યારે તમે હિન્દુ પણ નથી. ફકીરે બહુ નમ્રતાથી કહ્યું 'ના જી.'

'તમે હિન્દુ પણ નથી, મુસલમાન પણ નથી ત્યારે શું એનો અર્થ એ થયો કે તમે કંઈ નથી.'

'હાજી, એ જ વાત સાચી, હું કેવળ પ્રભુનો પ્યારો છું. અને જે કંઈ પ્રભુએ સર્જ્યું છે તેનો ચાહનારો છું. પ્રેમમાં ભેદભાવ ક્યાંથી હોય ?'

પ્રશ્ન પૂછનાર આ સાંભળી જરા ચકિત થઈ ગયો અને એને એમ લાગ્યું કે આવા ફકીરો જ આપણા ધર્મનો નાશ કરે છે. કારણકે દરેક માણસ અમુક વિશેષ ધર્મ તો પાળનો હોય છે.

થોડીવાર પછી તે માણસે શાહ લતીફ-તે ફકીરનું નામ-ને કહ્યું, 'સાંઈ, તમે કહો છો તમે પ્રભુના પ્યારા છો. તમે તો એને કેટલાયે વર્ષોથી પ્યાર કરતા આવ્યા છોને ? તો એ તમને મળ્યો ?'

શાહ લતીફે જવાબમાં કહ્યું, 'હું તો કોઈ

દિવસ પ્રભુને મળવાની પ્રાર્થના પણ નથી કરતો તેમજ આશા પણ નથી સેવતો.'

'હું તમારૂં તાત્પર્ય સમજ્યો નહિ.'

ત્યારે ફકીરે કહ્યું, 'તમે ઘણીવાર પોતાના જીવનમાં અનુભવ્યું હશે કે જ્યારે તમે તમારા કોઇ મિત્રને કે જેને તમે બહુ ચાહો, ઇચ્છો છો; તેને મળવાની હોંશમાં જેટલો આનંદ છે એટલો આનંદ જ્યારે તમે રૂબરૂ મળો છો ત્યારે નથી હોતો. એવી રીતે પ્રભુના સાચા ભક્તો પ્રભુનું સ્મરણ અને ચિંતન પલપલ કર્યા કરે એમાં જ એ અતિશય ને સર્વોત્તમ આનંદ મેળવે છે. જે લોકો ફક્ત અમુક સમય માટે પ્રત્યેક દિવસ પ્રભુના નામની માળા ફેરવે છે અને પછી એનો હિસાબ રાખે છે કે કેટલી વાર જપન કર્યું તે લોકો પ્રેમ કરવામાં હજુ કાચા છે. કોઇને પ્રેમ કરવો અને પછી એનો હિસાબ રાખવો? એ તો પ્રેમને ઘટે નહિ.'

પછી જીજ્ઞાસુએ પૂછ્યું 'તમારી સાધનાનો મંત્ર કયો છે?'

શાહ લતીફે જવાબ આપ્યો, 'ફક્ત અલિફ શીખો, બે શીખવાનું પ્રયોજન નથી અર્થાત અલ્લાહના સંબંધમાં જેટલું જાણી શકો એજ શીખવું બીજી બધી વસ્તુઓ શીખવાનો સાર નથી.'

જીજ્ઞાસુએ કહ્યું, 'સાંઇ, પ્રભુનું સ્મરણ કરતાં તમારા દિલમાં જે પ્રેમનો આવેશ આવી જાય છે ત્યારે તમને કેવું લાગે છે એનું વર્ણન કરી શકશો?'

આ સાંભળી ફકીર જરા હસ્યો. પછી કહ્યું, 'મૂંગો કોઈ દિવસ ખાંડના સ્વાદનું વર્ણન કરી શકે? આંધળો કોઈ દિવસ સૂરજની જ્યોતિ કેવી છે તેનો ખ્યાલ આપી શકે? એટલું કહી શાહ સાહેબે પોતાની આંખો બંધ કરી ધ્યાનમાં આવી ગયા બાદ થોડીવારે એક ગીત ગાવા લાગ્યા.

આરેઆની અવાં નાં દિઠો હો
જીહે દિઠો હો મુંહ ॥
સિજે ચંડ તારા આંઇ કૈથીયું
તેંહ કાં તાપ તિખો હો ॥

માખણ માખી આંઇ મિસરી
તેંહ કાં મોહબ મિઠો હો ॥

સરત્યું શાહ લતીફ ચયે
મનમેં મોહબ વુઠો હો ॥

અર્થાત:—'મિત્રો, જે મેં જોયું છે તે તમે નથી જોયું. સૂરજ, ચંદ, તારા, ગ્રહો એના તેજથી પણ તેનું તેજ વધારે ઉત્તેજીત છે. માખણ, મધુ, મિશ્રી તેની મીઠાશથી પણ તેની મીઠાશ બહુ વધુ છે. શાહ લતીફ કહે, મિત્રો સાંભળો, તે આપણા દિલની અંદરથી જ જન્મે છે.

—*—

(અનુસંધાન પૃ. ૨૮ વા ચાલુ)

માણસ મેળવે છે, તેની ઝલકનો ખ્યાલ અવલોકન કરનારને કરાવતે. અને ગાંધીજી યુદ્ધ કેવી રીતે ડગલે ને પગલે માણસની જે કમજોરીઓ જુદાંજુદાં કામોમાં છે એની સાથે કેવી રીતે ઘણા વખત સુધી યુદ્ધ કરતા રહ્યા એનો આભાસ અવલોકન કરનારને બતાવતે.

પોતાની દૃષ્ટિબિન્દુથી બંનેયે અવલોકન કરનારને સત્યનો એકેક પાસો બતાવ્યો.

આ સત્યનાં જે બે પાસા છે એ બંને વચ્ચે સંબંધ અને બંનેની એકબીજાની જરૂર એ વિષે એક મધ્યયુગના એક સંતે બહુ ખૂબીથી એક ગીતમાં બતાવ્યું છે.

(પક્ષીને) ઘોંસલમેં તુ રહેન ગવાયા
કહાં રહા તેરા ગાના ॥
અબ તો સૂરસે મગન છાયારે
તિમિર હુવા અવસાના ॥
રેન ચેન તોરે ઘોંસલ મેરે
મગનમેં કયું માતા ।
અગમ અથાહ અતિ ગભીરા
ઉસમેં ક્યા સુખ પાતા ॥

(પક્ષી કહે છે) હદસે હદમેં દીન બીતા જબ
ભોગ બહુત હમ પાયા ।
હદસે અહદમેં જબમેં ફુખા
તબહી આપા પાયા (ગાયા) ॥

# બાપુના પત્રો

રાષ્ટ્રીયશાળા, રાજકોટ
તા ૨૭ ૩ ૪૮

ચિ. નવીન,

આ સાથે પૂ બાપુનો એક પત્ર મોકલુ છુ તેમા ત્રણ ઉદ્દેશ સુંદર રીતે આપ્યા છે

(૧) નૈતિક બંધન સૌ પોતપોતાને સારૂ જ પેદા કરી શકે છે તેઓશ્રીના જીવનમા વિલાયત જતી વખતે માતુશ્રીનુ નૈતિકબંધન સ્વીકાર્યાનો અને તેનુ પાલન કરવાનો ઉલેખ છે ખરો પણ તે સિવાય આખા જીવનમા નતિકબંધન પોતેજ પેદા કરી લઈ ઉચી કોટિનુ નૈતિક જીવન જીવી બતાવ્યુ

(૨) સત્યને મૂર્તિમંત બનાવી ઇશ્વરના કોઈપણ નામ કરતા વધારે અર્થવાળા ઇશ્વરના નામ તરીકે ઓળખાવેલ છે

(૩) રામ એટલે શું? તેમજ જપ એટલે શું? અને તે કઈ શ્રધાથી કલ્પતરૂ થઈ પડે તે સમજાવી તેનાથી તરી જવાનો કોલ આપેલ છે.

આ પત્ર પારાયણરૂપે વાચી મનન કરવા યોગ્ય છે "વ્યાયશાળાપુ" દ્વારા આ પ્રસાદી ઘણાંને મળશે તેવા સંતોષથી મોકલુ છુ

લિ નારણદાસના આશીર્વાદ

યરવડા-મંદિર
તા. ૨૦-૫-૧૯૩૨

ચિ•

કોઇ પરપુરુષ ગમે તેવો પૂજ્ય હોય તોપણ તે બીજાને નૈતિક બંધનમાં નથી મૂકી શકતો. નૈતિકબંધન તો સૌ પોતપોતાને સારૂ જ પેદા કરી શકે છે અને તું જ્યાં સુધી તારી પોતાની ઉપર વિશ્વાસ ન મૂકી શકે ત્યાં સુધી તારે કોઇ નૈતિક બંધનમાં આવવું પણ ન જોઇએ પરાણે આવતા તું તારી પ્રગતિને રોકી દેનારો જ થઈ પડે એવું બને ભલે તું ધીમે ધીમે ચડ, ચડવાનો તો છે જ, કેમકે તારા હેતુઓ શુદ્ધ છે તું પ્રયત્નશીલ છો, યથાશક્તિ સેવા કરનારો છો, તને પોતાને તું ઉતરવા નથી માગતો તેથી અનેક પ્રકારનાં ધર્મસંકટોમા આવી પડે છે એ સંકટો છો અવતા તું એવી રીતે જ ધારો

'મત્પર' એટલે સત્ય પરાયણ ચરણપદ્મ એટલે સત્યનારાયણનાં ચરણપદ્મ. 'ચરણપદ્મ' શબ્દ વાપરીને જાણે સત્યને મૂર્તિમાન કર્યું' સત્ય તો અમૂર્ત છે એમ્સે સૌ પોતાને ઠીક લગે તેવી સત્યની મૂર્તિ કલ્પી લે એ કલ્પના છે એટલુ સમજ્યા પછી અસંખ્ય માણસો અસંખ્ય-મૂર્તિ કલ્પે એ બધી જ્યાં લગી એ કલ્પના ચાલે ત્યાં લગી સારી જ છે કેમકે એ મૂર્તિમાંથી માણસ પોતાને સારૂ જે જોઇએ તે મેળવી લે છે ખરૂ જોતા તો વિષ્ણુ મહેશ્વર, બ્રહ્મા, ભગવાન ઇશ્વર એ બધાં નામ અર્થ વિનાનાં, અથવા અપૂર્ણ અર્થવાળાં છે સત્ય એ પૂર્ણ અર્થ.

વાળું નામ છે. ભગવાનને સારૂં મરશું એમ કોઈ કહે તો એનો અર્થ એ પોતે નહીં સમજાવી શકે અને સાંભળનાર પણ ભાગ્યે જ સમજશે, પણ સત્યને સારૂ મરશું એમ કહેનાર પોતે સમજે છે, અને સાંભળનાર પણ ઘણે અંશે એનો અર્થ સમજી શકશે. 'રામ' એટલે શું? એમ તું પૂછે છે. એનો અર્થ હું સમજાવુ અને પછી તું જાપ જપે તો એ લગભગ નિરર્થક છે પણ જેને- તું ભજવા પુચ્છે છે એ રામ છે એમ સમજીને તું રામનામ જપે તો જ એ તારે સારૂ કામધેનુ થઈ શકે. એવા સંકલ્પથી તું જપે, પછી ભવે પોપટની જેમ જ જપતો હોય. તારા જપની પાછળ સંકલ્પ છેઃ પોપટના જપની પાછળ નથી એ મોટો ભેદ છે. તે એટલે લગી કે એ સંકલ્પને લઈને તું તરી જઈ શકે છે. પોપટ સંકલ્પ રહિત હોવાથી થાકીને છોડી દેવાનો અથવા સ્વામીને અર્થે જપતો હોય, એટલે પોતાના ખાવા પૂરતું દાડીઉં લઈને શાંત થશે. આ દૃષ્ટિએ તારે કોઈ પ્રતીકની જરૂર નથી, અને તેથી જ તુલસીદાસે રામ કરતા નામનો મહિમા વધારે ગણ્યો એટલે કે રામને અર્થની સાથે કાંઈ સંબંધ નથી, એમ સુસવ્યું. અર્થ તો ભક્ત પોતાની ભક્તિ પ્રમાણે પાછળથી પેદા કરશે. એ તો આવા જાપની ખૂબી રહેલી છે, નહીં તો જડમાં જડ મનુષ્યને પણ એથી ચેતન આવે છે એમ કહેવું સિદ્ધ જ ન થઈ શકે. શરત એક જ છે નામ જપ કોઇને દેખાડવા સારૂ ન હોય મેં જણાવ્યું તેમ સંકલ્પ પૂર્વક અને શ્રદ્ધાપૂર્વક જપવાનો હોય. એમ જપતાં જપતાં જે માણસ થાકે નહીં એ માણસને સારૂ એ કલ્પતરૂ થઈ પડે એ વિષે મને શંકા જ નથી. પ્રથમ તો કોઈને દિવસો સુધી, કોઇને વર્ષો સુધી એ જપતાં મન ભમ્યાં કરે, બેચેન રહે, ઉંઘ આવે, એથી પણ વધારે દુ:ખદ પરિણામ આવે તોપે જે માણસ જપ્યા જ કરશે તેને એ જપ ફળવાનો જ છે, એ નિઃસંદેહ વાત છે. રેંટિયા જેવી સ્થૂળ વસ્તુ જો આપણને અકળાવ્યા પછી જ હાથ આવે છે, બીજી વસ્તુઓ એથી પણ અઘરી એથી પણ વધારે કષ્ટ આપીને સિદ્ધ થાય છે તો જે ઉત્તમ વસ્તુને પામવા ઇચ્છે છે તે પોતાને અપાયલી દવાનું સેવન ધીરજપૂર્વક દીર્ઘકાળ લગી ન કરે અને નિરાશ થઈને બેસી જાય તો એને વિષે શું કહીએ?........શ્રદ્ધા બેસે તો હાલતાં ચાલતાં, ખાતાં પીતાં, સુતાં બેસતાં એજ રટણ કર. હારવાનું તો છે જ નહીં, ભલે આખો જન્મ એમાં ચાલ્યો જાય. આ કરી જો, અને દિન પ્રતિદિન તું વધારે ને વધારે શાન્તિ ભોગવતો જશે એ વિષે જરાય શંકા કરીશમાં.

બાપુના આશીર્વાદ

---

( અનુસંધાન પૃ ૪૨ થી ચાલુ )

* બાળકો અને બાળાઓ.

ભગવાન કદી બુરું કરતો જ નથી કેમકે તે સત્ય છે. તેથી બુરું કરવાની જવાબદારી મનુષ્યની ઉપર જ રહે. સારૂં બધું તેની પ્રેરણાથી થાય છે તેથી તે ભગવાને કર્યા બરાબર થયું.

સંસ્કૃતની મર્યાદા એટલી કે ગીતા પૂરી સમજવાં પૂરતું આવડે. આમાં વ્યાકરણનો સમાવેશ થઈ ગયો.

જો કામ એટલું વધી પડયું જણાય કે દિવસના અરધો કલાક સાવ ફુરસદનો ન મળી શકે તો તે અભ્યાસમાંથી કાપવો. એટલે અભ્યાસ ઓછો થયો એમ ન માનવું. એટલી ફુરસદ લેવાથી ગ્રહણશક્તિ વધી જાય છે એટલે સરવાળે લાભ જ છે એવું પ્રયોગો કરીને શાસ્ત્રીઓએ સિદ્ધ કર્યું છે.

ધર્મપુસ્તક ઉપરાંત વાંચવાનું સાહિત્ય આપણે ત્યાં પુષ્કળ છે તેમાંથી જેને જે ગમે તે વાંચે તે માત્ર ગુજરાતીમાં જ નહિં. ઉર્દુમાં છે, હિંદીમાં છે, સંસ્કૃતમા પણ છે. અંગ્રેજીમાં તો છે જ.

નવી ચૂંટણીમાં ચૂંટાએલા સહુ પોત પોતાના કર્તવ્યમાં પરાયણ રહેશો એમ માની લઉં છું.

બાળકો અને બાળાઓ કાગળ બેપરવાઈથી વાપરતા જોઉં છુ એમ ન થવું જોઇએ, વળી નોટબુકનાં પાનાં તો નજ વપરાય.

બાપુના આશીર્વાદ

(શ્રી. નારણદાસભાઈ ગાંધીના સંગ્રહમાંથી)

---

*પૃષ્ઠ ૩૬ પરના હસ્તાક્ષર પત્રની નકલ.



# સત્યના પૂજારી

નવીન ગાંધી

जो सत्यकी सेवा करते हैं
वही भगवान्की और दुनियाकी
सेवा करते हैं।

सेगांव मो. क. गांधी

२६-८-३६

બાપુ પોતાનો વિકાસ બે અથવા એક શબ્દમાં સમાવતા. સત્ય અને અહિંસા એ બે જીવનમંત્ર હતા. સત્ય બુદ્ધિથી પરખાય ને અહિંસા અર્થાત્ પ્રેમભાવ એ હૃદયથી પિછાનાય. પણ તે બન્નેમાં એક જ આત્મતત્ત્વ વિલસે છે તેથી બાપુ સત્યને પ્રેમને એકજ ગણીને બેમાંથી ગમે તે સ્વરૂપમાં ઈશ્વરનું અને ધર્મનું દર્શન કરતા અને તેથી જ એ ધ્યેયને કાર્યોદ્વારા સિદ્ધ કરવા આશ્રમની સ્થાપના કરી. આશ્રમને પૂર્ણ બનાવવા બાપુ તલસતા. તેમાં કાંઈ પણ દોષ જણાય તો વિના સંકોચે મિત્રોને કહેતા કે, "આશ્રમની ત્રુટી તે મારી ત્રુટીનું પ્રતિબિંબ છે મારી ઓળખાણ મને ભગવાથી ન થાય. મને ભગવાથી હું સારો પણ દેખાઉં, ન હોય તે પણ લોકો આરોપણ કરે કેમકે હું સત્યનો પૂજારી છું તેથી તે પૂજા બીજાને ક્ષણભર આંજી દે પણ મને ઓળખવાને સારૂ આશ્રમ મારી ગેરહાજરીમાં જોવું જોઈએ. તેમાં જણાતા બધા દોષો તે મારા દોષોનું પ્રતિબિંબ છે એમ માનવામાં જરાય ભૂલ નહિ થાય અને અન્યાય નહિ થાય. જે સમુદાય આશ્રમમાં ભેગો થયો છે તેને ખેંચી લાવ્યો છું એમ જ કહેવાય. તેઓ આશ્રમમાં રહીને પણ દોષો કાઢી ન શક્યા હોય અથવા સદ્ગુણો વધાર્યા હોય તો તેમાં તેનો દોષ નહિ પણ મારો છે. તેમાં મારી સાધનાની ખામી છે. એ ખામીઓ પણ હું નથી જોતો કે નથી જાણતો એમ પણ નથી. માત્ર એટલું જ કહી શકું કે જે ખામીઓ છે તે પ્રયત્ન છતાં છે કેમકે હું પ્રયત્નશીલ છું એટલે સરવાળે આશ્રમ પડ્યું નથી એવી મારી પ્રતીતિ છે. મને પોતાને આ

આશ્વાસન છે કે ત્રણ ઠેકાણે આશ્રમ કાઢ્યાં તે ત્રણે ઠેકાણે તેના તાત્કાલિક હેતુ સફળ થયા જોવામાં આવ્યા છે. પણ આ આશ્વાસનથી યે હું મને કોઇને છેતરૂં એમ નથી. મારે તો જવું છે બહુ દૂર, રસ્તામાં ખીણો, પહાડો પડ્યાં છે. છતાં યાત્રા કરવી જ છે અને સત્યની શોધમાં નિષ્ફળતાને અવકાશ જ નથી એ જ્ઞાનથી નિશ્ચિંત રહું છું."

આશ્રમ મુખ્યત્વે આંતરિક વિકાસ માટે હતું. આ વિકાસને ત્રીજા અધ્યાયમાં બતાવેલા કર્મયોગથી સાધવા સૌ ઉદ્યોગ કરતા અને તેથી જ આશ્રમવાસીઓ મધપૂડાની માખીઓની જેમ ઉદ્યમી રહેતા આમ ઉદ્યોગોને જ આશ્રમમાં અગ્રસ્થાન મળ્યું એટલે કોઇ પૂછતુ પણ ખરૂં કે આમ ફક્ત ઉદ્યોગોજ શા માટે? ત્યારે બાપુ કહેતા, "આશ્રમમાં ઉદ્યોગો પ્રધાન છે કેમકે મનુષ્યનો શારીરિક ઉદ્યમ કરવાનો ધર્મ છે. જે એ નથી કરતો તે ચોરીનું ધાન્ય ખાય છે. વળી આશ્રમનો ઉદ્યોગ જેટલો પોતાને અર્થે છે તેટલો જ પરમાર્થે છે. રેંટિયાને મધ્યબિન્દુ બનાવ્યો છે કેમકે હિન્દના કરોડોને સારૂ સર્વસાધારણ મદદગાર ધંધો એવી ઉપરાંત એજ કલ્પી શકાય છે. તેમાં ધર્મ ને અર્થ બન્ને બરોબર જળવાય છે. આશ્રમની હસ્તી કેવળ દેશ સેવાર્થે જ નથી પણ દેશ સેવા મારફતે જગત સેવા સાધવા સારૂ છે ને જગત સેવા મારફત મોક્ષ મેળવવા સારૂ, સત્યનારાયણનાં દર્શન કરવા સારૂ છે."

આ ઇશ્વરનાં-સત્યનાં પૂર્ણ સ્વરૂપમાં બાપુ આશ્રમમાં હોય કે બહાર હોય, કોઇને જરા પણ અશ્રદ્ધા ઉત્પન્ન થાય તો ફરી ફરી એટલાજ રસથી સમજાવવા બાપુની સતત ધારા વહેતી.

ન છૂટકે અસત્ય બોલવું પડે તો? આ વિષે સમજાવતા કહે, "એ સત્ય પ્રયોગ નથી. અસત્ય બોલ્યા વિના છૂટકો જ નથી એવો પ્રસંગ કદી ન જ આવે, આવતો હોય તો સત્ય બોલવા આચરવાનો સિદ્ધાંત અપૂર્ણ ઠરે. સિદ્ધાંતને અપવાદ હોય જ નહિ. તેથી જે અસત્ય જ્ઞાનપૂર્વક બોલાયું હોય તેનું પ્રાયશ્ચિત હોય નહિ અથવા છે તો એજ કે હવે પછી અસત્ય ન જ બોલવું. પ્રાયશ્ચિત અજ્ઞાનપણે કંઇ દોષ થઇ જાય તેનું જ હોય શકે."

સત્ય શોધક સમાજનાં કલ્યાણનાં નિરાકરણમાં પડે ખરો કે? "ના-તે તો કહેશે કલ્યાણ અકલ્યાણમાં હું ન સમજું. સત્યમાંજ સર્વનું કલ્યાણ છે કેમકે સત્ય જ સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમ છે. ઇશ્વરનાં બીજાં બધાં નામ તેનો અંશ સૂચવે છે, સત્ય તેનું પૂર્ણ સ્વરૂપ આપે છે તેથી સત્યનું જે વિરોધી છે તે કોઇનું કલ્યાણ ન જ કરે. સત્યને વિષે વાણી, વિચારને કર્મનાં ઐક્યની જરૂર છે. એટલે કે મને જે સત્ય લાગે તે જ મારે બોલવું આચરવું ને વિચારવું જોઇએ. પણ એક મોટી ભ્રમણા આપણામાં પ્રચલિત છે. આપણને કોઇ કંઇ પૂછે તેનો ઉત્તર દેવા આપણે બંધાયા જ છીએ એવું હંમેશાં નથી. એટલે આપણે ઉત્તર ન આપીએ તેમાં અસત્ય નથી. જ્યારે ઉત્તર આપવાનો આપણો ધર્મ હોય છે ત્યારે ન બોલવું એ અસત્ય બોલવા બરોબર છે. જેમકે મને બાપ પૂછે, 'તેં આટલું સોનું ચોર્યું છે? આનો જવાબ આપવા હું બંધાયેલો છું. પણ બાપ હોય તેયે પૂછે ફલાણાભાઇએ ચોરી કરી છે? એનો ઉત્તર દેવા હું બંધાયેલો નથી એટલે હું જવાબ ન આપું તો હું અસત્ય નથી બોલતો."

સત્ય એ જ ઇશ્વર છે એ વિષે સમજાવતા બાપુ એક મિત્રને લખે છે, "ઇશ્વર નિરાકાર છે અને સત્ય પણ નિરાકાર છે. તેથી સત્ય એ ઇશ્વર એમ મેં નથી જોયું કે ઘટાવ્યું પણ મેં એજ જોયું કે ઇશ્વરનું સંપૂર્ણ વિશેષણ તો સત્ય જ છે, બાકીનાં બધાં વિશેષણ અપૂર્ણ છે. ઇશ્વર શબ્દ પણ વિશેષણ છે અને અનિર્વચનીય મહાન તત્ત્વને ઓળખાવનારૂં એક વિશેષણ છે, પણ ઇશ્વરનો ધાત્વર્થ લઇએ તો ઇશ્વર શબ્દ રસ વિનાનો લાગે છે. ઇશ્વરને રાજારૂપે ઓળખવાથી બુદ્ધિની તૃપ્તિ થતી નથી. રાજારૂપે એને ઓળખવાથી આપણામાં એક જાતનો ભય ભલે પેદા થાય અને તેથી પાપ કરતાં ડરીએ અને પુણ્ય કર્મોને પ્રોત્સાહન મળે. પણ એવું ભયવશ થયેલું પુણ્ય પણ લગભગ પુણ્ય મટી જાય




બાપુ યરવડા મંદિરમાં હતા ત્યારે દર અઠવાડિયે એકવાર આશ્રમના તેમના 'વહાલાં પંખીડાં'ને તેઓ અચૂક કાગળ લખતા ત્યાં બેઠાં બેઠાં પણ ઝીણી ઝીણી વસ્તુઓ પર પત્રોદ્વારા ધ્યાન ખેંચતા. બીજાં બાળકોને પણ એમાંથી બોધપાઠ મળશે એમ ધારી દર અંકમાં આ પત્રો વારાફરતી રજા કરશું.

યરવડા મંદિર

૧૪-૩-૩૨

બાલકાશ્રમનાં બાળકો,

તમારો કાગળ મળ્યો. બ્રહ્મચારીનું કામ ઘણી ચીજો એક વખતે કરવાનું નથી. એ એકજ ચીજને એકજ વખતે વરે છે. એટલે પોતાનો તન મન એમાં રેડે છે. તેથી ઉદ્યોગમાં હોઇએ ત્યારે ઉદ્યોગને લગતું ન બોલવાનું હોય તો મૂંગા રહેવું એજ બરોબર કહેવાય. પણ જ્યારે રમત કરતા હોઇએ કે ફરવા જતા હોઇએ ત્યારે બોલવું એ એનો ભાગ જ હોય છે. એ વખતે આપણે બોલી શકીએ. અને આમ જે પોતાનું જીવન ઘડે એ તેને રસિક બનાવી શકે છે. અને જે સંસ્થામાં લોકો મૂંગે મોઢે કામ કર્યા કરે છે અને બોલવાને વખતે બોલે છે એ બહુ શાંત લાગે છે. કસરતને વખતે તેમજ બીજી વખતે પણ બાળાઓ ચડ્ડી અને પહેરણ પહેરે એમાં હું મુદ્દલ દોષ જોતો નથી. એટલું જ નહીં પણ હું તો એ વસ્તુને પસંદ કરૂં છું. આશ્રમવાસીઓનું ધ્યેય નક્કી થયેલું જ છે. એટલે કે તેને સત્યની શોધમાં મસ્ત બનવાનું છે. 'સોલ્જર'નો અર્થ તમે બધાં શું કરો છો તે મને જણાવજો એટલે 'સોલ્જર' જેવા થવાય કે નહીં એ પ્રશ્નનો ઉત્તર હું આપીશ.

ઘણી મુસાફરી કરતાં મને વધારેમાં વધારે સુંદર દેશ હિન્દુસ્થાન લાગ્યો છે. બાકી હું માનું છું તે પ્રમાણે મને ખોટો પક્ષપાત નથી તેથી બધા દેશોનું ઘણુંયે સારૂં તો હું જોઇ જ શક્યો તેથી બધાય સારા લાગ્યા અને તે તે દેશની વિશેષતા સમજી શક્યો. પણ સરવાળે એમ થયું કે હિન્દુસ્થાન કોઇ દેશથી ઉતરે એમ નથી. અને જે જોઇએ તે હિન્દુસ્થાનમાં મળી રહે છે. અને જે હિન્દુસ્થાનમાં ન મળે તેની ખાસ આવશ્યકતા હોતી નથી.

આશ્રમની પાસે પૈસા હોય અને થોડે પૈસે ઉકલી શકતું હોય તો આવે વખતે પણ હીંચકા અને લપસવાનાં પાટીઆં કરાવવામાં મને કાંઇ દોષ ન લાગે માત્ર આટલું યાદ રાખવું જોઇએ કે આશ્રમ એ હમેશાને સારૂ ગરીબ સંસ્થા છે, આશ્રમની પાસે પૈસાની જેટલી સગવડ હોય તે પૂરતું ગમે તે કરાવી શકાય એવો ન્યાય નથી. પણ ગરીબને શોભે એવી વસ્તુ પણ આશ્રમની પાસે સગવડ હોય તો જ કરાવાય. એટલે પ્રશ્ન કેવળ સગવડનો અને આપણા ઉદ્દેશને અનુસરનારી યોગ્યતાનો છે..

બાપુના આશીર્વાદ

( અનુસંધાન પૃ ૩૪ મે )




જગતના અવતારી પુરુષોની ધર્મવાણી આપણે દરેક ધર્મના પવિત્ર ગ્રંથોમાંથી સાંભળતા આવ્યા છીએ એ હજારો વર્ષ પૂર્વે ઉચ્ચારેલી દિવ્ય અને મધુર વાણી હજુ પણ કેટલી પ્રેરણાત્મક છે! આ વિભાગમાં એ મધુરવાણી આપવાનો પ્રયત્ન છે

પ્રથમ દ્વારપાળ શમ

શ્રી વસિષ્ઠ કહે છે હે રામ! હવે મોક્ષનગરના જે ચાર દ્વારપાળો મેં ઉપર ગણાવ્યા તેઓ વિષે હું વિસ્તારથી કહું છું, તે તમે સાંભળો તે ચાર માંથી એકને પણ બરાબર સેવવામાં આવે તો મોક્ષના દરવાજામાં પ્રવેશ કરી શકાય છે હે રામ! આ સંસારરૂપી મરૂભૂમિ સુખની આશારૂપી તીવ્ર તરસથી લાંબી થઈ પડેલી છે તથા ઘણા સંતાપથી ભરેલી છે પરંતુ શમયુક્ત પુરુષને માટે તે ચંદ્રની પ્રભા જેવી શીતળ બની જાય છે શમથી વિભૂષિત થયેલા ચિત્તવાળા, તથા શમથી શીતળ અને સ્વચ્છ બનેલા અંતઃકરણવાળા પુરુષને શત્રુ પણ મિત્ર બની જાય છે શમની વિભૂતિઓ જેવો આનંદ આપે છે, તેવો આનંદ ત્રૈલોકની કોઈ લક્ષ્મીઓ આપતી નથી. જે કોઈ દુઃખો, તૃષ્ણાઓ કે દુસહ ચિંતાઓ છે, તે બધાં, શમથી ચિત્ત શાંત થતાં જ, સૂર્ય ઊગતાં અંધારું નાશ પામે તેમ, નાશ પામી જાય છે સર્વ પ્રાણીઓ પ્રત્યે સ્નેહભાવ રાખનારા શમયુક્ત મનુષ્યમાં પરમ તત્ત્વ પોતાની મેળેજ પ્રસન્ન થાય છે ક્રૂર બદ્ધ સૌ પ્રાણીઓ જેમ પોતાની માનો વિશ્વાસ કરે, તેમ શમયુક્ત પુરુષનો વિશ્વાસ કરે છે શમથી અંતઃકરણને જેવું સુખ થાય છે તેવું અમૃતપાનથી કે લક્ષ્મીના આલિંગનથી પણ ન થાય. શમરૂપી અમૃતથી સેવાયેલું મન જે આનંદ પામે છે, તે આનંદથી, હે રામ! કપાઈ ગયેલાં અંગો પણ ફરી ઊગે, એમ હું માનું છું બાણો જેમ વજ્રશિલાને ભેદી ન શકે, તેમ જેણે સર્વાંગે શમરૂપી કવચ પહેર્યું છે તેને કોઈપણ દુઃખો વેધી શકતાં નથી શમયુક્ત પુરુષને નીરખીને માણસને જે શાંતિ પ્રાપ્ત થાય છે તેવી શાંતિ પ્રણય કરતાં પણ પ્રિય વસ્તુને જોવાથી નથી થતી (૧૩/૫૦-૭૧)

હે રામ! જે પુરુષ સારા અથવા નરસા પદાર્થને સાંભળીને, સ્પર્શ કરીને, જોઈને, ભોગવીને, કે સૂંઘીને હર્ષ ન પામે કે ગ્લાનિ ન પામે તે પુરુષ શમયુક્ત કહેવાય છે (૧૩/૭૨)

જે મનુષ્ય સર્વ ઇંદ્રિયો જીતીને, ભૂતમાત્ર પ્રત્યે સમાનદૃષ્ટિ રાખે છે, ભવિષ્યના કોઈ સુખાદિકની ઇચ્છા કરતો નથી, કે પ્રારબ્ધવશાત્ મળેલાનો દ્વેષ કરતો નથી, તે શમયુક્ત કહેવાય છે (૧૩/૭૩)

પારકાની કુટિલતા વગેરે જાણવા છતાં નિર્મળ બુદ્ધિથી જેનાં અંદરનાં તથા બહારનાં કાર્યો સરખાં હોય છે, તે શમયુક્ત કહેવાય છે (૧૩/૭૪)

(અનુસંધાન પૃ ૪૫મે)

# બોધામૃત

હૃદયને હલાવનારાં બાપુના સૂત્રરૂપ વચનો અનેક યુગો માટે અમર રહી જશે. અહીં તો એ મહાસાગરમાંથી થોડાંક જ બિંદુઓ એકઠાં કર્યાં છે. બાપુની સાથે રહેનારા, તેમની લગોલગ જવાનું ભાગ્ય પામનારા આપણા કાન ઉપર આવાં વચનો અનેકવાર અથડાયાં હશે. કેટલા ગણ્યાંગાંઠયાંમાં એ વાસો કરી બેઠાં હશે! અનેક કોટીમાંના કેટલા વિરલનાં જીવનમાં એ માંસ, રૂધિર અને આત્મા થઈ ગયા હશે! એ વિરલ વિભૂતિઓ તરશે અને તારશે. બાકી બીજાઓનાં નામતો સમુદ્ર કાંઠેની અગણિત છીપલીઓની જેમ રેતીમાં રખડતાં હશે. અને તેનો કોઈ ભાવે નથી પુછવાનું.

### सत्य

ईश्वर के नाम तो अनेक हैं, लेकीन एकही नाम ढुंढे तो वह है सत्, सत्य. इसीलिये सत्य ही ईश्वर है.

*

### अहिंसा

सत्य के दर्शन, बगैर अहिंसा के हो ही नहीं सकते. इसीलिये कहा है की अहिंसा परमो धर्मः—

सत्य ही परमेश्वर है. सत्यका दर्शन हमारा परम कर्तव्य है. सत्यका दर्शन, सिवाय अहिंसा होना असंभव है. इसलिये अहिंसाका सर्वथा पालन हमारा कर्तव्य है. अहिंसा साधन है, सत्य ध्येय है.

सत्य की शोध और अहिंसाका पालन ब्रह्मचर्य, अस्तेय, अभय, अपरिग्रह, अगर सर्वधर्म समानत्व, अस्पृश्यतानिवारण, इत्यादी वगैर हो नहीं सकता.

*

### ब्रह्मचर्य

ब्रह्मचर्य का अर्थ यहां मनसा, वाचा, कर्मणा इंद्रियनिग्रह है. जो स्त्री गमन नहीं करता हुआ मनसे विकारमय रहता है वह सच्चा ब्रह्मचारी न माना जाय.

*

### अस्तेय

अस्तेय का अर्थ चोरी नहीं करना इतना ही तुं है. जो वस्तु की हमें आवश्यकता नहीं है उसे लेना भी चोरी है, चोरीमें हींसा तो भरी है

*

### अपरिग्रह

अपरिग्रह से मतलब यह है कि हम कोइ चीजका संग्रह न करें जीसकी हमें आज दरकार नहीं है

*

### अभय

अभय में सब प्रकार के डरका अभाव होना चाहिये, मौतका डर, मारपीटका डर, भूखका डर, अपमान का डर, लोकलाज का डर, भूतप्रेत का डर, किसी के क्रोध का डर, इन सब डरसे मुक्ति अभय है.

*

### सर्वधर्म समानत्व

जैसे हम अपने धर्मको आदर देते है वैसे ही दुसरे धर्म को दें–मात्र सहीष्णुता पर्याप्त नहीं है.

*

### अस्पृश्यता निवारण

अस्पृश्यता निवारण के मानी हरिजनों को छुना इतना हि नहीं, लेकिन उनको हमारे रिस्तेदारो जैसे समजनां अर्थात जैसे हमारे भाइ बहेनोसे बर्तते है, वैसे उनसे बर्तना, न कोइ उच्च है न कोइ नीच.

યોગશ્ચિત્ત વૃત્તિ નિરોધ વહ પાતાંજલ યોગ દર્શન કા પહલા સૂત્ર હૈ. યોગશ્ચિત્ત વૃત્તિ કા નિરોધ હૈ યાની હમારે દિલમેં ઉઠતે તરંગો પર અંકુશ રખના, ઉન્હે દબા દેના યહ યોગ હુઆ.

*

જીસકે ચિત્તમેં તરંગ ઉઠતે હી રહતે હૈ વહ સત્ય કે દર્શન કૈસે કર સકતા હૈ? ચિત્તમેં તરંગ કા ઉઠના સમુદ્રમેં તુફાન જૈસા હૈ તુફાન મેં જો સુકાની સુકાન પર કાબુ રખ સકતા હૈ વહ સલામત રહતા હૈ, ઐસે હી ચિત્ત કી અશાંતિમેં જો રામનામ કા આશ્રય લેતા હૈ વહ જીત જાતા હૈ.

*

મિથ્યા જ્ઞાનસે હમ હમેશાં ડરતે રહે, મિથ્યા જ્ઞાન વહ હૈ જો હમકો સત્યસે દૂર રખતા હૈ યા કરતા હૈ.

*

સત્ય કે દર્શન કે લિયે સંતોંકા ચરિત્ર પઢના ઔર ઉસકા મનન કરના આવશ્યક હૈ

*

જબ ભગવાન નિજ મુખમેં કહતે હૈ વે સબ પ્રાણીમેં વિહાર કરતે હૈ, તો હમ કિસસે વૈર કરેં?

*

મીરાબાઈ કે જીવનસે હમ બડી બાત યહ સીખતે કિ ઉસને ભગવાન કે લિયે અપના સબકુછ છોડા પતિ ભી શ્રદ્ધાસે મનુષ્ય કયા નહી કર સકતા? સબ કુછ કર સકતા હૈ શ્રદ્ધાસે મનુષ્ય પહાડોં કો ઉલ્લંઘન કરતા હૈ

*

જો મનુષ્ય કીસી એક ચીજ પર એક નિષ્ઠાસે કામ કરતા હૈ વહ આખીર સબ ચીજ કરને કી શક્તિ હાસીલ કરેગા

*

સચ્ચા સુખ બહારમેં નહી મિલતા હૈ ભિતરમેં હી મીલતા હૈ

*

જીસને અપના મન ખોયા ઉસને સબ ખોયા

*

સિધા રાસ્તા જૈસા સરલ હૈ ઐસા હી કઠીન હૈ ઐસા ન હોતા તો સબ સીધા રાસ્તા હી લેતે.

*

દયા ધર્મકા મુલ હૈ ઐસા તુલસીદાસજીને કહા હૈ ઔર કહતે હૈ તુલસી દયા ન છાંડીએ જબ લગ ઘટમેં પ્રાણ હમ સબ દયા કે ભિક્ષુક કૈસે દયા કરે ઔર કિસ પર?

*

એક બહનને કહા મૈં પ્રાર્થના કરતી થી અબ છોડ દી હૈ મૈંને પૂછા કયોં? ઉન્હોંને ઉત્તર દિયા કયોંકિ મૈં દિલકો ધોકા દેતીથી ઉત્તર તો ઠીક હૈ લેકિન ધોકા દેના છોડે, પ્રાર્થના કયોં છોડે?

*

કબ કા ભજન બહુત મીઠા ઔર મનનિય થા ઉસકા સાર હૈ ભગવાન ન મંદિર મેં હૈ ન મસ્જિદ મેં, ન ભીતર હૈ ન બહાર, કહીં હૈ તો દીન જનોં કી ભૂખ ઔર પ્યાસ મેં હૈ. ચલો હમ ઉનકી ભૂખ ઔર પ્યાસ મીટાને કે લિયે નિત્ય કાતે યહ ઐસી જાત મહેનત ઉનકે નિમિત્ત રામનામ લેકર કરે

*

કયા બાત હૈ કિ હમ સામાન્ય તયા ભી જુઠમેં નહિ બચતે ભયે વહ શરમ કે યા ડર કે મારે કયોં ન હો કયા અચ્છા યહ નહિ હોગા કિ હમ મૌન હી ધારણ કરે યા આપસ આપસ મેં નિડર હોકર જૈસા હમારે દિલમેં હૈ વૈસા કહે

(શ્રી નારણદાસભાઈ ગાંધીના સંગ્રહમાંથી)

---

( અનુસંધાન પૃ ૪૩ થી ચાલુ )

જેનુ મન ચંદ્રનાં બિંબ જેવુ શાંત હોય છે, તથા મરણ ઉત્સવ કે યુદ્ધ જેવા પ્રસંગોમાં પણ જેનુ મન આકુળવ્યાકુળ થતુ નથી, તે શમયુક્ત કહેવાય છે (૧૩/૭૮)

જે પોતાના મનમાં શાંતિ પામ્યો હોવાથી વિષયોમાં ડુબી જતો નથી તથા વ્યવહાર કરવા છતાં તેમાં મોહયુક્ત બની જતો નથી, તે શમયુક્ત કહેવાય છે (૧૩/૭૮)

પાર વિનાની આપત્તિઓ આવવા છતાં, તથા મોટા કલ્પપ્રલયો આવી પડવા છતાં, જેનુ મન તુચ્છ બાબતો તરફ વળતુ નથી તે શમયુક્ત કહેવાય છે (૧૩/૭૯)

તપસ્વીઓમા, પંડિતોમાં, યજ્ઞ કરાવનારાઓમાં, રાજાઓમાં બળવાનોમાં, કે ગુણીઓમાં શમયુક્ત પુરુષ જ શોભે છે (૧૩-૮૧)

હે રામ! શમ બધા ગુણોની પરાકાષ્ઠા છે, અને પુરુષાર્થના મુખ્ય આભૂષણરૂપ છે સંકટોવાળાં અને ભયનાં સ્થાનોમાં તે વિશેષ દીપી નીકળે છે મહાત્મા પુરુષો તે શમરૂપી અમૃતનો આશ્રય કરીને પરમપદ પામ્યા છે તેજ પદ્ધતિ તમે પણ સિદ્ધિ માટે અનુસરો. (૧૩/૮૩-૪)

શ્રી યોગવાસિષ્ઠમાંથી.




# મણકો—૧ લો—રેંટિયો.

પૂજ્ય બાપુના બધા લેખોના સંગ્રહમાંથી વીણેલાં મોતીઓને શું નામ આપવું? મોતીઓનો તો હાર જ સુંદર લાગે ને? તો આપણે આને ગાંધીમાળા નામ આપીએ તો ખોટું નહિ ગણાય. આ માળા આપણે શ્રધ્ધાથી ફેરવીશું તો તેમા આપણે સાચાં સ્વરાજ્યનાં દર્શન કરી શકશું, ગીતાના કૃષ્ણના દર્શન કરી શકશું અને તુલસીદાસજીના રામ પણ આમાંથી જ જડશે. રેંટિયો, સ્વદેશી, અસ્પૃશ્યતા, હરિજન ઉધ્ધાર, હિંદુમુસલમાન ઐક્ય, પ્રાર્થના, બ્રહ્મચર્ય વગેરે આ માળાના મણકાઓ છે. આ બધા મણકા બાપુની દષ્ટિએ સરખા કિંમતી છે. બાપુ આ માળા ફેરવતા જ આપણને રામરાજ્યના દર્શન કરાવવાના હતા, પણ એક વિનાશમય પળ આવીને એ માળા ફેરવનારો ચાલ્યો ગયો. માળા રહી ગઈ. બાપુ પાછળ અંજલીઓ અને આંસુઓનાં ધોધમાં એ માળાને વહેવડાવી ન દેતા એને આપણે ફેરવતા શીખીએ. એ ફેરવવા મહેનતનાં, પરસેવાનાં ટીપાં પાડવા રહ્યાં. માટે ચાલો આપણે આંસુનાં ટીપાં સૂકવીને મહેનતનાં, પરસેવાનાં ટીપાં પાડીને એ માળાને ફરતી રાખીએ.

(૩૪)

"હું ગીતાજીમાં પણ રેંટિયો જોઉં છું. તેના આધાર રૂપે મેં ત્રીજા અધ્યાયના કેટલાક પ્રખ્યાત શ્લોકો ટાંકયા છે. એ હું જાણું છું કે મેં જે અર્થ કર્યો છે તે ગીતાજીની ટીકાઓના અક્ષરમા જોવામાં નહિ આવે" છતાં એ અર્થ હું આજે નથી કરતો, પણ લગભગ ૧૯૦૯ની સાલથી કરતો આવ્યો છું. એ શ્લોકોનો ભાવાર્થ એ છે કે જે યજ્ઞ કર્યા વિના જમે છે તે ચોરી કરે છે. આમાં યજ્ઞનો અર્થ આપણે સમજીએ તો મેં કરેલો અર્થ કબૂલ કરવામાં અડચણ ન જ આવે. યજ્ઞથી પર્જન્ય થાય છે, એનો સીધો અર્થ તો એજ છે કે માણસ મજૂરી કરે તો ઝાડ ઉગે ને ઝાડ ઉગે તો વરસાદ આવે. લોકકલ્યાણ અર્થે કરેલી શારીરિક મજૂરી એ જ ખરો યજ્ઞ. પશુનો કે ફળાદિનો પણ ભોગ આપીને કરેલો હોય તે શુદ્ધ યજ્ઞ તો નથી જ. આવો સાર્વજનિક યજ્ઞ એક તો ખેતી છે. પોતાની મહેનતથી થયેલા પાકમાંથી ખેડુત થોડું જ ખાય છે. તેની મુખ્ય મહેનત જાણ્યે અજાણ્યે પણ લોક સંગ્રહ સારૂ છે. એ મહેનત બધાથી ન જ થઈ શકે. તેને સારૂ શરીર મજબૂત અને ટાઢતડકામાં કામ કરતાં કસાયેલાં હોવા જોઈએ. પણ રેંટિયો તો બધા

ચલાવે. રેંટિયામાંથી માણસ ભલે પોતાનું ભરણપોષણ ન કરી શકે પણ અંત્યનું તો કરી શકે, એ ઘરસ ચળવળમાં દાકતર રે જેવા શાસ્ત્રીએ પણ બતાવી આપ્યું. અને જ્યારે હિન્દુસ્તાન પાયમાલ થવાની અણીએ આવેલું છે ત્યારે જે વડે દેશ ટેકાશે આપી શકે તે રેંટિયો જ છે અને તેથી તે ખરો યજ્ઞ છે. 'આવા પ્રવર્તિત ચક્રને જે નથી અનુસરતો તે ખાલી પોતાના વિષયોને જ સારૂ એટલે ફોકટ જીવે છે.' એ ચક્ર અત્યારે તો રેંટિયો જ છે. જ્યારે એ શ્લોક લખાયો ત્યારે ભલે રેંટિયાનું ધ્યાન એ મહાકવિ અને ઋષિના મનમાં ન હોય, પણ કવિઓ અનન્ત કાળને સારૂ લખે છે ને તેમનાં કાવ્યોમાં તેઓએ ન કલ્પેલા એવા અર્થો સિદ્ધ થઇ શકે એ કાવ્યની પૂર્ણતા અને ખુબી છે. સિદ્ધાંત રૂપે એવાં કાવ્યો અવિચળ હોય છે તેનાં ફળો અનેક છે. અને મારો એવો નમ્ર મત છે કે અમૂલ્ય અમૃત વચનોમાંથી આપણને અનેક સુંદર ફળો ઉતારવાનો અધિકાર છે. કવિ ને કિંકર, માલિક ને મજૂર, શેઠ ને નોકર, શેઠાણી અને દાસી બધાંએ લોકકલ્યાણ અર્થે મજૂરી તો કરવી જ જોઇએ. કરોડપતિ ભલે પોતાને સારૂ મજૂરી ન કરે, રેંટિયો ન ચલાવે, પણ તેણે દેશને અર્થે, લોકને અર્થે તો રેંટિયો ચલાવ્યે જ છૂટકો. નહિ તો ગીતાવાક્ય પ્રમાણે તે ફોકટ જીવે છે."

૨૭–૧૦–૧૯૨૧

(૩૫)

રેંટિયો એક એવી શાન્તિમય ક્રિયા છે કે આપણા હૃદયને સૂતરની સાથે મેળવી દેતાં આપણા હૃદયને આપણે પ્રભુના નામ સાથે જોડી શકીએ છીએ.

૩૦–૬–૧૯૨૧

(૩૬)

"રેંટિયામાં આપણે શૌર્ય, સચ્ચાઇ, સાદાઇ અને શાન્તિ આરોપીએ છીએ, તેથી રેંટિયો વધારે ને વધારે ગુણોને પોષનારો બનશે."

૧૬–૧૦–૧૯૨૧

(૩૭)

"જેટલું નુકશાન પરદેશી કાપડના વેપારથી થયું છે તેટલું નુકશાન હિન્દને બીજી એકે વસ્તુથી નથી થયું."

૧૬–૧૦–૧૯૨૧

(૩૮)

"સ્વરાજ એવી વસ્તુ છે કે અનુભવે જ જોઇ શકાય. રોગીનો રોગ ગયો છે કે નહિ તેનું છેવટનું નિરાકરણ તો દરદી જ કરી શકે. પથારીએથી જે ઉઠી ન શકે તેવા દરદીને લાવી આવે ને ચરખી ચડે ને વૈદ્ય કહે કે તબિયત સારી છે, તો પણ દરદી તેનો ઇન્કાર કરવાનો. સ્વરાજ મળ્યું છે કે નહિ તેનો સાક્ષી દરેક માણસ જ પોતાને સારૂ થઇ શકવાનો છે. તેથી જો એમ સિદ્ધ થાય કે રેંટિયાથી, પીંજણથી, સાળથી, ખાદીથી લોકો થાક્યા છે, તો તેનો અર્થ હું એમ કરૂં કે લોકોને સ્વરાજ નથી જોઇતું. લાંઘણ કરનારને વિષે અથવા સાળ છોડી કુવામાં પડનારને વિષે એમ આપણે કહી શકીએ કે તે આપઘાત કરવા માગે છે, તેમ જે સ્વદેશીની લાંઘણ કરે તેને વિષે કહેવાય કે તે સ્વરાજ નથી ચાહતો."

૧૬–૧૦–૧૯૨૧

(૩૯)

"સ્વદેશી એ તો રાષ્ટ્રજીવનનો પ્રાણવાયુ છે. તેને માટે જેલ મળે તો તે તો મહેલ જ છે."

૨૦–૧૦–૧૯૨૧.

(૪૦)

"હિન્દુસ્તાનનું ચિન્ત રેંટિયા પર ચોંટાડનારી મોટામાં મોટી દલીલ તો ભૂખ છે. રેંટિયાનો સન્દેશો બધાથી મધુર છે કેમકે તે પ્રેમનો સન્દેશો છે. ને પ્રેમ તે સ્વરાજ છે."

૨૦–૧૦–૧૯૨૧.

(૪૧)

"હિન્દુસ્તાનના કરોડો, જેઓ આજે પશુઓ કરતાં પણ ઉતરતા થઇ પડ્યા છે અને જેઓ મરણની પથારીએ પડ્યા છે, તેઓની સાથે આપણે રેંટિયાનું અનુસંધાન કરવાનું રહ્યું છે. તેઓને હોશમાં લાવવાની માત્રા આજે રેંટિયો જ છે."

૨૦–૧૦–૧૯૨૧.

(૪૨)

"રેંટિયાની હિમાયત મજૂરીની ખાનદાનીની હિમાયત છે. હું દાવો કરીને કહી શકું છું કે રેંટિયો ખોતાં આપણે આપણું ડાબું ફેફસું ખોયું અને તેથી આપણે જલદ ક્ષયમાં સપડાયા છીએ. રેંટિયાનો પુનરુદ્ધાર આપણી ઘાસણીને રોકનારો ઇલાજ છે. કેટલીક વસ્તુઓ બધા દેશમાં બધાં માણસને કરવી પડે છે, અને કેટલીક વસ્તુઓ બધાને કોઈ કોઇ વાતાવરણમાં કરવી પડે છે રેંટિયો આપણે બધાએ આજની સ્થિતિમાં તો અવશ્ય ફેરવવો જ જોઇએ, અને ઘણાએ હમેશાં ફેરવવો જોઇએ"

૨૦-૧૦-૧૯૨૧

(૪૩)

"પરદેશી કાપડના આપણા મોહથી આપણે રેંટિયાને તેના સિંહાસનેથી પદભ્રષ્ટ કર્યો, અને તેથી પરદેશી કાપડના ઉદ્યોગને હુ પાપ ગણું છુ. મારે કબૂલ કરવું જોઇએ કે અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર વચ્ચે હું ભેદ પાડતો નથી જે અર્થશાસ્ત્ર વ્યકિત અથવા પ્રજાના હિતને ઇજા કરે તો નીતિથી વિરૂદ્ધ હોઇ પાપ છે. તેથી એક દેશને હાથે બીજા દેશને કચડવાને સારૂ અર્થશાસ્ત્રનો પ્રયોગ થાય તેને હું અનીતિ ગણું છું. મજૂરોનું લોહી ચૂસીને બનેલી વસ્તુઓ લેવી કે વાપરવી એ પાપ છે. મારી પડોશમાં રહેનાર કણીઆને ભૂખે મારીને મારે અમેરિકાથી ઘઉં મંગાવીને ખાવા એ પાપ છે તે જ પ્રમાણે મારા પડોશી કાંતનારાઓ અને વણનારાઓ મને આપે તે કપડાંથી હું મારૂં શરીર ઢાંકી શકત અને તેથી તેઓને અન્નવસ્ત્ર લેવામાં મદદ મળત એમ જાણવા છતાં વિલાયતનાં ભાતીગળ કપડાં હું પહેરૂં એ પાપ છે. અને જ્યારે મને એવું જ્ઞાન થાય ત્યારે મારાં પરદેશી કપડાં બાળી મારે પવિત્ર થવું એ મારો ધર્મ છે. અને તેવા જ્ઞાનનો ઉદય થયા પછી મારા પડોશીએ બનાવેલી ખાદીથી જ મારે સન્તોષ માનવો જોઇએ વળી મારાં બધા ભાઈબહેનો કાતવા વણવાનો ધંધો ભૂલાઈ જવાથી ઝટ ગ્રહણ ન કરે એમ જાણીને મારે તેને ગ્રહણ કરી લોકપ્રિય કરવો જોઇએ."

૨૦-૧૦-૧૯૨૧

(૪૪)

આ દેશના દારિદ્રયદુઃખના પ્રશ્નનો ઉકેલ અત્યન્ત સ્વાભાવિક રીતે, સહેલાઇથી, બહુ ખર્ચમાં ઉતર્યા વિના ને વહેવારની રીતે લાવી આપવાનું માન રેંટિયાને જ મળવાનું છે એ મારો દાવો છે. તે દરેક ઘરની આવશ્યક ને જેના વિના ન ચલાવી શકાય તેવી ઘરવખરી છે. દેશની બરકતનું ને દેશની મુકિતનું તે ચિહ્ન છે. દુનિયાના દેશોને દ્વેષનો નહિ પણ પ્રીતિનો ને સ્વાશ્રયનો સન્દેશો તેના મીઠા ગભીર સૂરથી તે સંભળાવે છે. જગતની શાંતિમા ભંગાણ પાડનાર દરિયાઇ કાફલાના અંગરક્ષકની તેને જરૂર નથી. કરોડોના એક એવા દૃઢ નિશ્ચયનીજ તેને જરૂર છે કે અમારા ઘરમાં આજે જેમ અમે અમારા કુટુંબ માટે અન્ન રાંધી લઇએ છીએ તેમ અમારા જ ઘરમાં અમે અમારા કુટુંબને માટે સૂતર કાંતી લઇશું"

૧૮-૧૨-૧૯૨૧

(૪૫)

મારી ઘણી ભૂલચૂકોને માટે હું ભવિષ્યન પ્રજાના શાપને પાત્ર ભલે હોઉં, પણ રેંટિયાને સજીવન કરવાની સલાહ આપવા સારૂ તો તેઓ મને આશિષ જ આપશે એવો મારો અચલ વિશ્વાસ છે એના ઉપર મારૂં સર્વસ્વ હું વારી જાઉં છું, કેમ કે રેંટિયાને આંટે આંટે શાન્તિના, પ્રીતિના ને બન્ધુ ભાવનાના તાર કંતાય છે, અને એ સાથે જ, જેમ તેના નાશથી હિન્દની ગુલામી આવી તેમ તેનું સ્વેચ્છાપૂર્વક પુનર્જીવન હિન્દુસ્તાનને મુક્તિ પણ આપશે જ."

૧૮-૧૨-૧૯૨૧

(૪૬)

"હું આશા રાખું છું કે દાયકંતામણની રોટલો આપનારી સુન્દર કળાને હલકી ગણી કોઈ શીખવાની ના પાડશે નહી."

૧૩-૧૧-૧૯૨૧

## —ધીરેન ગાંધી ચિત્રિત—



### ધ્યાની–બાપુ

(ગુજરાતી આવૃત્તિ)

પ્રસ્તાવના

**શ્રી. કાકાસાહેબ–કાલેલકર**

"ગાંધીજીની જીવન સાધનાની ભૂમિકાઓ આ રેખાચિત્રમાં ચિત્રકાર ઘણે અંશે વ્યક્ત કરી શક્યો છે એટલા માટે એ આપણા અભિનંદનને પાત્ર છે અને મારે મતે તો એ સપ્રેમ શુભાશિષોનો અધિકારી છે" (પ્રસ્તાવનામાંથી)

"I hope it will be a teasure to those who are devoted to Mahatmaji"

**Nandlal Bose**

### The Moods of A MAHATMA

*( English Edition )*

Introduction by **G. Vankatachalam**

"Even as mere portraits these are as good as any so far drawn by any master astist. For one of his age and experience they are highly creditable achievements. His pencil work is soft and delicate, his lines are strong and sure. Modelling is superb especially where he treats those weak expressive lips. Dhiren has certainly proved a worthy pupil of a great master, the Incomparable Nandlal Bose"

( From Introduction )



A GLIMPSE

### Into GANDHI'S SOUL

**( WOOD-CUT )**

પ્રસ્તાવના

**શ્રી. ગુરુદયાલ મલ્લિક**

(યરવડાના જેલના બંદીવાસ દરમ્યાનના ગાંધીજીના ઉપવાસના છ પ્રસંગ ચિત્રો)

"The artist has given a happy habitation to his vision. It is for the beholder to enter it and share with him the rapture, rhythm and radiance of his visualisation. One has but to be silent in the presence of pictures that they may speak"

*( from introduction )*

'આ સુંદર ચિત્રગુચ્છ ભારતનાં ઘરોને સંસ્કાર અને પવિત્રતાનું વાતાવરણ આપશે'

શ્રી રવિશંકર રાવળ

'These Wood-Cuts have achieved Greater heights in interpreting Gandhiji than mere words could ever achieve"

**"Bharat Jyoti"**



કદ ૧૧"×૧૫" કિંમત ૩-૦-૦ ટપાલ ખર્ચ જુદું. કદ ૧૧"×૧૪" કિંમત ૩-૮-૦ ટપાલ ખર્ચ જુદું.

પ્રાપ્તિસ્થાન

"રૂપાયતન" ૪૫ નહેર રોડ વિલેપાર્લે (પૂર્વ) મુંબઈ નં ૨૪

દર મહિનાની ૧૨ મી તારીખે પ્રગટ થતુ

# પ્યારાબાપુ

( માસિક )



: સંપાદક :

નવીન ગાંધી

વાર્ષિક લવાજમ રૂપિયા ૭, પરદેશમાં રૂપિયા સાડા સાત.

છૂટક નકલ દસ આના

"રૂપાયતન"

૪૫, નહેરૂ રોડ, વિલેપારલે (પૂર્વ)

આશ્રમનો પ્રાણ



જન્મ　　મગનલાલ ગાંધી　　મૃત્યુ

સંવત ૧૯૪૦ શ્રાવણ શુદ ૨)　　(સંવત ૧૯૮૪ વૈશાખ શુદ ૩

એના તેજે હું પ્રકાશ્યો ગાંધીજી

સંપાદક

નવીન ગાંધી

# रूपायतन

રૂપાયતનનો મુખ્ય આદર્શ જનતામાં લોકોપયોગી કલાનો પ્રચાર કરી સામાન્ય લોકોના જીવનમા પણ સુરૂચિ અને આનંદનું સિંચન કરવાનો અને કરાવવાનો છે. આ ધ્યેયને સિદ્ધ કરવા હવે જમીનના વધુ આવશ્યકતા લાગે છે. ત્યાં આલીશાન મકાનો નહી પણ કલાત્મક ઝૂપડાઓ હશે, ત્યા બધા ગૃહઉદ્યોગો હશે, ત્યા કલા હશે, ત્યાં સંગીત હશે. ત્યા એ વાટે જ કેળવણી અપાશ, ત્યાનું વાતાવરણ જ વિદ્યાર્થીઓની સર્જનાત્મક શક્તિ જગાડી નવી પ્રેરણા આપશે દરેક માણસમાં સર્જનાત્મક શકિત તો પડી જ હોય છે પણ એ સુષુમ દશામા હોય છે. એને પ્રગટ કરવા પ્રેરણાત્મક વાતાવરણ જ જોઇએ. આ વાતાવરણ બાપુ અને ગુરુદેવના શિક્ષણ અને સરકારના મિલનથી જ ઉદ્ભવી શકે.

મનુષ્યને જીવન જીવવા માટે જેટલી આવશ્યકતા નિદ્રા, હવા અને ખોરાકની છે તેટલી જ આવશ્યકતા, સારું અને સાદું જીવન જીવવા માટે સૌંદય પારખવાની પણ છે.

કળા જ્યારે પૂર્ણ સ્વરૂપે વિકસે છે, ટોચે પહોંચે છે ત્યારે તે પવિત્ર બને છે અને સમાજને એક દિવ્ય સંદેશ આપે છે.

અમારી આકાંક્ષા, અમારો આદર્શ અમે પૂ બાપુ અને પૂ ગુરૂદેવનાં શિક્ષણ અને સંસ્કારમાંથી મેળવ્યાં છે. અને આ બંનેના શિક્ષણ અને સંસ્કારનાં મિલનમાંથી જ રૂપાયતનનો જન્મ થયો છે

ટુંકમા રૂપાયતનનું ધ્યેય દરેક વ્યકિતની આતરશુદ્ધિ જગાડવાનું અને સૌંદર્ય પારખવાની શકિત કેળવવાનું છે. આ તેને આનંદથી ભરી દેશે અને તેને નવું રચવાને માટે પ્રેરણા આપશે

આ હેતુથી રૂપાયતનમા હાલ જે ઉદ્યોગો ચલે છે તેમાથી બનતી બધી વસ્તુઓમા સૌંદર્યની રેખા હશે. બીજાને તે જોવા માટે આમંત્રણ આપશે, અને આનંદ આપશે

કળા, આમ દુનીયામાં સેવા અને સૌંદર્યના આનંદનું પ્રતિનિધી બને છે. રૂપાયતન એ કળાનું નમ્ર સેવક છે




# પ્યારાબાપુ

આ માસિકમા મુખ્યત્વે ગાધીજીનાં તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાધીજી તથા ગુરૂદેવની વિચારશ્રેણીનો સમન્વય કરી બન્ને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કલા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણા રોજીંદા જીવનનાં પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઇત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયનક્ષી સામગ્રી આપવામા આવશે.

## સૂચનાઓ

* દર માસની ૧૨મી તારીખે અંક પ્રસિદ્ધ થશે
* પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમા તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવુ
* સરનામાનો ફેરફાર તરત જણાવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ
* 'પ્યારાબાપુ'માનાં સર્વ ચિત્રો અને છબીઓ કોપીરાઈટથી રક્ષિત છે.

## લવાજમ

દેશમાં રૂપિયા છ
પરદેશમાં રૂપિયા સાડા સાત
છુટક નકલ દસ આના

'પ્યારાબાપુ' અંગેના સઘળા પત્રવ્યવહારનું સરનામું :—

'રૂપાયતન'
૪૫, નહેરૂ રોડ, વિલેપારલે.
મુંબઇ–૨૪

**આફ્રિકામાં આ માસિકનું લવાજમ શ્રી. પ્રભુદાસ વજરીયા C/o. જે. પી. વજરીઆ પી. ઓ. ૧૨૬, નેરોબી. એ ઠેકાણે ભરી શકાશે.**

## સાભાર – સ્વીકાર

શ્રી. પુંજાભાઈ લીલાધર શેઠ, મોટી પાનેલી તરફથી 'પ્યારાબાપુ'ના ૨૫ ગ્રાહકનાં લવાજમના રૂા ૧૫૦) મળ્યા છે જે સાભાર સ્વીકારીએ છીએ

પ્રકાશક અને મુદ્રક · ધીરેન ગાંધી
"રૂપાયતન" ૪૫, નહેરૂરોડ, વિલેપારલે (પૂર્વ)

મુદ્રણસ્થાન : કનૈયાલાલ, એમિનન્ટ પ્રિંટિંગ હાઉસ
નવીવાડી, મુંબઈ નં. ૨.

વિષે આવો ભય મને કદી રાખવો જ પડ્યો નથી. તેમની પાસે અઘરામાં અઘરું કામ લેતાં મને સંકોચ નથી થયો. તેમને મેં અનેકવેળા કફોડી સ્થિતિમાં મૂકેલ છે. એ તેમણે મૂંગે મોઢે સહન કર્યું હતું. એક પણ કામ તેમણે હલકું નથી ગણ્યું.

જો મારામાં કોઈના ગુરુ થવાની લાયકાત હોત તો હું તેને મારા પ્રથમ શિષ્ય તરીકે ઓળખાવત.

જિંદગીભરમાં એકવાર એક ભાઈને મને ગુરુ ગણવાની મેં છૂટ આપી ને ગુરુપણાથી હું તૃપ્ત થઈ રહ્યો. એ તેનો દોષ નહોતો, પણ મારી અપૂર્ણતા એમાં હું જોઈ શક્યો. જે ગુરુ થાય તેનામાં શિષ્યને જે કામ સોંપે તે કરવાની શક્તિ આપવાની કળા હોવી જોઈએ. તે મારામાં નહોતી, આજે પણ નથી.

પણ જો મગનલાલ શિષ્ય નહિ હતા, તો સેવક અવશ્ય હતા. કોઈ પણ સરદારને મગનલાલના કરતાં વધારે સારો, વધારે વફાદાર સેવક ન મળે એમ હું માનું છું. આ અનુમાન થયું. પણ એમના જેવો બીજો સેવક મને નથી મળ્યો, એ અનુભવનો પુરાવો છે. મારાં સદ્ભાગ્ય એવાં છે કે મને હમેશાં શ્રદ્ધાવાન, નીતિમાન, બુદ્ધિશાળી અને કાર્યદક્ષ સખા કહો કે સેવક મળ્યા છે. પણ આ બધા સખા-સેવકોમાં મગનલાલ સર્વોપરિ હતા.

મગનલાલમાં જ્ઞાન, ભક્તિ અને કર્મની ત્રિવેણી સદાય વહેતી હતી. અને મગનલાલે પોતાનાં જ્ઞાન અને ભક્તિને કર્મયજ્ઞમાં હોમી બધાને જ્ઞાન અને ભક્તિનું ખરું સ્વરૂપ બતાવ્યું. અને તેમનું પ્રત્યેક કર્મ આમ ચેતન-જ્ઞાનમય ને શ્રદ્ધામય હોવાથી તેમનું જીવન સંન્યાસની પરાકાષ્ટાએ પહોંચ્યું હતું. મગનલાલે સર્વસ્વનો ત્યાગ કર્યો હતો. તેમના એક કર્મમાં મેં કદી સ્વાર્થ નથી જોયો. નિઃસ્વાર્થ-નિષ્કામ-કર્મ એ જ ખરો સંન્યાસ છે એમ તેમણે એકવાર નહિ, ટૂંકી મુદતને સારુ નહિ, પણ અનેકવાર, અનેક પ્રસંગોએ ચોવીસ વર્ષ લગી અખંડિત રીતે બતાવી

તેમના ચારે પુત્રોને એક

પછી એક દેશસેવાને અર્થે મને સોંપ્યા. મગનલાલ મને ૧૯૦૩ માં પ્રાપ્ત થયા. દ્રવ્યોપાર્જન અર્થે તે મારી સાથે દક્ષિણ આફ્રિકા આવ્યા. બીજા મિત્રોને તેમ તેમને ૧૯૦૪ માં દેશસેવાને અર્થે ગરીબીનો સ્વીકાર કરવા મેં નોતર્યા. તેમણે શાંત ચિત્તે મારું કહેવું સાંભળી ગરીબીનો સ્વીકાર કર્યો. ત્યારથી માંડીને દેહાંત લગી તેમનો પ્રવાહ એક જ ગતિએ અખંડિત ચાલતો આવ્યો.

દિવસે દિવસે હું જોતો આવ્યો છું કે મારી શોભામાત્ર, મારું 'મહાત્માપણું' પરાવલંબી છે. ઘણા સાથીઓની શોભાએ હું શોભ્યો છું. પણ કોઈએ એ શોભામાં મગનલાલના કરતાં વધારે ભાગ નથી લીધો. મારી પ્રત્યેક બાહ્ય અને આધ્યાત્મિક પ્રવૃત્તિમાં તેમણે મને જ્ઞાનપૂર્વક પૂરો સાથ આપ્યો છે. જેવું માન્યું છે તેવું કરવાના પ્રચંડ પ્રયત્નનો મગનલાલના કરતાં વધારે સારો નમૂનો મારી દૃષ્ટિએ નથી આવતો. વિચાર ને આચારની સમાનતા સાધતાં, સાધવામાં મગનલાલે ચોવીસે કલાક જાગૃતિ રાખી હતી. તેમાં તેમણે તેમનું શરીર નીચોવી નાખ્યું.

આ ચિત્રમાં કથપિ જો જાણ્યે કે અજાણ્યે અતિશયોક્તિ ન હોય તો કહી શકાય કે જે દેશમાં ધર્મ આમ મૂર્તિમંત થઈ શકે તે દેશનો કે ધર્મનો જય જ છે. તેથી હું ઇચ્છું છું કે મગનલાલનાં જીવનનો અભ્યાસ પ્રત્યેક દેશસેવક કરે, ને તે તેને ગમે તો તેનું અનુકરણ દૃઢતાપૂર્વક કરે. જે મગનલાલને સારુ શક્ય હતું તે પ્રયત્નવાન મનુષ્યમાત્રને સારુ શક્ય છે. મગનલાલ ખરા સિપાહી હતા તેથી તે ખરા સરદાર પણ થઈ શક્યા. કેમકે જેઓ તેમનો તાપ સહન કરી શક્યા છે તેમને હું મારી આસપાસ અત્યારે રડતા જોઈ રહ્યો છું.

આ દેશને તેમ જ જગતને સાચા સિપાહીનો ખપ છે. દેશસેવા, જગતસેવા, આત્મજ્ઞાન, ઈશ્વરદર્શન, એ નોખી વસ્તુઓ નથી, પણ એક જ વસ્તુનાં જુદાંજુદાં સ્વરૂપ છે. આનું દર્શન મગનલાલે પોતાનાં જીવનમાં કર્યું ને બીજાને કરાવ્યું. જેને જિજ્ઞાસા

થાય, તે તેમના જીવનનો અભ્યાસ કરી એ જોઇ શકે છે. મોહનદાસ કરમચંદ ગાંધી.
(૧૯૮૪ વૈશાખ શુદ ૧૦)

## શો વજ્રઘાત

બાપુની ઉપર શો વજ્રઘાત! ખાદી મંડળમાં એકપણ જણ મગનલાલભાઇની તોલે આવે તેવો નહોતો. મારો તો એને માટે પ્રેમ વધતો જ જતો હતો. ચારિત્રમાં તીર જેવા સીધા, બાળકના જેવા નિર્દોષ, એટલા તો સમજણવાળા અને મૃદુતા અને મીઠાશથી ભરેલા કે મારા જેવાની મજાક કરવાની ન રોકાય એવી વૃત્તિને પણ તે સાંખી લેતા.

આપણને સૌને માટે તે ભયંકર ખોટ છે.

બાપુને આશ્રમના દાદા ભલે કહીએ પણ મગનલાલભાઇ એ એક વડપુત્ર સમા હતા અને માતાને તો પહેલા ખોળાના પુત્રનાં મૃત્યુ જેવી મોટી ખોટ કઇ, અને એવું બીજું દુઃખ કયું! મગનલાલભાઇ જ બાપુનો સાચો જમણો હાથ હતા અને તે ગયા એમની જગા લેનાર કોઇ જ નથી કોનામાં છે એમની શ્રદ્ધા, એમનું નિયમપાલન, એમની અચલ કર્તવ્ય નિષ્ઠા, એમનાં ચારિત્રની સરલતા, એમની સમતા, એમની સ્વચ્છતા! ચ. રાજગોપાલાચાર્ય.

## અપ્રતિમ સાધક

ગાંધીજીની ઉત્તમોત્તમ કૃતિ આશ્રમ એમ ગાંધીજી અનેકવાર કહે છે, એ વાત સાચી હોય તો ગાંધીજીએ ઘડેલ ઉત્તમોત્તમ વ્યક્તિ મગનલાલભાઇ એમ હું કહું. એ ઉત્તમ વ્યક્તિને જોઇને કોઇ ગાંધીજીની કિંમત કરે તો અમને ડરવાનું કારણ નહોતું. એ ઉત્તમ વ્યક્તિને આગળ ધરીને અમારો આશ્રમ ઢંકાતો, અમે ઢંકાતા, હવે અમને કોણ ઢાંકશે!

એમની અસાધારણ જાગૃતિ અને આત્મનિષ્ઠાની જ્યોત અખંડ રાખનારી એમની ધાર્મિકતા હતી .. .

રાજાજીએ તેમના મરણથી ત્રણ વજ્રઘાત પડેલા કહ્યા છે. આશ્રમ ઉપર–ગાંધીજી ઉપર–રેંટિયા ઉપર તેમાં વધારે પડતી વાત નથી, પણ હાથમાંથી ખોયેલા હીરા પાછળ પારખનું રૂદન રહેલું છે

અને શી અનન્ય ઉપાસના! દિનરાત રેંટિયાને, પીંજણને, ચરખાને સુધારવાનું ચિંતન, તેના ઉપર જ સતત પ્રયોગો, તેને જ પ્રીત્યર્થે વિલક્ષણ શક્તિવાળા પોતાના પુત્રની શક્તિને વાળવાનો તેમનો આગ્રહ...

એમની કારીગરી, એમની મજૂરી, એમનો બધો ઉદ્યમ, એમનું બ્રહ્મચર્ય, એમનું ગાર્હસ્થ્ય, એ બધાં જ આશ્રમને અને દેશને અર્પાયેલાં હતાં. નિત્ય નવા પ્રયોગ કરનાર ગાંધીજીના પ્રતિક્ષણના ભાવો અને વૃત્તિઓને ઝીલવાની તેમની તત્પરતા અને તેમના સિદ્ધાંતોનો અમલ કરવામાં તેમણે વેઠેલાં કષ્ટો, બળાપા અને ત્યાગો બધાં આશ્રમ પ્રીત્યર્થે હતાં. આ બધી સાધના કરી તેઓ ગાંધીજીના અપ્રતિમ સેવક બન્યા હતા, અપ્રતિમ ભક્ત બન્યા હતા......

આ એકકાર્યની સાધનામય તેમની જિંદગી હતી, અને તેમનું સાધક જીવન સૌને ચેતન આપનારૂં અને દિશા દાખવનારૂં છે સાધના વડે સાધક કેટકેટલું સાધી શકે છે તેનો જ્વલંત પદાર્થપાઠ તેમનું જીવન હતું એ સાધનામાં તેમની તોલે આવનાર સેવક કોઇ જાણ્યા નથી મહાદેવ દેસાઈ.

## પૂજ્ય મગનલાલભાઈ

મગનલાલભાઇનો સ્વભાવ નાળિયેરના જેવો હતો–ઉપરથી જોતાં કઠોર પણ અંતર બહુ પ્રેમાળ. આવા બન્યા વિના સાધકના ભુક્કેભુક્કા થઇ જાય. નાળિયેર જો ઉપરથી કઠણ ન હોય તો જલદી કોહી જાય બહારના વાતાવરણની પ્રતિકૂળ અસર ન થાય એ સારૂ વૈરાગ્યનાં કઠોર કવચની અત્યંત જરૂર રહે છે, અને એ અંતરમાં પ્રેમ-ભરપૂર ભર્યો હોવો જોઇએ આમ થાય ત્યારે સાધનામાં ખરી મજા આવે છે પ્રેમાળ માણસો વૈરાગ્ય વિનાના હોવાથી સંસારમાં તણાઇ ગયા જાણ્યા છે. એવા દાખલા મારી આંખ આગળ તર્યાં કરે છે. મંગલ કાર્યોમાં નાળિયેરની પૂજા કરવાનો હિન્દુઓમાં રિવાજ છે. કઠોર વ્રતના



# બાપુનાં પ્રિય ભજનો

રાગ સારંગ—દીપચંદી તાલ.

ત્યાગ ન ટકે રે વૈરાગ વિના, કરીએ કોટિ ઉપાય જી;
અંતર ઊંડી ઇચ્છા રહે, તે કેમ કરીને તજાય જી ?—ધ્રુવ૦

વેષ લીધો વૈરાગનો, દેશ રહી ગયો દૂર જી;
ઉપર વેષ અચ્છો બન્યો, માંહી મોહ ભરપૂર જી....૧

કામ ક્રોધ લોભ મોહનું જ્યાં લગી મૂળ ન જાય જી;
સંગ પ્રસંગે પાંગરે, જોગ ભોગનો થાય જી....૨

ઉષ્ણ રતે અવની વિષે, બીજ નવ દીસે બહાર જી;
ઘન વરસે વન પાંગરે, ઇન્દ્રિય વિષય આકાર જી....૩

ચમક દેખીને લોહ ચળે, ઇન્દ્રિય વિષય સંજોગ જી;
અણભેટયે રે અભાવ છે, ભેટયે ભોગવશે ભોગ જી....૪

ઉપર તજે ને અંતર ભજે, એમ ન સરે અરથ જી;
વણસ્યો રે વર્ણાશ્રમ થકી, અંતે કરશે અનરથ જી....૫

ભ્રષ્ટ થયો જોગભોગથી, જેમ બગડયું દૂધ જી;
ગયું ઘૃત મહી માખણ થકી, આપે થયું રે અશુધ્ધ જી....૬

પળમાં જોગીને ભોગી પળમાં, પળમાં ગૃહી ને ત્યાગી જી;
નિષ્કુળાનંદ એ નરનો, વણસમજ્યો વૈરાગ જી....૭

## સ્વર્ગસ્થ પૂજ્ય

# શ્રી. મગનલાલ ખુશાલચંદ ગાંધી



મગનલાલ ગાંધી
— દક્ષિણ આફ્રિકામાં —

પૂ મગનભાઈના દેહાતને આ અખાત્રીજે વીસ વર્ષ પૂરા થાય છે પૂ બાપુના મહાન્ જીવનના પ્રથમ પચીસ વર્ષમા પહેલા અને પ્રથમ પક્તિના સેવકનુ પદ મેળવી જીવન સફળ બનાવી ગયા

૧૯૦૨ના નવેમ્બરમાં અમે બન્ને ભાઈઓ અમદાવાદમા મેટ્રિકની પરીક્ષા આપી, સાન્તાક્રુઝ પૂ બાપુજી પાસે ગયા રાત્રે જમવા બેઠા કે પૂ બાપુજી બોલ્યા, 'કેમ મગન આફ્રિકા આવવું છે ? હુ આવતે અઠવાડીએ જાઉં છું' મગનભાઈએ તરત જ જવાબ આપ્યો, "તમો લઈ જાઓ તો જરૂર આવુ " સવારે પૂ બાપુએ રાજકોટ મારા પિતાશ્રીને તાર કરી સમતિ પણ મગાવી લીધી અને મગનભાઈ આફ્રિકા જવા ઉપડયા તે તો આર્થિક કમાણીની દૃષ્ટિથી ગયા પણ દૈવે તેને માટે બીજી જ કમાણી નિર્માણ કરેલ ત્યારે કોને ખબર કે બાર વર્ષ પછી તે મહાન વ્યક્તિ બની દેશમા પાછા ફરશે? આફ્રિકામા દોઢ વર્ષ વેપારમા પડી ૧૯૦૪ મા પૂજ્ય બાપુજી કે જેઓ તે સમયે ફક્ત કાકા હતા તેની સાથે ફીનિક્સ યોજનામા પોતાનુ નામ નોંધાવ્યુ અને ફીનિક્સને શોભાવવામા પોતાનુ સર્વસ્વ આપ્યુ ૧૯૧૪ મા આફ્રિકાનો નિવાસ પૂરો કરી પૂ બાપુ ઇગ્લડ થઈ દેશમા આવવા નીકળ્યા ત્યારે મગનભાઈને ચૌદ બાળકોની ટુકડી સાથે હિન્દ તરફ રવાના કર્યા હિન્દમા આવીને પૂ બાપુજીની મહાન્ કૃતિ સત્યાગ્રહાશ્રમ રચ્યુ પૂ બાપુજી આવા કાર્યો મગનભાઈની શક્તિને આધારે શરૂ કરી દેતા તે સ્વમુખે કહેલ છે આજનો વૃદ્ધ નેતાગણ તો મગનભાઈને પૂરી રીતે જાણે છે પણ આજના યુવાન વર્ગને તેનો શુ પરિચય હોય ? યુવકવર્ગ તેનુ જીવન જાણે, તેનો અભ્યાસ કરે અને તેનુ અનુકરણ દ્રઢતાપૂર્વક કરે તે હેતુથી પૂ બાપુજીએ મગનભાઈના દેહાત પછી જે ચિત્ર આપ્યુ તે "પ્યારાબાપુ" માટે મોકલુ છુ

નારણદાસ ખુ. ગાંધી.

## આશ્રમનો પ્રાણ

શ્રી વલ્લભભાઈને જ્યારે મગનલાલ ગાંધીના દેહાંતના ખબર મળ્યા ત્યારે તેમણે તાર કર્યો 'આશ્રમનો પ્રાણ ચાલ્યો ગયો ' આમાં અતિશયોક્તિ નહોતી. તેમના વિના સત્યાગ્રહાશ્રમની હસ્તી જ હું નથી કલ્પી શકતો. મારાં અનેક કાર્યોની ઉત્પત્તિનું કારણ મગનલાલની હસ્તીનું ભાન હતુ જો કોઈની વચ્ચે ને મારી વચ્ચે અભેદ હતો તો તે મગનલાલ અને મારી વચ્ચે. 'અમુક વાતમાં એને દુખ લાગી જશે તો!' એવો ભય આપણને દીકરાના વિષે, સ્વપત્ની વિષે પણ ઘણી વાર રાખવો પડે છે મગનલાલને

"અને હમેશાં શ્રદ્ધાવાન, નીતિમાન, બુદ્ધિશાળી અને કાર્યદક્ષ સખા હો કે સેવક મળ્યા છે. પણ આ બધા સખા-સેવકોમાં મગનલાલ સર્વોપરિ હતા."

ગાંધીજી.

"મારું 'મહાત્માપણું' પરાવલંબી છે, ઘણા સાથીઓની શોભાએ હું શોભ્યો છું પણ કોઈએ એ શોભમાં મગનલાલના કરતાં વધારે ભાગ નથી લીધો."

ગાંધીજી.

વર્ષ ૧ | ૧૨ મે ૧૯૪૮ | અંક ૪

## વિષયસૂચિ



મગનલાલભાઈ ગાંધીના મૃત્યુદિને સાંજની પ્રાર્થનામાં

## પૂ. બાપુજીના ઉદ્‌ગારો

* " આશ્રમનો પ્રાણ એ હતો, હું નથી."
* " એના તેજે હું પ્રકાશ્યો."
* " તમારો આદર્શ મગનલાલ હતો, મારો આદર્શ પણ એ હતો."
* " એના જેવો મને સરદાર મળ્યો હોત તો એણે મારી જેટલી સેવા કરી તેટલી મારાથી એની ન થાત."
* " એનું જીવન સંપૂર્ણ હતું."
* " આશ્રમનો પ્રાણ એ હતો. મેં તો રખડ્યા કીધું અને આશ્રમને બેવફા રહ્યો. એણે આશ્રમની સેવામાં કાયા નીચોવી નાંખી."
* " હું મીરાંબાઈની જેમ ઝેરના પ્યાલા પી શકું એમ છું, સરપ કોઈ મારે ગળે વીંટાળે તો તે સહન કરી શકું એમ છું, પણ આ વિયોગ એ કરતાં [illegible] કરી એનું ગુણકીર્તન કરી એની મૂર્તિને મેં ત્યાં સ્થાપ



# બાપુનાં પ્રિય ભજનો

રાગ સારંગ—દીપચંદી તાલ.

ત્યાગ ન ટકે રે વૈરાગ વિના, કરીએ કોટિ ઉપાય જી;
અંતર ઊંડી ઇચ્છા રહે, તે કેમ કરીને તજાય જી ?–ધ્રુવ૦

વેષ લીધો વૈરાગનો, દેશ રહી ગયો દૂર જી;
ઉપર વેષ અચ્છો બન્યો, માંહી મોહ ભરપૂર જી....૧

કામ ક્રોધ લોભ મોહનું જ્યાં લગી મૂળ ન જાય જી;
સંગ પ્રસંગે પાંગરે, જોગ ભોગનો થાય જી....૨

ઉષ્ણ રતે અવની વિષે, બીજ નવ દીસે બહાર જી;
ઘન વરસે વન પાંગરે, ઇન્દ્રિય વિષય આકાર જી....૩

ચમક દેખીને લોહ ચળે, ઇન્દ્રિય વિષય સંજોગ જી;
અણભેટ્યે રે અભાવ છે, ભેટ્યે ભોગવશે ભોગ જી....૪

ઉપર તજે ને અંતર ભજે, એમ ન સરે અરથ જી;
વણસ્યો રે વર્ણાશ્રમ થકી, અંતે કરશે અનરથ જી....૫

ભ્રષ્ટ થયો જોગભોગથી, જેમ બગડ્યું દૂધ જી;
ગયું ઘૃત મહી માખણ થકી, આપે થયું રે અશુધ્ધ જી....૬

પળમાં જોગીને ભોગી પળમાં, પળમાં ગૃહી ને ત્યાગી જી;
નિષ્કુળાનંદ એ નરનો, વણસમજ્યો વૈરાગ જી....૭

### સ્વર્ગસ્થ પૂજ્ય

# શ્રી. મગનલાલ ખુશાલચંદ ગાંધી



મગનલાલ ગાંધી.
— દક્ષિણ આફ્રિકામાં :—

પૂ. મગનભાઈના દેહાંતને આ અખાત્રીજે વીસ વર્ષ પૂરાં થાય છે. પૂ. બાપુના મહાન્ જીવનના પ્રથમ પચીસ વર્ષમાં પહેલાં અને પ્રથમ પંક્તિના સેવકનું પદ મેળવી જીવન સફળ બનાવી ગયા

૧૯૦૨ના નવેમ્બરમાં અમે બન્ને ભાઈઓ અમદાવાદમાં મેટ્રિકની પરીક્ષા આપી, સાન્તાક્રુઝ પૂ બાપુજી પાસે ગયા. રાત્રે જમવા બેઠા કે પૂ. બાપુજી બોલ્યા, "કેમ મગન આફ્રિકા આવવું છે? હું આવતે અઠવાડીએ જાઉં છું.' મગનભાઈએ તરત જ જવાબ આપ્યો, "તમો લઈ જાઓ તો જરૂર આવુ." સવારે પૂ બાપુએ રાજકોટ મારા પિતાશ્રીને તાર કરી સંમતિ પણ મંગાવી લીધી. અને મગનભાઈ આફ્રિકા જવા ઉપડયા. તે તો આર્થિક કમાણીની દૃષ્ટિથી ગયા પણ દૈવે તેને માટે બીજી જ કમાણી નિર્માણ કરેલ ત્યારે કોને ખબર કે બાર વર્ષ પછી તે મહાન વ્યક્તિ બની દેશમાં પાછા ફરશે? આફ્રિકામાં દોઢ વર્ષ વેપારમાં પડી ૧૯૦૪ માં પૂજ્ય બાપુજી કે જેઓ તે સમયે ફક્ત કાકા હતા તેની સાથે ફીનિક્સ યોજનામાં પોતાનું નામ નોંધાવ્યું. અને ફીનિક્સને શોભાવવામાં પોતાનું સર્વસ્વ આપ્યું. ૧૯૧૪ માં આફ્રિકાનો નિવાસ પુરો કરી પૂ બાપુ ઈંગ્લંડ થઈ દેશમાં આવવા નીકળ્યા ત્યારે મગનભાઈને ચૌદ બાળકોની ટુકડી સાથે હિન્દ તરફ રવાના કર્યા. હિન્દમાં આવીને પૂ. બાપુજીની મહાન્ કૃતિ સત્યાગ્રહાશ્રમ રચ્યું. પૂ. બાપુજી આવાં કાર્યો મગનભાઈની શકિતને આધારે શરૂ કરી દેતા તે સ્વમુખે કહેલ છે. આજનો વૃધ્ધ નેતાગણ તો મગનભાઈને પૂરી રીતે જાણે છે. પણ આજના યુવાન વર્ગને તેનો શું પરિચય હોય? યુવકવર્ગ તેનું જીવન જાણે, તેનો અભ્યાસ કરે અને તેનું અનુકરણ દૃઢતાપૂર્વક કરે તે હેતુથી પૂ બાપુજીએ મગનભાઈના દેહાંત પછી જે ચિત્ર આપ્યું તે "પ્યારાબાપુ" માટે મોકલુ છું.

નારણદાસ ખુ. ગાંધી.

## આશ્રમનો પ્રાણ

શ્રી. વલ્લભભાઈને જ્યારે મગનલાલ ગાંધીના દેહાંતના ખબર મળ્યા ત્યારે તેમણે તાર કર્યોઃ 'આશ્રમનો પ્રાણ ચાલ્યો ગયો.' આમાં અતિશયોક્તિ નહોતી. તેમના વિના સત્યાગ્રહાશ્રમની હસ્તી જ હું નથી કલ્પી શકતો. મારાં અનેક કાર્યોની ઉત્પત્તિનું કારણ મગનલાલની હસ્તીનું જ્ઞાન હતું. જો કોઈની વચ્ચે ને મારી વચ્ચે અભેદ હતો તો તે મગનલાલ અને મારી વચ્ચે. 'અમુક વાતમાં એને દુઃખ લાગી જશે તો!' એવો ભય આપણને દીકરાના વિષે, સ્વપત્ની વિષે પણ ઘણી વાર રાખવો પડે છે. મગનલાલને

વિષે આવો ભય મને કદી રાખવો જ પડ્યો નથી. તેમની પાસે અધરામાં અધરૂં કામ લેતાં મને સંકોચ નથી થયો. તેમને મેં અનેકવેળા કફોડી સ્થિતિમાં મૂકેલ છે. એ તેમણે મૂગે મોઢે સહન કર્યું હતું. એક પણ કામ તેમણે હલકું નથી ગણ્યું.

જો મારામાં કોઈના ગુરુ થવાની લાયકાત હોત તો હું તેને મારા પ્રથમ શિષ્ય તરીકે ઓળખાવત.

જિંદગીભરમાં એકવાર એક ભાઈને મને ગુરુ ગણવાની મેં છૂટ આપી ને ગુરુપણાથી હું તૃપ્ત થઈ રહ્યો. એ તેનો દોષ નહોતો, પણ મારી અપૂર્ણતા એમાં હું જોઈ શક્યો. જે ગુરુ થાય તેનામાં શિષ્યને જે કામ સોંપે તે કરવાની શક્તિ આપવાની કળા હોવી જોઈએ. તે મારામાં નહોતી, આજે પણ નથી.

પણ જો મગનલાલ શિષ્ય નહિ હતા, તો સેવક અવસ્ય હતા. કોઈ પણ સરદારને મગનલાલના કરતાં વધારે સારો, વધારે વફાદાર સેવક ન મળે એમ હું માનું છું. આ અનુમાન થયું. પણ એમના જેવો બીજો સેવક મને નથી મળ્યો, એ અનુભવનો પુરાવો છે. મારાં સદ્ભાગ્ય એવાં છે કે મને હમેશાં શ્રદ્ધાવાન, નીતિમાન, બુદ્ધિશાળી અને કાર્યદક્ષ સખા કહો કે સેવક મળ્યા છે. પણ આ બધા સખા-સેવકોમાં મગનલાલ સર્વોપરિ હતા.

મગનલાલમાં જ્ઞાન, ભક્તિ અને કર્મની ત્રિવેણી સદાય વહેતી હતી. અને મગનલાલે પોતાનાં જ્ઞાન અને ભક્તિને કર્મયજ્ઞમાં હોમી બધાને જ્ઞાન અને ભક્તિનું ખરૂં સ્વરૂપ બતાવ્યું. અને તેમનું પ્રત્યેક કર્મ આમ ચેતન-જ્ઞાનમય ને શ્રદ્ધામય હોવાથી તેમનું જીવન સંન્યાસની પરાકાષ્ટાએ પહોંચ્યું હતું. મગનલાલે સર્વસ્વનો ત્યાગ કર્યો હતો. તેમનાં એકે કર્મમાં મેં કદી સ્વાર્થ નથી જોયો. નિ:સ્વાર્થ-નિષ્કામ-કર્મ એ જ ખરો સંન્યાસ છે એમ તેમણે એકવાર નહિ, ટૂંકી મુદતને સારૂ નહિ, પણ અનેકવાર, અનેક પ્રસંગોએ ચોવીસ વર્ષ લગી અખંડિત રીતે બતાવી આપ્યું હતું.

મગનલાલના પિતાશ્રીએ તેમના ચારે પુત્રોને એક પછી એક દેશસેવાને અર્થે મને સોંપ્યા. મગનલાલ મને ૧૯૦૩ માં પ્રાપ્ત થયા. દ્રવ્યોપાર્જન અર્થે તે મારી સાથે દક્ષિણ આફ્રિકા આવ્યા. બીજા મિત્રોને તેમ તેમને ૧૯૦૪ માં દેશસેવાને અર્થે ગરીબીનો સ્વીકાર કરવા મેં નોતર્યા. તેમણે શાંત ચિત્તે મારૂં કહેવું સાંભળી ગરીબીનો સ્વીકાર કર્યો. ત્યારથી માંડીને દેહાંત લગી તેમનો પ્રવાહ એક જ ગતિએ અખંડિત ચાલતો આવ્યો.

દિવસે દિવસે હું જોતો આવ્યો છું કે મારી શોભામાત્ર, મારૂં 'મહાત્માપણું' પરાવલંબી છે. ઘણા સાથીઓની શોભાએ હું શોભ્યો છું. પણ કોઈએ એ શોભામાં મગનલાલના કરતાં વધારે ભાગ નથી લીધો. મારી પ્રત્યેક બાહ્ય અને આધ્યાત્મિક પ્રવૃત્તિમાં તેમણે મને જ્ઞાનપૂર્વક પૂરો સાથ આપ્યો છે. જેવું માન્યું છે તેવું કરવાના પ્રચંડ પ્રયત્નનો મગનલાલના કરતાં વધારે સારો નમૂનો મારી દ્રષ્ટિએ નથી આવતો. વિચાર ને આચારની સમાનતા સાધતાં, સાધવામાં મગનલાલે ચોવીસે કલાક જાગૃતિ રાખી હતી. તેમાં તેમણે તેમનું શરીર નીચોવી નાખ્યું.

આ ચિત્રમાં ક્યપિ જો જાણ્યે કે અજાણ્યે અતિશયોક્તિ ન હોય તો કહી શકાય કે જે દેશમાં ધર્મ આમ મૂર્તિમંત થઈ શકે તે દેશનો કે ધર્મનો જય જ છે. તેથી હું ઇચ્છું છું કે મગનલાલનાં જીવનનો અભ્યાસ પ્રત્યેક દેશસેવક કરે, ને તે તેને ગમે તો તેનું અનુકરણ દ્દઢતાપૂર્વક કરે. જે મગનલાલને સારૂ શક્ય હતું તે પ્રયત્નવાન મનુષ્યમાત્રને સારૂ શક્ય છે. મગનલાલ ખરા સિપાહી હતા તેથી તે ખરા સરદાર પણ થઈ શક્યા. કેમકે જેઓ તેમનો તાપ સહન કરી શક્યા છે તેમને હું મારી આસપાસ અત્યારે રડતા જોઈ રહ્યો છું.

આ દેશને તેમ જ જગતને સાચા સિપાહીનો ખપ છે. દેશસેવા, જગતસેવા, આત્મજ્ઞાન, ઈશ્વરદર્શન, એ નોખી વસ્તુઓ નથી, પણ એક જ વસ્તુનાં જુદાંજુદાં સ્વરૂપ છે. આનું દર્શન મગનલાલે પોતાનાં જીવનમાં કર્યું ને બીજાને કરાવ્યું. જેને જિજ્ઞાસા

થાય તે તેમનાં જીવનનો અભ્યાસ કરી એ જોઇ શકે છે. મોહનદાસ કરમચંદ ગાંધી.

(૧૯૮૪ વૈશાખ શુદ ૧૦)

## શો વજ્રઘાત

બાપુની ઉપર શો વજ્રઘાત ! ખાદી મંડળમાં એકપણ જણ મગનલાલભાઇની તોલે આવે તેવો નહોતો. મારો તો એને માટે પ્રેમ વધતો જ જતો હતો. ચારિત્ર્યમાં તીર જેવા સીધા, બાળકના જેવા નિર્દોષ, એટલા તો સમજણવાળા અને મૃદુતા અને મીઠાશથી ભરેલા કે મારા જેવાની મજાક કરવાની ન રોકાય એવી વૃત્તિને પણ તે સાંખી લેતા.

આપણને સૌને માટે તે ભયંકર ખોટ છે.

બાપુને આશ્રમના દાદા ભલે કહીએ પણ મગનલાલભાઇ એ એક વડપુત્ર સમા હતા અને માતાને તો પહેલા ખોળાના પુત્રનાં મૃત્યુ જેવી મોટી ખોટ કઇ, અને એવું બીજું દુ:ખ કયું ? મગનલાલભાઇ જ બાપુનો સાચો જમણો હાથ હતા અને તે ગયા એમની જગા લેનાર કોઇ જ નથી. કોનામાં છે એમની શ્રદ્ધા, એમનું નિયમપાલન, એમની અચલ કર્તવ્યનિષ્ઠા, એમના ચારિત્ર્યની સરલતા, એમની સમતા, એમની સ્વચ્છતા ? ચ. રાજગોપાલાચાર્ય.

## અપ્રતિમ સાધક

ગાંધીજીની ઉત્તમોત્તમ કૃતિ આશ્રમ એમ ગાંધીજી અનેકવાર કહે છે, એ વાત સાચી હોય તો ગાંધીજીએ ઘડેલ ઉત્તમોત્તમ વ્યક્તિ મગનલાલભાઇ એમ હું કહું. એ ઉત્તમ વ્યક્તિને જોઇને કોઇ ગાંધીજીની કિંમત કરે તો અમને ડરવાનું કારણ નહોતું. એ ઉત્તમ વ્યક્તિને આગળ ધરીને અમારો આશ્રમ હંકાતો, અમે હંકાતા, હવે અમને કોણ હાંકશે !

એમની અસાધારણ જાગૃતિ અને આત્મનિષ્ઠાની જ્યોત અખંડ રાખનારી એમની ધાર્મિકતા હતી .....

રાજાજીએ તેમના મરણથી ત્રણ વજ્રઘાત પડેલા કહ્યા છે. આશ્રમ ઉપર–ગાંધીજી ઉપર–રેંટિયા ઉપર તેમાં વધારે પડતી વાત નથી, પણ હાથમાંથી ખોવેલા હીરા પાછળ પારખનું રુદન રહેલું છે

અને શી અનન્ય ઉપાસના ! દિનરાત રેંટિયાને, પીંજણને, ચરખાને સુધારવાનું ચિંતન, તેના ઉપર જ સતત પ્રયોગો, તેને જ પ્રીત્યર્થે વિચક્ષણ શક્તિવાળા પોતાના પુત્રની શક્તિને વાળવાનો તેમનો આગ્રહ...

એમની કારીગરી, એમની મજૂરી, એમનો બધો ઉદ્યમ, એમનું બ્રહ્મચર્ય, એમનું ગાર્હસ્થ્ય, એ બધાં જ આશ્રમને અને દેશને અર્પિત હતાં. નિત્ય નવા પ્રયોગ કરનાર ગાંધીજીના પ્રતિક્ષણના ભાવો અને વૃત્તિઓને ઝીલવાની તેમની તત્પરતા અને તેમના સિદ્ધાંતોનો અમલ કરવામાં તેમણે વેઠેલાં કષ્ટો, બળાપા અને ત્યાગો બધાં આશ્રમ પ્રીત્યર્થે હતાં. આ બધી સાધના કરી તેઓ ગાંધીજીના અપ્રતિમ સેવક બન્યા હતા, અપ્રતિમ ભક્ત બન્યા હતા......

આ એકકાઇની સાધનામય તેમની જિંદગી હતી, અને તેમનું સાધક જીવન સૌને ચેતન આપનારું અને દિશા દાખવનારું છે સાધના વડે સાધક કેટકેટલું સાધી શકે છે તેનો જ્વલંત પદાર્થપાઠ તેમનું જીવન હતું. એ સાધનામાં તેમની તોલે આવનાર સેવક કોઇ જાણ્યા નથી. મહાદેવ દેસાઇ.

## પૂજ્ય મગનલાલભાઇ

મગનલાલભાઇનો સ્વભાવ નાળિયેરના જેવો હતો–ઉપરથી જોતાં કઠોર પણ અંતર બહુ પ્રેમાળ. આવા બન્યા વિના સાધકના ભુક્કેભુક્કા થઇ જાય. નાળિયેર જો ઉપરથી કઠણ ન હોય તો જલદી કોહી જાય. બહારના વાતાવરણની પ્રતિકૂળ અસર ન થાય એ સારુ વૈરાગ્યનાં કઠોર કવચની અત્યંત જરૂર રહે છે, અને એ અંતરમાં પ્રેમ-ભરપૂર ભર્યો હોવો જોઇએ. આમ થાય ત્યારે સાધનામાં ખરી મજા આવે છે. પ્રેમાળ માણસો વૈરાગ્ય વિનાના હોવાથી સંસારમાં તણાઇ ગયા જાણ્યા છે. એવા દાખલા મારી આંખ આગળ તર્યાં કરે છે. મંગલ કાર્યોમાં નાળિયેરની પૂજા કરવાનો હિન્દુઓમાં રિવાજ છે. કોર મતના

કવચથી પ્રેમાળપણું રક્ષાયેલું હોય તો જ મંગલ કાર્યો પાર પડે છે, એ એનું રહસ્ય છે. મગનલાલભાઇનું જીવન મંગલ નીવડયાનું કારણ એમનો નાળિયેર જેવો સ્વભાવ.

હિન્દુસ્તાન એ સંતોની ભૂમિ છે, એ ભૂમિમાં અનાદિ કાળથી સંતો પાકતા આવ્યા છે. આજના આપણા પતિત કાળમાં પણ માતાએ હજી પોતાનું બિરદ છોડયું નથી. હજી પણ 'जगाचा कल्याणा संतांचा विभूति' તે નિર્માણ કર્યે જાય છે.

આવી 'संतांचा विभूति' માં મગનલાલભાઇને ગણવામાં મને જરા સંકોચ થતો નથી.

વધારે શું લખું? સંતોનાં ચરણો પર માથું મૂકીને સમાપ્ત કરૂં છું. વિનોબા ભાવે.

## કાલોપાસાક મગનલાલભાઈ.

આ દુનિયામાં અત્યંત મોંઘી વસ્તુ તે કાળ છે. દિન પર દિન ઘટતી મૂડી પર જિંદગીનો વેપાર કરવાનો હોય છે. એમાં એક ક્ષણ પણ કેમ બગાડાય? આ જાગૃતિ મગનલાલભાઇમાં અખંડ રહેતી. તેથી જ તેઓ આટલા અલ્પ કાળમાં આટલી તપસ્યા બતાવી શકયા. અને જાણે अति दीर्घे जीवित्ते को रमेत। કહી ચાલ્યા ગયા. કાળ એમને ન હરાવી શકયો.

કાકા કાલેલકર.

## આશ્રમનો સ્તંભ પડયો.

મગનલાલનાં અકાળ અને ખેદજનક અવસાનનો તાર વાંચી આભો જ બની ગયો. આશ્રમ આખો દિલગીરીમાં ડૂબી ગયો છે. સત્યાગ્રહ આશ્રમનો થાંભલો પડયો. બાપુની ગેરહાજરીમાં એ એક જ પુરૂષે આશ્રમ સાચવેલું, અને આશ્રમની બાહ્ય રચના તો બધીજ એમને આભારી હતી. આશ્રમ અને આખા ગુજરાતને તેમ દેશને ભારે ખોટ ગઈ છે.

ખાદીનો એ પ્રાણ કહીએ તો ચાલે. એમની ખોટ પૂરી થઈ શકે એમ નથી.

એ ખોટ મને તો ખૂબ સાલે છે. આ વખતે ગયા ત્યારે મારી રજા માગેલી તે હું નહોતો આપતો, કારણ કે મારે એમનું બહુ કામ હતું. એમનું કામ બીજાથી થઈ શકે એમ નહોતું. જ્યારે એમણે તુરત પાછા ફરવાની શરતે રજા માગી ત્યારે મેં લાચારીથી આપી. હજીયે એ ગયા એમ મારા માનવામાં આવતું નથી. હું આશ્રમમાં આવતો થયો ત્યારથી જ મારી આંખ એમના ઉપર ઠરી. અને હું અને એ બેઉ સગા અને સમોવડિયા ભાઇ હોઇએ એમ મને લાગવા માંડયું. જો કોઇ પણ વ્યકિત પ્રસંગે અપ્રસંગે જ્યારે જ્યારે હું જાઉં ત્યારે કંઇ ને કંઇ કામમાં રોકાયેલ હોય તો તે મગનલાલભાઈ. મેં એમને કોઈ વખત નવરા ભાળ્યા જ નથી. એમનું શરીર ખૂબ કસાયેલું અને વજ્ર જેવું હતું. પરંતુ છેલ્લાં બે ત્રણ વર્ષથી એમનાં શરીર ઉપર હદ ઉપરાંત બોજો ઉઠાવ્યાનાં અને કંઇક માનસિક ચિંતાનાં ચિહ્ન માલૂમ પડતાં હતાં.

આશ્રમ તો એમણે જ ઊભું કરેલું છે. આપનો બધો જ બોજો એ પોતે ઊઠાવી અથાગ મહેનત કરતા હતા. અને આપ બે વર્ષ જેલમાં રહ્યા, ત્યારે તો બધો જ બોજો એમને માથે પડયો. આપનું તો સૌ માન પણ રાખે, કોઈ વાત ગમે કે ન ગમે તોપણ બધા કબૂલ રાખે, પરંતુ આપની ગેરહાજરીમાં આશ્રમનો બોજો ઊઠાવનારને કાંટાની પથારીમાં સુવાનું હતું, અને એ તો મગનલાલ જેવા મજબૂત મનના ઉગ્ર તપશ્ચર્યા કરનારનું જ કામ, બીજાનું ગજું નહિ. દૂર રહ્યો રહ્યો કોઈ કોઈ વખત એમની આ સ્થિતિમાં કંઇક મનનો ભાર હલકો થાય તે સારૂ તેમની પાસે જઇ મીઠી મીઠી વાતો કરતો અને તેમનું મન કંઇક હળવું થતું.

આશ્રમમાં એમના જેટલું તપ કોઇએ કર્યું નથી અને આપના સિદ્ધાન્તોનો સર્વાંશે અમલ કરવાનો સતત પ્રયત્ન તો એમણે જ કરેલો એમ હું માનું છું. ખાદીનું બીજ આપે વાવ્યું પણ તે ઊગતાંની સાથે તેને પાણી પોષી સંભાળથી ઊછેરનાર તો એ જ હતા.

ગુજરાતના જાહેર હિતના કામમાં તેમણે અને અનેક પ્રસંગે અમૂલ્ય સહાય આપી છે. છેલ્લું રેલ

સ. ૬૮ વખતનું તેમનું કાર્ય તો અદ્ભૂત હતું વિઠ્ઠલપુર બાંધવાનું કામ તો અધૂરું મૂકીને જ ગયા

મને લાગે છે કે આપના સાથીઓ બધા જ અપૂર્ણ છે, અને તેથી હિંદુસ્તાનમાં આજે આપના સિદ્ધાન્તોનો અમલ થતો નથી, એટલે ઈશ્વરની ઈચ્છા જ એવી હશે કે બધા અપૂર્ણ સાથીઓ સાથે આપે ફરીથી જન્મ લેવો અને દેશનો ઉદ્ધાર કરવો અને તેની ભૂમિકા તૈયાર કરવાને મગનલાલભાઈને આગળ મોકલ્યા હોય તો કોને ખબર છે? એને ગમ્યું એ ખરું જે કરતો હશે તે સારાને માટે જ કરતો હશે

આપનો તો આ ઉમ્મરે આધાર ગયો પણ આપતો અમને સૌને દિલાસો આપનાર એટલે અમારે આપને શું લખવાનું હોય? હું હાલ તો અહીંનું કામ છોડી આવી શકું એમ નથી બાકી એક વખત આ પ્રસંગે મળી જવાની ખૂબ ઈચ્છા થાય છે

વલ્લભભાઈ પટેલ

## ધન્ય મગનભાઈ!

મુ. મગનલાલભાઈનું ગુજરી જવું આપને માટે એટલું ભયંકર છે કે તેની પૂરી કલ્પના નથી આવી શકતી ગઈ કાલે રાતે હું ફીનિક્સથી માંડીને મુ. મગનલાલભાઈ સાથેનો આખો સંબંધ મનમાં ઘોળી રહ્યો હતો શાથી એ વિચારો આવ્યા એ કહી નથી શકતો તેઓ પટણામાં બીમાર છે એવો ખ્યાલ પણ નહોતો છતાં એકાએક 'મગનભાઈને ધન્ય છે' એમ મારા મોંમાંથી નીકળ્યું

આશ્રમમાં અત્યારે ઉદ્વેગ વર્તી રહ્યો હશે. શોકાતુરની મંડળીમાં હું પણ આવી જાઉં, છતાં હજુ 'ધન્ય મગનભાઈ'નો ઉદ્ગાર નીકળ્યા કરે છે તેમણે આપનાં કાર્યમાં જે શક્તિ રેડી એ બીજા કોઈએ નથી રેડી. તેમણે જે ઉપાડ્યું તે દીપાવ્યું અને પૂરું કર્યું તેમના વિના આજે રેંટિયો ક્યાં હોત! તેમનો આદર્શવાદ આશ્રમના પાયામાં જડેલો તેમનું એકે કામ અધૂરું નથી રહ્યું એ તેમના આત્માને શાન્તિ આપશે. હમણાં તેઓ કંઈક હતાશ હતા, પણ તેમનો આત્મા ઊંચે ચડ્યો હતો. આશ્રમમાં તેમની સાથે અહીં આવતા પહેલાં મારે વિગતવાર વાતો થયેલી એ ખ્યાલ મને આજે થોડોઘણો સંતોષ પમાડે છે તેમનો સંયમરાગ મોટમોટાને પણ અદેખાઈ ઉપજાવે એવો હતો અને તે દિવસે સાંજે તેમણે પોતાના અમૂલ્ય અનુભવો મને સંભળાવ્યા હતા. હું તેમના હૃદયમાં એ વાતચીત પછી વધુ પ્રવેશ પામ્યો ત્યારે મારા હૃદયની તેમના પ્રત્યેની પૂજ્ય ભાવનામાં વધારો ઘટાડાનો સવાલ જ નહોતો રહ્યો. તેમનું મરણ મને નમ્રતા શીખવે છે મરણ ગમે તેની આગળ ગમે ત્યારે આવી ઉભું રહે છે, એના દાખલાની મને જરૂર હતી તે મળ્યો. તે દરમિયાન તેમની જિંદગીનું અનુકરણ એ જ સીધો અને સરળ માર્ગ છે તેમના તપને કેટલા પહોંચી શકશું! આપણે સદ્ગતનું સ્મારક શું બાંધશું? આજે સૌએ ઉપવાસ તો કર્યો આજે કોઈને અન્ન ભાવે જ કેમ? પણ આગળ? મને મારા સંયમના પ્રયત્નોમાં વધુ પ્રયત્નવાન થવાનું બળ મળ્યું છે એ ઉપરાંત કશું કહી નથી શકતો તેમના આત્માને જાગૃત રાખવાને આશ્રમ તો કંઈક કરશે જ મારા જેવા બહાર રહેનાર તેમાં જે ભાગ આપી શકે અને જે માગણી થાય તે આપે. અત્યારે તો આજની તિથિ મારે માટે હંમેશાં 'સંયમતિથિ' રહેશે અને તે દિવસે ઉપવાસ નહિ પણ જેને સંયમનું વધુ સારું લક્ષણ ગણાય તે અત્યંત અલ્પાહાર કરીશ એક વર્ષ સુધી દર અઠવાડિયે હું સંયમતિથિ પાળીશ અને એ ઉપરાંત આશ્રમમાં જે થશે તેમાં ભાગ આપીશ

દેવદાસ ગાંધી,

## મારો સર્વોત્તમ સાથી.

એનું જીવન એ મારે માટે દીક્ષા સમાન છે, અધ્યાત્મના સિદ્ધાંતના સામર્થ્યનો પ્રત્યક્ષ પુરાવો છે એણે થોડા દિવસને માટે નહિ થોડા મહિના માટે નહિ, પણ બારસો ચોવીસ વર્ષ સુધી—પણ એ મુદ્દત હવે કેટલી ટૂંકી લાગે છે!—એણે પોતાના જીવનથી સિદ્ધ કરેલું હું જોઈ શક્યો કે દેશસેવા જગતની સેવા અને આત્મસાક્ષાત્કાર કે ઈશ્વરસાક્ષાત્કાર એ બધું એક જ છે

મોહનદાસ કરમચંદ ગાંધી,

તે પ્ર.ને પવિત્ર કરે, પોતાને
ભૂલાવી પરમાણુ કરી
મૂકે છે. શુદ્ધ પ્રેમ તે પરમ
અર્થ છે પરમ અર્થ તે પરમ
સત્ય છે. સત્ય શોધતાં
પ્રેમ હાથ આવે છે, પ્રેમ ખોળતાં
સત્ય જીલાય છે.

બાપુના આશીર્વાદ

લાહોર.
રવિવાર

ચિ. મગનલાલ,

તમારો કાગળ મળ્યો. શુદ્ધ પ્રેમ અભયથી ભરેલી વસ્તુ છે. હું તેમાં ડુબકીઓ મારી રહ્યો છું. તેથી નિત્ય નવા અનુભવો મેળવ્યા કરું છું. તે કંઈ નિત્ય પ્રવૃત્તિમાં આડે નથી આવતો, તે પ્રવૃત્તિને તે પવિત્ર કરી મૂકે છે. શુદ્ધ પ્રેમ પોતાને વિષે વિચાર કરવાનો અવકાશ જ નથી રહેવા દેતો, પોતાને ભૂલાવી પરમાણુ કરી મૂકે છે. શુદ્ધ પ્રેમ તે પરમ અર્થ છે. પરમ અર્થ તે પરમ સત્ય છે. સત્ય શોધતાં પ્રેમ હાથ આવે છે, પ્રેમ ખોળતાં સત્ય જીલાય છે.

બાપુના આશીર્વાદ,

ચિ. નવીન

આજે દુનિયાએ પુ. બાપુજીને મહાત્મા તરીકે ઓળખ્યા છે તેના ૪૦ વર્ષ પહેલાના ઉદ્‌ગારોમાં પણ તે જ પ્રભાવનું દર્શન કરાવનારો મારા ઉપરનો પત્ર "પ્યારા બાપુ" માટે મોકલું છું. પોતે અભયપદ કેટલી પરાકાષ્ઠાએ પ્રાપ્ત કરેલ તે તો આખા વિશ્વે જોયું.

કોઈપણ જાહેર સેવા કરવા ઈચ્છનારને તેઓશ્રી જે મહામંત્ર આપતા તે ઉદગારો:—

અભયપણું સાધવું એ પહેલું જરૂરનું છે. જાહેર કામમાં જે ગૂંથાય તેણે તે ગુણ પ્રથમ સાધવો જોઇએ. આબરૂ વિષે, પૈસા વિષે, ન્યાત વિષે, સ્ત્રી વિષે, કુટુંબી વિષે અને મોત વિષે નિર્ભયતા આવે તોજ ખરી.

આ મંત્રથી અનેક અભયપદ પામ્યા છે.

"પ્યારા બાપુ" દ્વારા આ મંત્ર અનેકને મળે એ હેતુથી આ પત્ર મોકલું છું.

નારણદાસના આશીર્વાદ

'બોકસ' ૬૫૨૨

Johannburg

ફાગણ વદ ૪ સં. ૧૯૬૬

ચિ. નારણદાસ.

તમારો કાગળ મને મળ્યો છે. મુરબ્બીશ્રીની રજા ન મળે તેથી તમે ન આવી શકો એ હું સમજી શકું છું. તેમની મરજીને આધીન રહેવું એ તમારો ધર્મ છે.

ત્યાં રહીને પણ તમે અહિંના ઉદ્દેશોને મદદ કરી શકો છો. સ્વરાજનાં લખાણને જમ કર્યું એટલે હું જોઉં છું કે ત્યાં પણ લડત પુષ્કળ લેવી પડશે. આમ કરવાને સારૂ તમારૂં ચારિત્ર ઘડાવું જોઇએ. તમે આપણા ધર્મનાં મૂળ તત્ત્વો જાણો છો? કદાચ તમો કહેશો, હું તો આખી ગીતાજી મોઢે ભણી શકું છું, તેના અર્થ પણ આવડે છે. પછી મૂળ તત્ત્વોનું તે કાકા શું પૂછે છે? મૂળ તત્ત્વો જાણવા એટલે તે પ્રમાણે વર્તન કરવું એવો અર્થ હું કરૂં છું. દૈવી સંપતનો પહેલો ગુણ 'અભય' એ છે. એ શ્લોક તમને યાદ હશે. તમે 'અભય' પદને કંઇ અંશે પામ્યા છો? જે કરવું યોગ્ય હોય તે નિડર થઇ દેહ પડતાં પણ કરશો? જ્યાં સુધી એટલું પદ ન મળે ત્યાં સુધી તેનું સેવન કરી તે મેળવવા પ્રયત્ન કરજો. તો તમે ઘણું કરી શકશો. આ પ્રસંગે તમારે પ્રહ્લાદજી, સુધન્વા વિ૦ ના ચારિત્ર યાદ કરવાની જરૂર છે. આ બધી દંતકથા છે એમ ન માનજો. તેવાં કાર્યો કરનારા હિંદી પુત્રો થઇ ગયા છે તેથી જ આપણે તે આખ્યાનો મોઢે કરીએ છીએ. આજ પણ પ્રહ્લાદ અને સુધન્વા, હરિશ્ચંદ્ર અને શ્રવણ હિન્દુસ્તાનમાં નથી એમ નથી માનવાનું આપણે લાયક થઇશું ત્યારે તેનો મેળાપ પણ કરશું. તે કાંઇ મુંબઇના માળામાં જોવામાં નથી આવવાના. પથરાની જમીનમાં ઘઉંના પાકની આશા ન રખાય. વિશેષ નહીં લખું. દૈવી સંપતના ગુણો છે તેનો ફરી વિચાર કરજો. તેની સાથે આ કાગળ વાંચજો ને પછી તે પ્રમાણે વર્તન કરવા પ્રયત્ન કરજો. સ્વરાજ્યમાં સત્યાગ્રહ ઉપરનાં પ્રકરણ છે તે ફરીથી વાંચી જજો. ને વિચારજો. જ્યારે તમને ઉત્સાહ આવે ત્યારે કંઇ સવાલો પૂછવા હોય તો પૂછજો. મુંબઇમાં ભલે રહો છતાં મુંબઇ એ નર્કની ખાણ છે. એમ મનની સાથે ઠરાવજો. તેમાં કંઇ ચાલ નથી.

મોહનદાસના આશીર્વાદ



"સત્ય કે દર્શન કે લિયે સંતો કા ચરિત્ર પઢના ઔર ઉસકા મનન કરના આવશ્યક હૈ"—ગાંધીજી




## રબિયા.

(અરબ આઠમી સદી)

"અરબ્યાસી"

આ વિભાગમાં વિશ્વના સંતો, ભક્તો અને શહીદોની જીવનગાથા આવશે. જીવનમાં એકવાર એક પળ આવી જાય છે જ્યારે મનુષ્ય પોતાનાં જીવનને ઊંચે લઈ જઈને આવતી પેઢીને જીવનમંત્ર આપતો જાય છે. આવી પળો બધા મનુષ્યોને એકવાર તો આવે છે. પણ તે પળ ને ઓળખવાની શક્તિ અને હિમ્મત જોઈએ.

યા અલ્લાહ, યા અલ્લાહ, હવે આ દુ:ખ સહન નથી થતું. માથું ફાટી પડે છે કોઈ બચાવો, બચાવો. આમ બૂમ પાડતો, માથે પાટો બાંધેલો એક માણસ નિરાશ વદને પ્રભુ પર દોષારોપણ કરતો એક બાઈની પાસે ડુસકે ડુસકે રડતો આવ્યો. અને ન ખાઈ શકેલા આર્ત સ્વરમાં કહ્યું "મારા દુખને શમાવો, માથામાં હથોડાના ઘા પડે છે. હવે તો આ દુ:ખ નથી ખમાતું.

બાઈએ ધીર ગંભીર અવાજે સહાનુભૂતિ બતાવવા કહ્યું "ક્યારથી માથું દુખે છે ? ભાઈ."

"કાલ રાતથી."

"એ પહેલાં તમને છેલ્લે આ દુ:ખાવો ક્યારે ઉપડ્યો હતો ખરો ?"

"હાજી, એને ત્રીસ વરસ વહી ગયાં."

"એટલે ત્રીસ વરસ તો અલ્લાહે તમને તંદુરસ્ત રાખ્યા ખરું ?"

"જી હાં."

"તો તે ત્રીસ વરસ દરમ્યાન કેટલીવાર તમે ભગવાનનો શુક્રનો (ધન્યવાદ) કર્યો."

"એકે વાર નહિ."

"અને હમણાં જરા દુ:ખ આવી પડ્યું એટલે માથે મોટો પાટો વીંટાળીને જગતને તમારા પર આવી પડેલી પીડાની વાત ઘાંટા પાડીને જાહેર કરતા ફરો છો. અને યા અલ્લાહ, યા અલ્લાહ કરો છો. જરા પણ સબર નથી કરી શકતા. તમને ઉચિત તો એ હતું કે ત્રીસ વરસ આખા જગતને, ભગવાને તમને તંદુરસ્ત રાખ્યા તેને કોઈ પણ રૂપમાં દર્શા

પીટાવીને જાહેર કરવું જોઈતું હતું. તે બદલ જરા માથું દુઃખી આવ્યું તે વાત માથું પછાડીને, પાટા વીંટીને એને મોટું સ્વરૂપ આપીને શેરીએ શેરીએ, રસ્તે રસ્તે ફરીને બધાને જણાવીને ભગવાનને બદનામ કરી રહ્યા છો. એ તમારા જેવા સજ્જન માણસને શોભતું નથી."

આવા જ્ઞાનભર્યા અને આશ્વાસન રૂપ વચનો સાંભળી તે માણસને એક નવું જોર મળ્યું. થોડી સ્ફુર્તિ આવ્યા બાદ માથા પરથી પાટો ફેંકી દીધો અને પોતાનું અસલ દુઃખ ભૂલીને તે ખૂબ શાંતિથી બોલ્યો. "સચ હૈ, જીસ હાલતમેં રબ્બ (ઇશ્વર) રખે, ઉસમેં હમેશાં રાજી રહેના ચાહિયે."

જે બાઈએ એને આ ગૂઢ સત્ય શીખવ્યું એનું નામ રબિયા હતું. તે અરબ દેશની હતી. આઠમી સદીમાં થઈ ગઈ. મુસલમાન ભક્તોમાં તે એક ઉચ્ચ કોટીની ભક્ત ગણાય છે.

ચોવીસે કલાક જેનાં હૈયામાં અલ્લાહનું નામ રહેતું હતું તે રબિયાને એક દિવસે કોઇએ પૂછ્યું: "તમે આખો દિવસ શું કરવા ભગવાનનાં ધ્યાનમાં અને રટણમાં ગાળો છો?"

રબિયા ચૂપ રહી પણ પછી જ્યારે પૂછનારે ફરી પૂછ્યું કે તમને બહિસ્ત (સ્વર્ગ) માં આરામ અને આનંદ મળે એટલા માટે જ પ્રભુનું રટણ કર્યા કરતાં હશો. ખરું?

જરા રોષમાં આવીને રબિયાએ જવાબ આપ્યો. "કદી નહિ એ તો સ્વાર્થ થયો"

"તો પછી નરકના ભયથી ભજતા હશો?"

"તે પણ સ્વાર્થ થયો કહેવાય." થોડો વખત રહીને ફરી રબિયા બોલી, "પ્રેમમાં લેવું દેવું નથી હોતું. કેવળ દેવું જ હોય છે. હું પ્રભુને ચાહું છું, પ્રેમ કરું છું. માટે જ મારું દિલ પલ પલ એનું જ ધ્યાન કરવા પ્રેરાય છે. પ્રેમમાં ન માગવાનું હોય, ન પૂછવાનું હોય, કેવળ પોતાને જ આપવાનું અને અર્પણ કરવાનું હોય છે. એટલે એના ગુણ ગાઇ ગાઇને ધીરે ધીરે પોતાનું અહમ્ ક્ષય કરું છું અને એનામાં લીન થઇ શૂન્યવત્ થવાની સાધના કરું છું."

રબિયાની દૃષ્ટિમાં ઇસ્લામ ધર્મનો અર્થ અથવા સર્વ ધર્મનો અર્થ એક જ હતો—પ્રભુનું ગુણગાન. પ્રભુના સિવાય એને બીજું કંઈ સૂઝતું જ નહતું. અને એની ચેતનામાં સર્વદા પ્રભુનાં સ્મરણનો સંચાર રહેતો.

ઘણાં લોકો એમ કહે છે કે કુદરત અથવા પ્રકૃતિ એજ બધું છે. પુરૂષ કે પ્રભુ છે જ નહિ. પણ રબિયાએ એ બંનેનો સમન્વય સારી રીતે કર્યો હતો.

એકવાર વસંત ઋતુ પૂર બહારમાં ખીલી હતી. કુદરત જાણે પોતાનું બધું સૌંદર્ય આજ ઋતુમાં ભરી દેવા ન માગતી હોય એમ લાગતું હતું. આ ઋતુમાં કયો માણસ કુદરતથી જુદો રહી શકે! પણ રબિયા તો પોતાના પ્રભુમાં લીન થઇને એક ગુફામાં ધ્યાન ધરી રહી હતી. તે વખતે એની બાલ્યાવસ્થાની થોડી પ્રિય સખીઓ ત્યાં આવી પહોંચી. આજુબાજુની સૌંદર્યલીલાથી ઘેલી બનેલી સખીઓએ ગુફાની પાસે જઇને મોટેથી બૂમ પાડી. "રબિયા ઓ રબિયા, બહાર તો આવ આ કાદરની કુદરત તો જો—પ્રભુની પ્રકૃતિ તો જો."

રબિયાએ અંદરથી જવાબ વાળ્યો. "પ્રિય સખીઓ અંદર આવો, અંદર આવો. કુદરતનો કાદર તો જો—પ્રકૃતિનો પ્રભુ તો જો."

ખરી વાત તો એ છે કે બહારની પ્રકૃતિ પોતાનાં સૌંદર્ય દ્વારા પ્રભુ જે માણસનાં દિલની અંદર છે, એનો ખ્યાલ આપે છે. એટલે જ દરેક જીજ્ઞાસુ પોતાનાં જીવનમાં એકવાર અનુભવ પ્રકૃતિની લીલા જોઇ જોઇને જ્યારે કરે છે અને એનું મન એક દિવસ ભરાઇ જાય છે. ત્યારે એનો અંતરાત્મા જોરથી પોકારી ઉઠે છે. "પ્રકૃતિથી મને પ્રકૃતિના તરફ લઇ જા."

જેમ નાના બાળકને રમકડાં આપીને અમુક વખત સુધી મા સંતોષ આપી શકે છે. તેવી રીતે માણસને પણ બાહ્ય જગતની વસ્તુઓ કેટલી સુંદર કેમ ન હોય થોડીક ક્ષણ સુધીજ સંતોષ આપી શકે છે. ને જેમ નાનો બાળક આખરે રમકડાંથી કંટાળી બૂમ પાડી ઉઠે છે. "ઓ બા, તું ક્યાં છે?" એવી રીતે માણસ પણ પ્રભુને વિરહી થઇને પોકારે છે. "ઓ પ્રભુ તું ક્યાં છે?"



બહેનોની ઉન્નતિમાં બાપુએ પ્રથમથી જ રસ લઈ તેઓને દોરવણી આપેલી. સમાજમાં માનભર્યું સ્થાન અપાવ્યું. ઘરની દીવાલોમાં ગોંધાઈ રહેલી તે પ્રચંડ સ્ત્રી–શક્તિને દેશસેવાના પ્રત્યેક કાર્યમાં હિસ્સો અપાવી તેમના પ્રગતિના દ્વાર ખોલી નાખ્યાં. બહેનોમાં એક અનેરૂં ચેતન આવ્યું અને તેથીજ સર્વ પ્રકારની સ્ત્રીઓ સંકટ અને મૂંઝવણને પ્રસંગે બાપુજી પાસે દોડી જતી. બહેનોના જીવનનો એકેય પ્રશ્ન એવો નહોતો જે તેમની ઈચ્છા હોય તો તેઓ બાપુની સાથે પૂરેપૂરી છૂટથી ને કશા પણ અંતરપટ વિના ચર્ચી ન શકી હોય. આશ્રમની બહેનો ઉપર બાપુએ લખેલા આવા અપ્રસિધ્ધ અને અમૂલ્ય પત્રો દરેક બહેનને માર્ગદર્શક થઈ પડશે.

બહેનો,

બહેનો અમે તેમ વને પણ મારાથી વડીલ તરીકે એમની સામે કંઈ સત્યાગ્રહ કરાય? એ વિચારમાં મોટી ભૂલ છે અને સત્યાગ્રહના અર્થને વિષે ગેરસમજ છે. તમારા વાક્યમાં તો સત્યાગ્રહનો અર્થ દુરાગ્રહ જેવો થયો. સત્યાગ્રહ નાના મોટા વચ્ચે રાજારંક વચ્ચે ભેદ નથી કરતો. પરમેશ્વર પણ આપણી સામે સત્યાગ્રહ કરે છે. એનો સત્યાગ્રહ તો નિરંતર ચાલુ જ છે, સત્યાગ્રહનો અર્થ મૂળ તો આટલો જ છે—સત્યનો આગ્રહ, અને ઈશ્વર જો સત્યનો આગ્રહ ન રાખે તો જગત એક ક્ષણમાં નાશ પામે. મતલબમાં સત્યાગ્રહ જેમ અધિકાર છે તેમ ધર્મ પણ છે. હવે તમારો જ દાખલો લઉં. જો તમે મારા કાગળોને ચર્ચો નહી અથવા એનો જવાબ ન આપો તો મારી પાસે રોજ રોજ ખરેખર લખવાનું હોય જ નહી. એ લખવાની કશી કિંમત કે અક્ષર પણ ન હોય. સત્યાર્થી લખવાને ખાતર કાંઈ લખે નહી, બોલવાને ખાતર કાંઈ બોલે નહી, તેના લખવામાં કે બોલવામાં ખાસ કારણ હોવું જ જોઈએ. તેની સાધારણ સ્થિતિ મૌનની હોવી જોઈએ. ખરું જોતાં મારે તમને કે કોઈને કાંઈ કહેવાપણું હોવું જ ન જોઈએ, અને તે પણ કેદ થયા પછી. કેદ થતાં છતાં બહારના જગતની સાથે અમુક મર્યાદામાં સરકાર સંબંધ રાખવા દે છે, એટલે તેનો ઉપયોગ કરી લઉં છું. પણ તે ઉપયોગ કામસર લખવા પૂરતો જ હોવો જોઈએ. અને મારા જેવાને તો આચરીને જ કહેવાપણું હોય. મારા આચરણમાંથી જે કોઈ ન લઈ શકે તે મારા કહેણમાંથી શું લે? આ સામાન્ય નિયમ થયો. પણ એવા કેટલાક આશ્રમમાં છે કેટલાક આશ્રમ બહાર છે જેઓ મારા આચારને પસંદ કરે છે તેથીજ મારી પાસેથી વધારે સમજવા ઇચ્છે છે, તેવાઓને લખવાનો મારો ધર્મ રહે છે ખરો. એમાં તમે આવી જાઓ છો, પણ એમ તો જ કે જો તમે કાંઈ પૂછો. એથી જ મેં લખ્યું કે જો તમે મને કાંઈ જવાબ ન લખો,

પૂછો નહીં, ચર્ચો નહીં તો મારે લખવાપણું શું હોય ?

તમારો સંકોચ હું જાણું છું, સ્વભાવ પણ જાણું છું. જે સૂઝે તે સેવા યથાશક્તિ કરી છૂટીને મૂંગા રહો છો એ બરાબર જ છે, એ જ શોભે. પણ એવી રીતે જીવન ઘડતાં છતાં એક બીજાને મળવાપણું તો રહે જ છે. આશ્રમમાં રહેવાનો અર્થ જ એ છે કે આપણે એક સમાજ થઈને રહીએ, એટલે સાથે મળીને રહીએ, સાથે ગળીને ખાઈએ, ખેરીએ, કામ કરીએ, વિચારીએ આ અર્થ જમતી વખતે જે મંત્ર આપણે બોલીએ છીએ તેનો છે. થોડી ઘણી સંઘશક્તિ પશુમાં પણ રહેલી છે પણ મનુષ્યમાં એ અમર્યાદિત છે અને અમર્યાદિત હોવી જ જોઈએ. કેમકે મનુષ્યનો ધર્મ જીવમાત્રની સાથે અદ્વૈત એટલે ઐકય સાધવાનો છે તે સંઘમાં રહેતાં ન આવડે તો સાધી શકે જ નહીં, તેથી તમારે જેમ તેમ કરીને આ સંઘશક્તિ મેળવવી જ રહી, અને તેથી હમણાં ઘણા કામોને અંગે એકસંઘ રૂપે ભેળાં ન થાઓ તો પણ મારી પાસેથી કાગળ મેળવવા પૂરતાં અને તેનો જવાબ આપવા પૂરતાં તમે મળો તો તેમાંથી આગળ જઈ શકાય. બાકી છૂટક છૂટક જે બહેન લખે છે તેને તો હું લખ્યાં જ કરું છું. પણ બહેનો માત્રને ઉદ્દેશીને લખવાની પ્રથા પડી ત્યારથી એ સમજાયું કે બહેનોના સંઘને અંગે મારે કાંઈકને કાંઈક લખવું, એ બહેનોએ ચર્ચવું અને એમાંથી જે પ્રશ્નો ઉભા થાય તેને વિષે મારે લખ્યાં કરવું. મને લાગે છે કે હવે હું જે કહેવા ઇચ્છું છું અને તમારી પાસેથી માગું છું એ સ્પષ્ટ થઈ ગયું છે. આ તો મારા કાગળની પરસ્તાવના થઈ કહેવાય. • • • • •
બહેને એક પ્રશ્ન ઉઠાવ્યો છે તે બધી બહેનોને લગતો છે એટલે આજે તો એ ચર્ચું છું. એ પૂછે છે. "બહેનો (એટલે આશ્રમની નહીં પણ તેના અનુભવમાં આવેલી) મુડદાલ જેવી કેમ લાગે છે, એનામાં કેમ કાંઈ હોંશ નથી હોતી ?" જો કે બધી બહેનોને સારૂ આ અનુભવ લાગુ નહીં પડે છતાં...બહેનના અનુભવમાં તથ્ય છે. હું શોધી શકયો છું તે કારણો આ છે. (૧) બહેનોનું અવ્યવસ્થિત જીવન (૨) ચિંતામયજીવન (૩) બચપણથી દોષિત ઉછેર (૪) વૈદકશાસ્ત્રના નિયમોથી વિરૂધ્ધ એવા સુવાવડ વખતેના ઉપચારો (૫) વ્યાયામનો અભાવ (૬) આરોગ્યને હાનિકારક હોય એવો ખોરાક (૭) ઘરમાં ભરાઈ રહેવાની ટેવ (૮) ન ખાવાનું ખાવાની ટેવ (૯) ઘણીવાર વિચાર વિકાર અને તેની ઉપર જ્ઞાનમય અંકુશ મૂકવાને બદલે બાહ્ય બળાત્કાર.

મારી નજરે આટલાં કારણો આવ્યાં છે. બધાયને બધાં કારણો લાગુ પડે છે એમ કહેવાનો ઉદ્દેશ નથી. સૌ બહેનોએ પોતાની મેળે પોતાને લાગુ પડતાં કારણો શોધી લેવાં જોઈએ. એક મોટામાં મોટો દોષ બહેનોમાં જોયો છે તે પોતાના વિચારો આખા જગતથી છૂપાવવાનો છે, તેથી તેનામાં દંભ આવી જાય છે અને અસત્ય જેનામાં ઘર કરે તેનામાંજ દંભ આવી શકે છે. દંભના જેવી ઝેરી વસ્તુ આ જગતમાં હું કાંઇ જાણુંતો નથી અને તેમાં પણ હિન્દુસ્થાનની મધ્યમ વર્ગની સ્ત્રી જે સદાય દબાયેલી રહે છે તેનામાં દંભ આવે છે, એ તો તેને કાનખજૂરાની માફક કોતરી ખાય છે. ડગલે ને પગલે પોતાને ન ગમતું હોય એવું જ કહે છે અને કરવું પડે છે એમ તે માને છે. જરાક સમજી લે તો તે જાણે કે આ જગતમાં કોઇથી દબાવવાનું તેને કારણ નથી. તે જેવી છે તેવી આખા જગતની પાસે હિમ્મતપૂર્વક ઉભી રહેવાને તૈયાર થાય અને આ પહેલો પાઠ શીખી લે તો બીજા કારણો મેં જે બતાવ્યાં છે તેને પહોંચી વળે.

મારી દ્દષ્ટિએ આ બહુ અગત્યનો કાગળ મેં લખ્યો છે એને ફરી ફરી વિચારજો તેમાંથી જે કાંઇ ન સમજાયું હોય તે પૂછજો. એ ત્રણવાર વાંચી જશો તો સહેલાઇથી સમજાઇ જાય એવો કાગળ છે.




હૃદયને હલાવનારા બાપુના સૂત્રરૂપ વચનો અનેક યુગો માટે અમર રહી જશે. અહીં તો એ મહાસાગરમાંથી થોડાક જ બિંદુઓ એકઠા કર્યાં છે બાપુની સાથે રહેનારા, તેમની લગોલગ જવાનું ભાગ્ય પામનારા આપણા કાન ઉપર આવા વચનો અનેકવાર અથડાયા હશે કેટલા ગણ્યાગાંઠ્યામાં એ વાસો કરી બેઠા હશે ! અનેક કોટીમાંના કેટલા વિરલના જીવનમાં એ માંસ રૂધિર અને આત્મા થઈ ગયા હશે ! એ વિરલ વિભૂતિઓ તરશે અને તારશે બાકી બીજાઓના નામતો સમુદ્ર કાંઠેની અગણિત છીપલીઓની જેમ રેતીમાં રૂખડતા હશે અને તેનો કોઈ ભાવે નથી પુછવાનું.

થોડાસા ઝુઠ ભી મનુષ્યકા નાશ કરતા હૈ જૈસે દૂધકો એક બૂંદ જહર ભી

*

સહી ચીજ કે પીછે વક્ત દેના હમકો ખટકતા હૈ નિકમ્મી કે પીછે ખુવાર હોતે હૈ ઔર ખુશ હોતે હૈ

*

સંતોકી વાણી સુનો, શાસ્ત્ર પઢો, વિદ્વાન હો લો, લેકિન અગર ઈશ્વર કો હૃદયમેં નહીં લિયા તો કુછ નહીં કિયા

*

મુક્તિ તો હમ સબ ચાહતે હૈ, લેકિન ઉસકા અર્થ ઠીક ઠીક હમ શાયદ નહીં જાનતે હૈં એક અર્થ તો યહ હૈ કિ જન્મ મરણસે છુટકારા પાના

*

ભક્ત કવિ નરસૈંયો કહતે હૈ હરિના જન તો મુક્તિ ન માગે, મગે જનમ જનમ અવતાર રે ઇસ દૃષ્ટિસે દેખે તો મુક્તિ કુછ ઔર રૂપ લેતી હૈ

*

અનાસક્તિ કી પરાકાષ્ઠા ગીતાકી મુક્તિ હૈ, ઔર વહી અર્થ હમ ઇશોપનિષદ કે પહલે મંત્ર મેં પાતે હૈં

*

અનાસક્તિ કૈસે બઢે ? સુખ ઔર દુઃખ દોસ્ત ઔર દુશ્મન હમરા ઔર દૂસરોંકા,– સબ સમાન સમજને સે અનાસક્તિ બઢતી હૈ ઇસલિયે અનાસક્તિ કા દૂસરા નામ સમભાવ હૈ.




જગતના અવતારી પુરુષોની ધર્મવાણી આપણે દરેક ધર્મના પવિત્ર ગ્રંથોમાંથી સાંભળતા આવ્યા છીએ. એ હજારો વર્ષ પુર્વે ઉચ્ચારેલી દિવ્ય અને મધુર વાણી હજુ પણ કેટલી પ્રેરણાત્મક છે? એ ધર્મવાણી 'સૂકિતસુધા'ને નામે દર અંકમાં પ્રસિધ્ધ થશે.

**બીજો દ્વારપાળ: વિચાર**

વસિષ્ઠજી કહે છે: હે રામ! શાસ્ત્રજ્ઞાનથી નિર્મળ થયેલી પરમ પવિત્ર બુદ્ધિ વડે શાસ્ત્રકુશળ ગુરૂની સાથે મનુષ્યે હમેશાં આત્માનો વિચાર કરવો જોઇએ. વિચારથી જ બુદ્ધિ તીક્ષ્ણ બનીને પરમ પદ જોઇ શકે છે. [સંસારરૂપી આ દીર્ઘ રોગનું પરમ ઔષધ વિચાર જ છે. વિચારથી બુદ્ધિ અશુભ તજીને તરત શુભ તરફ વળે છે. યોગ્ય શું અને અયોગ્ય શું તે દર્શાવી આપનાર મહા દીપક સમાન, તથા ઇચ્છિત અર્થને સાધી આપનાર સદ્‌વિચારનો આશ્રય લઇને, સંસાર સાગર તરવો જોઇએ. હૃદયમાં રહેલ વિવેક વગેરે કમળોને છુંદી નાખનાર મહા–મોહરૂપ મદમત્ત હાથીઓને વિચારરૂપી કેસરી ચીરી નાખે છે. રાજ્યો, ભોગો, ઉજ્જવળ સંપત્તિઓ અને શાશ્વત મોક્ષ, એ બધાં વિચારરૂપી કલ્પવૃક્ષનાં જ ફળ છે. મોટા પુરુષોની વિવેક વડે ઉજ્જવળ બનેલી બુદ્ધિઓ, પાણીમાં તુંબડાં ડૂબે નહીં, તેમ વિપત્તિમાં ડૂબતી નથી. વિચારનો ઉદય કરનારી બુદ્ધિ વડે જેઓ વ્યવહાર કરે છે, તેઓ ઉત્તમ ફળોનું પાત્ર બને છે. [ ૧૪/૩–૧૨ ]

હે રામ! અવિદ્યારૂપી નિદ્રા ભ્રાંતિ આદિ અનેક દોષો ઉત્પન્ન કરે છે. બાળકનાં મૂઢ મનમાં જેમ ખોટાં ભૂતો ઉભા થાય છે, તેમ વિચાર રહિત મૂર્ખ પુરુષોનાં મનમાં વજ્ર જેવા મિથ્યા સંસારનો ઉદય થાય છે. વિચાર વિનાનો અધમ પુરુષ દુઃખની મોટી કોઠી સમાન છે. અંધારામાં જેમ કેટલાંય ભૂતપ્રેત જોવામાં આવે છે, તેમ વિચાર ન કરવાથી કેટલીય દુષ્ટ પ્રવૃત્તિઓ દુષ્ટ આચારો, અને દુષ્ટ ચિંતાઓ ખડી થાય છે. આ જગતના સઘળા મિથ્યા પદાર્થો અવિચારથી જ સુંદર લાગે છે; તેઓ વિચારરૂપી શિલા ઉપર અફળાતાં ઠેકાની પેઠે શીર્ણ–વિશીર્ણ થઇ જાય છે. વિચારરૂપી ચમત્કાર પરમાત્મા રૂપ જ છે. મહા આનંદ સાધવાનો તે એક માત્ર ઉપાય છે. તેને એક લવભર પણ તજવો નહીં. અવિચારથી જેણે પોતાનો નાશ કરેલો છે, તે પુરુષ જેવું રૂદન કરે છે, તેવું રૂદન વિચાર યુક્ત મનુષ, મહારોગો કે સેંકડો અનર્થોથી હણાવા છતાં, કરતો નથી. કાદવમાં દેડકા રૂપે જન્મવું સારૂં, નરકમાં કીડારૂપે અવતરવું સારૂં, આંધળા સર્પનો અવતાર આવવો સારો, પણ અવિચારી મનુષ્યનો જન્મ સારો નહીં. અવિચાર એ સર્વ અનર્થોનું એક માત્ર સ્થાન છે. [ ૧૪/૧૫–૪૭ ]

હે રામ! "હું કોણ છું, મને સંસાર નામનો આ દોષ કેવી રીતે લાગ્યો"—એ પ્રકારે શાસ્ત્ર તથા ગુરૂએ નિર્દેશેલ માર્ગે સૂક્ષ્મ છણાવટ કરવી તેનું નામ "વિચાર" છે. વિચારથી તત્ત્વ સમજાય છે, તત્ત્વ સમજાતાં મન નિશ્ચલ થાય છે, મન નિશ્ચલ થતાં શાંતિ પ્રાપ્ત થાય છે, અને શાંતિ પ્રાપ્ત થતાં સર્વ દુઃખનો ક્ષય થાય છે. [ ૧૪/૪૯–૫૩ ]

હરિ ૐ શાંતિ: શાંતિ: શાંતિ:




## ગુરુદયાલ મલ્લિક

**( એક કરૂણ સત્ય ઘટના )**

ઉનાળાના દિવસો હતા. દિલ્હીનો ઉનાળો એટલે લુહારની ભઠ્ઠી. સૂર્ય પોતાની બધી શકિત એકઠી કરીને પૃથ્વીને બાળી નાખવી હોય એ નિશ્ચયથી તે આજે પોતાનાં કિરણો ફેંકી રહ્યો હતો. તે વખતના મધ્યાહ્નને એકવારનું સુખી ગણાતું કુટુંબ કોઇના ય આધાર વિહોણું ક્યાંક આશરો શોધતું ભટકતું હતું.

રસ્તો પણ નિરાશ્રિતોની જેમ ઝાડ વગરનો નિરાશ્રિત હતો. તેથી તે પણ તે નિરાશ્રિત કુટુંબને રાહત આપવાને બદલે હેરાન કરી રહ્યો હતો. અને વાદળાં યે સૂર્યના તાપથી ડરીને સંતાઇ ગયાં હતાં.

આમ ચારે તરફથી ક્યાંય કોઇપણ જાતનો આશરો કે વિશ્રાંતિ આ કુટુંબને મળતો નહોતો. ઇશ્વર ખરી કસોટી કરી રહ્યો હોય એમ લાગતું હતું. છતાંય આ ત્રણ માણસનું કુટુંબ—ડોસીમા, વહુ અને દિકરી—કોઇક આશાના તાતણે ધીમાં પગલાં પાડતું નવી દિલ્હી તરફ નજર નાખતું જઇ રહ્યું હતું.

કેટલાય વખતથી આ ત્રણે પર શાંતિએ પોતાનું સામ્રાજ્ય જમાવ્યું હતું. ત્યાં એક નાનકડું ગલુડિયું રસ્તાપરથી પસાર થયું ને ડોસીમાની નાનકડી બેબીએ શાંતિનો ભંગ કર્યો. વિસારે પાડેલી સ્મૃતિના પડો ઊખડાવતી બોલી ઊઠી. હે, મા! આપણો કુતરો અત્યારે શું કરતો હશે? તેને કોણ ખવડાવતું હશે? આપણે તો બધું છોડીને ચાલી આવ્યાં. હવે તેને કોણ સંભાળતું હશે? કોઇએ મારી તો નહિ નાખ્યો હોય ને? દુશ્મનીના દાવાનળથી સળગેલા પાડોશી એઓએ મારા પિતાશ્રી અને વહાલા ભાઇએ ને મારી નાખ્યા. તેઓએ તો કુતરાને મારી નહિ નાખ્યો હોય ને? ના, ના. કુતરાં થોડા હિન્દુ કે મુસલમાન હોય છે! હેં મા, મનુષ્ય કરતા આ પશુઓ ઉંચા નહિ? કે જેઓ નાતજાત કશું ય સમજતાં જ નથી. ઇશ્વરે આપણને બુધ્ધિ આ રીતે નાતજાતના ભેદ પાડવા માટે આપી હશે! કેમ મા, બોલતી નથી?

દિકરીની ખાવ સહજ છતાં બુધ્ધિયુક્ત વાતોથી માની આંખમાં આંસુઓની ધારા વહેવા માંડી. અને સખત ગરમીમાં ઠંડક રૂપે એ ધારા આશ્વાસન રૂપ બની ગઇ. પણ વિધવા વહુને દબાયેલી સ્મૃતિઓએ વલોવી નાખી અને પ્રખર સૂર્યના તાપથી એની આંસુની ધારાઓ સુકાઇ ગઇ અને બેભાન થતાં જમીન પર ફસડાઇ પડી.

મા અને દિકરી આ જોઇ કંપી ઉઠયા. બહાવરી બનીને માએ વહુનું માથું ખોળામાં લીધું. દિકરી પગ પાસે બેસી પગ ઘસવા લાગી. થોડી વાર બાદ વહુએ શુધ્ધિમાં આવતાં આંખો ખોલી ત્યારે મા ધીર ગંભીર અવાજે બોલી. બેટા, હિંમત રાખ, આમ નરમ પડે હવે પાલવે એમ નથી. આપણે ત્રણે

એક બીજાના આશરા રૂપ છીએ. હવે કોણ આપણું રહ્યું છે કે જેની તરફ આપણે મીટ માંડી શકીએ. જે હતું એ બધું ચાલ્યું ગયું છે. હવે તો આપણે આપણા પોતાના પગ પર ઉભવાનું છે. માટે મારી વહાલી, દિલને દૃઢ રાખ.'

દિકરી બોલી ઉઠી. 'મા, તું આ શુ બોલી રહી છે ? શું હવે આપણો કોઇ આધાર જ નથી રહ્યો ? ઈશ્વર પણ નહિ ? ગાંધીજી તો પોતાની પ્રાર્થનામાં વારંવાર કહેતા હતા કે બધાંનો અને વિશેષ કરીને નિરાશ્રિતોનો આધાર અથવા આશરો તો એક ભગવાન જ છે. એ તું શું ભૂલી ગઇ ?'

એની ભાભી વચ્ચે જ ચીડાયેલા સ્વરમાં બોલી ઊઠી. 'ભગવાન ? ભગવાન ? ભગવાન ક્યાં છે ? જો ભગવાન હોય તો આ બધું શા માટે થવા દે. પોતાનાં બાળકોને આમ દુઃખી થતાં કયો માબાપ આ જોઇ શકે ? જેણે કોઇનું કદિ જરાય બગાડ્યું નથી, એને શા માટે આ દુઃખના દરિયામાં તણાવું પડે છે ? ઘર ગયું, ઘરવાળો ગયો, અને ચીંથરેહાલ લપાતાં છૂપાતાં પરધર્મીઓનાં હાથમાંથી છટકતાં ભાગી નીકળ્યાં. શું જેઓ નિર્દોષ, શ્રદ્ધાળુ હોય એની જ ભગવાન પરીક્ષા કરે છે ? ઓ મા, મને કશું જ સમજાતું નથી. કે ભગવાન આ દુનિયામાં કે બીજે ક્યાંયે વસે છે.

બુઢ્ઢીમાએ વહુને સોડમાં લીધી અને માથે પ્રેમથી હાથ ફેરવતી બોલી. 'બેટી, જ્યારે એક ઘરમાં આગ લાગે છે અને પવન ફૂંકાય છે ત્યારે આગ બાજુબાજુનાં બધાં ઘરોને પોતાના બાહુપાસમાં લઇ લે છે ને ભસ્મિભૂત કરી નાખે છે, ખાક કરી નાખે છે. તેમ આપણે મનુષ્ય જાતિ પણ એક બીજાની સાથે એક જ સત્રમાં બંધાયેલા છીએ તેનું આ પ્રમાણ મળે છે. અત્યારે આપણે એવાં આંધળાં બની ગયાં છીએ કે હમણાં તો કશું જોઈ શકવાના નથી. જ્યારે આંખ ખૂલશે ને જુદાઇનાં આ ઝેરની ખબર પડશે ત્યારે બધાં પોતાનાં પાપથી પસ્તાશે અને માથાં પછાડી ઇશ્વરનું શરણું લેશે.

અંધારાનું ફૂટાતું ચીંથરેહાલ બનેલું એ કુટુંબ એક નાનકડું ઝાડ આવતા હાશ કરીને બેઠું. જાણે કે પોતાનાં ઘરે ન આવ્યું હોય એ જાતનાં શ્વાસો ખેંચ્યાં અને જમીન પર ઢળી પડયું. અને બધાં દુઃખોને ભુલાવનારી સુખની રાણી નિદ્રાએ એ ત્રણેને પોતાના ખોળામાં લીધાં.

ઉંઘનાં ઘેનમાં છોકરી ભૂખની બૂમો પાડતી બબડતી હતી. ત્યારે એક મુસલમાન ખેડૂત શાક અને ફળોનું ભરેલું ગાડું હાંકતો શહેર તરફ જઇ રહ્યો હતો. તેનાથી આ દૃશ્ય ન જોવાયું. નીચે ઉતરી થોડાં ફળો અને શાક એક બાજુ પર ધીમેથી મૂકી જાણે કોઇનાં પાપો ધોતો હોય તેવી લાગણીથી પોતાનાં ગાડાં પર જઇ બેઠો અને બળદોને ડચકાર્યાં.

બે ત્રણ કલાક પછી જ્યારે ત્રણે ઉઠ્યાં ત્યારે છોકરી બોલી ઉઠી, મા, અરે ભાભી, જો આપણો ઇશ્વર હજુ જીવે છે. આવા સુંદર ફળો તેના સિવાય બીજું કોણ મૂકી જાય ? મા, ગાંધીજીનાં ભાષણમાં તને હવે તો વિશ્વાસ આવશે ને ? કે આપણો આધાર તો પ્રભુ જ છે. અને ભાભી, હવે તો તું યે માનીશ ને કે ભગવાન આ દુનિયામાં જ વસે છે. ચાલો એ પ્રભુનાં મોકલાવેલાં ફળો પ્રેમથી ખાઇએ.

આખરે આ નાનકડું કુટુંબ કંઇક મુશ્કેલીઓ અને યાતનાઓ વેઠતું છેવટે દિલ્હીની એક નિરાશ્રિત છાવણીમાં પહોંચ્યું. છાવણીના મુખ્ય સંચાલકે ડોસીમા તરફ ન જોતા વહુ અને દિકરીનાં રૂપમાં નહાવા લાગ્યો, અને બોલ્યો, 'રહેવાના ૧૦૦ રૂપિયા પડશે. અથવા આ છોકરીમાંથી એકને મૂકતાં જાઓ તો બધી સગવડતા સુંદર રીતે કરી આપીશ.

જેટલી વિનવણીઓ અને આજીજીઓ સભ્ય અને માયાળુ ભાષામાં થઇ શકે તેટલી ડોસીમાએ પેલા સંચાલકને કરી પણ જ્યાં વાસના સ્વાર થઇ હોય ત્યાં દુઃખીઓના ધબકારા સંભળાતા નથી હોતા. નિરાશ અને તૂટેલાં હૃદયે વહુ અને બેટીના ખભે હાથ મૂકીને ડોસીમા બીજા આશરાની શોધમાં ચાલી નીકળી ત્યાં એક જુવાને આવી ડોશીમાને જરા દૂર

જઈને કહ્યુ. 'માજી, તમે હવે ક્યાં ભટકશો ? રૂપિયા આપી દો. ખાવાપીવાનુ મફત મળશે. રહેવાની સગવડતા મળશે તમને શુ કહીએ, છાવણીના મુખી જે કહે તે મૂગે મોઢે અમે સહન કરીએ છીએ

પણ ડોસીમા તેનુ કથન ન સાભળતાં અકથ્ય વેદના સમાવતા આગળ પગનાં ભરતાં મડ્યાં સૂર્ય પણ છાવણીના સચાલકનાં કામોથી શરમાઈ ગયો પોતાનાં તેજથી બધુ બાળી નાખવની શકિત છતાં પણ આ દુષ્કર્મોને નથી બાળી શકતો એ ખ્યાલથી શરમીંદો બની નિસ્તેજ બની, ક્ષિતિજમાં સમાઇ ગયો. અને ચારે બાજુ અંધકાર વ્યાપ્યો

આવી સંધ્યાના સમયે છાવણીથી દૂર ડોસીમા અને તેનાં વહાલાં પંખીડાંઓએ એક ઝાડની છાયામાં આશરો શોધ્યો વહુ અને બેબી ચાલીને લોથ થઇ ગયાં હતાં ડોસીમા બોલ્યા વહુ બેબી તમે બને જરા બેસો હુ હમણાં ક્યાંકથી ખાવાનુ શોધીને લાવુ છુ ડોસીમા થોડે દૂર એક દુકાનમાં ગયા પોતાના પતિએ લગ્ન પ્રસગે આપેલી વીટી આંગળી પરથી ઉતરી ઉતારતા જાણે પોતાનુ જીવન ઉતારી રહી હોય એમ એને લાગ્યુ વીટી વેચી ખાવાનુ લઇને વહુ બેટી પાસે આવીને, ખાવાનુ આપ્યુ વહુ બોલી 'મા તુ ખાય તો જ અમે ખાઇએ " ખૂબ રકઝક પછી માએ થોડુ ખાધુ

અંધકાર વધુ ગાઢ બનતો હતો ઝાડની છાયા તળે ત્રણે જણા સુતાં. પણ માને શાની ઊંઘ આવે ! એનુ પવિત્ર હૃદય વલોવાતુ હતુ એક ચિઠ્ઠી લખી. સાથે વધેલા ૯૦ રૂપિયા બાધ્યા અને ડોસીમા અંધકારમાં મળી ગયાં

સૂર્યનાં કિરણોએ આજે નક્કી કર્યું હતુ કે મારા સખત તાપથી છાવણીના સચાલકનાં પાપો બાળી નાખવા તેથી તેણે ઉગ્રતાની સાથે ખૂબ ઉગ્રતા ધારણ કરી એ ઉગ્રતાના તાપથી નણંદ ભોજાઇની આંખ ખૂલી પણ મા ન દેખાઇ ભાભી મા ક્યાં ? ' ભાભી બોલી હમણા આવશે

હમણાં આવશે, હમણાં આવશેના પરસ્પર આશ્વાસનમાં જ એક કલાક વીતી ગયો ત્યાં ભાભીની નજર જરા દૂર ચિઠ્ઠી પર પડી "બેન આ શુ ? શેની આ ચિઠ્ઠી ? બનેએ ચિઠ્ઠી વાચી એ ચિઠ્ઠી વાચ્યા પછી એ બનેને શુ થયુ, અને એ બંનેનુ શુ થશે એ કહેવાની મારી શક્તિ નથી તેમજ મારી ઇચ્છાએ નથી ફક્ત હુ એટલુ જ કહીશ કે જ્યારે આ ચિઠ્ઠી વચાતી હતી ત્યારે નદીના કિનારા પર એક લાશ ઢસડાઇને આવતી હતી, સુર્યનાં કિરણો પેલા સચાલકના પાપો બાળવામાં મસ્ત બન્યાં હતાં અને દૂર એક ફકીર નીચેનુ ગીત ગાતો ત્યાથી પસાર થતો હતો.

"જુદાઈ ઝહર હૈ સુન મેરે યાર
વહ હૈ કાલા સાપ દે ઉસકો તુ માર.
જબ લી મ્હી ઝગડતે હૈ દો ભાઈ
ઉન્કી જુદાઈ, પ્રભુકા દિલ હૈ દેતી ફાડ."






[illegible]ના સહવાસમાં બાપુ જે આનંદ [illegible] શકતા હતા તેવો ભાગ્યે જ બીજા [illegible]ઇના સહવાસમાં મેળવતા. યરવડા જેલમાં હતા ત્યારે પણ દર અઠવાડિએ એકવાર આશ્રમનાં તેમનાં 'વહાલાં પંખીડાં'ને તેઓ અચૂક કાગળ લખતા. ત્યાં બેઠા બેઠા પણ ઝીણી ઝીણી વસ્તુઓ પર પત્રો દ્વારા ધ્યાન ખેંચે. બીજા બાળકોને પણ એમાંથી બોધ-પાઠ મળશે એમ ધારી દર અંકમાં આ અપ્રગટ પત્રો ક્રમશઃ પ્રસિદ્ધ કરશું.

આશ્રમનાં બાળકો,

તમે બધાં કે ઘણાં નોટબુકનાં પાનાં ઉપર કાગળ લખો છો એ બરોબર નથી તેમ નુકશાન છે ને અણઘડતા છે. લખવાના નોખા કાગળ ઉપર લખવું જોઇએ.

પ્રાર્થનામાં હજુ જેને ઉંઘ આવ[તી] હોય તે સંકોચ રાખ્યા વગર ઉભા થઈ જાય. બેઠાંબેઠાં પણ એકબે પ્રાણાયામ કરી નાખે તે ઉંઘ ઉડી જાય. ઉંઘતો માણસ પ્રાણાયામ કરી જ ન શકે.

મધપૂડા માસિક વિષે અહીંથી ન લખી મોકલાય એ હું લખી ચૂકયો છું.

આશ્રમનાં બાળકો માટે મોટપણમાં સેવાનો આદર્શ મેં કલ્પ્યો છે. તેનું સેવાક્ષેત્ર જે તેને ઈશ્વર ઉપર વિશ્વાસ હશે તે જ નીમશે. ને જ્યાં મૂકશે ત્યાં શોભી નીકળવા જેટલી શક્તિ તેને આપી દેશે. ભક્તના યોગ ક્ષેમનો બોજો ઈશ્વર ઉપાડે છે. (ગીતા ૯-૨૨, ૧૦-૧૦) તમારું અક્ષરજ્ઞાન ધીમે ધીમે પણ વધી જ રહ્યું છે, જેને શોખ છે તે હજુ વધારી શકે છે. તમારી બુદ્ધિ તો પ્રત્યેક મહેનત, પ્રત્યેક કામ સમજ પૂર્વક કરો તેટલે અંશે તેજસ્વી થાય અક્ષરજ્ઞાન લેતાં છતાં મૂઢ પણ રહે. આ બરોબર ન સમજાયું હોય તો મને ફરી લખજો. જે ચાલે છે તેથી મનમાં પણ અસંતોષ ન રાખજો આટલું કરજો. પ્રત્યેક કામ જે તમારે હાથ આવે તે બુદ્ધિ પૂર્વક કરજો પાયખાનું સાફ કરવામાં પણ બુદ્ધિની બહુ જરૂર છે તે કેમ એ ન જાણતા હો તો લખજો.

બાપુના આશીર્વાદ




ગુરુદયાલ મલ્લિક

"કળા એટલે શું?"

એકવાર એક અધ્યાપકે પોતાની આજુબાજુ વીંટળાએલાં બાળકોને પૂછ્યું. સૌથી નાના બાળકે જવાબ આપ્યો. "કળા એટલે કાળ, આ."

"અને સુંદર એટલે શું?"

"જેનાથી અંદર સુ થાય એટલે સુંદર"

આ નાના બાળકના આ બે જવાબમાં કળાનું રહસ્ય સમાયેલું છે.

એક કળાકાર અમુક મૂર્તિ બનાવે છે. એની પાછળ એનો શો ઉદ્દેશ હોય છે? ફક્ત એક જ કે જે વસ્તુ અથવા વ્યક્તિ કાળમાં વસે છે એને આહ્વાન કરે છે, નોતરે છે. અર્થાત એની અંદર જે સત્ય છે એને રૂપ આપીને અમર બનાવે છે, આકર્ષિત બનાવે છે. જેમ એક માના દિલમાં પોતાનાં શિશુ માટે પ્રેમ તો ભરેલો જ હોય છે. પણ અદૃશ્ય રૂપે. જ્યારે બાળક જોઈને એનો પ્રેમ ઊભરાય આવે છે અને એ બાળકને બચ્ચી ભરી લે છે ત્યારે તે બચ્ચીમાં પ્રેમને જાણે રૂપ આપ્યું.

કળાકાર પોતાની કૃતિને શા માટે સુંદર બનાવે છે? એની પાછળ પણ કેવળ એક જ વસ્તુ હોઈ શકે કે પોતાની સુંદર કૃતિ જોઈને પોતાનું અંતર સુંદર બને. નહિ તો એ સૌંદર્ય એટલું ક્ષણિક બની જાય જેવી રીતે સુંદર ફટાકડામાં ચિનગારી ચાંપીએ ને રાખ થઈ જાય.

ગાંધીજીનો જીવનમંત્ર હતો સત્યમ્, શિવમ્, સુંદરમ્, અને ગુરુદેવનો સુંદરમ્, શિવમ્, સત્યમ્, પણ બંનેનો મેળાપ થયો શિવમ્‌ના તિર્થઘાટ પર.

પ્રભુ તો ત્રિમૂર્તિ છે અથવા કહો કે એના ત્રણ આકારો છે. સત્યમ્-શિવમ્-સુંદરમ્. એટલે મનુષ્ય સત્યનો ઉપાસક હોય કે શિવમ્‌નો હોય કે સુંદરમ્‌નો, આખરે તો પ્રભુને પામે છે.

ગાંધીજીને કુદરતની કળા બહુ ગમતી હતી અને ગુરુદેવને પણ. ગુરુદેવને માણસની બનાવેલી કળા જો કૃતિ સુંદર રીતે બનાવેલી હોય તો ગમતી હતી. એમનો વિશ્વાસ હતો કે સૌંદર્ય દ્વારા માણસનું દિલ એક અજબ રીતે, ધીરે ધીરે શિવમ્‌ને ઓળખવાનું અને એને પોતાનાં જીવનમાં ઉતારવાનું શીખી લે છે.

ગાંધીજી જ્યારે કળાકારની સુંદર કૃતિ જોતા તો સૌથી પહેલાં એમનાં દિલમાં એ પ્રશ્ન ઉઠતો કે આનું પ્રયોજન શું? શું આ કૃતિ મને મારા જીવનને વધારે ઉજ્જવળ બનાવવામાં મદદગાર થઈ શકશે? પણ આનો અર્થ એ નહિ કે જો ગાંધીજીએ શાલી-ગ્રામની સરસ પથ્થરની મૂર્તિ જોઈ હોત તો તેઓ એવો પ્રશ્ન પૂછત કે શાલીગ્રામનો શો ઉપયોગ? શું હું એનાથી મસાલો વાટી શકીશ?—નહિ, તેઓ શાલીગ્રામની મૂર્તિનું સૌંદર્ય જોઈને તેમાં શાલીગ્રામનું ધ્યાન ધરી શકત અને તે દ્વારા પોતાનું જીવન વધારે ઉજ્જવળ કરી શકત. ને તેમના માટે એ મૂર્તિ સુંદર અચૂક.

આ રીતે ગાંધીજી અને ગુરૂદેવે કળાની જે બે બાજુ છે-સૌંદર્ય અને ઉપયોગિતા એ બંનેનો સમન્વય કર્યો.

એક બીજી રીતે પણ તેઓએ એવો સમન્વય કર્યો. કળાનો વિષય જીવન છે અને જીવનનો વિષય કળા છે. અથવા જીવન એટલે અમુક આદર્શો અથવા સત્યો. તે આદર્શો અથવા સત્યોને કોઇ પણ રીતે જ્યારે પોતાના જીવનમાં ઉતારે છે ત્યારે એ કળાકાર બની જાય છે. એટલા માટે ગુરૂદેવ ભાર મૂકીને વારંવાર એમ કહેતા કે કળા જીવન છે. અને ગાંધીજી કહેતા જીવન કળા છે. અથવા તેઓ દરેક જીવનની કૃતિમાં કળાનું કૌશલ્ય, સૌંદર્ય અને કંઇક શુભ છે તે ત્રણેનો સમાવેશ થયેલો જોવા ઇચ્છતા.

ગુરૂદેવની એક કવિતા જે ગીતાંજલિમાં છે તે યાદ આવે છે. સાંજનો સમય હતો. ગામડાંની એક નવવધુ એક દીવો લઇને નદી કાંઠે જઈ રહી હતી. રસ્તામાં ઘોર અંધારૂં હતું. રસ્તા પર ચાલનાર પથિકોએ તે વધુને પ્રાર્થના કરી કહ્યું અમને જરા દીવો બતાવો જેના પ્રકાશથી અમે રસ્તાપર બરાબર ચાલી શકીએ. વધુએ જવાબ આપ્યો. આજે નહિ, આજે આ મારો દીવો હું જે જ્યોતિર્મય છે, જે તારામંડળ આકાશમાં એક કંઠમાળા રૂપે છે એને જ અર્પણ કરવા નદીને કાંઠે જાઉં છું. ને મારાં નાનકડાં દીપકને નદીમાં હું એ તારાઓની છાયા તળે વહેતો મૂકીશ.

કળાનો અંતિમ અને શ્રેષ્ઠ ઉદ્દેશ પ્રભુને સર્વસ્વ અર્પણ કરવાનો છે. પણ અર્પણ કરતાં પહેલાં જે કાંઇ માણસને સત્ય, સુંદર અને શિવ લાગે છે એનું ધ્યાન કરવું પડે છે, લીન થવું પડે છે. કોઈ પણ વસ્તુ કે વ્યક્તિનું ધ્યાન કરવું: એટલે એના વારંવાર ગુણ ગાવા.

તેથી જ તો રસ્કીને એક જગ્યાએ કહ્યું છે. "All art is praise" બધી કળા પ્રસંશા કરે છે.

જે જીવનમાં સર્વશ્રેષ્ઠ છે, પવિત્ર છે એની દરેક સાચો કળાકાર પોતાની કૃતિદ્વારા પ્રશંસા કરે છે.



કરવી પાપ ગણાશે. જો પ્રજા પરદેશી કાપડનો સર્વથા ત્યાગ કરે તો જરૂર આપણને ખાદી ખૂબ જોઇએ. પરદેશી કાપડનો નાશ કરીએ છીએ કેમકે ખાદીનો ઉપયોગ વધારવો છે; ખાદીનો ઉપયોગ વધારવો છે કેમકે તે દ્વારા આપણે રેંટિયાની પ્રવૃત્તિ વધારી પ્રજાને ઉદ્યોગી બનાવીએ છીએ ને પ્રજાનાં ઝુંપડાંમાં બરકતનો પ્રવેશ કરાવીએ છીએ. પ્રત્યેક હિન્દુસ્તાનીની સરેરાશ વાર્ષિક આવક ૨૬ રૂપિયાની છે તેને બેવડાવવાનો આ સહેલામાં સહેલો રસ્તો છે. બીજો એકે રસ્તો કરોડોને સારૂ છે જ નહિ."

૨૧–૭–૧૯૨૧.

(૫૦)

"જો તમારી પાસે થોડા પણ વખતની બચત હોય તો તમે તે બધો વખત કાંતતાં શીખી લેવામાં, શીખ્યા હો તો સરખો તાર કાઢવામાં અને તેન સરખો વળ આપતાં શીખીને પ્રજાને સારૂ સૂતર પેદા કરવામાં આપજો."

૨૧–૭–૧૯૨૧.

(૫૧)

"સ્વદેશીની સાર્થકતા સારૂ આપણે પરદેશી કાપડનો સર્વથા ત્યાગ કરવો રહ્યો ને નવું કાપડ ઉત્પન્ન કરવું રહ્યું. નાશ કરતાં આપણે આજ લગી કરતા હતા. હવે આપણને રેંટિયારૂપી ચિંતામણી હાથ આવ્યો છે એટલે ઉત્પત્તિનો આખરીર ઇલાજ મળી રહ્યો છે."

૨૧–૭–૧૯૨૧.

(૫૨)

"ત્યાગ વૈરાગ વિના ન ટકે એ અનુભવનું વાક્ય છે. આપણને પરદેશી કપડા તરફ એટલો વૈરાગ, એટલો અણગમો આવવો જોઈએ કે જેવો આપણને કોઇ પણ મેલી વસ્તુ તરફ આવે છે. એવો વૈરાગ પેદા ન થાય ત્યાં સુધી ફરી ફરી આપણું મન જાપાનની સાડી તરફ, મચિસ્ટરના મલમલ તરફ ખેંચાયાં જ કરશે ને ત્યાં લગી આપણે તેના જેવી ચીજો માગીશું ને ત્યાં લગી તેના જેવી ચીજો આપનારા ઠગો દઇ તે જ ચીજો આપણને વહોરાવશે. તેથી અત્યારે તો તેના જેવા દેખાવની ચીજોને પણ આપણે ન અડકીએ. રખેને આપણે ઉતરાઇ જઇએ એવો ભય આપણને લાગવો જોઇએ. આવો વૈરાગ ઉત્પન્ન થવા આપણને એમ પણ ચોખ્ખું જણાઇ જવું જોઇએ કે આપણી ગુલામીનું મૂળ પરદેશી કાપડ છે. બીજું બધું તેની પાછળ આવ્યું. ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીની કોઠી કાપડની પાછળ ને કાપડને સારૂ બંધાઇ."

૨૧–૭–૧૯૨૧.

(૫૩)

"આપણે આજે બધી સત્તા મેળવીએ છતાં જો સ્વદેશીને ન સમજીએ, હિન્દુમુસલમાનની એકતાની કિમ્મત ન જાણીએ ને આપણો કારભાર અંગ્રેજી મારફતે ચાલી શકે એવા મોહમાં રહીએ તો સુધારાનો ઉપયોગ આપણી સ્વતંત્રતા છીનવી લેવામાં થઇ શકે એમ હું જોઉં છું. સુધારા સાધન છે, સાધ્ય નથી. સ્વદેશી ઇત્યાદિ સાધન અને સાધ્ય બન્ને છે."

૨–૫–૧૯૨૦

(૫૪)

"સ્વદેશીમાં જ હિન્દની આર્થિક સ્વતંત્રતા અને નૈતિક ઉન્નતિ છે. તેથી હું તો ધારાસભામાં જનાર દરેક મેમ્બર પાસેથી વચન લઉં કે તે હિન્દુસ્તાનના ઉદ્યોગના રક્ષણાર્થે પરદેશી માલ પર જેટલો કર નાખવો પડે તે નાખતાં નહિ ડરે"

૨–૫–૧૯૨૦

(૫૫)

"હિન્દુસ્તાનના આર્થિક સ્વાતંત્ર્યનો આધાર રેંટિયો અને હાથશાળ પર રહેલો છે. જ્યાં આર્થિક સ્વતંત્રતા નથી ત્યાં બીજી સ્વતંત્રતાની આશા જ ફોકટ છે."

૧૮–૭–૧૯૨૦

# —ધીરેન ગાંધી ચિત્રિત—



## ધ્યાની-બાપુ

(ગુજરાતી આવૃત્તિ)

પ્રસ્તાવના

**શ્રી. કાકાસાહેબ-કાલેલકર**

ગાંધીજીની જીવન સંધ્યાની ઘૂમીઓ આ રેખાચિત્રમાં ચિત્રકાર ઘણી સારી અંકિત કરી શક્યો છે એટલા માટે એ આપણા અભિનંદનને પાત્ર છે અને મારે માટે તો એ સપ્રેમ શુભાશિષોનો અધિકારી છે' (પ્રસ્તાવનામાંથી)

'I hope it will be a teasu e to those who are devoted to Mahatmaji

**Nandlal Bose**

**The Moods of A MAHATMA**

*( English Edition )*

Introduction by G Vankatachalam

'Even as me e po traits these are as good as any so far drawn by any master astist For one of his age and experience they are highly creditabl achievements His pencil work is soft and delicate his lines a e strong and sure Modelling is superb especially where he treats those weak expressive lips Dhiren has certanly proved a worthy pupil of a great master the incomparable Nandlal B se"

( From introdu tion )



A GLIMPSE

# Into GANDHI'S SOUL

**( WOOD-CUT )**

પ્રસ્તાવના

**શ્રી. ગુરૂદયાલ મલ્લિક**

(ભારતના ભૈરવના અદ્વીતીય દરબારના ગાંધીજીના અપવાસના ૭ પ્રસંગ ચિત્રો)

The art st has given a happy habitia t on to his vision It is for the beholder to enter it and share with him the rapture rhythm and radiance of h s vi ualisation One has but to be silent in the presence of pictures that they may speak

*( from introduction)*

"આ સુંદર ચિત્રગુચ્છ ભારતના ઘરોને સંસ્કાર અને પાવિત્ર્યનું વાતાવરણ આપશે'

શ્રી રવિશંકર રાવળ

'These Wood-Cuts have achieved Greater heights in interpreting Gandhiji than mere words could ever achieve

"Bharat Jyoti"

કદ ૧૧"x૧૫" કિંમત ૩-૦-૦ ટપાલ ખર્ચ જુદુ કદ ૧૧"x૧૪" કિંમત ૩-૮-૦ ટપાલ ખર્ચ જુદું

પ્રાપ્તિસ્થાન

"રૂપાયતન" ૪૫ નહેરૂ રોડ વિલેપાર્લે (પૂર્વ) મુંબઈ નં. ૨૪.

દર મહિનાની ૧૨ મી તારીખે પ્રગટ થતું

# યાત્રાળુ



આવતા અંકમાં :

શ્રી. કાકા કાલેલકર.

શ્રી. નંદલાલ બોઝ.

શ્રીમતિ સોફિયા વાડીઆ.

શ્રી વિનોબા ભાવે.

શ્રી. જુગતરામ દવે.

શ્રી. મહાવીરપ્રસાદ પોદ્દાર.

ના લેખો આવશે.

## રૂપાયતન




રૂપાયતનનો મુખ્ય આદર્શ જનતામાં લોકોપયોગી કલાનો પ્રચાર કરી સામાન્ય લોકોનાં જીવનમાં પણ સુરુચિ અને આનંદનું સિંચન કરવાનો અને કરાવવાનો છે. આ ધ્યેયને સિદ્ધ કરવા હવે જમીનની વધુ આવશ્યકતા લાગે છે ત્યાં આલીશાન મકાનો નહી પણ કલાત્મક ઝૂંપડાઓ હશે, ત્યા બધા ગૃહઉદ્યોગો હશે, ત્યા કલા હશે, ત્યાં સંગીત હશે. ત્યાં એ વાટે જ કેળવણી અપાશે, ત્યાંનું વાતાવરણ જ વિદ્યાર્થીઓની સર્જનાત્મક શક્તિ જગાડી નવી પ્રેરણા આપશે દરેક માણસમાં સર્જનાત્મક શકિત તો પડી જ હોય છે પણ એ સુષુપ્ત દશામાં હોય છે. એને પ્રગટ કરવા પ્રેરણાત્મક વાતાવરણ જ જોઇએ. આ વાતાવરણ બાપુ અને ગુરુદેવના શિક્ષણ અને સંસ્કારનાં મિલનથી જ ઉદ્દભવી શકે.

મનુષ્યને જીવન જીવવા માટે જેટલી આવશ્યકતા નિદ્રા, હવા અને ખોરાકની છે તેટલી જ આવશ્યકતા, સારું અને સાદું જીવન જીવવા માટે સૌંદર્ય પારખવાની પણ છે.

કળા જ્યારે પૂર્ણ સ્વરૂપે વિકસે છે, ટોચે પહોચે છે ત્યારે તે પવિત્ર બને છે અને સમાજને એક દિવ્ય સંદેશ આપે છે

અમારી આકાંક્ષા, અમારો આદર્શ અમે પૂ બાપુ અને પૂ ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારમાંથી મેળવ્યાં છે. અને આ બંનેનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનમાંથી જ રૂપાયતનનો જન્મ થયો છે

ટુંકમાં રૂપાયતનનું ધ્યેય દરેક વ્યકિતની આંતરશુદ્ધિ જમાડવાનું અને સૌંદર્ય પારખવાની શકિત કેળવવાનું છે આ તેને આનંદથી ભરી દેશે અને તેને નવું રચવાને માટે પ્રેરણા આપશે.

આ હેતુથી રૂપાયતનમાં હાલ જે ઉદ્યોગો ચાલે છે તેમાંથી બનતી બધી વસ્તુઓમાં સૌંદર્યની રેખા હશે. બીજાને તે જોવા માટે આમંત્રણ આપશે, અને આનંદ આપશે

કળા, આમ દુનીયામાં સેવા અને સૌંદર્યના આનંદનું પ્રતિનિધી બને છે. રૂપાયતન એ કળાનું નમ્ર સેવક છે.


શ્રી મોતીલાલ તુલસીદાસ સ્મારક તરફથી
પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી
"રૂપાયતન" ૪૫, નહેરૂરોડ વિલેપારલે (પશ્ચિમ)


## પ્યારાબાપુ

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીનાં તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની વિચારશ્રેણીનો સમન્વય કરી બન્ને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કલા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણા રોજીંદા જીવનનાં પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઇત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

### સૂચનાઓ

* દર માસની ૧૨મી તારીખે અંક પ્રસિદ્ધ થશે.
* પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવુ.
* સરનામાનો ફેરફાર તરત જણાવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ
* 'પ્યારાબાપુ'માંનાં સર્વ ચિત્રો અને છબીઓ કોપીરાઈટથી રક્ષિત છે.

### લવાજમ

દેશમાં રૂપિયા છ
પરદેશમાં રૂપિયા સાડા સાત
છૂટક નકલ દસ આના

'પ્યારાબાપુ' અંગેના સઘળા પત્રવ્યવહારનું સરનામું :—

'રૂપાયતન'
૪૫, નહેરૂ રોડ, વિલેપારલે.
મુંબઇ–૨૪

**આફ્રિકામાં આ માસિકનું લવાજમ શ્રી. પ્રભુદાસ વજરીયા C/o. જે. પી. વજરીઆ પો. બો. ૧૨૬, નૈરોબી. એ ઠેકાણે ભરી શકાશે.**


મુદ્રણસ્થાન : કનૈયાલાલ, ઓરિયન્ટ પ્રિન્ટિંગ હાઉસ
નવીવાડી. મુંબઈ નં. ૨.

"પોતાની ઓછામાં ઓછી આવશ્યકતા ઉપરાંત જે કંઈપણ મનુષ્ય લે છે, તે ચોરી કરે છે"

ગાંધીજી

# આરોગ્ય

"મનથી આપણે કોઈની વસ્તુ મેળવવાની ઇચ્છા કરી કે તેની ઉપર એંઠી નજર કરી, તે ચોરી છે"

ગાંધીજી.

વર્ષ ૧ — ૧૨ જુન ૧૯૪૮ — અંક ૫

## વિષયસૂચિ



## નિવેદન

વાચકને ખ્યાલ હશે કે આ માસિક શ્રી. મોતીલાલ તુલસીદાસ ગાંધીના સ્મારકની યોજનાના આધારે શરૂ કરવામાં આવેલ છે. તે રકમ શ્રી. માણેકલાલ અમૃતલાલ ગાંધી હસ્તક... પણ તેમના કુટુંબીજનોનાં દબાણને અંગે તે રકમ પાછી ખેંચી લીધી છે. આ પગલાંથી અમને દુ:ખ પણ થયું છે અને મૂંઝવણ પણ થઈ છે આ માસિકમાં પ્રાથમિક ઠીક ઠીક ખર્ચ થયુ છે. પણ હવે ગ્રાહક થતા જાય છે અને તેને સારો આવકાર મળેલ છે તે મોટા તોષની વાત છે.

આ રકમ પાછી ખેંચાવા છતાં સ્વ. શ્રી. મોતીલાલ તુલસીદાસ ગાંધીનું નામ સ્મારકમાં રાખવા અમે સંકલ્પ કર્યો છે. આ પગલામાં પૈસા ગૌણ વસ્તુ માની છે. તે તો અમને મળી જ રહેશે તેવી આશા રાખીએ છીએ.

# ચારે વર્ણ ગાંધીજીના જે

કાકા કાલેલકર

આપણા લોકોમાં સમાજના ચાર વર્ગો કલ્પ્યાં છે. કેટલાક હોય બ્રાહ્મણો, એમનું કામ વિદ્યા કેળવી ધર્મનું પાલન કરવું અને એનો ઉપદેશ કરવો. બીજો વર્ગ ક્ષત્રિયોનો એ પ્રજાનું રક્ષણ કરે, રાજ ચલાવે અને કશું ઉતરતું કામ ન કરે. ત્રીજો વર્ણ વૈશ્યનો, વૈશ્યો ખેતી કરે, ગાય બળદ વગેરે ઢોરઢાંખર રાખે, વણજારા થઈને માલની લેવા ચલાવે, અને વેપાર ખેડીને ધન કમાવે. વેપારી વિચારપુર્વક દાન કરી સમાજના બધા લોકોને મુશ્કેલીમાંથી ઉગારી લે. છેલ્લો વર્ણ શુદ્રનો, શુદ્ર મહેનત મજૂરી કરી અને દરેક રીતે સમાજ હિતમા પોતાની જિંદગી ખપાવી દે.

થોડો વિચાર કરતાં જણાશે કે આ ચારે વર્ણ માણસની ઉન્નતિના ચાર પહેલુંઓ છે. બ્રાહ્મણમાં જો ક્ષત્રિયની વીરતા, વૈશ્યની વહેવાર કુશળતા અને શુદ્રની સેવા ન હોય તો બ્રાહ્મણનું જીવન અધૂરૂ જ ગણાય. એવી જ રીતે ક્ષત્રિય વૈશ્ય વિગેરે બધા વિષે કહી શકાય.

જો બ્રાહ્મણમાં બાકી ત્રણે વર્ણના ગુણ આવી જાય તો તો સોનામાં સુગંધ એજ રીતે બધા વર્ણોનું, સમજવું.

પૂજ્ય બાપુજીએ પોતાનાં જીવનમાં વૈશ્ય છાજે એવી નમ્રતા ધારણ કરી હતી પણ ખ જોતાં એમનામાં બ્રાહ્મણનું ધર્મજ્ઞાન અને તપસ્તે ક્ષત્રિયની વીરતા અને ઉદારતા, વૈશ્યની કુ અને ચાતુર્ય અને શુદ્રની સેવાવૃત્તિ અને નમ્ર બધા જ ગુણો એક સામટાં પ્રગટ થયા હ અથવા ખીલ્યા હતા. બાપુજીનું જીવન આ ર સર્વાંગીણ હતું તેથી જ બાપુજીને સર્વાંગપૂ —સમાજ પુરૂષ—કહીએ છીએ. એ પૂર્ણતાને કાર તેઓ આટલું કામ કરી શકયા અને તમા દુનિયાના વધારેમાં વધારે લોકો એમની અ તળે આવી શકયા.

દરેક બાળકે અને યુવાને તેમજ બાળા અને યુવતિએ મન સાથે સંકલ્પ કરવો જોઈ કે ગાંધીજીની પેઠે આપણે પણ સર્વાંગ સંપૂ થઈ જઈએ. સર્વાંગ- સંપૂર્ણ માણસની શ અદ્દભૂત હોય છે. દુનિયાનું ભલું કરવા અસાધારણ શકિત એનામાં આવી જાય છે

# શિવત્રિનેત્ર!

ગુરુદયાલ મલ્લિક.

હજી આ જગહૈયેથી અંધાર ઓસર્યો ન'તો,
તિમિરે તારકો સૌને લીધાં'તા આવરી, અને
શેરીના દીવડાઓ સૌ થઈ ગૂલ ગયા હતા,
અને માનવીને ગેહે દીપકો જલતા ન'તા.
વાયુ નૈરાશ્ય વાતો'તો, ગુંગળાતી ધરા હતી,
અને સૌ માનવી સૂતું અવાક્ કારુણ્ય ખોબલે.
એવે ત્યાં ક્ષિતિપ્રાચીપે ઉદિતાર્ક મયુખ કૈં
ભાખ્યા ફૂટત તેવે હું ઊઠયો સાશ્ચર્ય ઓચરી.
"શિવત્રિનેત્ર!" — "ગાંધીજી!"



# બાપુનાં પ્રિય ભજનો

પૂ. બાપુ તા. ૨૯ મી જાનેવારીની રાત્રે સૂતાં પહેલાં જે ગાયનની બે લીટીઓ બોલેલા તે ગાયન પૂરું અહીં આપ્યું છે

હૈ બહારે બાગ દુનિયા ચંદ રોજ;
દેખ લો ઈસકા તમાશા ચંદ રોજ.

ઐ મુસાફિર! કૂચકા સામાન કર,
ઈસ જહાંમેં હૈ બસેરા ચંદ રોજ.

પૂછા લુકમાંસે, જિયા તૂ કિતને રોજ?
દસ્તે હસરત મલકે બોલા ચંદ રોજ.

બાદ મદફન કબ્રમેં બોલી કજા,
અબ યહાં પે સોતે રહના ચંદ રોજ.

ફિર તુમ કહાં ઔ' મૈં કહાં, ઐ દોસ્તો!
સાથ હૈ મેરા તુમ્હારા ચંદ રોજ.

ક્યોં સતાતે હો દિલે બેજુર્મકો,
જાલિમો, હૈ યે જમાના ચંદ રોજ.

યાદ કર તૂ ઐ નજીર કબરોં કે રોજ,
જિંદગીકા હૈ ભરોસા ચંદ રોજ,

પણ અર્થ હિન્દીમાં બરાબર ન થયો. ગુજરાતી કોશમાં પણ ન મળ્યો. હિન્દીમાં એનો કોઈ પ્રતિશબ્દ ન મળ્યો. પણ બાલુરામજી મને કોઈ રીતે એવા ભકતના ઉદાહરણ રૂપ લાગ્યા. ગાંધીજી એ વખતે યરવડા જેલમાં કેદ હતા, તેઓને પત્ર લખ્યો, એ શબ્દનો ખુલાસો માગ્યો. બીજા પણ પાંચ દશ શબ્દોના ય અર્થ માગ્યા હતા. જવાબ આવ્યો. 'વેવલુ' નો અર્થ આપ્યો 'જે બાહ્યાચારમાં લીન રહે છે અને શુધ્ધ ભાવથી માને છે કે આ જ ભકિત છે.'

## (૨)

### ગોભકત શું બીજા પ્રાણીઓની તરફ નિર્દય બને છે?

વર્ધાની વાત છે. હું ત્યાં ગોસેવાસંઘનાં અધિવેશનમાં ભાગ લેવા ગયો હતો. મહાત્માજી પણ સેવાગ્રામથી આ અધિવેશનમાં આવ્યા હતા. અધિવેશન પૂરું થતાં તેઓ સેવાગ્રામ પાછા ફરી રહ્યા હતા, હું પણ એક ટાંગો કરી સેવાગ્રામ કેટલાક મિત્રોને મળવા જઇ રહ્યો હતો. મારી સાથે મારા મિત્ર શ્રી સીતારામજી સેકસરિયાની ધર્મપત્ની શ્રી. ભગવાનદેવી અને તેનાં ત્રણ બાળકો હતા. અમારો ટાંગો આગળ હતો. પાછળથી મહાત્માજીની મોટર આવી. મેં ટાંગાવાળાને ટાંગો રસ્તાના કિનારા પર લેવાનું કહ્યુ, મોટર બાજુમાંથી પસાર થઈ નહિ, પણ ટાંગાની પાછળ ઉભી રહી. મારા કાનને આ શબ્દો બાપુજી કોઇને પૂછતા હતા તે સંભળાયા કે ટાંગામાં કોણ છે? એક ભાઇએ મારૂં નામ આપ્યું. બસ મોટર આગળ વધી, હું વિચારી ન શકયો કે મહાત્માજીને ટાંગામાં કોણ મુસાફરી કરે છે તે વિષે પૂછવાની જરૂર શા માટે થઇ. ખેર, પંદર મિનિટ પછી અમે સેવાગ્રામ પહોંચી ગયાં. શ્રી ભગવાનદેવીએ કહ્યું, ચાલો મહાત્માજીનાં દર્શન કરી આવીએ. બાળકો તો આ આશાથી જ આવ્યાં હતાં હું તો તે દીવસે એકથી વધારે વાર મહાત્માજીને મળી ચૂકયો હતો. તો પણ તેમનાં દર્શનથી તૃપ્તિ કયાં થતી હતી? મેં કહ્યું ચાલો, મારા મનમાં રસ્તામાં મોટર રોકીને નામ પૂછવાને વિષે જાણવાની પણ ઉત્સુકતા હતી. જેવો તેઓની પાસે ગયો ને સવાલ આવ્યો. "ટાંગામાં તમે હતા ને?" મેં કહ્યું, "જી!" "તો ગોસેવક (એ વખતે ગોસેવાસંઘના મારા નિકટ સંબંધો તેઓના ધ્યાનમાં હતા.) શું બીજાં પશુઓની તરફ નિર્દય બને છે? તરતજ મારા ધ્યાનમાં આવ્યું કે ટાંગામાં ત્રણને બદલે પાંચ સવારોએ તેઓનું ધ્યાન ખેચ્યું હતું. મેં ઉત્તર આપ્યો. " "બાપુ, પૂરા સવાર તો બે જ હતાં. ત્રણ તો બાળકો હતાં," મેં મારા મનમાં ત્રણને એક આખી સવારીનું વજન માનીને આ વાત કરી હતી. આ પર બાપુ ખૂબ હસ્યા ને બોલ્યા, "પણ આ બાળકોની મા તો બે સવારી બરાબર છે ને?" સાચે જ શ્રી ભગવાનદેવી અઢી મણથી ઓછાં તો ન હતાં. પછી એક વિદેશી અંગ્રેજનો દાખલો બાપુએ કહ્યો, કે જે સેવાગ્રામ જોવાને આવ્યો હતો. ગરમીના દિવસો હતા. ટાંગામાં તે એકલો જ હતો. સખત ગરમીને લીધે ઘોડાની મુશ્કેલીનો વિચાર કરીને તે ટાંગામાંથી ઉતરી ટાંગાની સાથે ઘણે દૂર સુધી ચાલીને આવ્યો. આનો મારી પાસે શું જવાબ હોય? મારી ભૂલ થઇ ગઇ તે મંજૂર કરીને હવે જે આજ્ઞા આપો તે કરૂં?

"કરો શું? પાછા જતી વખતે બધાં પગે ચાલીને જાઓ અને ગાડી ખાલી જાય." મેં કહ્યું "જેવી આજ્ઞા". મનમાં થયું કે ખૂબ સહેલાઇથી છુટકારો થયો.

સાંજના ૭ નો સમય હશે. અંધારૂં થઇ રહ્યું હતું. ચાર માઇલ પગે ચાલવાનું હતું પણ મારા માટે જરાય ચિંતા નહોતી, શ્રી. ભગવાનદેવીને માટે તથા બાળકોને માટે થોડી ચિંતા જરૂર હતી. વળી શ્રી ભગવાનદેવીને એ વખતે થોડો દમનો રોગ પણ થઇ આવતો હતો, પણ બાપુના હુકમ પછી બોલવાની હિમ્મત ન થઇ. પાંચ મિનિટમાં આશ્રમના ખાસખાસ લોકોમાં આ વાત પ્રસરી ગઇ. શ્રી. ભગવાનદેવી કેટલીક બહેનોને મળવા ગઇ તેની સાથે આ વાતની ચર્ચા થઈ. આથી– જ્યાં સુધી મને યાદ છે– શ્રી. ગોમતીબેન શ્રી. ભગવાનદેવીને સાથે લઇને મહાત્માજીની પાસે પહોંચ્યાં, અને તેમના રોગની વાત કરી, બાપુ બોલ્યા, "ઠીક, જ્યાં સુધી પગે ચાલી શકે ત્યાં સુધી

થાકીને જાય. બાળોક પણ તેમજ કરે ને પછી ગાડીમાં બેસે." મારા માટે તો જે હુકમ નીકળી ચૂક્યો હતો તે તો આખીર ફેંસલો જ હતો.

હું પહેલાં મારા ટાંગામાં કોઈ કોઈ વાર ત્રણ સવારથી વધારે પણ બેસાડવાનું સહન કરી લેતો હતો. પણ આ બનાવ પછી નિયમ કરી દીધો કે હાંકવા વાળા સિવાય ત્રણ સવારીથી વધારે ન બેસાડવા. કોઈવાર વધારે થાય તો સવારીમાંથી કોઈ હાંકે અથવા હું પગે ચાલું.

મહાત્માજીનું કથન ફક્ત ઘોડાને માટે જ નહીં મૂંગા પ્રાણી માત્રને માટે હતું.

## (૩)

## પોતાના કામને માટે બીજાને ન કહેવું.

એકવાર મારે ત્યાં એક નામધારી ભક્તજીનો અખાડો ચાલતો હતો, એમાં જાતજાતના જીવ આવતા જતા. એક 'લાલચંદ' નામના ભાઈ આવ્યા, સાંભળ્યું કે તે ગાંધીજીની પાસે-ગયા હતા અને ગાંધીજીએ તેમને કંઈ લખીને આપ્યું છે. એક દિવસ મેં એને પકડ્યા, પૂછ્યું, "કહો લાલચંદજી! ગાંધીજીએ તમને શું લખીને આપ્યું?" આથી તેમણે એક જૂના કવરની ચબરખી બતાવી અને જણાવ્યું કે હું મહાત્માજીના દર્શને ગયો ત્યારે સોમવારનો દિવસ, મૌન હતું. તેઓ કંઈ લખી રહ્યા હતા. હું સામે થોડે દૂર બેસી ગયો. તેઓએ ઈશારાથી પૂછ્યું, "કંઈ કહેવું છે?" મેં નિવેદન કર્યું કે મને ગુસ્સો ખૂબ આવે છે, કંઈ ઉપાય બતાવવાની કૃપા કરો. એના જવાબમાં આ ચબરખી મને મળી ગઈ." જેમાં લખ્યું હતું, ઉપાય–ઈશ્વરને યાદ રાખવો અને પોતાનાં કામને માટે બીજાને ન કહેવું.

લાલચંદજીએ મને કહ્યું કે આથી મને ખૂબ જ ફાયદો થયો છે વાચક સમજે, આમાં દરેક ગુસ્સાનાં મૂળ જ કપાઈ ગયાં તમે મને કોઈ કામને માટે કહેશો, હું નહીં કરું ત્યારે તો તમને ગુસ્સો આવશે! પોતાનું બધું કામ પોતે જ કરવાની ટેવ પાડી લે તો ગુસ્સાને માટે અવકાશ જ બહુ ઓછો રહે.

## (૪)

## મારાં જીવનમાં બીજું છે જ શું?

સાબરમતી આશ્રમની વાત છે, કોઈ આશ્રમવાસીની સાથે ગાંધીજી ત્રાકને વિષે વાત કરી રહ્યા હતા મને એમાં કંઈ રસ નહોતો આવતો, તે પછી જ્યારે ફરવા ગયા ત્યારે મેં કહ્યું, "બાપુ, ત્રાક, રેંટિયાની વાત કરતા તો આપ થાકતા જ નથી." બાપુ બોલ્યા. "અરે! મારાં જીવનમાંથી રેંટિયો કાઢી નાખો તો બીજું છે જ શું!"

સાચું છે, રેંટિયો એમનું હૃદય હતું. *

* હિંદી 'આરોગ્ય'માંથી.



# ગાંધીજીનો માનવધર્મ

શ્રીમતિ સોફિયા વાડિયા

કરોડો હિન્દીઓનાં તેમજ સમગ્ર વિશ્વનાં કોટ્યવધિ જનોનાં મન તેમજ હૃદય પર મહાત્મા ગાંધીજીના પ્યારા વ્યક્તિત્વની તેજસ્વિતા અને વિમળતાની, તેમજ તેમનાં આજીવન ધ્યેયનાં ઉજ્જ્વળ દૃષ્ટાંતની ઊંડી અસર થઈ છે. હિંસાના અવિચારી અને નિષ્ઠુર કૃત્યે બાપુના સ્થૂળ દેહને આપણી પાસેથી લઈ લીધો અને એમનાં વિશ્વાભિમુખ ધ્યેયને અલ્પાયુષી કરી નાખ્યું. પરંતુ જેમ જેમ દિવસો જતા જાય છે, તેમ તેમ આપણને વધારે ને વધારે પ્રતીતિ થતી જાય છે કે એમના આત્માની પ્રવર્તનશીલ અસર એમનાં જીવનકાળ દરમિયાન એમણે આરંભેલા અને જારી રાખેલાં કાર્યનું સાતત્ય જાળવવા એક જીવન્ત શક્તિરૂપે પ્રવર્તિ રહી છે.

न जायते म्रियते वा कदाचि—
नायं भूत्वा भविता वा न भूयः
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥

ના, ના, એથી પણ વિશેષ......એમના દેહનાં મૃત્યુએ મહાત્માના વિજયી આત્માને વિમુક્ત કરી, આ નાશવન્ત દેહનાં પિંજરમાં કેદ પુરાઈ રહેલાં આપણે ગ્રહણ કરી શકીએ અને જીવનમાં ઓતપ્રોત કરી શકીએ એવી યથાર્થ આશિષ આપણા પર વરસાવી છે

એ પ્રમાણે આચરવા આપણે વિચારપૂર્વક પ્રયત્નો કરવા જોઈએ, અને એમ જ રીતે આપણે મહાત્માજી પ્રત્યેનો આપણો ઉત્કટ આદરભાવ વ્યક્ત કરી શકીએ, કારણ કે આથી એમનાં મિશનને પૂર્ણ કરવા આપણે બુદ્ધિપૂર્વક અને કુશળતાથી કાર્ય કરવા સમર્થ બનીએ.

બાપુજીની ફિલસૂફીનું જ્ઞાન લેવું આવશ્યક છે, અને બાપુજીને સ્મરનાર તેમજ એમને હાર્દિક માન આપવા ઇચ્છનાર સૌને અમે વિનંતી કરીએ છીએ કે એમના જીવનમંત્રનું, એમના ધર્મનું તેઓ મનન કરે.

ગાંધીજીનો ધર્મ એટલે એમને જન્મથી પ્રાપ્ય હિન્દુ ધર્મ, એવો સંકુચિત અર્થ અમે કરતા નથી; કારણ કે ગાંધીજી જન્મે હિન્દુ હોવા છતાં અને હિન્દુ ફિલસૂફીના સર્વોત્કૃષ્ટ આદર્શોને આત્મસાત્ કર્યા હોવા છતાં, તેઓ તો ધાર્મિક રૂઢિજડતાના સર્વ પ્રકારોથી પર હતા. તેમનો ધર્મ હતો માનવધર્મ. તેઓ એમના ધર્મની આ પ્રમાણે વ્યાખ્યા આપે છેઃ—

"મારું હિન્દુત્વ સંપ્રદાયિક નથી. ઇસ્લામ, ખ્રિસ્તી, બૌદ્ધ અને જરથોસ્તી ધર્મોમાં મને જે ઉત્તમ લાગે છે તે સૌનો એમાં સમાવેશ થાય છે. બીજી બધી બાબતોમાં થયું તેમ, રાજકારણમાં મેં ધાર્મિક જિજ્ઞાસાથી જ ઝંપલાવ્યું છે. સત્ય એ મારો ધર્મ છે, અને અહિંસા તેની ઝાંખી કરવાનો એક જ માર્ગ છે. મેં એકદા અને હંમેશને માટે તલવારના સિદ્ધાંતને તજી દીધો છે."

આજ ધર્મ એમની વ્યવહારનીતિ અને કાર્યક્રમનો પ્રાણરૂપ હતો.

મારો સ્વદેશ પ્રેમ મારા ધર્મને અધીન છે."

જ્યાં સુધી આપણે એમના ધર્મને પ્રેરિત કરનાર સિદ્ધાંતોને સમજવા પ્રયત્ન ન કરીએ, ત્યાં સુધી આપણે એમના ધર્મને બરાબર સમજી કે શોધી શકીએ નહિ.

સત્ય, અહિંસા અને સેવાના ત્રિવિધ આદર્શના પાલનાર્થ કેટલાક નિયમો આ પ્રમાણે છે. પરંતુ પ્રથમ આપણે સત્ય, અહિંસા અને સેવા એ ત્રણ મહાન ભાવનાઓને લગતા એમના વિચારો સમજીએ.

"સત્ય' શબ્દ સત્માંથી છે. સત્ એટલે હોવું. સત્ય સિવાય બીજી કોઈ વસ્તુની હસ્તી જ નથી... અને જ્યાં સત્ય છે ત્યાં જ્ઞાન—શુદ્ધ જ્ઞાન—છે જ... અને જ્યાં સત્ય જ્ઞાન છે ત્યાં આનંદ જ હોય.

"આ સત્યની આરાધનાને ખાતર જ આપણી હસ્તી. તેને જ કારણે આપણી પ્રત્યેક પ્રવૃત્તિ એને જ કારણે આપણે પ્રત્યેક શ્વાસોશ્વાસ લઈએ."

અને સત્યનું સાધન શું છે?

"અહિંસા......અહિંસા વિના સત્યની શોધ અસંભવિત છે, અહિંસા અને સત્ય એવા ઓતપ્રોત છે. જેમ સિક્કાની બે બાજુ અથવા લીસી ચકરડીની બે બાજુ તેમાં ઊલટી કઈને સૂલટી કઈ? છતાં અહિંસાને સાધન ગણીએ, સત્યને સાધ્ય ગણીએ."

પ્રેમ જ દ્વેષનો ઉપાય છે.

"દ્વેષ સદા મારે છે, પ્રેમ કદી મરતો નથી, બંનેમાં આટલો અગાધ તફાવત છે. પ્રેમથી જે પ્રાપ્ત થાય છે તે સર્વકાળ ટકે છે દ્વેષથી જે પ્રાપ્ત થાય છે તે ખરી રીતે ભારરૂપ બને છે. દ્વેષ ઘટાડવો અને પ્રેમ વધારવો એ જ મનુષ્યનું કર્તવ્ય છે"

અન્યની સેવા એ જ સાચો ત્યાગ છે

"ત્યાગનો ધર્મ મનુષ્યને પશુથી જુદો પાડે છે. ત્યાગ, શિષ્ટતા અને આત્મસંયમ વિના મુક્તિ નથી, આશા નથી."

ગાંધીજીનો સત્ય, અહિંસા અને સેવાનો ધર્મ આપણા સર્વ અહંભાવને ધોઈ નાખી વિશુદ્ધ થવા, સર્વદ્વેષભાવને દૂર કરવા, માનવબંધુઓથી વિમુખ કરે એવી અસ્પૃશ્યતાની કલંકિત પરંપરાને તજી દેવા માટે આપણને આદેશ આપે છે. બાપુ કહે છે —

"સાચો ધર્મ એ સંકુચિત સંપ્રદાય નથી, કેવળ બાહ્યાચાર નથી. બહોળા વ્યાપક અર્થમાં ધર્મ એટલે ઈશ્વર તત્ત્વ વિષે આપણી અચલિત શ્રદ્ધા, પુનર્જન્મ વિષે અચલિત શ્રદ્ધા, સત્ય અને અહિંસા વિષે આપણી સંપૂર્ણ શ્રદ્ધા."

ગાંધીજીનો ધર્મ બીજા બધા ધર્મોથી ઉચ્ચતર છે. સર્વ પક્ષોથી પર છે. સંપ્રદાયવાદ અને ધર્માંધતાના કુરૂપ વિભાગો કરતાં ઊર્ધ્વગામી છે.

"ધર્મનો વ્યાપક અર્થ લઈએ તો એમાં હિન્દુ, ઈસ્લામ, ખ્રિસ્તી વગેરે ધર્મોનો સમાવેશ થાય છે. પણ તે સૌ ધર્મો કરતાં ચઢિયાતો છે. એને તમે સત્યને નામે ઓળખો છો. આગ્રહની સદ્વૃત્તિ નહિ પણ સર્વવ્યાપી જીવન્ત સત્ય જ સર્વ વિનાશ અને વિકારની સામે ટકી શકે છે.

"ધર્મ મને પ્રિય છે. અને મારી પહેલી ફરિયાદ એ છે કે હિન્દ હવે અધાર્મિક બનતું જાય છે. અહિં હું હિન્દુ અને ઇસ્લામ અથવા જરથોસ્તી ધર્મનો વિચાર નથી કરતો. પણ સર્વ ધર્મોના ભીતરમાં રહેલા ધર્મનો વિચાર કરું છું. આપણે ઈશ્વરથી વિમુખ થતા જઈએ છીએ.

"સર્વ ધર્મો સમાન છે અને મારા ધર્મ જેટલો જ બીજા ધર્મો પ્રત્યે આદરભાવ રાખવો જોઈએ એ સ્થિતિ હું સ્વીકારું નહિ, ત્યાં સુધી મારી આસપાસ ભભૂકી રહેલા સંગ્રામ વચ્ચે હું રહી શકું નહિ. જો આપણે આ પાયાની સ્થિતિનો સ્વીકાર ન કરીએ, તો આધ્યાત્મિક શક્તિઓની ઉપરછલી એકતા નિષ્ફળ નીવડે. હું ગીતાનું પારાયણ કરું છું અને એમાંથી પ્રેરણા મેળવું છું. પરંતુ મારા ધર્મને સમૃદ્ધ કરવા હું બાઈબલ અને કુરાનનું પણ પઠન કરું છું. બીજા ધર્મોમાં જે શ્રેય છે તે સર્વનો સમન્વય કરું છું.

"ધર્મનું વૃક્ષ એક સરખું જ છે. ડાળીઓ વચ્ચે અવશ્ય શારીરિક સમાનતા નહિ જડે. તેની વૃદ્ધિ થતી જાય છે, અને જે માણસની ડાળી વૃદ્ધિ પામતી હોય તેણે ફુલાઈ જઈ કહેવું ન જોઈએ, "મારી ડાળી સૌથી શ્રેષ્ઠ છે" કોઈ શ્રેષ્ઠ નથી, કોઈ પણ ડાળી અન્ય કરતાં ઉતરતી નથી.

"કોઈ ધર્મ એવો નથી જે સંપૂર્ણ હોય, બધા જ સરખી રીતે અપૂર્ણ છે અથવા વત્તા ઓછા પ્રમાણમાં સંપૂર્ણ છે. એ ઉપરથી એટલો બોધ લેવો જોઈએ કે મારા ધર્મ જેટલો ખ્રિસ્તી ધર્મ સત્ય છે, સારો છે. ઇસ્લામ, જરથોસ્તી અથવા યહુદી ધર્મની બાબતમાં પણ એમજ છે.

"ઇસ્લામનો અલ્લા એ ખ્રિસ્તી ધર્મના ગૉડ અને હિન્દુ ધર્મના ઈશ્વર સમાન જ છે, જેમ હિન્દુ ધર્મમાં ઈશ્વરના અસંખ્ય નામો છે. તેમ ઇસ્લામ ધર્મમાં પણ ઘણાં નામો છે. આ બધા નામો ભિન્નભિન્ન ઈશ્વરરૂપો નહિ પણ તેના ગુણો સૂચવે છે, અને ક્ષુદ્ર માનવજીને પોતાની અલ્પ-બુદ્ધિથી ગુણોનું આરોપણ કરી

પ્રયત્ન કર્યો છે, પણ ઇશ્વર તો ગુણાતીત છે, અવર્ણનીય છે, અમાપ છે. આ ઇશ્વરમાં જીવન્ત શ્રધ્ધા એટલે માનવ બંધુત્વભાવનો સ્વીકાર. એનો અર્થ સર્વધર્મ સમભાવ પણ થાય. જો તમને ઇસ્લામ ધર્મ પ્રિય છે, તો હિન્દુધર્મ મને પ્રિય છે, અને ખ્રિસ્તીઓને ખ્રિસ્તી ધર્મ પ્રિય છે. તમારો ધર્મ સર્વશ્રેષ્ઠ છે અને બીજા લોકોએ તમારો ધર્મ સ્વીકારવો જોઇએ એ વ્યાજબી છે એવી માન્યતા ખરેખર અસહિષ્ણુતાની પરાકાષ્ટા કહેવાય......અને અસહિષ્ણુતા હિંસાનો એક પ્રકાર જ છે.

"જો આપણે એક અવિભકત અને સર્વવ્યાપી ઇશ્વરમાં અથવા દેવતામાં માનતા હોઇએ, તો વિશ્વ બંધુત્વનો સ્વીકાર, સર્વધર્મ સમભાવ, વિચાર સ્વાતંત્ર્યના સ્વીકાર પર રચાયેલી સહિષ્ણુતા...... આ સર્વ આદેશોને જીવનમાં ઉતરવાની આવશ્યકતા છે"

જેમ ગાંધીજીની સ્વદેશભકિત એમના ધર્મને અધીન હતી તેમ એમના સમાજવાદ અને પ્રજાતંત્રવાદ પરમાત્માના આધ્યાત્મિક દર્શનમાંથી ઉદ્ભવ્યા હતા. ઇશોપનિષદ્ના પ્રથમ શ્લોકની એમના પર ઘણી ઉંડી અસર પડી હતી, તે પ્રત્યે આપણું લક્ષ ખેંચી મહાત્માજી પોતે જ આ પ્રમાણે કહે છે તે શ્લોક આ છેઃ—

ॐईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्यस्विद्धनम्॥

આ શ્લોક પર વિવેચન કરતાં મહાત્માજી કહે છેઃ—

"હું તમને સૂચવું છું કે આ સૂત્રાત્મક શ્લોકમાં સમાયેલું સત્ય પ્રત્યેક માનવીની ઉત્કટ અભિલાષાઓ સંતોષવાને યોજાએલું છે......તે અભિલાષાઓ ઐહિક હોય કે પછી પારલૌકીક......આ મંત્ર મને કહે છે કે જે કંઇ ઇશ્વરનું છે તેને મારૂં પોતાનું છે એમ માનવું ન જોઇએ, અને જો મારૂં જીવન અને આ શ્લોકમાં માનનારા સર્વનું જીવન સંપૂર્ણ ત્યાગનું જીવન હોય, તો એનું તાત્પર્ય એ થયું કે એ જીવન આપણા માનવબંધુઓની નિરંતર સેવાનું જીવન છે."

આવા સંપૂર્ણ ત્યાગના જીવનને...અખંડ સેવાભાવી જીવનને...સભરતાથી આત્મસાત્ કરવા મહાત્માજી સફળ થયા. હા, એમના માનવ–બંધુઓની નિરંતર નિઃસ્વાર્થ સેવામાં એમનું જીવન વ્યતીત થયું. તેમણે ગામ તેમજ શહેરની, સ્ત્રી તેમજ પુરૂષની, નાના તેમજ મોટાની, શ્રીમંત તેમજ રંકની, તેમના દૈહિક માનસિક તેમજ આધ્યાત્મિક કૂટ પ્રશ્નો સહિત સેવા કરી. આ તો હિન્દની વાત થઇ. પરંતુ એથી પણ વિશેષ સમસ્ત માનવ જાતની એકતાના એમનાં દર્શનને લીધે મહાત્માજીએ વિશાલતર જનસમુદાય પ્રત્યે દુર્લક્ષ કર્યું નહિ અને તેમણે સમગ્ર વિશ્વના અભિન્ન વિભાગ તરીકે હિન્દની સેવા કરી. તેમની સેવા સફળ માનવ જાતની સેવા હતી.

તેમણે કહ્યું છેઃ—

"મારો ધર્મ ભૌગોલિક સીમામાં બધ્ધ નથી. જો એમાં મને જીવન્ત શ્રધ્ધા હોય, તો મારો પ્રેમ હિન્દને માટે જ ઊર્ધ્વગામી થાત."

અને એમણે ફરી એકવાર કહ્યું છેઃ –

એક જણને આધ્યાત્મિક રીતે લાભ થાય અને એની આસપાસના લોકોને સહન કરવું પડે એમ હું માનતો નથી. હું અદ્વૈતમાં માનું છું; હું મનુષ્યની તાત્ત્વિક એકતામાં માનું છું, તેથી એમાં સર્વ જીવોનો સમાવેશ થાય છે. માટે હું માનું છું કે જો એક માણસને આધ્યાત્મિક રીતે લાભ થાય તો સમસ્ત વિશ્વને એની સાથે લાભ થાય, અને જો એક માણસ નિષ્ફળ નીવડે તો સમગ્ર વિશ્વને પણ એટલીજ નિષ્ફળતા મળે."

મહાત્માજીના જીવન્ત આત્માની પ્રેરણા અને માર્ગદર્શન તળે આપણી રાષ્ટ્રીય સેવાની આ આધુનિક પ્રેરક શકિત એમણે દર્શાવેલા અને ઔદાર્યથી અનુસરેલા માર્ગે–આત્મશુદ્ધિના માર્ગે–આપણને દોરવા સહાયરૂપ થજો. સત્યને શોધવા, સત્યને પ્રાપ્ત કરવા અને સત્યને જીવનમાં ઉતારવા પ્રયત્ન કરી આપણે મહાત્માજીએ આપેલા મહાન બલિદાનને યોગ્ય બનીએ. એમનું પ્યારું સ્મરણ આપણાં હૃદયને પ્રેરો અને શાંતિમય શકિત અને આનંદમય સેવા પ્રાપ્ત કરવા આપણને શકિતશાળી કરો. *

* ઑલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી. અનુવાદક : મુકુલભાઇ.




ગુરુદયાલ મલ્લિક

જીવન સૂર્ય સમાન છે. કલા, સાહિત્ય દર્શન, વિજ્ઞાન વગેરે તે સત્યનાં રંગીન જુદાં જુદાં કિરણો છે એટલે દરેક પર જીવનની છાપ છે ત્યારે જ તો તે હિતકારી થઈ શકે. ગાંધીજી અને ગુરુદેવ સાહિત્યને પણ એવી દૃષ્ટિથી જોતાં એમ લાગે છે કોઈએ તેમને પૂછ્યું હોત કે સાહિત્ય એટલે શું ? તો વખતે હસતા હસતા પણ ગંભીર અર્થની સાથે તેઓએ જવાબ આપ્યો હોત કે સાહિત્ય એટલે, તે કૃતિ કાલ્પનિક અથવા વાસ્તવિક, જેનો હેતુ બધાનું હિત અથવા કલ્યાણ છે. સાહિત્ય એટલે સહહિત.

એજ કારણ હતું કે ગાંધીજીએ અને ગુરુદેવે મધ્ય-યુગના સંતોની જેમ પોતાની પ્રાંતિય ભાષા ગૂજરાતી અને બંગાળીને પંડિતોના પંજામાંથી છોડાવી જનસમાજ માટે સરલ અને સહજ બનાવી દીધી. સાચું સાહિત્ય પણ સત્યની જેમ સૌમાજવાદી છે. એ બધાને નોતરું આપે છે. એનાં જમણમાં કોઈ હરિજનની જેમ બહાર નથી ઉભું રહેતું.

બંનેને સાહિત્ય રચના કરવાની પ્રેરણા કોઈ રાજાના દરબારમાંથી અથવા કોઈ પૈસાવાળા તરફથી નથી મળી. તેઓ તો પોતાની ભાષાદ્વારા કેવળ તે જ વ્યક્ત કરતાં જે મનુષ્યજાતિની ચેતનામાં સ્ફુરે છે. તેઓ એ સ્ફુરણને બાહ્યરૂપ આપતા. માણસ પોતાનું સાચું રૂપ જેમ એક અરીસામાં જોઈ શકે તેમ. પોતાની કૃતિઓ દ્વારા તેઓ વાંચનારને એમ ન કહેતા હોય ભાઈ વાંચનાર, એ જે તું વાંચે છે એને તું પોતાને ઓળખવાનું નિમિત્ત બનાવે. અને એને નિમિત્ત બનાવવામાં કંઈ મુશ્કેલી ન પડે એટલા માટે અમે અમારાં લખાણને આનંદદાયક પણ બનાવી દીધું છે. અને જ્યારે અમારાં લખાણ વાંચતાં તને કંઈ માઠું લાગે તો પણ એમ સમજજે કે તે પણ તારા કલ્યાણ માટે જ છે, કારણ કે અમારો હેતુ કેવળ એક જ છે. અર્થાત્ તું તારું સાચું હિત ઓળખી શકે.

કોઈ લોકો એમ કહી શકે છે કે ગુરુદેવનું સાહિત્ય વધુ કાલ્પનિક અને ગાંધીજીનું ઓછું કાલ્પનિક હોવાને લીધે બંનેના સાહિત્યમાં ઘણો ફેર છે. પણ આ કહેવાનો અર્થ જો એમ હોય કે ગુરુદેવ અને ગાંધીજી પોતાનાં લખાણમાં વાસ્તવિકતાનો ખ્યાલ નહિ રાખતા, તે ખોટું છે. તેઓની વાસ્તવિકતા એક જુદી જ જાતની વાસ્તવિકતા હતી. એમનો આધાર જીવનનું સત્ય હતું, અને સત્ય જાણવાને માટે નજીકની દૃષ્ટિ અને દૂરની દૃષ્ટિ બંને જોઈએ છે. ગુરુદેવ કલ્પનાદ્વારા, (કલ્પના એટલે શેખચલ્લી જેવી નહિ પણ આત્માનું આસ્પંદન) અને ગાંધીજી બુધ્ધિદ્વારા (બુદ્ધિ એટલે મનની નહિ પણ જાગૃત આત્મા) દરેક વસ્તુને સમજતાં, અને એની વ્યાખ્યા અથવા વર્ણન સંયમતાથી કરતાં. આજકાલનાં સાહિત્યમાં જેને વાસ્તવિકતા કહે છે તેના સંબંધમાં બંનેનો એક મત લાગે છે. તે જો ગુરુદેવના શબ્દોમાં આપીએ તો Realism is animalism વાસ્તવિક હેવાનપણું છે.

એનો કહેવાનો અર્થ ફક્ત એ કે સત્ય અને વાસ્તવિકતામાં ઊંડો ફેર છે. એક ફોટોગ્રાફરને માટે એક વસ્તુનું સત્ય એની હુબહુ છબી લેવી, અને એક કલાકાર માટે તે વસ્તુની અંદર જે છૂપાયેલો અને મૂગો પ્રાણ છે તેને બોલતો કરી દેવો.

ગાંધીજી અને ગુરુદેવનું સાહિત્ય એક કલાકારની રચના હતી, નહિ કે ફોટોગ્રાફરની છબી.

કેટલાએ મૂઢ મેં જોયા છે
અને રાયચંદ ભાઇ જેવા
અભણ બાલ્યાવસ્થામાં
આત્મજ્ઞાન ધરાવતા હતા
હું તને પેલીની રાતે કે બીજી
ની સવારે મળવાની આશા
રાખુ છું સાજો થઇ જાય
એટલે મારી પાસે આવી
જવાનો મારો આગ્રહ
છે મને પકડી જાય
તોય તુ આશ્રમમાં રહી શકશે
અથવા તો ફેરી વિચાર કરજે
બાપુના આશીર્વાદ

પંચગની, ૨૭–૭–૪૪

ચિ. મણુ,

તારો કાગળ મળ્યો, ઇશ્વરની ઉપર પુરો વિશ્વાસ રાખી તારા ભજનોની થાપણ વડે છેક નિશ્ચિંત થઇ જજે તુ વધે ભાગક છો એટલે તુ જ્ઞાની ન થઇ શકે એવો કોઇ નિયમ નથી જ્ઞાની એટલે અંતર જ્ઞાન ને ઉમ્મરની સાથે અનિવાર્ય સંબંધ નથી ઘરડાં અને બહુ ભણેલા કેટલાએ મૂઢ મે જોયા છે અને રાયચંદ ભાઇ જેવા અભણ બાલ્યાવસ્થામાં આત્મજ્ઞાન ધરાવતા હતા. હું તને પેલીની રાતે કે બીજીની સવારે મળવાની આશા રાખુ છું સાજો થઇ જાય એટલે મારી પાસે આવી જવાનો મારો આગ્રહ છે, મને પકડી જાય તોય તુ આશ્રમમાં રહી શકશે અથવા તો ફેરી વિચાર કરજે

બાપુના આશીર્વાદ

(૧૯૨૨ની સાલમાં પૂ. બાપુ પકડાશે એવો ડર ચારે તરફ હતો. આ સમયે સ્વ. જમનાલાલજીએ બાપુ પાસે કંઈક માર્ગદર્શન ઇચ્છેલું તેના જવાબમાં પૂ. બાપુએ નીચેનો પ્રેરણાત્મક પત્ર લખેલો. આ અપ્રગટ પત્ર શ્રીમતી મદાલસાબહેનના સંગ્રહમાંથી મળ્યો છે.)

ચિ. જમનાલાલ,

જેમ હું સત્યની શોધ કરતો જાઉં છું તેમતેમ મને ભાસે છે કે તેમાં બધું આવી જાય છે. અહિંસામાં તે નથી; પણ તેમાં અહિંસા છે એમ ઘણી વેળા ભાસે છે. નિર્મળ અંતઃકરણને જે સમે જે લાગે તે સત્ય, તેને વળગતાં શુદ્ધ સત્ય મળી આવે છે. તેમાં ક્યાંયે ધર્મસંકટ પણ નથી જોતો, પણ અહિંસા કોને કહેવી તેનો નિર્ણય કરતાં ઘણી વેળા મુસીબત આવે છે. જંતુનાશક પાણીનો ઉપયોગ એ પણ હિંસા છે. હિંસામય જગતમાં અહિંસામય થઈને રહેવાનું રહ્યું, તે તો સત્યને વળગવાથી જ થાય. તેથી હું તો સત્યમાંથી અહિંસા ઘટાવી શકું છું, સત્યમાંથી પ્રેમ મળે છે, સત્યમાંથી મૃદુતા મળે છે, સત્યવાદી સત્યાગ્રહી તદ્દન નમ્ર હોવો જોઈએ. તેનું સત્ય જેમ વધે તેમ તે નમતો જાય. આ હું ક્ષણે ક્ષણે અનુભવી રહ્યો છું. મને અત્યારે સત્યનો જેટલો ખ્યાલ છે તેટલો વર્ષ પહેલાં ન હતો અને અત્યારે મારી અલ્પતા મને લાગે છે તેટલી એક વર્ષ પહેલાં નહોતી લાગતી.

'બ્રહ્મ સત્ય, 'જગન્મિથ્યા' એ વાક્યનો ચમત્કાર મને દિવસે દિવસે વધતો જતો લાગે છે, તેથી આપણે હંમેશાં ધીરજ રાખવી.

ધીરજ રાખતાં આપણામાંથી કઠોરતા ચાલી જશે. કઠોરતા જતાં આપણામાં અહિંસા વધશે. આપણી ભૂલો આપણને પહાડ જેવડી લાગશે ને જગતની રાઈ જેવડી લાગશે. શરીરની સ્થિતિ અહંકારને લઈને સંભવે છે. શરીરનો આત્યંતિક નાશ એ મોક્ષ. અહંકારનો આત્યંતિક નાશ જેનામાં થયો છે એતો સત્યની મૂર્તિ થઈ રહે છે. એને બ્રહ્મ કહેવામાંએ બાધ ન હોય; તેથી જ ઈશ્વરનું રૂડું નામતો દાસાનુદાસ છે.

સ્ત્રી, પુત્ર, મિત્ર, પરિગ્રહ બધું એ સત્યને આધીન રહેવું જોઈએ. સત્યને શોધતાં એ બધાનો સર્વથા ત્યાગ કરવા તત્પર રહીએ તોજ સત્યાગ્રહી થવાય.

આ ધર્મનું પાલન પ્રમાણમાં સહજ થઈ જાય એવા હેતુથી હું આ પ્રવૃત્તિમાં પડયો છું ને તમારા જેવાને હોમતાં અચકાતો નથી. તેનું બાહ્ય સ્વરૂપ હિન્દ સ્વરાજ છે. તેનું ખરું સ્વરૂપ તે તે વ્યક્તિનું સ્વરાજ છે. હજુ એક પણ એવો શુદ્ધ સત્યાગ્રહી નથી પાક્યો તેથી ઢીલ થાય છે. પણ તેથી ગભરાવાનું જરાએ કારણ નથી, તેતો વધારે પ્રયત્નનું કારણ છે... ........પણ હું લાયક બનવા પ્રયત્ન કરી રહ્યો છું. આ જવાબદારી કાંઈ જેવી તેવી નથી.........ઈશ્વર મને સહાય થાઓ ને હું તેવો લાયક આજથી જ બનું.

તા. ૧૭–૩–૨૨

બાપુના આશીર્વાદ



"સત્ય કે દર્શન કે લિયે સંતો કા ચરિત્ર પઢના ઔર ઉસકા મનન કરના આવશ્યક હૈ"—ગાંધીજી




## સંત ફ્રાન્સિસ.

(આસીસી ઇટલી—૧૨મી સદી)

"અભ્યાસી"

આ વિભાગમા વિશ્વના સંતો, ભક્તો અને શહીદોની જીવનગાથા આવશે જીવનમા એકવાર એક પળ આવી જાય છે જ્યારે મનુષ્ય પોતાના જીવનને ઊંચે લઈ જઇને આવતી પેઢીને જીવનમંત્ર આપતો જાય છે આવી પળો બધા મનુષ્યોને એકવાર તો આવે છે પણ તે પળ ને ઓળખવાની શક્તિ અને હિમ્મત જોઇએ

સવારે ઉઠતા વેતજ ગુરૂએ પોતાના પ્રિય શિષ્યને કહ્યુ, 'વત્સ, આજે તુ અને હુ શહેરમા ધર્મનો પ્રચાર કરવા જઈશુ, માટે જલ્દી તૈયાર થઈ જા"

શિષ્યે ગુરૂની આજ્ઞાનુ તરત જ પાલન કર્યુ અને થોડા વખતમા ગુરૂના ચરણો સમીપે હાથ જોડીને કહ્યુ, 'ગુરૂજી હુ આવી ગયો છુ

ગુરૂ ને શિષ્ય મઠમાથી બહાર નીકળી શહેર તરફ ઉપડયા. સવારથી સાજ સુધી આખુ શહેર ફર્યા લગભગ એ બાર કલાક દરમ્યાનમા ગુરૂજીએ એકવાર પણ પોતાનુ મોઢુ ઉઘાડયુ નહિ અને કોઇને ઉપદેશ પણ કંઇ આપ્યો નહિ

સાજ પડી બને મઠ તરફ પાછા વળ્યા શિષ્યથી હવે રહેવાયુ નહિ એટલે મઠમા પ્રવેશ કરતા પહેલા ગુરૂજીને બહુ નમ્રતાથી પૂછ્યુ "ગુરૂજી, આપે તો સવારમા કહ્યુ હતુ કે આજે શહેરમા આપ ધર્મનો પ્રચાર કરશો, પણ આપ તો એક શબ્દ યે બોલ્યા નહિ'

ગુરૂજીએ આ સાભળીને જરા સ્મિત કર્યુ, અને ઘણા વહાલથી કહ્યુ, "જ્યારે આપણે શહેરમા ચાલતા હતા ત્યારે આપણે ધર્મનો પણ પ્રચાર કરતા જતા હતા. લોકોએ આપણી તરફ જોઇને આપણા ચહેરા પરથી, આપણા ચાલવા પરથી, આપણા વર્તન પરથી સમજી લીધુ હશે કે આપણે કયા ધર્મના અનુયાયીઓ છીએ કેનિક

વ્યવહાર માણસના ધર્મનું સાચું પ્રતિબિંબ છે."

આ સાંભળી શિષ્ય આશ્ચર્ય તો પામ્યો પણ કંઈ વધારે પૂછ્યું નહિ અને શાંત રહ્યો.

એ ગુરૂજીનું નામ સંત ફ્રાન્સિસ હતું. એમનો જન્મ ૧૨મી શતાબ્દિની આખરમાં એસ્સીસ–ઈટલીમાં થયો હતો. એ ઘણા પૈસાવાળા બાપના બેટા હતા. નાનપણથી મોજ શોખના શોખીન હતા. અને જ્યારે મોટા થયા ત્યારે સોબત પણ એમને લહેરીલાલાઓની મળી હતી. લગભગ ૨૫ વરસની ઉમર સુધી પ્રેમ-રસના પ્રવાહમાં તણાયા હતા.

એક સાંજે કોઈને ત્યાં પોતાના મિત્રોની સાથે જમવા ગયા હતા. ત્યાં ખૂબ ખાધું પીધું અને ગાનતાનમાં મધ્ય રાત્રી સુધી વખત પસાર કર્યો. ઘરે પાછા ફરતા ઓચિંતા એમના મનમાં એક વૈરાગની ભાવના ઉત્પન્ન થઈ અને એમને લાગ્યું કે જગત મિથ્યા છે.

ઘરે પહોંચ્યા પછી પણ એ વૈરાગની ભાવના કાયમ રહી. અને વધુ મજબૂત પકડ પકડતી હતી. રાતના એક ક્ષણભર પણ ઉંઘ ન આવી. બેચેનીમાં રાત પસાર કરી. પરોઢિયું થતાં એકલા ઉઠીને ઘરથી દૂર એક નાનકડી ટેકરી પર ફરવા ગયા. જ્યારે ત્યાં બેઠા અને વિચારમાં ગરકાવ થયા ત્યારે કોઈ નેપથ્યમાં એમને કહેતું હોય કે "મારૂં પૂજાનું ઘર ભાંગી ગયું છે, તું એને બનાવ.'

આ શબ્દો સાંભળી સંત ફ્રાન્સિસ ચકિત થઈ ગયા. અને એમને થયું કે આ કોઈ દેવતાનો આદેશ છે. તે આદેશને પૂરૂં કરવાનું ત્યાં જ મનમાં નક્કી કર્યું.

જ્યારે સૂર્ય ઉદય પામી રહ્યો હતો ત્યારે તેઓ ઘર તરફ પાછા વળ્યા. એના પિતાજી હજુ ઉંઘતા હતા. આ તકને ઝડપીને ગોદામમાંથી કપડાંની ગાંસડી ઉપાડી, બજાર તરફ ગયા. ગાંસડી વેચીને જે પૈસા મળ્યા તે એક પાદરીને આપી દીધા. અને કહ્યું, "શહેરની બહાર જે ટેકરી છે તેની પાસે એક ભાંગેલું દેવળ છે તેની મરામત માટે આ પૈસા હું આપને ભેટ આપું છું.

પાદરી આ ઓચિંતી ભેટ પામીને બહુ પ્રસન્ન થયા અને ફ્રાન્સિસને આશીર્વાદ આપ્યા.

તે દિવસ પછી, સંત ફ્રાન્સિસે, જે મિત્રોની વચ્ચે રહેવામાં જ આનંદ માનતા, તે એકાંતપ્રિય બની ગયા. સવારને સાંજ કલાકોના કલાકો બાગમાં અથવા નદીના કાંઠે અથવા ટેકરી પર પોતાના ભાવ અને વિચાર દમન કરીને તે ગંભીર શાંતિ અનુભવ કરવા લાગ્યા. જેના સંબધમાં એક ધર્મ પુસ્તકમાં કહ્યુ છે. "શાંત થાઓ, અને જાણો કે હું પ્રભુ છું"

એક સાંજે ઘરે ફરતા રસ્તામાં એમને ઈશુની પ્રત્યક્ષ ઝાંખી થઈ. અને શું જુવે છે? ઈશુ ઉભા છે. એની ચારે બાજુ પિડીત લોકો ઘેરાયેલા છે. બધાંને તેઓ પ્રભુનું નામ દઇને આશીર્વાદ આપે છે અને બધાં તંદુરસ્ત થઇ જાય છે. લોકો હરખાતાં પાછા વળે છે. અને જ્યારે ઈશુ પણ પાછા ફરવા વળે છે ત્યારે એમની કૃપાળુ નજર ફ્રાન્સિસ પર પડી અને બોલ્યા, "મારા વહાલા દીકરા, જ્યારે હું જીવતો હતો ને જે કાંઈ કર્યું તે તું કરવા માંડ."

હવે ફ્રાન્સિસથી ઘરે ન રહેવાયું. તે રાત્રેજ ઘર છોડ્યું તેમના દીલમાં એક અજબ આનંદની લહેર વહેવા માંડી. તેઓ ભગવાનનાં

નામનું અને ઇશુનાં નામનું ગીત ગાવા લાગ્યા જે કોઇને મળે, માણસ હોય, પક્ષી હોય, જનાવર હોય, ઝાડ હોય, બધાને ભ્રાતૃભાવના આવેશમા આવીને, ભાઈ કહીને સંબોધન કરતા અને ભેટતા આમ એક શહેરથી બીજા શહેર ફરવા લાગ્યા પોતાની સાથે ઓઢવાનુ, પહેરવાનુ જે જે કપડા અગ પર હતા તેનાથી વધારે કાંઈ નહોતુ અને ખાવાનુ મેળવવા દિવસના ભાગમા કાંઈને કાંઈ કામ કરી લેતા

થોડા વખત પછી એમના જીવનથી આકર્ષિત થઈને થોડા લોકો એમની સાથે ભળ્યા અને જ્યા જ્યા તેઓ જતા એ લોકો પણ સાથે જતા

આમ એવા ભક્ત લોકોની સખ્યા વધતી ગઈ ત્યારે એમણે એક મઠ સ્થાપ્યો દરેક શિષ્યને એક જ પ્રતિજ્ઞા લેવાની હતી કે તે ગરીબાઇને વરશે.

સત ફ્રાન્સિસે શિષ્યોની સામે એક જ આદર્શ રાખેલો, તે એ કે –

પ્રભુ કે પ્રેમ ઔર આશીર્વાદ
કા હો સકતા હૈ વો હી પાત્ર ।

જો કરતા હૈ સબસે સચ્ચા પ્રેમ
જો માગતા હૈ નહિ બદલામે પ્રેમ ॥

પ્રભુ કે પ્રેમ ઔર આશીર્વાદ
કા હો સકતા હૈ વો હી પાત્ર ।

જો કરતા હૈ સબ કી સેવા
જો માગતા હૈ નહિ બદલમે સેવા ॥

પ્રભુ કે પ્રેમ ઔર આશીર્વાદ
કા હો સકતા હૈ વો હી પાત્ર ।

જો કરતા હૈ સર્વ જગ પ્ર ભલા
નહિ ચાહતા બદલમે અપના ભલા ॥

---

( અનુસધાન પૃ ૯૨ થી ચાલુ )

સ્વતત્ર કરીને પાછા ફરી રહ્યા છે તેમાંથી કેટલાં મર્યા, કેટલાં ધવાયાં હશે તેની મને હમણાં જ તેઓના ઓઠા પગથિયેથી ખબર પડી જશે. મારે જલદી, બહુજ જલદી તેઓની પાસે તમને મૂકી દોડી જવુ રહ્યુ તેઓના વિજોગી મા બાપો કેટલા ઉચક અને પોતાનાં બાળકોની રાહ જોઇને બેઠા હશે તેઓમાંથી કેટલાક નિરાશ થવુ પડશે તેઓનાં બાળકોને મારે પહોંચાડવા રહ્યા અને તેઓની વેદનાઓ અને દુખો મારામાં સમાવીને તેઓને આનદિત કરવા રહ્યા

જરૂર કેટલીવાર એકલતા વસમી લાગે છે ત્યારે હૃદય ભરાય આવે છે પણ જ્યારે બીજાના સુખ દુખની હુ ભાગીદાર છું એની કલ્પના કરુ છુ ત્યારે હુ નાચી ઉઠુ છુ અને મારી એકનતાના દુખ માટે શરમિંદી બની જાઉં છુ અને વિચારુ છુ કે બધામાં તારે સમાઇને બધને તારા કરવા રહ્યા એમાંજ જીવનની સુગંધી છે એમાંજ જીવનની મીઠાશ છે એમાં જ જીવનની સેવા છે એમાં જ જીવનનો પ્રેમ છે

અને જે પગલાંઓએ મને હૃદય સાથે ક્ષણિક સ્વાર્થી પ્રેમના પાઠો શીખવ્યા હતા તે પગલાંઓએ જ મને વૈરાગ્ય અને પ્રેમની વિશાળતાનુ ભાન કરાવ્યુ અને સેવાના પાઠોના મંત્રો ભણાવ્યા.

મારે હવે પગદડીને છોડવી જ રહી ત્યાં ઉભો રહુ તો બીજાને અડચણ કર્તા થઇ પડુ હુ મનમાં જ પ્રણામ કરી ઘર તરફ બીજાને માર્ગ કરી આપવા ચાલવા લાગ્યો. ચાલતા ચાલતા વિચાર આવ્યો કે જીવન શા માટે ? પોતાના સ્વાર્થ માટે કે બીજાની સેવા માટે ?




બાળકોના સહવાસમાં બાપુ જે આનંદ મેળવી શકતા હતા તેવો ભાગ્યે જ બીજા કોઇના સહવાસમાં મેળવતા. યરવડા જેલમાં હતા ત્યારે પણ દર અઠવાડિએ એકવાર આશ્રમનાં તેમનાં 'વહાલાં પખીડાં'ને તેઓ અચૂક કાગળ લખતા. ત્યાં બેઠા બેઠા પણ ઝીણી ઝીણી વસ્તુઓ પર પત્રો દ્વારા ધ્યાન ખેંચે. બીજા બાળકોને પણ એમાંથી બોધ-પાઠ મળશે એમ ધારી દર અંકમાં આ અપ્રગટ પત્રો ક્રમશઃ પ્રસિદ્ધ કરશું.

*બાળકો ને બાળાઓ,*

એક વાત વિલાયતનાં બાળકોમાં જોઈ તે આશ્રમમાં હું નથી જોતો. તમારામાંથી ઘણાને કાગળમાં શું લખવું એ સૂઝતું નથી. આ બરાબર નથી. વિલાયતનાં બાળકો આ બાબતમાં તેજ હોય છે. આશ્રમ બહારનાં બાળકો તમારાં જેવાંજ હશે કે નહીં એ હું ચોકસ પણે ન કહી શકું. તમારે આ દોષ મટાડવો જોઈએ.

તમારી આસપાસ રોજ એટલું બધું બને છે કે તમે તેનું અવલોકન કરતા હોય તો તમે પાનાં ભરી મૂકો એટલું લખી શકો. ત્યારે મને કાગળ લખવા બેસો ત્યારે કેમ કંઈ સૂઝે નહીં? દિવસમાં જે કર્યું, જે જોયું, જે વિચાર્યું એ બધું લખાય. કોઈ દિવસ આનંદમાં જાય તો એ કેમ ગયો, દુઃખમાં જાય તો એ કેમ? કોઈ દિવસે સારા વિચારો આવ્યા કોઈ દિવસે ખરાબ આ બધું વર્ણવી શકાય. એવું પણ બનતું હશે કે આવું બધું કાગળમાં લખાય કે નહીં તેને જ વિષે તમને શંકા હોય તો જાણજો કે એવી શંકાનું કારણ જ નથી. જેમ મારી સાથે વાત કરતા હોય તેમ લખી શકાય. હવે હું જોઇશ કે આવતે અઠવાડિયે તમે કેટલા આગળ વધ્યા છો.

કાગળ લખવાની પણ કળા છે. આપણી બધી કળા સત્યની પૂજામાંથી નીકળે છે. મારે કાગળ લખવો છે, તેમાં સાચું જ લખવું છે તેમાં પ્રેમ જ રેડવો છે. આમ વિચાર કરી જે લખવા બેસે તે સરસ જ લખે. કેમકે સત્ય એજ ઈશ્વર છે ને સત્યને સાક્ષી કરી તેને આરાધીને આપણે જે કંઈ કરીએ કે લખીએ તેમાં કળા સહેજે આવી જાય.

યમં. ૧૩–૨–૩૨

*બાપુના આશીર્વાદ*

# પગદંડી

## " યાત્રાળુ "

મારે મારૂં દુ:ખ કોની પાસે રડવું એ જ મારે માટે હવે મોટો સવાલ આવીને ઉભો રહે છે. અને વળી રોદણાં રોવાથી શું ફાયદો એ વિચારે પણ પાછી હું શાંત થઈ જાઉં છું કદાચ તેથી જ હું કોઇને મિત્ર નહિ બનાવી શકતી હોઉં. આમ તો ઘણા મારી પાસે આવે છે. પણ તેતો પોતાના સ્વાર્થ પૂરતાં જ.

કોઇવાર મને મારાં દુ:ખનો ઊભરો ઠાલવવાનું મન થાય પણ કોઈ મારી પાસે બેસવું કે ઉભું રહેવું જ નથી. કારણ કે સહુને પોતાના સ્વાર્થની પડી છે પોતાનુ કામ પડે કે તરત મારી પાસે આવે, કામ પૂરૂં થયે રામ રામ પછી દર્શન પણ દુર્લભ

આમ તો ઘણાંની સાથે હું ઘર્ષણમાં આવી છું છતાં આખરે તો મારે એકાંત જ ગાળવું પડે છે. ઘણીવાર એકાંત મને પીખી નાખે છે મારી પાસેના બીજા સાથીઓને પોતાના મિત્રો સાથે કિલ્લોલ કરતા જોઉં છું ત્યારે અદેખાઇથી બળી મરૂં છું મનમાં મનમાં વિચારૂં કે કોઇની શા માટે અદેખાઈ કરવી. અદેખાઇ કરવાથી કોને નુકશાન ! બીજાનાં સુખમાં હું શા માટે દુ:ખી થાઉં ! હું શા માટે બીજાનાં સુખમાં નિરાંત ન અનુભવું ! આવા વિચારો તો એક ક્ષણવાર વંટોળિયાની જેમ આવી ને પસાર થઇ જાય છે.

એકલવાયું મન કેટલું મૂંઝાતું હશે એની કલ્પના તો જેને અનુભવ થયો હોય એ જ કરી શકે. મે ઘણીવાર મિત્રો કરવાના પ્રયત્નો બધા સાથે કરી જોયાં. બધાં સ્વાર્થ પૂરતાં મિત્રો રહી મીઠી મીઠી વાતો કરી પસાર થઈ જાય. હું તો મારે મલકાતી તેઓની સાથે એવી ભળી જાઉં કે જુગજૂની દોસ્તી ન હોય. પણ જ્યારે મારૂં કામ પતી જાય એટલે જરાય દુ:ખ વગર મને છોડતા તેઓ અચકાતા નથી

જો કે હું મારી આત્મશ્લાઘા નથી કરવાની. પણ જ્યારે તમે એક કુતૂહલથી મારી વાત સાંભળવા ઉભા છો તો કહી દઉં તમને ખબર હશે કે જ્યારે કોઈ દુ:ખી હોય અને એનાં દુ:ખમાં કોઇ જરા પણ સહાનુભૂતિ બતાવતું હોય ત્યારે એનું હૃદય નદીના પૂરની માફક વહેવા માંડે છે

હું કેટલાય વર્ષોથી અહીં પડી છું. મારા જન્મને કેટલાય વર્ષો વહી ગયાં. તમારા બાપદાદાઓનું બાલપણ મે જોયું છે પણ હું તમને દુઃખમાં નહિ હડસેલી દઉં કારણ કે તમે જો અધીરા થઇને ચાલ્યા જશો તો મારી વાત અધૂરી રહી જશે અને મારૂ દુ:ખ વધુ દારૂણ સ્વરૂપ પકડશે

મારા દુ:ખની કથા કેમ કહેવી એની મને સુઝ પડતી નથી હુ જેને દુ:ખ કહુ છું તેને તમે દુ:ખ કહેશો કે નહિ એ ભયે મને પાછું શાંત થઇ જવાનુ મન થાય છે અરે ના, તમે બહુ ધીરજ-થી હજુ ઉભા રહ્યા છો ને જોઇને મને આનંદાશ્રુ આવે છે. તમે આટના લાગણીવશ થઈ કેમ ઉભા છો ? તમે શું મારા જેવા જ એકલવાયા તો નથી ને ? કે પછી કુતૂહલ પૂરતાં ઉભા છો ? અને મારાં દુ:ખને હળવુ કરવા દુ:ખી બની ગયા છો ! ખેર ગમે તેમ હો તમે મારામા આટલો બધો રસ લઇ રહ્યા છો તો સાંભળો.

જુઓ, થોડે દૂર પેલી નિશાળ દેખાય છે ને ! તેમાં કેટલાક તોફાની છોકરાઓ ભણતા હતા. ગામડાની નિશાળ એટલે પૂછવું જ શું ! મહેતાજીથી કંટાળીને રમવાનું સ્થાન ક્યાં શોધવું એ વિચારમાં કેટલાય નિશાળિયાઓ એક જગ્યા શોધતાં હતા શોધતાં શોધતા મને ઘરડાઇને જીર્ણ જરજરિત મારી સાથે મળી જવા માગતું હોય એવું એક નાનકડું શિવાલય ઉભું છે, ત્યાં આવ્યા. અહિ તેઓને રમવાની અને તોફાન મસ્તી કરવાની

સારી તક મળી. પછી તો રોજ વખત મળે આવતા થયા. અને તેમના પગના ઘસારાથી મારો જન્મ થયો. જન્મ થયા પછી બધા મોટા થાય તેમ હું પણ મોટી અને રૂપાળી થવા માંડી. ને એકબીજા ગામને જોડતી સાંકળ બની ગઈ.

મને ઘસાતા પગોના ધબકારા સાંભળી સાંભળીને જ મને એકલવાયાનું દુઃખ સાલવા માંડયું. કોઈ પગલાંના ધબકારામાં દેશદાઝ તો કોઈનાં પગલામાં વિરહ-વેદના તો કોઈનાં પગલામાં પૈસા કમાવાની તાલાવેલી તો કોઈનાં પગલાંમાં ભક્તિનું સંગીત સંભળાતી. આમ જુદાં જુદાં ભાવોવાળા પગલાં મારામાં એક રૂપ થવા લાગ્યાં, કંઈક આકારો આપવા લાગ્યા. અને સાથે સાથે હૃદય પણ આપવા લાગ્યાં અને ત્યારથી જ મને સુખદુઃખ અનુભવવાની અને એકલાપણાનું ભાન થવા માંડયું. કેમ હસવું આવ્યું ? હસો, હસો. તમે બધા એમ માનો છો કે વિચારવાની, સુખદુઃખ અનુભવવાની શક્તિ ઈશ્વરે તમારામાં જ ભરી છે. પણ તમે દરેકનાં હૃદય ખોલી શીખવા માંડો તો અરે, આ મારી બાજુમાં ઊભેલા પત્થરમાં કેટલી વેદના ભરી છે એ તો તમે એને મનાવી, પટાવી, હેતભરીને સાંભળશો તો ખબર પડશે અને તમને મનુષ્ય જાતિને એક દિવ્ય સંદેશો પણ આપી જાય. એટલું યાદ રાખજો કે દરેક જીવ વગ-રની વસ્તુ જીવવાળાં પ્રાણી કરતાં દુનિયાનું વધુ ભલું કરે છે. અમે તો અમારાં જીવનને નિચોવી તમારી મનુષ્ય જાતીને ઘણા સંદેશાઓ આપીએ છીએ. પણ તમે સ્વાર્થમાં એટલા રચ્યાપચ્યા રહો છો કે તમારી જાત સિવાય બીજું કંઈ જ વિચારતાં કે જોતાં જ નથી. તમારી દૃષ્ટિ, તમારા કાન, જાગૃત રાખશો તો તમને આ ઝાડ, કુવો, પત્થર, નદી, પહાડ, તારા વગેરેમાંથી ઘણું શીખવાનું ને જાણવાનું મળશે.

મારું કહેવું માની બેસાડવી મારે છું તે... નિર્જીવ ને તમને જીવિત..., જીવંત મનુષ્યને ... દેહનાં વચનો કહેવું માની તમે આજ એકવાર શાંત ચિત્તથી વિચાર કરશો કે સૌંદર્ય સૌંદર્યની સુગંધી

છે. જેમ હું તમારી હુંફ લઈને મોટી થઈ તેમ તમે અમારી હુંફ લ્યો તો કેવું સારું !

પગદંડીની વાત પૂરી થઈ. હું ખુબ રસ અને પ્રેમથી તેની વાતમાં તરબોળ થઈ ગયો હતો. તેની વાતમાં મારે ઘણું શીખવાનું હતું સાચે જ આપણે મનુષ્ય આપસ આપસમાં નિસ્વાર્થી રહીએ તો પૃથ્વીને સ્વર્ગ ન બનાવી શકીએ ! પછી તો ભાઈ ભાઈ વચ્ચે વેર ઝેર પણ શાનું રહે !

આપણે જેને નિર્જીવ માની તુચ્છકારી કાઢીએ છીએ તેમાં કેટલાં સંદેશાઓ, અમૃત-વચનો ભર્યાં છે. તે વાંચતાં ને ઉકેલતાં આવડી જાય તો ઈશ્વરની મહિમાનું જ્ઞાન મળી જાય. મને પગદંડીને પ્રણામ કરવાનું મન થઈ આવ્યું. હું નીચો વળી પ્રણામ કરવા જતો હતો ત્યાં પગદંડી બોલી ઉઠી.

અરે, આ શું કરી રહ્યા છો. હવે વધુ પ્રેમ આપણી વચ્ચે સારો નહિ. તમે વધુ પ્રેમ કરશો તો વળી હું વધુ દુઃખી થઈશ. અને મારી ફરજ, મારી સેવામાં ઉણપ આવશે. અમારે તો પ્રેમી થયે પાલવે નહિ. સેવા એજ અમારો મૂંગો મંત્ર છે. બધાને સરખાં ગણીને અમારું કામ કરતું રહું. જો તમને પ્રેમ કરવા બેસી જાઉં તો બીજાને મારે ભૂલી જવા. તમને એકલાને મારા કરવા રહ્યા ને ? જો એમ કરું તો બીજાઓનું શું થાય તેનો વિચાર કર્યો છે ? અમારે તો પ્રેમનો વિયોગ કરવો રહ્યો.

જુઓ ત્યારે, જુઓ, આ ભરવાડ પોતાના ઘેટાનું ટોળું લઈને આવ્યો તેમની પાસે જઈને તેમને ઘરે પહોંચાડું. પેલા દૂર મજુરોનું જૂથ આવે છે. બિચારા, પોતાનું લોહી પૈસાદારોને આપી પરસેવો પોતાના શરીર પર લેતા આવતા હોય છે. તેમને જલદી ઘેર પહોંચાડીશ ત્યારે તેઓ કેટલી નિરાંત અને હર્ષની લાગણી અનુભવશે તેની કલ્પના છે ખરી ? દૂર દૂર પેલી ધૂળ ઉડે છે ત્યાંથી કોણ આવે છે ખબર છે ? પોતાની માતૃભૂમિને સ્વતંત્ર કરવાને કેટલાય મહિનાઓથી નીકળેલાં નવાકાં ટુકડીઓ આજે તેઓ આપણા દેશને

( અનુસંધાન પૃ ૯૯ મે )



બહેનોની ઉન્નતિમાં બાપુએ પ્રથમથી જ રસ લઈ તેઓને દોરવણી આપેલી. સમાજમાં માનભર્યું સ્થાન અપાવ્યું. ઘરની દીવાલોમાં ગોંધાઈ રહેલી તે પ્રચંડ સ્ત્રી-શક્તિને દેશસેવાનાં પ્રત્યેક કાર્યમાં હિસ્સો અપાવી તેમનાં પ્રગતિનાં દ્વાર ખોલી નાખ્યાં. બહેનોમાં એક અનેરૂં ચેતન આવ્યું અને તેથીજ સર્વ પ્રકારની સ્ત્રીઓ સંકટ અને મૂંઝવણને પ્રસંગે બાપુજી પાસે દોડી જતી. બહેનોનાં જીવનનો એકેય પ્રશ્ન એવો નહોતો જે તેમની ઈચ્છા હોય તો તેઓ બાપુની સાથે પૂરેપૂરી છૂટથી ને કશા પણ અંતરપટ વિના ચર્ચી ન શકી હોય. આશ્રમની બહેનો ઉપર બાપુએ લખેલા આવા અપ્રસિધ્ધ અને અમૂલ્ય પત્રો દરેક બહેનને માર્ગદર્શક થઈ પડશે.

બહેનો,

બધી બહેનોને લખી શકું એવું તો કેમ જ બની શકે. જેને લખવાની જરૂર લાગે છે તેને વખત મળે છે તેમ લખી નાખું છું. પણ પહેલાં જેમ બહેનોને સારૂ એક કાગળ લખતો તેમ લખવાનો આ વખતે પણ વિચારતો છે જ:

અત્યારે જ્યારે બધાની કસોટી થઇ રહી છે ત્યારે તમને દ્રૌપદીની પ્રાર્થના મહા આશ્વાસન આપનાર થઇ રહો. ખરૂં જોતાં આપણે બધાં દ્રૌપદીની સ્થિતિમાં છીએ. આપણને ઢાંકનાર કોઇ મનુષ્ય ન હોઇ શકે એક ઇશ્વર જ હોય. તે મનુષ્ય મારફતે મદદ પહોંચાડે છે એમ બને છે. પણ મનુષ્ય તો તેના જામેલ બને છે. નિમિત્ત માત્ર છે આટલું તો આ કઠિન કાળને સમજુ.

હવે થોડું વિલાયતના અનુભવમાંથી. જે પ્રેમ મેં હિન્દુસ્તાનની બહેનો પાસેથી અનુભવ્યો છે તેવો જ લગભગ વિલાયતમાં પણ અનુભવ્યો એમ કહી શકાય. જેમ તમે મારી પાસે કંઇ છુપાવ્યુ નથી તેમ વિલાયતમાં પણ પોતાનું હૃદય ઠલવનારી બહેનો ને ભાળી. બહુ દૂરથી સવારના મારા ભ્રમણમાં સાથ દેવાને ને વાતો કરવાને આવતી. એ ઉપરથી સાર તો મેં એટલો જ કાઢ્યો કે અહિંસા વ્યાપક વસ્તુ છે. અહિંસાના પેટામાં નિર્વિકારતા આવી જ જાય છે.

મેં એમ પણ જોયું કે હિન્દુસ્તાનની સ્ત્રીઓ યુરોપની સ્ત્રીઓ કરતાં કોઇ પણ રીતે ઉતરતી નથી. હિન્દની સ્ત્રીઓમાં કેટલીક શક્તિ દબાએલી પડી છે. કેટલીકને પ્રગટ થવાનો અવકાશ જ નથી મળ્યો. જ્યાં જ્યાં વિલાયતની બહેનોમાં મેં વિશેષતા જોઇ ત્યાં ત્યાં તેનાં કારણો પણ જોઇ શક્યો. તે કારણો આપણે ત્યાં ઉભાં થાય તો અહીં પણ બહેનો તેવી જ થાય. તેમ છતાં ત્યાં બહેનોમાં જે વિશેષતા અનુભવવામાં આવે છે તે આપણે વિચારવાની તો છે જ. આપણામાં તે બધી છુપાયેલ છે એમ માનીને ફુલાઇ ન જઇએ,

# વન્દે માતરમ્

વાલજી ગોવિન્દજી દેસાઇ

૧૯૪૪ના ઑક્ટોબરની ૧૦મીના ડેઇલી ટાઇમ્સ (શિકાગો)માં નાની બીબાંવાળી ત્રણ લીટીની એક જાહેરખબર આમ આવી :

'૫,૦૦૦ ડૉલરનું ઇનામ ઑફિસર લૂંડીને ૯ ડિસેમ્બર ૧૯૩૨ને દિવસે મારનાર માટે. મળો પો. ૧૭૫૮, ૧૨–૭ સાંઝના.'

તે વાંચીને તંત્રી વૉલ્શ મૅક્ગ્વાયર નામના નિવેદકને તપાસ કરવા કહ્યું. મૅક્ગ્વાયરે સમાચાર આપ્યા કે તિલ્લી મૅજેક નામની સ્ત્રીએ જાહેરખબર આપી છે, તેનો દીકરો જો ૧૧ વર્ષ પહેલાં આ પોલિસવાળાને મારી નાખવા સારુ દોષિત ઠર્યો, અને તે હવે જોલિએટની જેલમાં ૯૯ વર્ષની ટીપ ભોગવે છે.

મૅક્ગ્વાયર તિલ્લીને મળવા ગયો ને જુએ છે તો એના કાળા મોવાળા ઉપર પળિયાંની છાંટ પડવા મંડી છે, અને આકરો શ્રમ કરીને એના ખંભા નમી પડ્યા છે. એણે મૅક્ગ્વાયરને બેસાડ્યો અને કહ્યું, "જો ભલો છોકરો છે. જોએ કોઇને માર્યો નથી."

'કોઇ સાબિતી છે?' મૅક્ગ્વાયરે પૂછ્યું.

'ના, ના, સાબિતી તે જ છે જે કામ ચાલતી વેળાએ ન્યાયાધીશે માની નહિ. એટલે તો મેં જાહેરખબર આપી કે લૂંડીનો ખૂની જડી જાય તો જો નિર્દોષ ઠરે. સત્ય માટે ૫,૦૦૦ ડૉલર દેવા હું તૈયાર છું.'

'આટલા બધા પૈસા તમે કેવી રીતે ભેગા કર્યા?'

'હું ભોંયતળિયાં ઘસું છું. તે રાતવેળાએ ૧૧ વર્ષ થયાં જાગું છું. મારો દીકરો જો ગયો તે દીથી.'

તિલ્લીનો વર બહુ કામનો નહોતો, એટલે એની કમાણીમાંથી જોને છોડાવાય એમ હતું નહિ. એટલે તિલ્લીએ પોતાને જે એક કામ મળી શક્યું તે લીધું. ને રાતે આઠ કલાક ને અઠવાડિયે ૭ રાત ગોઠણ ને હાથભર ઑફિસના મકાનમાં ભોંયતળિયાં ઘસતી. ૧૧ વર્ષ ને ૩,૫૦૦ રાત્રિ એણે ઘસા ઘસ કર્યું. આરસપહાણના કેટલા જાણે કેટલા એકર, સાબુવાળા પાણીના કેટલા સમુદ્ર, કેટલી પૃષ્ઠવેદના, કેટલી પેટબળતરા!

તો પણ તિલ્લીમાની ધીરજ ખૂટી નહોતી, ને અન્તે એણે ૫,૦૦૦ ડૉલર બચાવ્યા હતા.

મૅક્ગ્વાયરે આવીને વૉલ્શને વાત કરી એટલે વૉલ્શ કહે, 'જો છોકરાને અન્યાય થયો હોય તો આપણે એને છોડાવિએ.'

દસ દસ મહિના લગી મૅક્ગ્વાયરે આંટા માર્યા, ને બધી વાત મેળવી :

૯ ડિસેમ્બર ૧૯૩૨ના બપોર પછી કટુંબકથા મંડાણી. વેરા નામે બાઈ ગેરકાયદેસર દારૂ વેચતી, એની આગળ ૨–૪૫ વાગ્યે પોલિસવાળો લૂંડી નોકરીએથી ઉતરીને આવ્યો ને પીણું માગ્યું, તે વેરાએ આપ્યું. લૂંડી ને બીજો એક ઘરાક હતા તે વાત કરે છે, કે 'પોતાની બરફપેટીમાં વેરા કેટલાક હજાર ડૉલર રાખે છે ને કેવી મૂર્ખાઈ છે, આખું ગામ જાણે છે કે ત્યાં પૈસા છે. કોક દી...'

એ જ ક્ષણે બે બંદૂકધારી ઊંચા માણસ ત્યાં આવી ચડ્યા. પોલિસને જોઇને એ ચમક્યા. લૂંડીએ ઓવરકોટ પહેર્યો હતો ને એની પિસ્તોલ ઝટ હાથમાં આવે એમ નહોતું. એ પિસ્તોલ કાઢવા જાય છે ત્યાં બંદૂકધારીઓએ એને ગોળીઓ મારી અને એને મરતો છોડીને ભાગી ગયા.

(અનુસંધાન પૃ. ૯૪ મે)

# શ્રી. નંદલાલ બસુ



એમનો જન્મ દરભંગા રિયાસતમાં ખડકપુર શહેરમાં ૩ જી ડીસેમ્બર ૧૮૮૨ માં થયેલો. એમના પિતાજી દરભંગાના ઇન્જીનિયર હતા. જ્યારે પિતાજી મરણ શય્યા પર હતા ત્યારે પોતાનાં બચ્ચાંઓને બોલાવીને આદેશ કર્યો, 'દિલના અને હાથના સાચા રહેજો". એમની માતાજી બહુ ધર્માળુ હતાં. નંદબાબુમાં કૌશલ્ય અને ધર્મ પરાયણતા બંને છે. આ એમને મોટામાં મોટો વારસો એમનાં મા બાપ તરફથી મળ્યો છે જ્યારે તેઓ નવ વરસના હતા ત્યારે એમણે સૌથી પહેલું ચિત્ર દોર્યું, તે ચિત્ર શિવનું હતું. નંદબાબુના જીવનમાં પણ શિવની જેમ બીજાનું ભલું કરવું અને પોતે ખમી લેવું, એ ગુણ આવેલા છે.

મેટ્રીક પાસ કરીને કૉલેજમાં દાખલ થયા. ઇન્ટર સુધી ભણ્યા. પછી વેપારી જ્ઞાન શીખવાનું શરૂ કર્યું. પણ એમાં કાંઇ બહુ મન ચોંટ્યું નહિ. એ અરસામાં કલકત્તામાં શ્રી અવનીન્દ્રનાથ ટાગોરને મળ્યા. તેઓએ એમનાં ચિત્રો જોઇને (જે તેઓ બનાવી દોરતાં) કહ્યું "ભણવાનું હવે મૂકી દે અને મારી પાસે આવી જા."

ત્યાર પછી થોડાં વર્ષ શ્રી અવનીબાબુનાં ચરણે પસાર કર્યા. પછી લગભગ ૧૯૧૯ માં ગુરુદેવ રવિન્દ્રનાથ એમને શાંતિનિકેતન લઇ ગયા. જ્યા એમણે કલાભવન સ્થાપન કર્યું.

કલકત્તામાં જ્યારે રહેતા ત્યારે ઘણીવાર દક્ષિણેશ્વર જતા. એમનાં જીવન પર શ્રી રામકૃષ્ણ પરમહંસની ઉંડી અસર પડી છે.

એકવાર તેઓ સિલોન (લંકા) ગુરુદેવ અને શાંતિનિકેતનના વિદ્યાર્થીઓની મંડળી સાથે ગયેલ ત્યારે એક પત્રકારે એમને પૂછ્યું, "તમારો કળાકાર નો ધર્મ શો છે?"

એમણે જવાબ આપ્યો, "અમે, જે અજાણ્યું છે તેની તરફ જઇએ છીએ. કારણ અમારા માટે ફક્ત વર્તમાન કાળની જ હસ્તી છે. ભૂતકાળ અને ભવિષ્ય કાળની નહિ

"અમે ભારતવાસીઓ છીએ, કારણ કે અમે કોશિશ કરી રહ્યા છીએ કે ભારતીય સંસ્કૃતિ અમારી કૃતિઓમાં સુરક્ષિત રહે. જો કે અમારી પદ્ધતિ અને આકારો જુદાં જુદાં હોઇ શકે છે. અમે દરેક ચીજ, જેમા પ્રાણ છે એનું સ્વાગત કરીએ છીએ. અને જે કાંઇ, જે કોઇ અમારા સંસર્ગમાં આવે છે, અમને આપે છે, આદરથી સ્વીકારીએ છીએ.

"એ જ કારણ છે કે અમે પદ્ધતિને બહુ અગત્યની નથી ગણતા, અમે તો જે જીવિત છે, જેમાં પ્રાણ છે એની જ પૂજા કરીએ છીએ.

"કુદરત અમને ઉત્તેજીત કરે છે અને ભૂતકાળના અનુભવો અમને રસ્તો બતાવે છે.

"અમે પોતાની કૃતિઓમા આનંદ વ્યક્ત કરીએ છીએ, કારણ કે કલા આનંદને વ્યક્ત કરે છે."

ગુરુદેવે પોતાની એક કવિતામાં નંદબાબુને સંબોધન કરીને કહ્યું છે, "તમારો જન્મ એક ઓરડીમાં થયેલો જેની બહાર રંગનું રહસ્ય ચોકી કરે છે. તેમાં બેસીને તમે રૂપનો માળો બાંધો છો, જીવનના પંથપર થાકેલાં મુસાફરોના વિશ્રામ માટે.

"તમારી રેખામાં અનંત આશ્ચર્યને પકડો છો, તમારી પીંછી શિવની જટાની જેમ—જીવનનાં પ્રવાહનું મૂળ—થાય."




હૃદયને હલાવનારા બાપુનાં સૂત્રરૂપ વચનો અનેક યુગો માટે અમર રહી જશે. અહીં તો એ મહાસાગરમાંથી થોડાંક જ બિંદુઓ એકઠા કર્યા છે. બાપુની સાથે રહેનારા, તેમની લગોલગ જવાનુ ભાગ્ય પામનારા આપણા કાન ઉપર આવાં વચનો અનેકવાર અથડાયાં હશે. કેટલા ગણ્યાંગાઠયાંમાં એ વાસો કરી બેઠાં હશે! અનેક કોટીમાંના કેટલા વિરલનાં જીવનમાં એ માંસ રુધિર અને આત્મા થઇ ગયા હશે! એ વિરલ વિભૂતિઓ તરશે અને તારશે. બાકી બીજાઓનાં નામતો સમુદ્ર કાઠેની અગણિત છીપલીઓની જેમ રેતીમાં રખડતાં હશે, અને તેનો કોઈ ભાવે નથી પુછવાનુ.

બીમારી માત્ર મનુષ્યકે લિયે શરમ કી બાત હોની ચાહિયે. બીમારી કીસીભી દોષકી સૂચક હૈ, જીસકા તન ઔર મન સર્વથા સ્વસ્થ હૈ ઉસે બીમારી નહી હોની ચાહિયે.

*

વિકારી વિચાર ભી બીમારીકી નિશાની હૈ ઈસલિયે હમ સબ વિકારી વિચાર સે બચતે રહે.

*

વિકારી વિચારસે બચનેકા એક અમોઘ ઉપાય રામ નામ હૈ, નામ કંઠસે નહિં કિન્તુ હૃદયસે નિકલના ચાહિયે.

*

વ્યાધિ અનેક હૈં, ઉપચાર ભી અનેક હૈં, અગર વ્યાધિ કો એકહી દેખે ઔર ઉસકો મિટાને હારા વૈદ્ય એક રામ હી હૈ એસા સમઝે તો બહુતસી ઝંઝટોસે હમ બચ જાય.

*

આશ્ચર્ય હૈ વૈદ્ય મરતે હૈં ડાક્તર મરતે હૈં, ઉનકે પીછે હમ ભટકતે હૈં લેકીન રામ જો મરતા નહિ હૈ, હમેશા જીંદા રહતા હૈ ઔર અચૂક વૈદ્ય હૈ ઉસે હમ ભૂલ જાતે હૈં.

*

ઈસસે ભી આશ્ચર્ય યહ હૈ કિ હમ જાનતે હૈં કિ હમભી મરને વાલે તો હૈં હી, બહુત કરે તો વૈદ્યાદિકી દવાસે હમ શાયદ થોડે દિન ઔર કાટ સકતે હૈં ઔર ઈસલિયે ખુવાર હોતે હૈં

*

ઈસી તરહ બૂઢે, બચ્ચે, જવાન, ધનિક, ગરીબ સબકો મરતે હુએ પાતે હૈં, તોભી સંતોષસે બૈઠના નહિ ચાહતે હૈં લેકીન થોડે દિન જીનેકે લિયે રામકો છોડ સબ પ્રયત્ન કરતે હૈં

*

કૈસા અચ્છા હો કિ ઈતના સમઝકર હમ રામ ભરોસે રહકર જો વ્યાધિ આવે ઉસકીભી બરદાસ્ત કરેં ઔર અપના જીવન આનંદમય બનાકર વ્યતીત કરેં.

# રૂપાયતન




રૂપાયતનનો મુખ્ય આદર્શ જનતામાં લોકોપયોગી કલાનો પ્રચાર કરી સામાન્ય લોકોનાં જીવનમાં પણ સુરુચિ અને આનંદનું સિંચન કરવાનો અને કરાવવાનો છે. આ ધ્યેયને સિદ્ધ કરવા હવે જમીનની વધુ આવશ્યકતા લાગે છે ત્યાં આલીશાન મકાનો નહીં પણ કલાત્મક ઝૂંપડાંઓ હશે, ત્યાં બધા ગૃહઉદ્યોગો હશે, ત્યાં કલા 'શે ત્યાં સંગીત હશે. ત્યાં એ વાટે જ કેળવણી અપાશે ત્યાંનું વાતાવરણ જ વિદ્યાર્થીઓની સર્જનાત્મક શક્તિ જગાડી નવી પ્રેરણા આપશે. દરેક માણસમાં સર્જનાત્મક શક્તિ તો પડી જ હોય છે પણ એ સુષુપ્ત દશામાં હોય છે. એને પ્રગટ કરવા પ્રેરણાત્મક વાતાવરણ જ જોઇએ. આ વાતાવરણ બાપુ અને ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનથી જ ઉદ્‌ભવી શકે.

મનુષ્યને જીવન જીવવા માટે જેટલી આવશ્યકતા નિદ્રા, હવા અને ખોરાકની છે તેટલી જ આવશ્યકતા, સારું અને સાદું જીવન જીવવા માટે સૌંદર્ય પારખવાની પણ છે.

કળા જ્યારે પૂર્ણ સ્વરૂપે વિકસે છે, ટોચે પહોંચે છે ત્યારે તે પવિત્ર બને છે અને સમાજને એક દિવ્ય સંદેશ આપે છે

અમારી આકાંક્ષા, અમારો આદર્શ અમે. પૂ બાપુ અને પૂ ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારમાંથી મેળવ્યાં છે. અને આ બંનેનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનમાંથી જ રૂપાયતનનો જન્મ થયો છે

ટુંકમાં રૂપાયતનનું ધ્યેય દરેક વ્યક્તિની આંતરશુદ્ધિ જગાડવાનું અને સૌંદર્ય પારખવાની શક્તિ કેળવવાનું છે આ તેને આનંદથી ભરી દેશે અને તેને નવું રચવાને માટે પ્રેરણા આપશે.

આ હેતુથી રૂપાયતનમાં હાલ જે ઉદ્યોગો ચાલે છે તેમાંથી બનતી બધી વસ્તુઓમાં સૌંદર્યની રેખા હશે. બીજાને તે જોવા માટે આમંત્રણ આપશે, અને આનંદ અપશે

કળા, આમ દુનીયામાં સેવા અને સૌંદર્યના આનંદની પ્રતિનિધી બને છે. રૂપાયતન એ કળાનું નમ્ર સેવક છે.

શ્રી. મોતીલાલ તુલસીદાસ સ્મારક તરફથી
પ્રકાશક અને મુદ્રક - ધીરેન ગાંધી
"રૂપાયતન" ૪૫, નહેરૂરોડ, વિલેપારલે (પૂર્વ)

# પ્યારાબાપુ

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીનાં તત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરૂદેવની વિચારશ્રેણીનો સમન્વય કરી બન્ને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કલા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણાં રોજીંદા જીવનનાં પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઈત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

## સૂચનાઓ

* દર માસની ૧૨મી તારીખે અંક પ્રસિદ્ધ થશે.
* પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું.
* સરનામાનો ફેરફાર તરત જણાવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ.
* 'પ્યારાબાપુ'માંના સર્વ ચિત્રો અને છબીઓ કોપીરાઈટથી રક્ષિત છે.

લવાજમ

દેશમાં રૂપિયા ૭
પરદેશમાં બાર શિલિંગ
છૂટક નકલ દસ આના

'પ્યારાબાપુ' અંગેના સઘળા પત્રવ્યવહારનું સરનામું :—

'રૂપાયતન'
૪૫, નહેરૂ રોડ, વિલેપારલે.
મુંબઇ–૨૪

આફ્રિકામાં આ માસિકનું લવાજમ શ્રી પ્રભુદાસ વજરીયા C/o. જે. પી. વજરીઆ પો. બો. ૧૨૬, નૈરોબી, એ ઠેકાણે ભરી શકાશે.

મુદ્રણસ્થાન : કનૈયાલાલ, ઓરિયન્ટ પ્રિંટિંગ હા. નવીવાડી. મુંબઈ નં. ૨.

'રેંટિયા પર ખેંચાતા એકેએક તારમાં મને મારો રામ રમતો દેખાય છે.'

—ગાંધીજી.

# રાજકોટ રાષ્ટ્રીય શાળાની ૮૦મી ગાંધીજયંતી

(તા ૧૩-૭-૪૮થી તા ૩૦-૮-૪૮)

ભાદરવા વદ ૧૨ના રોજ પૂજ્ય શ્રી ગાંધીજીનો જન્મદિવસ રેંટિયાબારસ તરીકે જાહેર છે આજે પૂ. બાપુજી આપણી મધ્યમાંથી ચાલી નીકળ્યા છે પણ તેઓ પોતાનો અમૂલ્ય વારસો રેંટિયો સોંપતા ગયા છે તે વારસાને આપણે દેશમાં એક કરોડ કાંતનાર ઊભા કરીને સાચવીએ તેવી પ્રાર્થના તેઓશ્રીના દેહાંત સમયે મેં ઉચ્ચારી હતી અને તે જ તેઓશ્રીનું સાચું સ્મારક છે તેવો આગ્રહ આખા દેશે સેવવો જોઈએ

રેંટિયાબારસ તેને સિદ્ધ કરવાનો પ્રસંગ છે આ આદર્શને સાથે રાખી આખા દેશે રેંટિયાબારસ ઊજવવી જોઈએ

૧૯૩૫માં શાળા તરફથી રેંટિયબારસનો ૬૬ દિવસનો કાર્યક્રમ યોજાયેલ દર વરસે આ કાર્યક્રમ રેંટિયાબારસને બહુ આગળ લઈ ગયેલ છે આ કાર્યક્રમ ચરખાસંઘે અપનાવ્યો છે, સમપ્રદેશમાં પ્રાંતે પ્રાન્તમાં આ કાર્યક્રમ રખાય છે પૂ બાપુજી દર વર્ષે આ કાર્યક્રમને સફળ બનાવવા પૂરી પ્રેરણા આપતા હવે તેઓશ્રી નથી ત્યારે આપણે એ વારસને પૂરી રીતે સાચવીએ એ આપણો રેંટિયા પ્રત્યે વિશેષ ધર્મ થઈ પડે છે હવે દર વર્ષે આ કાર્યક્રમ ૮૦ દિવસનો રહે તેવી કલ્પના છે

આ વર્ષનો કાર્યક્રમ ૧૩ જુલાઈ ને મંગળવારે સવારના ૭ા વાગ્યે પ્રાર્થનાથી શરૂ થશે ૮૦ દિવસ પોતની પૂરી શક્તિથી કાંતવાનો સંકલ્પ સૌ કોઈ કરે, અને બધા રેંટિયાનો વિશાળ અર્થ સમજીને કાંતે.

દર વર્ષની મદદ સિક્કાદાન કરનાર ૮૦ સિક્કા મોકલે

રાષ્ટ્રીય શાળા, રાજકોટ

નારણદાસ ખુ ગાંધી.

"રેંટિયાને આરે આરે શાંતિના, પ્રીતીના ને બન્ધુભાવના તાર કંતાય છે.—ગાંધીજી

"અપરિગ્રહ પરિગ્રહ કરતો નથી. તેને 'ઓછતી' વસ્તુ તે રોજની પેદા કરે છે."
—ગાંધીજી.

# સ્વરાજ્ય

"સહુ પોતાને જોઈતો જ સંગ્રહ કરે તો તંગી ન આવે ને સહુને સંતોષ રહે."
—ગાંધીજી.

વર્ષ ૧ — ૧૨ જુલાઈ ૧૯૪૮ — અંક ૬

## વિષયસૂચિ



# ........અલ્પતાનું દર્શન કરો.

### ગાંધીજી

...........જે જેવું બોલે તેવું હૃદયમાં લાગવું જોઈએ. સૂરદાસ, તુલસીદાસ ઈ. પોતાને શઠ, કામી વિ. તરીકે ઓળખાવ્યા છે તે વિવેકની ભાષા ન હતી અંતરના ઉદ્‌ગાર હતા. ખરું એ છે કે આપણાંમાં બન્ને ભાવના ભરી છે. અમૂર્છ સ્થિતિમાં આપણે પ્રકાશરૂપ લાગીએ છીએ. મૂર્છિત સ્થિતિ તે દયાળુની પાસે આપણે દીન જેવા છીએ. જે પોતાને દીન ન લાગતા હોય પણ પૂર્ણ પ્રકાશરૂપ લાગે તો છો કરુણાયાચક ભજન ન ગવાય આવા કરોડોમાંયે એકને હિસાબે નહીં મળે. પોતાની અલ્પતાનું દર્શન કરવું એ મહાન થવાનો આરંભ છે. વિખુટું પડેલું સમુદ્રબિંદુ પોતાને સમુદ્ર માનીને સુકાઈ જાય. પોતાની બિંદુતા સ્વીકારે તો સમુદ્રભણી પ્રયાણ કરે ને તેમાં લય પામી સમુદ્ર બને............ ....

બા.

[ એક અપ્રગટ પત્રમાંથી ]

# નામ—મહિમા

વિનોબા ભાવે

રામાયણમાં એક મહાન્ વિચાર છે. એમાં કહ્યું છે કે રૂપથી નામ મોટું છે. રૂપ તો થોડા દિવસને માટે હોય છે. તેથી જ નામ શાશ્વત છે. મતલબ એ કે એક વ્યક્તિ, ભલે રામચંદ્ર જેવો પણ હોય, જે કંઈ કરી શકે છે, એથી ઘણું વધારે કરવાની શકિત નામમાં હોય છે. રૂપ એટલે વ્યકિત, અને નામ એટલે વિચાર. વ્યકિત પણ મોટી હોય છે. કેમકે એમાં કંઈક વિશેષ વિચાર રહે છે. અર્થાત્ તે વ્યકિત એ વિચારના બાહ્ય પ્રકાશનનું નિમિત્ત બને છે. છતાંય શકિત તો વિચારમાં ભરી છે એનો અનુભવ પણ થાય છે, વ્યકિતનું અસ્તિત્વ કંઈક અંશોમાં વિચારને મદદરૂપ થાય છે. આમ તો એનાથી વિચારને હરકત પણ પહોંચી શકે છે. જ્યારે વ્યકિત ખસી જાય છે, ત્યારે શુદ્ધ વિચાર જ રહે છે, તેથી તુલસીદાસજીએ સમજાવ્યું કે રામથી પણ વધુ નામ છે. રામે જે પતિતોને તાર્યા એની તો ગણત્રી છે. પણ નામે જે તાર્યા છે, અને ભવિષ્યમાંપણ તારશે એની ગણત્રી જ નથી. આ વિચારનું સામર્થ્ય તુલસીદાસજીએ નામમહિમા દ્વારા આપણી પાસે રાખ્યું છે. આખરે મનુષ્યને શાંતિ પણ વિચારથી, અને વિચાર-સૂચક નામથી જેટલી મળી શકે છે એટલી બીજી કોઈ વસ્તુથી નથી મળતી. એટલે નામ-સ્મરણની મહિમા ગવાઈ છે. નામ-સ્મરણથી સહજ હૃદય પરિવર્તન થઈ જાય છે. આ બધું વિચાર ચિંતનનું ફળ છે. એનાથી માર્ગદર્શન પણ મળી જાય છે. આપણે જોયું કે સંતોના જીવનકાળમાં તેઓ જેટલા સમર્થ નહોતા એનાથી કેટલાયે અધિક શકિતશાળી તેઓ જીવન સમાપ્તિ પછી બની ગયા. કેમકે સ્થૂળ રૂપ મટી ગયું અને એની સાથે જે ત્રુટી હતી તે પણ ચાલી ગઈ. પરિશુધ્ધ દિવ્ય અંશ જ રહી ગયો. પણ આપણને એક મોહ હોય છે. એને શું કહીએ? દર્શન-મોહ કહી શકીએ છીએ. એથી જ્યારે રૂપ મટી જાય છે તો એક ક્ષણને માટે અંધારું છવાય જાય છે. પણ પ્રકાશ મટતો નથી. આપણે પાટી પર અક્ષર લખીએ છીએ. અને પછી તેને ભૂંસી નાખીએ તો એનો અર્થ નથી ભૂંસાતો એ આપણે જાણીએ છીએ. એવી જ રીતે કોઈ વ્યકિતની દ્વારા જે વિચાર પ્રગટ થયો તે તે વ્યકિતના મટવાથી નથી મટતો. પણ વિચારનો પ્રકાશ વધારે સ્વચ્છ થાય છે.

બાપુના જીવન-કાળમાં એમના વિચારોમાં આપણી શ્રધ્ધા હતી. તે આ ઘટનાથી ઓછી થવાની નથી. પણ આપણી શ્રદ્ધામાં જે ત્રુટી હતી અને શંકા હતી તે મટી જવાની છે. અને કદાચ એટલા માટે આવી ઘટનાઓ ભગવાનની યોજનામાં રહ્યા કરે છે. 'કદાચ' એટલા માટે કહું છું કે, ઈશ્વરી યોજનાને આપણે નિશ્ચય પૂર્વક નથી ઓળખી શકતા. તે આપણી બુધ્ધિશકિતથી પર છે. તેથી આપણે તેની ચિંતામાં નહીં પડવું જોઈએ. આવી ઘટનાઓથી આપણને આંતરિક બળ શું મળી શકે છે એજ વિચારવું જોઈએ એવું વિચારીએ તો ઘણું મળી જાય.

राम एक तापस तिय तारी ॥ नाम कोटि खल कुमति सुधारी ॥ "રામાયણ"



# બાપુનાં પ્રિય ભજનો

[ આશ્રમમાં પ્રાર્થના સમયે ભજનનો અર્થ સમજાવવાનું કામ બાપુએ શ્રી વાલજીભાઈ દેસાઈને સોંપેલું 'પ્યારાબાપુ' માટે પણ તેઓએ આ બોજો આગ્રહને વશ થઈ ઉપાડી લીધો છે એ આપણાં બધા માટે હર્ષની વાત છે. ]

**મો સમ કૌન કુટિલ ખલ કામી ॥**

મારા સરખો વાંકા-આડે માર્ગે ચાલનારો-(કુટિલ), દુષ્ટ(ખલ) તથા વિષયલંપટ (કામી) કોણ છે? કોઈ નથી.

**જિન તનુ દિયો તાહિ બિસરાયો એસો નેમકહરામી ॥**

હું એવો ગુણચોર છું કે જેણે મને માનવદેહ (તનુ) આપ્યો તે ભગવાનનેજ વિસરી ગયો છું.

**ભરી ભરી ઉદર વિષયકો ધાવૌં, જૈસે સૂકર ગ્રામી ॥**

ગામડાના સૂવર(સૂકર)ની પેઠે હું વિષય પાછળ પેટ ભરીને હડિયાદડી કરું છુ

**હરિજન છાંડ હરીવિમુખનકી નિસિદિન કરત ગુલામી ॥**

ભગવાનના ભક્તોને છોડીને ભગવાન સામેથી જે પોતાનું મુખ ફેરવી ગયા છે એવા લોકોની સેવા હું રાત(નિશ) ને દિવસ કરુ છું.

**પાપી કૌન બડા હૈ મોતેં સબ પતિતનમેં નામી ॥**

મારાથી(મોતે) મોટો પાપી કોણ છે? હું સર્વ પાપિયામાં નામી—પ્રખ્યાત—છુ.

**સૂર પતિતકો ઠૌર કહાં હૈ, સુનિયે શ્રીપતિ સ્વામી ॥**

પાપમા પડેલા સૂરદાસને [ તમારા વિના ] ઠરવાનું ઠેકાણું ક્યાં છે! મારા અનાથના નાથ લક્ષ્મી(શ્રી)-પતિ [ મરી અરજ ] સાંભળો.



બહેનોની ઉન્નતિમા બાપુએ પ્રથમથી જ રસ લઈ તેઓને દોરવણી આપેલી સમાજમા માનભર્યું સ્થાન અપાવ્યુ ઘરની દીવાલોમા ગોધાઈ રહેલી તે પ્રચડ સ્ત્રી-શક્તિને દેશસેવાના પ્રત્યેક કાર્યમા હિસ્સો અપાવી તેમના પ્રગતિના દ્વાર ખોલી નાખ્યા બહેનોમા એક અનેરૂ ચેતન આવ્યુ અને તેથીજ સર્વ પ્રકારની સ્ત્રીઓ સકટ અને મૂઝવણને પ્રસંગે બાપુજી પાસે દોડી જતી બહેનોના જીવનનો એકેય પ્રશ્ન એવો નહોતો જે તેમની ઈચ્છા હોય તો તેઓ બાપુની સાથે પૂરેપૂરી છૂટથી ને કશા પણ અતરપટ વિના ચર્ચી ન શકી હોય આશ્રમની બહેનો ઉપર બાપુએ લખેલા આવા અપ્રસિધ્ધ અને અમૂલ્ય પત્રો દરેક બહેનને માર્ગદર્શક થઈ પડશે

ચિ જાનકીમૈયા,

'ક' વર્ગનો ખોરાક ખાઈને મરવાની ધારતી તમારા જેવીને લાગે છે તેથી જ વગર ખાધે જીવવાનો રસ્તો મે પકડયો છે એ કાલથી જોઈ લેજો ખાતા ખાતા તો આખુ જગત મરે છે 'અ' વર્ગનુ ખાઈને કેટલુ જીવશો એ જોઈ લઈશું પણ અનશન કરતા કરતા જીવી જવાની કળા કેવી ? એક શરત છે ખરી બધી મૈયાઓએ જોગણી થઈને બહાર નીકળી પડવુ પડશે ને અસ્પૃશ્યોને સ્પૃશ્ય બનાવી પોતે ઈશ્વરની શક્તિ હોવાનો દાવો સિધ્ધ કરવો પડશે એટલુ કરજો ને પછી 'અ' વર્ગનો જ ખોરાક ખાધા કરજો પણ જો, કોઇ 'અ' વર્ગનો ન આપે તો 'ક' વર્ગના ખોરાકથી સતોષ માનજો

પણ ધારો કે જોગણીઓમુ ચે કઈ ન ચાલ્યું તો ભલે આ માટીનુ પુતળુ હમણાજ પડી ભાગે હુ તો જીવવાનો જ છુ જ્યાસુધી એક પણ મૈયા મારૂ કામ કરતી હશે ત્યા લગી કોણ કહેશે કે હુ મરી ગયો ? આપણે ભલે ગીતાનુ તત્ત્વજ્ઞાન આત્માની અમરતા વિષેનુ છોડી દઈએ મે બતાવી એ અમરતા તો આપણી ચામડાની આખે પણ જોઈ શકાય એવી છે એટલે ખબરદાર જરાયે ગભરાટમા આવી પડયા તો શોભજો શોભાવજો તન મન ધન ઈશ્વરને સોપી સુખી થજો ને સુખી રહેજો નખરાખોર ઓમને ને જ્ઞાની મદાલસાને આજ ન લખી શકાય

આ તમારે બધાને સારૂ છે એમ સમજી લેવું અખડ સૌભાગ્ય ભોગવજો

ય મ ૧૯—૯—૩૨, બાપુના આશીર્વાદ

(પૂ બાપુએ ૩૨ની સાલમા યરવડા જેલમા હરિજનને હિન્દુ સમાજથી અલગ ગણવાના સરકારના પગલાને અટકાવવા અનશન આદરી પોતાનો દેહ હોડમા મૂકેલ, તે દિવસે આશ્રમવાસીઓને ૯૨ પત્રો લખેલા તેમાનો આ એક છે )

# ગૂજરાતી સાહિત્ય અને ગાંધીજી

દીવાનબહાદુર કૃષ્ણલાલ મો. ઝવેરી

રાજકીય ક્ષેત્રમાં ગાંધીજીની પ્રવૃત્તિઓએ અને બ્રિટિશ રાજસત્તામાંથી હિંદને સ્વતંત્ર કરવાના એમના પ્રયત્નોએ ગૂજરાતી સાહિત્યની એમણે કરેલી સેવાઓને વિસ્તાર પામતી અટકાવી. લેખકોની અભિજાત સાહિત્ય પ્રત્યેની જે વૃત્તિના પરિણામે સામાન્ય જનસમાજને સાહિત્યના હિતો અને ભાવો-મેષોનો આસ્વાદ મળતો ન હતો, તે વૃત્તિ પર ગાંધીજી જે અંકુશ રાખતા હતા તેનો ખ્યાલ ગુજરાત બહારના કોઈને પણ ભાગ્યેજ આવી શકે. મહાત્માજીની મહેચ્છા એ હતી કે ખેડૂત તેમજ ગામડિયો પણ સમજી શકે અને તેના પર અસર કરી શકે એવા સાહિત્યનું સર્જન થવું જોઈએ. એમનો સિદ્ધાંત આ પ્રમાણે હતો. 'લાખો જનોની સાથે સંપર્ક સાધી શકે એવી કળા અને ચિત્રકળા અને માન્ય છે.' વિદ્યાપીઠના શિક્ષણના ફળરૂપ સાક્ષરોએ સર્જેલું આડંબરભર્યું ગદ્ય અને પદ્ય આ ભોળા જનસમૂહ દુર્બોધ છે, અને તેથી જ તેમણે વિખ્યાત કવિ, વિવેચક અને સંશોધક સ્વ. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા જેવા લેખકોને એક સામાન્ય કોશિયાની બુદ્ધિ અને સમજશક્તિ સુધી પહોંચી શકે એવું સાહિત્ય સર્જવા ભાવભીની અપીલ કરી હતી. કોશિયો એટલે ગામડાના કોથળાને બાંધેલા દોરડાને જોડેલા બળદોને હાંકનાર. ઊંડા કૂવામાંથી પાણી બહાર કાઢવા માટે આ કોથળાને એમાં નાખવામાં આવે છે. ખેતરોમાં અને ગામડાઓમાં કૂવામાંથી પાણી ખેંચવા માટે આ જૂની હિંદી પદ્ધતિ છે. કોશિયો અન્ય ગામડાંવાસીઓની પેઠે અશિક્ષિત અને અજ્ઞાન હોય છે.

ગૂજરાતી સાહિત્ય પરિષદ્ ગૂજરાતના વિદ્વાનોની પરિષદ્ છે, અને તે બે અથવા ત્રણ વર્ષે મળે છે. સાહિત્યના ક્ષેત્રમાં સર્વમાન્ય પ્રતિષ્ઠા પામનાર વિદ્વાનને પ્રમુખ તરીકે ચૂંટવામાં આવે છે. ગૂજરાતી સાહિત્ય સાથે સંબંધ ધરાવનાર સર્વે આ સ્થાનને સર્વોચ્ચ પ્રતિષ્ઠારૂપ માને છે. ગાંધીજીએ આ દુર્લભ માન ૧૯૩૬ ના ઑક્ટોબર–નવેંબર માસમાં અમદાવાદમાં ભરાયેલી બારમી પરિષદ વેળાએ પ્રાપ્ત કર્યું હતું. ગૂજરાતને માટે આ એક સ્મરણીય પ્રસંગ છે, છતાં જેમણે ગાંધીજીના જીવનના અગત્યના પ્રસંગો વિશે લખ્યું છે અને એમની દૂરગામી પ્રવૃત્તિઓની નોંધ કરી છે તેમણે ગૂજરાતે આવું પ્રસિદ્ધ સાહિત્યિક સન્માન એમને આપ્યું હતું તેનો એક વાક્યમાં પણ ઉલ્લેખ કર્યો નથી. ગાંધીજીએ પરિષદમાં ભેગા થયેલા સુવિશાળ શ્રોતાવર્ગને સંતોષ થાય એ રીતે પોતાની જવાબદારી ફરજે પાર પાડી, અને એમના પૂર્વ તૈયારી વિનાના વ્યાખ્યાનમાં એમણે ૧૯૨૦ માં જે કહ્યું હતું તેનું પુનરુચ્ચારણ કર્યું હતું.

નરસિંહરાવ અને સર રમણભાઈ જેવા સર્જકોને એમણે જે અપીલ કરી હતી તે પર એમણે ભાર મૂકી કહ્યું હતું કે અંબાલાલ સારાભાઈ કે કસ્તુરભાઈ લાલભાઈ જેવા લક્ષાધિપતિઓને માટે નહિ પરંતુ ગરીબ કોશિયાઓ માટે જ સાહિત્ય હોય શકે. ગાંધીજીએ કહ્યું કે મૂગા અશિક્ષિત ગામડિયાઓના પ્રતિનિધિ તરીકે તેઓ આવ્યા હતા, અને એમનું શ્રોતાગણને એ વાત કહેવાની છે કે ગામડાંમાં જ સાચું પ્રજાતંત્ર છે, ખરું સ્વરાજ શું છે તે તેઓ ગામડિયા પાસેથી જ શીખ્યા, અને લેખકોએ તેથી ગામડાંમાં જઈ વસવાટ કરવો જોઈએ અને તેમને સુશિક્ષિત કરવા જોઈએ.

ડીન ફેરારે જ્યારે ઇશુનું જીવનચરિત લખ્યું, ત્યારે તેણે પેલેસ્ટાઇન જઈ વસવાટ કર્યો હતો, એ પ્રસંગનો ઉલ્લેખ પણ એમના વિચારોમાં સમાયેલો હતો. જોનસનના જેવી નહિ પરંતુ ડીકન્સના જેવી, સામાન્ય જનોને સરળ અને સુગ્રાહ્ય એવી ડીન ફેરાર અને સુશ્લિષ્ટ શૈલીની સૂચના કરી હતી

સામાન્ય માણસો પણ સમજી શકે એવી ભાષામાં એમણે કળા અને ચિત્રકળા પર સંભાષણ કર્યું હતું. એમનું અંગ્રેજી એંગ્લો–સેક્સન અંગ્રેજીના જેવું સરળ અને મિથ્યા પાંડિત્યરહિત હતું. જેમ એમણે હિંદુ લેખકોની સંસ્કૃતમય ગૂજરાતીને, પારસી લેખકોની ફારસી ગૂજરાતીને અને મુસલમાન લેખકોની ઉર્દૂ અને ફારસી શબ્દોથી ભરપૂર ગુજરાતીને નિવારવા વિનંતી કરી હતી તેમ જોન્સનિયન અંગ્રેજી પ્રત્યે પણ તેમણે એવું જ વલણ દાખવ્યું હતું. એમની સરળ શૈલી ઘણા યુવાન લેખકોને દીવાદાંડી-સમી હતી અને એ દિશામાં દોરવા માટે ગૂજરાત એમનું સર્વદા ઋણી રહેશે.

તેઓ શબ્દશુદ્ધિનો આગ્રહ રાખતા ન હતા. એક વખતે એવું બન્યું કે ગોવધ વિશે હિંદીમાં લખતાં એમણે 'ગવકશી' શબ્દો ગાયોના વધ માટે વાપર્યા. ખરા શબ્દો 'ગવકુશી' છે. 'કુશતાન' શબ્દ ફારસીમાં 'વધ' ને માટે વપરાય છે. ગાંધીજી સાથે મારો સારો પરિચય હતો અને મેં આ ભૂલ પ્રત્યે એમનું લક્ષ ખેંચ્યું. તેમણે ઉત્તર આપ્યો કે તેઓ એટલી શુદ્ધિનો આગ્રહ રાખતા નથી. માણસો 'ગવકશી' શબ્દ વાપરે છે, અને ગાંધીજી તો સામાન્ય જનો માટે લખતા હતા, શુદ્ધાત્મવાદીઓ માટે નહિ. તેથી એમણે સર્વસામાન્ય શબ્દો વાપર્યા હતા અને વાપરતા રહેશે, અને એમણે એ પ્રમાણે કર્યું પણ હતું.

સ્ત્રીઓના ઉદ્ધાર માટે તેઓ ખૂબ ઉત્સુક રહેતા, અને ખાસ કરીને જેમની સ્થિતિ મનુષ્ય કરતાં પશુને સમીપતર હતી એવી સ્ત્રીઓ પ્રત્યે એમને વધુ પક્ષપાત હતો. તેમણે સુશિક્ષિત બહેનોને ગામડામાં જઈને રહેવા માટે અને ત્યાંની બહેનોને સહાય કરવા નિમંત્રણ આપ્યું હતું.

તેમણે અમદાવાદમાં ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી અને ત્યાંના આચાર્યોને ગૂજરાતી શબ્દોની જોડણીના વિકટ પ્રશ્નનો સદાને માટે નિકાલ લાવે એવો કોશ રચવાને દિશાસૂચન કર્યું. પરિણામે જોડણી-કોશ પ્રકાશિત કરવામાં આવ્યો અને આજે વિદ્યાપીઠ અને અન્ય શિક્ષણ સંસ્થાઓએ એને માર્ગદર્શક તરીકે સર્વમાન્ય ગણ્યો છે. આ કોશ ગૂજરાતી સાહિત્યના આ અનિશ્ચિત પરંતુ અગત્યના અંગને નિશ્ચિત કરવાની એમની તીવ્ર ઇચ્છાના ચિરકાલીન સ્મરણચિહ્ન રૂપ છે.

ગાંધીજી પત્રકાર પણ હતા. દક્ષિણ આફ્રિકામાં 'ઇન્ડિયન ઓપિનિયન'માં એમણે લખવાનું શરૂ કર્યું. હિંદ આવ્યા પછી, લોકમત જાગ્રત કરવાની એમને જરૂર જણાઇ. તેમણે તેથી 'યંગ ઇન્ડિયા'માં લખવા માંડયું અને પછી નવજીવનના તેઓ સ્થાપક થયા. જ્યારે રાજકીય કારણોને લીધે નવજીવન પ્રસિદ્ધ થતું બંધ પડયું, ત્યારે એમણે 'હરિજનબંધુ' અને પછીથી અંગ્રેજીમાં 'હરિજન' અને ગૂજરાતી સહિત કેટલીક પ્રાંતીય ભાષાઓમાં પ્રકાશનો પ્રસિદ્ધ કર્યાં. (તેમના અવસાન પછી થોડો સમય તે બંધ રહ્યા હતાં) ગૂજરાતી હરિજનમાં તેઓ પ્રત્યેક અંકમાં નિયમિત લેખો આપતા, અને એમના આ લેખો એમની સરળ, અઘરા શબ્દો વિનાની છતાં ગૌરવશીલ અને અર્થસૂચક શૈલીનાં ઉદાહરણો છે. તાત્ત્વિક, વ્યાવહારિક-કાંતણ અને પિંજણ, ખાદી-ઉદ્યોગ, એવું વેચાણ–ધાર્મિક, સામાજિક અને રાજકીય એ સર્વ વિષયોનો એમના લેખોમાં સમાવેશ થાય છે. પરંતુ એમના વિચારોના વાહનરૂપ એમની ભાષાએ પોતાની અત્યાજ્ય લાક્ષણિકતા–સરળતાને જાળવી રાખી હતી. એમણે આ વિષયની પરિભાષાનું સરળતામાં રૂપાન્તર કર્યું. એમની ભાષા વિષયને લગતી પરિભાષામાં ન પરિણમી, પરંતુ એમના સરળ શબ્દસંગ્રહને સંલગ્ન રહી પ્રાચીન ગૂજરાતના નરસિંહ, પ્રેમાનંદ અને દયારામ જેવા કવિઓ જેમ તત્ત્વજ્ઞાન, ભક્તિ, નીતિશાસ્ત્ર અને પ્રસંગોપાત્ત શૃંગારના સનાતન સત્યોનું વર્ણન કરતાં કાવ્યોમાં જેમ સર્વોચ્ચતાએ પહોંચે છે, તેમ એમણે પણ ઊર્ધ્વ-ગમન કર્યું છે.

નવજીવન અને હરિજનમાંના લેખો પરથી એટલું પ્રતિપાદિત થાય છે કે ગાંધીજીનું લખાણ વિપુલ છે. આ લેખો પુસ્તકાકારે સંગ્રહ કરી પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. પરંતુ એમણે પુસ્તકો પણ

લખ્યાં છે એમની આત્મકથા—અથવા તેઓ કહે છે તેમ 'સત્યના પ્રયોગો'—દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ, આરોગ્ય વિશે સામાન્ય જ્ઞાન, એ એમના પ્રારંભકાળનાં સર્જનો છે. એ ઉપરથી એમનાં લખાણની શૈલીનો વિકાસ પ્રારંભમાં જ થયેલો દૃષ્ટિએ પડે છે. સરળતાની રીતિ એમાં છે અને તે પરિવર્તન પામી નથી.

ગાંધીજી ગુજરાતી તેમજ અંગ્રેજી કાવ્યોના મહાન પ્રશંસક હોવા છતાં એમણે કાવ્યો લખ્યાં નથી. નરસિંહ મહેતાનાં કાવ્યોએ એમના પર ઊંડી અસર કરી હતી, અને નરસિંહનું ભજન 'વૈષ્ણવજન તો તેને કહીએ' ગાંધીજીને અતીવ પ્રિય હતું. આ ભજન પ્રત્યેક પ્રાર્થનામાં ગવાતું અને આજે તે જગવિખ્યાત થયું છે. એ જ પ્રમાણે અંગ્રેજી સ્તુતિકાવ્ય 'Lead Kindly Light' નો એમણે સહાનુભૂતિદર્શક કવિ નરસિંહરાવ દિવેટિયા પાસેથી ગુજરાતીમાં ભાવાનુવાદ કરાવ્યો. એ ભાવાનુવાદની એમના પર પ્રબળ અસર થઈ હતી અને એને પ્રત્યેક સુયોગ્ય પ્રસંગે ગાવામાં આવતો હતો. જેમ ગાંધીજીએ કાવ્યો નથી રચ્યાં, તેમ એમણે કલ્પિતકથા પણ લખી નથી.

· ગાંધીજીએ ગીતામાં આધ્યાત્મિક, નૈતિક અને લૌકિક પ્રત્યેક કૂટપ્રશ્નના ઉકેલનું દર્શન કર્યું હતું. આ સર્વોત્તમ કૃતિના તેઓ પ્રખર અભ્યાસી હતા અને એમાંના અનેક ઉપદેશોના તાંતણા વડે એમનાં જીવનની અને લખાણની જાળ એમણે ગૂંથી છે. ભગવદ્ગીતા અને ઉપનિષદો એમના જીવનને સાંત્વન આપનારાં હતાં. સ્વામી નારાયણનાં કાવ્યોએ અને નિષ્કુળાનંદ જેવા કવિઓએ એમનાં જીવનની આપત્તિઓમાં એમને આશ્વાસન આપ્યું હતું.

ગુજરાતી સાહિત્યમાં ગાંધીજીનો ફાળો એટલો મહાન અને મૂલ્યવાન છે કે એમને યુગપ્રવર્તક તરીકે સ્વીકારવામાં આવ્યા છે. ગુજરાતી સાહિત્યના આધુનિક સમયને 'ગાંધીયુગ' કહેવામાં આવે છે. દલપત અને નર્મદથી પ્રારંભ પામેલી અને ગોવર્ધન તેમજ નાનાલાલ સુધી ચાલુ રહેલી શ્રેણીમાં આ યુગ ઉત્તમ છે.

ગાંધીજીનો વિનોદભાવ એમના જીવનની અનેક મુશ્કેલીઓને પાર કરવા એમને સહાયરૂપ થતો હતો. એ જ વિનોદભાવના ઝબકારા એમનાં લખાણને ચેતનમય કરે છે.

ટોલ્સ્ટોયના જીવનની, એની જીવન-પ્રવૃત્તિઓની અને સાહિત્ય સર્જનની ગાંધીજીના જીવન, પ્રવૃત્તિઓ અને સર્જન પર અસર થઈ હતી. આ અસરનાં સૂચનો ગાંધીજીનાં સર્વ લખાણમાં સુયોગ્ય સ્થાને મળી આવે છે.

આવા મહાનુભાવ સર્જક પ્રકૃતિના નિયમાનુસાર કુશળ શિષ્યોને અને સેવાપરાયણ અનુયાયીઓને આકર્ષ્યા વિના રહે નહિ. ગાંધીજીના જીવન અને પ્રવૃત્તિરૂપ મહામૂલા રત્નને વિશ્રાંતિ આપે એવા પ્રકાશસમા સ્વ. મહાદેવ દેસાઈ એમાંના એક હતા. મહારાષ્ટ્રના વતની હોવા છતાં કાકા કાલેલકરે ગુજરાતી ભાષાને સ્વકીય કરી અને ગુજરાતીને પણ પગભરી વિચાર કરતાં કરી મૂકે એવી સર્જનશક્તિ પ્રાપ્ત કરી છે. અતિશય ધાર્મિકમાનસવાળા લેખક કિશોરલાલ મશરૂવાળાએ ગાંધીજીની શૈલી આત્મસાત્ કરી છે અને પ્રત્યેક ક્ષેત્રમાં તે ગાંધીજીનું અનુસરણ કરે છે. નરહરિ પરીખ, મગનલાલ દેસાઈ અને અન્ય વ્યક્તિઓ પણ છે, પરંતુ મહાદેવ દેસાઈ, કિશોરલાલ મશરૂવાળા અને કાકા કાલેલકર એ ત્રણે એમના સાહિત્યિક વારસદાર છે. મહાદેવ દેસાઈ અને ગાંધીજીનો સંબંધ એક રીતે બોસ્વેલ અને જોનસનના જેવો કહી શકાય.

આ લેખ સંપૂર્ણ કરતા પહેલાં, મુનશીએ 'ગુજરાત એન્ડ ઇટ્સ લિટરેચર'માં ગાંધીજી વિશે એક સંપૂર્ણ પ્રકરણ લખ્યું છે, એમાંથી ઔદાર્યપૂર્ણ અવતરણ હું અહિ આપુ છું. મુનશી એમના ફાળાને આ પ્રમાણે સંક્ષેપમાં મૂકે છે:—

"મહાત્મા ગાંધીજીએ ગુજરાતી ગદ્યને નૂતન અસ્મિતા અર્પી છે. એમનો શબ્દસંગ્રહ ભિન્નભિન્ન ઉદ્ભવોમાંથી ઉદ્ધૃત કરવામાં આવ્યો છે. એમની શૈલી, કેટલીક વાર ભલે વાક્યરચનામાં શિથિલ

જાય છે છતાં સરળ, વિશદ અને સુગ્રાહ્ય છે. એ એમના સ્પષ્ટ ચિંતન અને અલંકારશાસ્ત્ર તેમજ સન્યાસ,સંવાદના વિભાગે દોરનાર ગલીકૂચીથી દૂર રહેવાના એમના સતત પ્રયત્નનું પરિણામ છે. અનોખ તારતમ્યભાવ, એમની આવિષ્કરણને અને કલ્પનાને વિવેકશીલ સંયમમાં રાખે છે. સાહિત્યલક્ષી ત્ત્વને સર્વદા લેખકના મુખ્ય હેતુ કરતાં ણ સ્થાને મૂકવામાં આવે છે. વાચકના દયના જીવન્ત તારને સ્પર્શવાનો અને તેને યંત્રા સચેતન કરવાનો એમનો મુખ્ય હેતુ છે. ટલીક વાર અને ખાસ કરીને આત્મકથામાં એમની શૈલી લાલિત્યપૂર્ણ બને છે—...સુયોગ્ય શબ્દના સુયોગ્ય ઉપયોગથી તેમજ એમના વ્યકિતત્વથી એમની ઘોષણા ઉત્કટ ભવ્યતા પ્રાપ્ત કરે છે, એમની અપીલ હૃદયંગમ બને છે, એમનો સ્વીકાર તીક્ષ્ણતા મેળવે છે. કેટલીક વાર તેઓ પૂરેપૂરા વિનોદી અથવા રમતિયાળ બને છે ... એમના આવિષ્કરણની સુંદરતાને સત્યની વિનમ્ર સહચરી બનવું પડે છે. ઉત્કટ સંવેદનના આવેશમાં બાઇબલના જેવું સામર્થ્ય પ્રાપ્ત કરેલી એમની એકેએક લીંટીની સાદી, શુદ્ધ, હૃદયંગમ શકિતના આકર્ષણમાં વાચક સર્વદા ખેંચાય છે."

ઉપરના અવલોકનમાં રહેલી સત્યતાની પ્રતીતિ તો ગાંધીજીએ મૂળભાષામાં જે લખ્યું છે તેના વાચનથી જ થઇ શકે. અંગ્રેજી ભાષાન્તર એમના પ્રત્યેક શબ્દની પાછળ છૂપાયેલી પ્રવૃત્તિમય શકિતનો યોગ્ય ખ્યાલ ન જ આપી શકે. હવે, ૧૯૨૨માં ગુજરાતને એમણે કરેલી અપીલમાંથી કેટલીક લીંટીઓ અહિં આપવામા આવી છે, તે પરથી એમની ભાષા કેટલી સંક્ષિપ્ત અને સરળ તેમજ એટલી જ પ્રબળ પણ છે એની જાણ થશે.

"જેની ઇચ્છા ... શકતા હોય તો ભલે ચળવળમાં જોડાય. બધાને નોતર્યાં છે, પણ જેઓ ભૂખ્યા હશે તેઓ જ ઉજાણીમાં આવશે. બીજા ભલે આવે, પરંતુ તેમને નિરાશ થવું પડશે. જેને ભૂખ નથી, તે મિષ્ટાન્નનો પણ સ્વાદ ચાખી શકશે નહિ. ભૂખ્યો માણસ સૂકા રોટલાના ટુકડામાંથી પણ સ્વાદ લઇ શકશે. એ જ પ્રમાણે જેઓ અસહકારને સમજે છે તેઓ જ એને પડખે ઊભા રહી શકશે. જે સમજે છે તેને વસ્તુઓ સુલભ લાગે છે. જેઓ સમજી શકતા નથી તેઓને બધું જ દુર્લભ લાગે છે. આંધળાને આરસીની જરૂર શી?"

ગાંધીજીના દૈનિક જીવનને દોરનાર સત્ય, અહિંસા અને ઉગ્ર આત્મસંયમ એમની સાહિત્યિક કળાના કદિ ન ભુસાય એવા ગુણસમ થયા છે. એ ત્રણને હિંદના રાષ્ટ્રીય જીવનમાં ઊંડા રોપવાના હેતુથી જ તેઓ લખતા અને છેવટે એ દિશામાં સફળ થયા

ગુજરાતી સાહિત્યમાં ગાંધીજીએ પ્રાપ્ત કરેલું ઉચ્ચ સ્થાન, સામાન્ય મનુષ્યની અથવા ખેડૂતની ભાષામાં જ સાહિત્યની ભષા નિમગ્ન થવી જોઇએ એમ ગાંધીજી ઇચ્છતા હતા એવો એમના વિરોધીઓના અભિપ્રાયને અસત્ય સાબીત કરે છે. એમની કૃતિએ આવા અનુમાનને પુષ્ટિ આપતી નથી. તેઓ તો એટલું જ ઇચ્છતા હતા કે સામાન્ય જનસમાજ સમજી શકે એવું સાહિત્ય હોવું જોઇએ.

સાહિત્યના વિકાસને સહાયક બને એ અર્થે એમણે અમદાવાદમાં નવજીવન પ્રકાશન મંદિર સ્થાપ્યું એ મંદિરે અતીવ ઉપયોગી કાર્ય કર્યું છે અને ગાંધીજીના અવસાન પછી પણ એ પ્રમાણે કાર્ય જારી રાખવાની આશા આપે છે. ગાંધીજીનું સ્મરણ આ રીતે જ જીવન્ત રહેશે. *

* "પી. ઇ એન"ના સૌજન્યથી. અનુવાદક - મકવભાઇ.




ગુરુદયાલ મલ્લિક

એક વખત એવો હતો જ્યારે પશ્ચિમમા અને પછી ભારતવર્ષમાં પણ શિક્ષાની વ્યાખ્યા કરતા એમ કહેવાતું કે શિક્ષાનો ઉદ્દેશ Three R's છે એટલે Reading—વાચન, Writing લેખન, Arithmetic ગણિત અને સાથે સાથે શિક્ષકોનો પણ એવો વિશ્વાસ હતો કે વિદ્યાર્થી માર ખાધા વગર શીખી શકતો નથી. અને તેથી એજ કારણે ઘણાં વરસો સુધી યુરોપમા આ કહેવત પ્રચલિત હતી.

A woman, a child, and a walnut, three the more you beat them, the better they be.

(સ્ત્રી બાળક અને અખરોટનાં ઝાડને જેમ જેમ વધારે તમે એને પીટશો તેમ તેમ વધારે સારા થશે.)

આ નિયમ અનુસાર જે શિક્ષણ પધ્ધતિ બનાવવામા આવી હતી એમાં પ્રભુનું સ્થાન ક્યાંય નહોતું અને હોય પણ કેમ શકે ? કેમકે પ્રભુની દ્રષ્ટિયે તો સૌથી ઉત્તમ વાતાવરણ શીખવા માટે પ્રેમનું જ વાતાવરણ છે

ભારતવર્ષમાં લગભગ ૧૦૦ વરસ સુધી એક શિક્ષિત માણસ એક કલમ બાબુ કહેવાતો. જેનું કામ ઑફિસમા ફક્ત કાગળીયાં ઘસડવાનું હતું. અને જ્યાં વિચાર અને વિવેકશક્તિ હોવી ઘટે ત્યા માનસિક ગુલામી હતી એના પરિણામે એક શિક્ષિત માણસ, જે એના ઉપર હુકમ કરતો એનો જ એક રબર સ્ટૅમ્પ બની જતો અને પોતાની ઓળખાણ એવી કરાવવામા હરખાતો કે ' I am Mr Ditto"

એવી સ્થિતિ જોઈ ગુરૂદેવે શાંતિનિકેતન સ્થાપન કર્યું હતુ વિદ્યાર્થીઓને કુદરતની સમીપમા બેસાડીને, માણસની સેવા કરીને ભગવાનની ઝાખી કરાવવી. પણ એવી ઝાખી સહેલાઈથી ત્યારે થઈ શકે જ્યારે કળા અને સંગીતથી આનંદમય વાતાવરણ ઉભું કરી શકાય.

દૈનિક વહેવાર અને શિક્ષણ પધ્ધતિમાં વિદ્યાર્થીઓને એવી રીતે ગોઠવી દેવા કે એ લોકો પોતાનું કામ આપ મેળે કરી શકે. પોતાનાં ચારિત્રને સંયમના છંદથી ઘડી શકે ટુંકમાં એમ કહી શકીએ કે શાંતિનિકેતનનો આદર્શ હતો Harmony of the three H's–of the heart, of the head and of the hand અર્થાત હૃદય, મગજ અને હાથનો સમન્વય, આ આદર્શમાં અને પશ્ચિમના આદર્શમાં તફાવત આપણે સહેલાઈથી જોઈ શકીએ છીએ.

પહેલાં બધો ભાર મૂકવામા આવતો મગજ પર હૃદય અને હાથને ખીલવવાની જગા

હતી જ નાહ. આજકાલના સમયમાં શિક્ષણનો ઉદ્દેશ પણ Three H's છે પણ જુદી રીતે. Hospitality to new idea, Hospitality to a stranger, and Hospitality to you ownself when you are alone.– અર્થાત્ શિક્ષિત માણસ તે–જે એક નવા વિચારનું આતિથ્ય કરી શકે છે, એક અજાણ્યાનો કાંઈ સંબંધ તેનું આતિથ્ય કરી શકે છે, અને જ્યારે એકલો હોય અને કાંઈ વિશેષ કામ નથી હોતું ત્યારે પોતાના એકલાપણાનું આતિથ્ય કરી શકે છે.

ગુરૂદેવ તો હતા કવિ એટલે જ્યારે શાંતિનિકેતન વિદ્યાલય સ્થાપન કર્યું ત્યારે કળા પર વધારે ભાર મૂકયો, પણ ગાંધીજી હતા કર્મયોગી એમણે ભાર મૂકયો કર્મ પર. એટલે જ્યારે બુનિયાદી તાલીમની યોજના ઘડી ત્યારે શિક્ષણનું કેન્દ્ર રાખ્યું ઉદ્યોગ. એમનો વિશ્વાસ હતો કે બચ્ચાંઓને વસ્તુઓ બનાવવામાં બહુ આનંદ પડે છે.

એવી રીતે ગુરૂદેવે અને ગાંધીજીએ આનંદ દ્વારા વિદ્યાર્થીઓને શીખવી શકાય એ તત્ત્વને અમલમાં મૂકયું. મૂળમાં તો Joy of singing songs and Joy of making things એક જ છે.

પણ ગાંધીજીનો બુનિયાદી તાલીમની યોજના ઘડવામાં લાગે છે એક ઉદ્દેશ બીજો પણ હતો. કે વિદ્યાર્થી, ચીજો બનાવી એના સંબંધનું જ્ઞાન મેળવી તે જ્ઞાનને પોતાના વાતાવરણની સાથે જોડી આત્મબોધ ગ્રહણ કરે. અને ગુરૂદેવ, એવું ઇચ્છતા કે વિદ્યાર્થી કુદરતનાં સૌંદર્યનાં સાનિધ્યમાં અને કળાની કૃતિઓ દ્વારા પ્રભુબોધ ગ્રહણ કરે.

બંનેનો એ પણ ઉદ્દેશ હતો એમ લાગે છે કે જે કાંઈ જ્ઞાન આપણે મેળવીએ છીએ. કોઇ પણ રીતે હોય, એનાથી પૂર્ણ ભાવે આપણે મનુષ્ય જાતિની સેવા કરી શકીએ છીએ. કારણ બંનેનો વિશ્વાસ હતો, જીવનનું સત્ય માણસના Self fulfilmentમાં નહિ. Successમાં અર્થાત્–આત્માના વિકાસમાં, આર્થિક ઉન્નતિમાં નહિ.

બંનેની કેળવણીમાં આખરે એકજ ધ્વનિ નીકળતો કે માણસ અથવા વિદ્યાર્થી પોતાની જ્ઞાનશકિતને કેળવી સેવામાં પોતાની શકિત ખરચે અને પોતાની ઉન્નતિ પોતાના સ્વાર્થ પૂરતી ન વાપરતા જન કલ્યાણમાં વાપરતા શીખે. અને એવી રીતે પ્રભુ અને જગતની સાથે સાચું તાદાત્મ્ય અનુભવે.






બાળકોના સહવાસમા બાપુ જે આનંદ મેળવી શકતા હતા તેવો ભાગ્યે જ બીજા ના સહવાસમા મેળવતા. યરવડા જેલમા ત્યારે પણ દર અઠવાડિએ એકવાર આશ્રમના તેમના વહાલા પખીડાને તેઓ અચૂક કાગળ લખતા, ત્યા બેઠા બેઠા પણ ઝીણી ઝીણી વસ્તુઓ પર પત્રો દ્વારા ધ્યાન ખેચે. બીજા બાળકોને પણ એમાથી બોધ-પાઠ મળને એમ ધારી દર અંકમા આ અપ્રગટ પત્રો ક્રમશ: પ્રસિદ્ધ કરશુ.

બાલકાશ્રમને બાપના આ.

તમારો કાગળ મળ્યો જેમ કોઠારમા ને સફાઈમા ઘણા કતાક તમે એકદમ બચાવી શકયા તેમજ બીજા કામોમા પણ વિચાર કરવાથી બચાવી શકાય, એમા સહુનો સહકાર જોઈએ.

સહુ એક થઈને પોતાની શક્તિ પૂરી વાપરીને કામ કરે તો ઘણુ વધારે કામ થાય આ વાત આખા જગતના જીવમાત્રને લાગુ પડે છે તમે કીડી, મકોડાને જોશો તો તેની કૃતિમા થીયે એજ પાઠ શીખાય છે

મનુષ્યનો સ્વભાવ પ્રેમાળ, નિશ્ચયવાળો ને સત્યમય હોવો જોઈએ મિત્ર બધાયને ગણીયે પણ કોઈ ખાસ મિત્ર હોય તો તે એવો હોય કે જે આપણને સીધે માર્ગેજ લઈ જાય

તમારો ઝગડો સમજ્યો એમાથી સાર એ કાઢવો કે કોઈની સાથે અગત સ્નેહ ન બાધવો પણ બધાની સાથે એક સરખો સ્નેહ રાખવો આથી જીવન સરળ થાય પછી કોઈની સાથે ઈટ્ટી કટ્ટી કરવાનુ ન રહે

આજે આટલું તો બહુ થયુ ના ?

ય મ ૧૧–૯–૩૨.

બાપુના આશીર્વાદ



"સત્ય કે દર્શન કે લિયે સતો કા ચારિત્ર પઢના ઔર
ઉસકા મનન કરના આવશ્ક હૈ"—ગાધીજી




# સાધુ સુંદરસિંઘ

(પજાબી—૨૦મી સદી)

"અભ્યાસી"

આ વિભાગમાં વિશ્વના સતો, ભક્તો અને શહીદોની જીવગાથા આવશે. જીવનમાં એકવાર એક પળ આવી જાય છે જ્યારે મનુષ્ય પોતાના જીવનને ઊચે લઈ જઈને આવતી પેઢીને જીવનમત્ર આપતો જાય છે. આવી પળો બધા મનુષ્યોને એકવાર તો આવે છે પણ તે પળને ઓળખવાની શક્તિ અને હિમ્મત જોઈએ.

"એક હતો કલાકાર એને મૂર્તિ બનાવવાનો અનહદ શોખ એકવાર એણે બહુ જ સુદર મૂર્તિ બનાવી જે દિવસે એ મૂર્તિ પૂરી થઈ તે દિવસે રાતના ખૂબ સખત વરસાદ પડયો. એ રહેતો હતો એક ભાગેલી ઝૂપડીમા. અને હતો એટલો ગરીબ કે એક ધાબળા સિવાય એની પાસે ઠડીના દિવસોમાં ઓઢવા માટે બીજું કઈજ નહોતું. જ્યારે વરસાદે માઝા મૂકી અને છાપરામાથી પાણીનાં ટીપા પડવા લાગ્યા ત્યારે એને બીક લાગી કે એની વહાલસોઈ મૂર્તિ બગડી જશે તરતજ પોતાના શરીર પરથી ધાબળો કાઢીને મૂર્તિ પર વીટાળી દીધો એવી રીતે આપણા દિલમા ભગવાનની, પ્રેમની જે મૂર્તિ છે એ બગડે નહી એ રીતે આપણે દુનિયામા રહેવુ જોઈએ"

પજાબના એક શહેરમા એક ભાઈએ લોકોને ઉપર મુજબ ઉપદેશ કરતા કરતા કહ્યું એ ભાઈ કદના બહુ ઉચા, કપડા ગેરૂવા અને ચહેરો ફૂટડો ઈશુને મળતો એમનું નામ હતુ સાધુ સુદરસિઘ એમનો જન્મ થયો હતો પતિયાલા રિયાસતના એક ગામડામા ૧૮૯૯ મા.

એ હતા ચુસ્ત હિદુ કુટુબના એમના પિતાજી વેપારી હતા રોજ મદિરે જતા પણ સુદરસિઘને નાનપણથી પોતાના માબાપ સાથે મદિરે જવાનુ કોઈ દિવસ મન થયુ નહોતું

તેમજ ઉમળકો પણ આવ્યો નહોતો. નિશાળેથી ભણીને આવે ને ચુપચાપ ઘરના ઓરડાના એક ખૂણામાં બેસી જાય અને મૌન પ્રાર્થના કરવા લાગી જાય. કોઇ કોઇ વાર તેઓ એવી રીતે કલાકોના કલાકો વીતી જતા. અને કોઈ જ્યારે એમને પૂછતું "પ્રાર્થનામાં બેસીને તમે શું કરો છો?" તેઓ જવાબ આપતા, "હું મારા મિત્રની સાથે વાતો કરૂં છું."

"પણ અમે તમને વાતચિત કરતા તો કોઇ દિવસ સાંભળ્યા નથી. તમે તો મૂંગા બેસી રહો છો."

સુંદરસિંઘે જવાબ આપ્યો, "જ્યારે બે પ્રેમીજન પાસે પાસે બેઠા હોય ત્યારે વાત કરવાની શી જરૂર હોય છે. દિલ દિલને સમજી લે છે."

"એ મિત્ર તમારો કોણ છે એ તો કહો?"

"ઇશુ."

જ્યારે આ વાતની ખબર એમનાં માબાપને કાને પહોંચી ત્યારે ખૂબ દુઃખી અને ગુસ્સે થયાં. ઘણું સમજાવ્યું પણ સુંદરસિંઘે ઇશુની ભક્તિ મૂકી નહિ. તેઓ કહેતા કે મને પ્રત્યક્ષ ઈશુનું દર્શન થયું છે. હું તો હવે એનો થઈ ચૂકયો છું, હું એની બેવફાઈ કોઇ દિવસ નહિ કરૂં.

આ શબ્દો બોલી એ ઘરથી ચાલી નીકળ્યા. અને પંજાબના જુદાં જુદાં શહેરમાં, સિમલાના પહાડોમાં અને એકવાર તિબેટ પ્રદેશમાં પણ ઈશુનો સંદેશો લોકોને સંભળાવ્યો.

એમના સંદેશાનો મુખ્ય સાર અથવા સૂર એક જ હતો. જીવનમાં સૌથી વધારે અગત્યનો નિયમ પ્રેમ છે અને પ્રેમ કરવો એટલે પ્રાર્થના કરવી. પ્રાર્થના કરવી એટલે જેને આપણે ચાહીએ છીએ એનાં ગુણગાન ગાવા. એટલે માણસને પ્રેમ કરવો અને પ્રભુને પ્રેમ કરવો એક જ છે. કોઇ જાતનો ભેદભાવ પ્રેમમાં નથી રહી શકતો. પ્રેમ કરો, પ્રેમ કરો, પ્રેમ કરો.

તમે કીડીને જોઇ છે? એને જ્યારે ચોખાનો દાણો, ઘઉંનો દાણો, સાકર ગોળ કે બીજું કંઈપણ ખાવાનું મળે કે તે તરત જ બીજી કીડીઓને ખબર આપીને બોલાવી લાવે છે. અને પછી એક સાથે ખાવાનું ખાય છે. પ્રેમની વૃત્તિ કીડીના જેવી છે. ખરો પ્રેમીજન કોઈપણ વસ્તુ—સારી, સુંદર કે અમૂલ્ય–નો ભોગ એકલો નથી કરતો. પ્રેમ તો સમાજવાદી છે.

એકવાર સાધુ સુંદરસિંઘ કરાંચીમાં ફરતા ફરતા પહોંચી ગયા હતા. ત્યાંના ખાલિકદીન હોલમાં વ્યાખ્યાન આપીને એક સંધ્યાએ જ્યારે એકલા સમુદ્રને કાંઠે જઈ રહ્યા હતા ત્યારે એક ફકીરનું ગીત એમણે સાંભળ્યું. તે ગીતે એમને મુગ્ધ કર્યા. અને મોઢામાંથી શબ્દો સર્યા. "અરે, આ ગીતમાં તો મારા ઈશુનો સંદેશો છે." એ ગીત આ હતું.

તેરા પ્રેમ ભેદ મીટાવે,
આપસમેં સબકો મીલાવે,

પરસ્પરકે સંબંધ બનાવે,
કરે એક વર્ણ..........

તેરે પ્રેમસે સૂરજ ચંદ્ર
ચાંદ ચમકે, તારા ચમકે

નદી ઔર સમુદ્ર ઝલકે
કરે આકર્ષણ..........

# પ્રેમનો અભાવ કે ઊભરા?

ગાંધીજી

રામ, શંકર ભરત, ઈ. અવતારોને મેં એકવચનમા સંબોધ્યા છે તેને વિષે મને એક વૈષ્ણવભાઈ પ્રેમાળ ઠપકો આપે છે. 'રામ'ને મેં 'શ્રી રામચંદ્ર પ્રભુ' અને ભરતને 'શ્રી ભરત સૂરી' કહી નથી સંબોધ્યા તેથી તેમને દુઃખ થયું છે, અને હવે પછી તે પવિત્ર નામો માનપૂર્વક લેવાની મને વિનયપૂર્વક ભલામણ કરે છે. એ ભાઇને હું ખાનગી પત્ર દ્વારાજ જવાબ દેત પણ રખેને કોઈ બીજા વૈષ્ણવનુ હૃદય દુભાયું હોય તેથી આ પ્રસંગનો વિચાર હું વાચનાર સમક્ષ કરૂં છું. મને લખનાર ભાઈ કદાચ નહિ જાણતા હોય કે હું પોતે વૈષ્ણવ છું ને મારા કુટુંબના ઇષ્ટદેવતા શ્રી રામચંદ્ર—પ્રભુ છે પણ જોકે મે રામને 'શ્રી રામચંદ્ર પ્રભુ' કેવળ આ ભાઇને સંતોષવા ખાતર અહીં એકવાર લખેલ છે, છતાં મને પોતાને તો રામ નામજ પ્રિય છે.

'શ્રી રામચંદ્ર પ્રભુ' મારાથી બહુ વેગળા લાગે છે, રામ તો મારા હૃદયમાં સામ્રાજ્ય ભોગવે છે જે સ્થળે મેં રામ, ભરતાદિ પવિત્ર નામોનો ઉપયોગ કર્યો છે ત્યા મારી દૃષ્ટિએ કેવળ મારી ભક્તિજ નીતરી રહી છે. જો આ વૈષ્ણવભાઇ એવો દાવો કરે કે રામ પ્રત્યેનો તેમનો પ્રેમ મારા કરતા વધારે છે, તો હું તેમની ઉપર રામના દરબારમા દાવો માંડુ ને રામરાજ્યમાં મને ન્યાય મળે જ.

જે પ્રેમની પરીક્ષા હનુમાને આપી હતી તેવી પરીક્ષા આપવાની મને ઇચ્છા થાય. પ્રિયમા પ્રિય વસ્તુ નિકટમા નિકટ છે. તે તો 'તું'જ હોય 'તમે' અંતરાય સૂચવે છે મારી માને મેં કોઇ દિવસ 'તમે' કહી બોલાવી જ નહોતી, ને મારાથી ભૂલ્યે પણ બોલાવાઈ જાત તો તે રોત કેમકે તેનો દીકરો તેનાથી વેગળો થયો એમ તે જાણત

એવો અવસર મારી જીન્દગીમા હતો કે જ્યારે હુ રામને શ્રી રામચંદ્ર રૂપે ઓળખતો. પણ એ અવસર વીતી ગયો છે રામ તો મારે ઘેર આવ્યા છે તેને 'તમે' કહુ તો કટાક્ષ કરે એમ હુ જાણુ છુ મા નથી, બાપ નથી, ભાઇ નથી એવો હું છત્રહીન છુ તેને રામ એ સર્વસ્વ છે તેજ મા છે, બાપ છે, ભાઇ છે, સર્વસ્વ છે તેનો જીવાડયો હુ જીવુ છુ. તેને હુ સર્વ સ્ત્રીને વિષે જોઉં છુ, તેથી સર્વ સ્ત્રીને માતા કે બહેન સમાન સમજુ છુ તેને હુ સર્વ પુરુષોને વિષે જોઉ છુ, તેથી બધાને વય પ્રમાણે બાપ ભાઈ કે દીકરા સમાન ગણુ છુ તેજ રામને હું ભંગીમા ને બ્રાહ્મણમા જોઉ છું, તેથી બન્નેને વંદન કરૂ છું

હજુ રામ મારી પાસે છતા વેગળો જ હશે તેથી તેને તું કહીને બોલાવવો પડે છે, જ્યારે તે ચોવીસે કલાક મારી પાસેજ હશે ત્યારે તો મને 'તુ' કરવાપણુએ નહિ રહે મારી માને બીજા ન તુકારતા બીજા તો અનેક માનના વિશેષણોથી તેને બોલાવતા. તેમજ જો રામ મારો ન હોત તો તો હું પણ જરૂર માર્યાદિત રહેત પણ તે હવે મારો છે ને હું તેનો ગુલામ છું એટલે વૈષ્ણવો તેનાથી વેગળા થવાનો બોજો મારી ઉપર ન મૂકે એમ માગી લઉં છું. 'વિનયની પરણી' માગે એ તે પ્રેમ હોય ?

બધી ભાષાઓમાં બધા ધર્મોમાં ઈશ્વર 'તું'જ સર્વનામે પંકાએલો છે.

દ્રાવિડ પ્રાંતમાં અવ્વાઈ માઇ નામે મીરાંબાઈ જેવી કોઈ મહાતેજસ્વી ભક્તાણી થઈ ગઈ. તે નિત્ય વિષ્ણુમંદિરમાં બેઠી રહેતી. કોઇવાર તેની પીઠ મૂર્તિની તરફ હોય તો કોઇવાર તે પોતાના લાંબા પગ બરોબર મૂર્તિની સામે પસારીને બેસે. કોઈ ભાવિક પણ બાળભક્ત એક વેળા ત્યાં દર્શને આવી ચઢયો. અવ્વાઇ માઇનો ઇશ્વર સાથેનો ગાઢ સંબંધ આ ભક્ત નહોતો જાણતો તેથી રાતી આંખ કરીને તેણે તો અવ્વાઈ માઇને થોડી અસભ્યાથી ગાળો સંભળાવી!

અવ્વાઇ માઈ તો ખડખડ હસી ઉઠયાં. તેના હાસ્યથી મંદિર ગાજી ઉઠયું. પણ મા પેલા ભક્તને સંબોધીને બોલ્યા "આવ દીકરા! અહીં બેસ બાપુ! તું કયાંથી આવ્યો? તેં મને ઠીકું કર્યું પણ એક વાત મને કહે. હું તો ઘરડી થઈ પણ મને એકેય જગ્યા ન મળી કે જ્યાં ભગવાન ન હોય. જ્યાં પગ પસારૂં ત્યાં તે સામો ને સામો જ. હવે તું કોઈ એવી જગ્યા બતાવે કે જ્યાં તે નથી તો તો જરૂર તે દિશામાં પગ પસારૂં!"

પેલો બાળભક્ત તો વિનયી હતો અજ્ઞાનને લીધે અવ્વાઇ માઇને ઓળખી નહોતો શકયો. એતો ગભરાયો. આંખે તો મોતી સરખાં આંસુ ચડયાંને દડદડ માના અંગુઠા ઉપર ટપકવા માંડયાં. માયે પગ ખેંચી લીધા. પેલાયે પકડી લીધા. "મા હું ભૂલ્યો, મને માફ કરો, મને ઉગારો" અવ્વાઇએ પગ તાણી લીધાને પોતાના મોટા હાથવતી તેને પકડીને ચાંપ્યો, બક્કીઓ ભરી ને વળી ખડખડ હસીને બોલી ઉઠી, "જા, જા. વળી માફ તે શું કરવાનું હોય? તુ તો મારો દીકરો છે. મને તારા જેવા ઘણાએ દીકરા છે હોં. તું ડાહ્યો દીકરો કે તારા મનમાં કંઈક શંકા આવી કે તુરત મને તેં કહી દીધી. જા, શ્રીરંગભગવાન તારી રક્ષા કરશે. પણ માને સંભારજે હોં બેટા!"

---

( અનુસંધાન પૃ. ૧૧૦ ચાલુ )

વામાં આવે છે. એટલે વિયોગ દુઃખ આખા જગતનો કાયદો નથી. હિંદુ સમાજે માની લીધેલો કાયદો જોવામાં આવે છે ખરો. તે ગીતાના શિક્ષણની વિરૂધ્ધ હોઈ આપણે ભુલી જવો ઘટે છે. પહેલો અધ્યાય સ્વજન પરજનનો ભેદ રજુ કરે છે. ભગવાન તે ભેદ રદ કરે છે. આશ્રમમાં આપણે તે ભેદ કાઢવાનો પ્રયત્ન કર્યો છે. આ અવસર આપણા પ્રયત્નને સફળ કરવાનો ગણાવો જોઈએ. આશ્રમમાં રહેલાં બાળકો કોનાં છે? તેની ઉપર પ્રેમ કરતાં, તેની સેવા કરતાં ઉભીનો વિયોગ નહિ ડંખે અને વાસનાઓનો ક્ષય થશે.

મૌનવાર. બાપુના આશીર્વાદ..



હેમંતકુમાર નીલકંઠ

જેઓ સદા મનરિપુ જીતવા મથ્યા ને
હોમી દીધું જીવનયે જગશાંતિ અર્થે
હુજ્જાર વર્ષ મહીં જે કદી એક પાકે
તેવા તપસ્વી તમને મુજ શીર્ષ નામે

નિ:શસ્ત્રીને દઈ દીધાં અતિ દિવ્ય શસ્ત્રો
નિર્માલ્યને વળી દીધાં બલવંત મંત્રો,
ને આદરી જગમહીં નવી યુદ્ધ રીતિ
તેને નમે જગ સહુ કહી વીર ગાંધી

દુઃખીતણા દુખથકી સળગી સદાયે
હૈયામહીં ધગધગી અતિ આગ હોળી,
કાર્યાબ્ધિમાં શમવી તેં પણ હોળીને એ
તેને નમું હું વડવાનલ-વારિધિને.

રત્નો સહુ દિશ થકી અણમૂલ શોધ્યાં
ને દેશકાજ મહીં તે સહુને પરોવ્યા,
એ માળ માત-ચરણે મૂકી તેં સ્વહસ્તે
એ ગાંધીને હૃદય આ વદતું નમસ્તે.

ભક્તિ વસી રહી સદા હૃદયે પ્રભુની
*ગીતાની વાણી સમજી થયું જ્ઞાન જેને,
તોયે કહે જગ બધું કયમ કર્મયોગી ?
તેથી 'મહાત્મ' પદ શું જગતે દીધું છે ?

વેર્યાં અનેક બીજ સત્કૃતિનાં જ્યહાં ત્યાં
વારી સિંચ્યાં ફરી ફરી ઉપદેશ કેરાં;
ફૂટી ઊગ્યાં અહિં તહિં ફણગાં અનેક
તેને નમું હૃદયથી કૃષિકાર એક.

લાવી કહીં કહીં થકી તૂલ રાશિ કીધો
પોતે જ કાંતી ઉપજાવી અનેક સૂત્રો;
સેવાતણું પટ વણ્યું અદ્ભૂત જેણે
એવો ખરે વણકરો મહિં એક તું છે.

ના શૂદ્ર કે નહિ જ બ્રાહ્મણ, ક્ષત્રિયે તું
સંન્યાસી ના નહિં જ તેમ ગૃહસ્થયે તું;
તોએ ગુણો સહુ તણા વસતા સદા જ્યાં
વંદુ મહાન વળી મોહનને જનોના.

# ધર્મ કથા

## ૧

## સાચો રાજા

યમનનો સુલ્તાન હ. બાયઝીદ એવી સાદી રહેણી રાખતો કે રાજભંડારમાંથી એ મહીને ૩૦–૪૦ રૂપિયા જ લેતો, એટલું જ નહિ પણ કચેરીમાં ભારે લૂગડાં પહેરીને જાય, પણ ઘેર આવીને ભારે કપડાં ઊતારી નાખે ને પોતાનાં કપડાં પહેરી લ્યે.

એકવાર ઈદ આવી, પણ એના છોકરાઓ આગળ નવાં લૂગડાં ન મળે. હવે કરવું શું? તો બેગમ બોલી, 'રાજભંડારમાંથી પૈસા મગાવીને લૂગડા કરાવી લેવાં.' પણ બાયઝીદે જવાબ દીધો, 'હું રાજનું કામ કરું છુ તેનો પગાર લઉં છુ. આ મહીનાનો પગાર આવી ગયો ને વપરાઈ પણ ગયો. હવે મારી આગળ નવાં કપડાં સીવડાવવા જેટલા પૈસા ક્યાં છે?'

બેગમ કહે, 'આગલા મહીનાના પગારમાંથી થોડાક મગાવી લ્યો પગાર થાય ત્યારે એટલા ઓછા લેજો.'

આ પ્રમાણે બાયઝીદે ખજાનચી આગળ માગણી કરી તો તેણે ઉત્તર આપ્યો: 'આપનો હુકમ હું માથે ચડાવું, પણ મને પગાર દેવાનો હુકમ છે, આગળથી કાંઇ દેવાનો હુકમ નથી. છતાં કાજી કહે તો દઈ દઉં.'

બાયઝીદે કાજીને કહ્યું, તો કાજી કહે, 'આપને પૈસા આગળથી અપાવું; પણ આપ આવતે મહીને જીવતા હશો ને રાજનું કામ કરતા હશો એટલો આપને વિશ્વાસ છે? આપને કાંઇ થાય તો આ પૈસા કોના પગારમાંથી કાપવા?'

બાયઝીદ કહે, 'સાચી વાત છે. મહીનાની વાત તો એક કોર રહી, પણ પૈસા હું માગું છું તે લઉં ત્યાં લગી મારો શ્વાસ ચાલશે એ પણ કોણ જાણે.'

* બાયઝીદે ઘેર આવીને બેગમને વાત કરી, અને બેગમ છોકરાઓનાં મેલાં વસ્ત્ર ધોવા બેસી ગઈ.

---

* 'સમકી બોલી' ૩ ઉપરથી

# લોકતંત્રનું લક્ષણ

વાલજી ગોવિંદજી દેસાઈ

[ ગાંધીજીને પુણ્યપ્રતાપે ગયે વર્ષે આપણા લોકો હજારો વર્ષની પરતન્ત્રતા પછી સ્વતન્ત્ર થયા, અને લોકતન્ત્રની સ્થાપના થઈ. બુદ્ધના સમયમાં લિચ્છવિ આદિમાં ને સિકન્દરના કાળમાં માલવ આદિ ગણમાં લોકરાજ્ય હતું, પણ એ લોકરાજ્યની વિશેષ વિગત મળતી નથી, અને એની પરંપરા તો તૂટી જ ગઈ છે, એટલે લોકતન્ત્ર આજ આપણા દેશમાં નવી નવાઈ છે એમ કહિયે તો કાંઈ ખોટું નથી. અને વસ્તુસ્થિતિ એમ છે, તો પછી લોકતન્ત્ર એટલે શું એ આપણે પશ્ચિમના લોકો આગળથી જાણી લેવાનું છે. એટલે એ વિષે લિયોનાર્ડ વૂલ્ફ નામે લેખકે આપેલા વ્યાખ્યાનનું નીચે ગુજરાતી કર્યું છે ] દે. વા.

૧

લોકતન્ત્ર વિષે ધ્યાનમાં રાખવાની પહેલી વાત એ છે કે તેનો આધાર સુખ વિષેની અને વિશેષે કરીને સાધારણ માણસોના સુખ વિષેની નવી કલ્પના ઉપર રહેલો છે. પહેલાંના લોકતન્ત્રવાદી આગ્રહપૂર્વક કહેતા કે સાધારણ માણસનું નિતનિતનું સુખ અત્યંત મહત્ત્વનું છે એ માનતા કે રાજ્યવહિવટ-માત્રનો મુખ્ય હેતુ લોકોનું સુખ જ હોવો જોઇએ, અને એકેએક માણસને એક જ જાતનું સુખ ભોગવવાનો સમાન અધિકાર છે.

આ કલ્પના તમને દેખીતી તથા સાદી લાગશે, પણ તે ઘણી મહત્ત્વની છે. અઢારમા શતકમાં પહેલી રજૂ થઈ ત્યારે તો તે પલટાકારી હતી. ફ્રેંચ રાજ્યપલટાનો, ને લોકતન્ત્રનો તે પાયો હતી. અમેરિકન તથા ફ્રેંચ રાજ્યપલટા પહેલાં કોઈ માનતું નહિ કે રાજ્યવહિવટનો મુખ્ય હેતુ બધા વર્ગ તથા બધા માણસોનું સુખ હોવો જોઇએ. સોળમા શતકમાં ઘણાખરા રાજ્યકર્તા માનતા કે પ્રજા સુખી થાય તે જોવું એમ નહિ પણ તે અમુક ધર્મ પાળે તે જોવું એ એની મુખ્ય ફરજ છે. વળી લોકતન્ત્રના જન્મ પહેલાં રાજ્યવહિવટનો હેતુ સાધારણ માણસને સુખી કરવા એવો નહિ પણ ખાસ વર્ગોને અમુક અધિકાર ને હક ભોગવવા દેવા એવો હતો. ફ્રાન્સમાં અઢારમા શતકમાં ખેડૂતના સુખનું નહિ પણ શિકાર તથા પારેવાં પાળવાના અમીરોના અધિકારોનું મહત્ત્વ હતું. ઓગણીસમા શતક પહેલાં ઇંગ્લંડમાં લગભગ કોઈ એમ ન માનતું કે મજૂરના દીકરાને અમીર કે જમીનદારના દીકરાના જેવી જ વસ્તુ તથા સુખ ભોગવવાનો અધિકાર છે.

જ્યાં જ્યાં લોકતન્ત્ર નથી હોતું ત્યાં ત્યાં તમે જોશો કે બધા વર્ગોનું એકસરખું સુખ રાજ્યવહિવટનો મુખ્ય હેતુ હોવું જોઇએ આ સિદ્ધાન્તનો સ્વીકાર કરાતો નથી. પહેલા વિશ્વવિગ્રહ પહેલાં જર્મન ને રશિયન સરકારનો સિદ્ધાન્ત એવો હતો કે રાષ્ટ્રની સત્તા તથા પ્રતિષ્ઠા, લશ્કરી કીર્તિ અને લશ્કર તથા અમીરોના ખાસ હક ખેડૂત ને મજૂરના નિતનિતના સુખ કરતાં ઘણું વધારે મહત્ત્વનાં છે. તેમજ ફાસિસ્ટ તથા કોમ્યુનિસ્ટ બેઉ લોકતન્ત્રવિરોધી છે, અને માને છે, કે જનતાનું સુખ ફાસિસ્ટ કે કોમ્યુનિસ્ટ રાજ્ય કરતાં ઊતરતી પંક્તિનું છે.

અને છેવટે આ એક દાખલાનો વિચાર કરો.

એકેએક લોકતન્ત્રવાદી કહેશે કે લોકતન્ત્રમાં એકેએક જણનું સુખ સરકારે રાજદ્વારી દૃષ્ટિએ સરખા મહત્ત્વનું ગણવું જોઇએ. પણ કોમ્યુનિસ્ટ એમ માને છે કે વચલા વર્ગ (બુર્ઝ્વા)ના સુખનું કાંઈ જ મહત્ત્વ નથી, અને ફાસિસ્ટ માને છે કે જે ફાસિસ્ટ નથી તેનું સુખ ફાસિસ્ટ સરકારને મન લેશમાત્ર મહત્ત્વનું નથી.

લોકતન્ત્રની આધારભૂત બીજી કલ્પના એ છે કે તેમાં રાજદ્વારી રીતે એકેએક જણને ફક્ત એક વ્યક્તિ

લેખે ગણવામાં આવે છે. ઓગણીશમા શતક ને લોક-તન્ત્રના ઊગમ પહેલાં કોઈ સરકાર આમ ગણતી નહિ.

જો તમે ૧૭૫૦માં જન્મ્યા હોત તો સમાજમાં તમારું પદ તમારા વર્ગથી અને તમારા જન્મથી જ નક્કી થઈ જાત. તે દિવસોમાં કાંઇ રાજદ્વારી સત્તા તમે ભોગવતા હોત તો તે તમે તમારા બાપના દીકરા છો એટલે, અથવા તમે અમુક વર્ગના છો એટલે અથવા તમે અમુક ધનના ધણી છો એટલે ભોગવતા હોત. દાખલા તરીકે તમે અમુક વર્ગના અથવા વકીલ, વેપારી કે મજૂરના દીકરા હોત તો તમને મતદાનનો અધિકાર મળત નહિ, પણ જો તમે અમીરના દીકરા હોત તો તમે ઉમરાવોની સભામાં કાળે કરીને બેસત; જો તમે જમીનદારના દીકરા હોત તો આમની સભામાં બેસવાની તક તમને મળત; અને જો તમારી આગળ જમીન હોત તો તમે અમુક મત ઉપર અંકુશ રાખી શકત.

આ વ્યવસ્થા ફાસિસ્ટ ને કોમ્યુનિસ્ટ પદ્ધતિના જેવી છે. ફાસિસ્ટ સરકાર ફાસિસ્ટને રાજદ્વારી સત્તા આપે છે અને તે સત્તા જે ફાસિસ્ટ નથી એને આપવાની ના પાડે છે. અને તમે કોમ્યુનિસ્ટ પક્ષના સભ્ય છો કે મજૂર છો કે મધ્યમ વર્ગના છો એ જોઇને કોમ્યુનિસ્ટ સરકાર એ પ્રમાણે તમારી સાથે નોખું નોખું વર્તન રાખશે. આથી ઉલટું લોક-તન્ત્રમાં માણસને રાજદ્વારી હક આપતી વેળાએ વર્ગના તથા મિલ્કતના ભેદમાત્ર ભૂલી જવાય છે. માણસ માણસ છે એટલે જ એને લોક-તન્ત્રમાં મતદાનનો ને રાજકાજમાં ભાગ લેવાનો અધિકાર મળી જાય છે.

આ મહત્ત્વનો ભેદ થોડા શબ્દોમાં દર્શાવવો હોય તો એમ કહેવાય કે લોકતન્ત્રમા એકેએક જણ, સ્ત્રી કે પુરુષ, રાજકાજમાં વ્યક્તિ તરીકે અને એક સરખા રાજદ્વારી એકમ તરીકે ગણાય છે; અલોકતન્ત્રમાં લોકોની સાથે વ્યક્તિ તરીકે નહિ પણ નોખા નોખા વર્ગના સભ્ય તરીકે વર્તે છે, અને નોખા વર્ગમાં જન્મ્યા હોય, નોખા ધંધા કરતા હોય, કે નોખા રાજદ્વારી મત ધરાવતા હોય `આ કારણથી એને નોખા રાજદ્વારી હક આપે છે.

( ચાલુ )

---

# સંયમ તથા ઈંદ્રિયનિગ્રહ

કુરાન કહે છે: "શરીરના મૃત્યુ પહેલાં તમે મનનું મૃત્યુ કરો. તમારાં કુશરીરનો નાશ કરી નાખજો. તમારી કામનાઓને વશ કરો. તમારા ચિત્તનો સંયમ કરો. ઇંદ્રિયોનો નિગ્રહ રાખો. અને આ સર્વેને નિયમમાં રાખતાં જે અટકાવતું હોય તેનો નાશ કરો."

કઠોપનિષદ બોધે છે: "જેણે દુષ્કર્મોનો ત્યાગ કર્યો નથી, જે સંયમ શીખ્યો નથી, જેણે શાંતિ મેળવી નથી, જેનું મન ચંચળ છે, તે પુરુષ જ્ઞાન મેળવવા છતાં સ્વરૂપને જાણી શકતો નથી."

મનુ ભગવાન ઉપદેશે છે: 'પ્રાણીઓને કષ્ટ આપો નહિ, પરવસ્તુની કામના કરો નહિ. અંતઃકરણની શુદ્ધિ રાખો અને ઇંદ્રિયોને વશ રાખો. મનુ ભગવાન ચાતુર્વર્ણ્યોને માટે આ આદેશ જણાવે છે."




# મણકો–૧લો–રેંટિયો.

પૂજ્ય બાપુના બધા લેખોના સંગ્રહમાંથી વીણેલા મોતીઓને શું નામ આપવું ? મોતીઓનો તો હાર જ સુંદર લાગે ને? તો આપણે આને ગાંધીમાળા નામ આપીએ તો ખોટું નહિ ગણાય આ માળા જ પણે શ્રદ્ધાથી ફેરવીશું તો તેમાં આપણે સાચા સ્વરાજ્યના દર્શન કરી શકશું, ગીતાના કૃષ્ણના દર્શન કરી શકશું અને તુલસીદાસજીના રામ પણ આમાંથી જ જડશે રેંટિયો, સ્વદેશી, અસ્પૃશ્યતા, હરિજન ઉધ્ધાર, હિંદુમુસલમાન ઐક્ય, પ્રાર્થના, બ્રહ્મચર્ય વગેરે આ માળાના મણકાઓ છે આ બધા મણકા બાપુની દૃષ્ટિએ સરખા કિંમતી છે બાપુ આ માળા ફેરવતા જ આપણને રામરાજ્યના દર્શન કરાવવાના હતા, પણ એક વિનાશમય પળ આવીને એ માળા ફેરવનારો ચાલ્યો ગયો માળા રહી ગઈ બાપુ પાછળ અંજલીઓ અને આંસુઓના ધોધમાં એ માળાને વહેવડાવી ન દેતા એને આપણે ફેરવતા શીખીએ એ ફેરવવા મહેનતના, પરસેવાના ટીપા પાડવા રહ્યા માટે ચાલો આપણે આંસુના ટીપા સૂકવીને મહેનતના પરસેવાના ટીપા પાડીને એ માળાને ફરતી રાખીએ

(૫૬)

કેટલાક એમ માને છે કે રેંટિયો એ કેવળ સ્ત્રીઓની પ્રવૃત્તિ છે પુરુષો આગળ રેંટિયાની વાત કરવી એ તેઓનું અપમાન કર્યા બરોબર છે હું તેવું માનતો નથી, એટલું જ નહિ પણ એમ માનું છું કે જનસમાજને પોષનારી બધી પ્રવૃત્તિ બન્નેને માટે છે સ્ત્રીઓથી પુરુષના જેટલી શારીરિક મજૂરી ન થાય ને સ્ત્રીઓ પુરુષના જેટલી છૂટથી બહાર જઇ કામ ન કરે એટલે રેંટિયાની પ્રવૃત્તિ મુખ્યત્વે સ્ત્રીઓને સારૂ મનાઈ છે એ યોગ્ય છે

૨૦–૬–૧૯૨૦

(૫૭)

પણ જેમ રસોઇ મુખ્યત્વે કરીને સ્ત્રીઓ કરે છે તો પણ ઘણાની રસોઈ તો પુરુષો જ કરે છે તેમ ભલે રેંટિયો સામાન્ય રીતે સ્ત્રીઓ ચલાવે, તોપણ પ્રસંગવશાત્ તો તે યંત્રનો ઉપયોગ પુરુષ પણ કરી શકે

૨૦–૬–૧૯૨૦

(૫૮)

વકીલ, દાક્તરો કલબોમાં જઈ પાના રમે છે કે બિલિયર્ડ રમે છે, તેવી પોતાના મગજ તાજા કર ... કે નહિ એ વિષે ...

છે. પણ તેઓ ઘેર જઈ સ્વચ્છ કોટડીમાં બેસી, રેંટિયો ચલાવે તો તેમાંથી જેટલો નિર્દોષ આનંદ ભોગવાય તેટલો પાનાંમાંથી નહિ જ મળે એમ મારી ખાત્રી છે. સર જૉન લબકનો આરામ એક ઉપયોગી કામમાંથી બીજામાં પ્રવેશ કરવો એ હતો તેનો વિનોદ કીડીઓની પ્રવૃત્તિનું અવલોકન કરવામાં હતો. લૉર્ડ સેલ્સબરી રસાયણના પ્રયોગો કરીને વિનોદ મેળવતા. ગ્લૅડસ્ટન લાકડાં કાપી આમની સભાનો બોજો હળવો કરતો. આવા ઉપયોગી આનંદોની જેટલી આપણને જરૂર છે તેટલી અંગ્રેજ પ્રજાને નથી.

તા ૨૦-૬-૧૯૨૦

(૫૯)

દેશમાં અનાજ નથી, વસ્ત્ર નથી અથવા બંને બહુ મોઘા છે દૂધઘીનો તો ઘણાને ત્યાગ કરવો પડે છે તે અવસરે મુખ્ય ધર્મ આ બે વસ્તુ પેદા કરવામાં ને પૂરી પાડવામાં સમાઈ જાય છે. ભૂખ્યાનું પેટ ભરવું ને નાગાને ઢાંકવા, પછી જ આપણે ખાઈએ, પહેરીએ તેમા દયા ધર્મનો સમાવેશ થઈ જાય છે...........હું નમ્રતાપૂર્વક સલાહ આપું છું કે તમારો બચતો વખત જો તમે ખેતર આદિમાં રોકાઇ શારીરિક શ્રમ ન કરી શકો તો ખચીત રેંટિયો મેળવી સૂતર કાંતવામાં રોકજો. તેથી ધર્મ અને અર્થ બન્ને સચવાશે."

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥

૨૦-૬-૧૯૨૦

(૬૦)

"મારી સ્વદેશીની કલ્પનામાં માત્ર કાપડનો જ સમાવેશ છે; કેમકે પરદેશી કાપડનો ઉપયોગ થવાથી હિન્દુસ્તાનમાંથી લગભગ ૫૦ કરોડ રૂપિયા પ્રતિવર્ષ ચાલ્યા જાય છે. જો કે એ બધા રૂપિયા આપણે આપણા કારીગરોમાં જ વાપરી શકીએ છીએ. તેટલા કે તેથી ઓછા આપણે આગળ વાપરતા હતા. તે ધંધાની અવેજીમાં આપણા કારીગરોએ બીજો ધંધો ગ્રહણ કર્યો નથી અને અસંખ્ય ઓરતો જે પોતાના ઘરમાં નિરંતર થોડુંઘણું સૂતર કાંતી હિન્દુસ્તાનને ઢાંકતી હતી તે ઓરતોની દીકરીઓ અત્યારે પોતાની માનો પવિત્ર ધંધો ભૂલી ગઇ છે અને તેને બદલે બીજો ધંધો કશો યે કરતી નથી તેથી જ દેશમાં અત્યંત ભૂખમરો વધ્યો છે. અને ગમે તેવા બીજા પ્રયત્ન થાય તોપણ જ્યાંસુધી આ કારીગરો અને ઓરતો પોતાનો અસલી ધંધો ફરી ગ્રહણ નહિ કરે ત્યાંસુધી કદાચ હિન્દુસ્તાનમાં ચારગણી મીલો થઇ જાય તોપણ કરોડોની ગરીબાઈ કદી ઘટવાની જ નથી. એવા કારણથી મેં સ્વદેશીને ઉત્તમ ધર્મ માન્યો છે અને હજુ માનું છું. સોય, હોલ્ડર ઈત્યાદિ દેશમાં પેદા થાય એ ઇચ્છવા જેવું છે આપણે છેવટે એ સ્થિતિએ પણ પહોંચવું રહ્યુ છે. પણ એની સરખામણી કાપડની સાથે થઇ જ નહિ શકે. આ ઉદ્યોગો આપણે નવા દાખલ કરવાના રહ્યા. તેમાં કરોડો જે કંગાલ થઈ ગયા છે તેઓને આપણે નહિ રોકી શકીએ. અને જે શક્તિ વડે આપણે ૬૦ કરોડનું નવું કાપડ અસંખ્ય સ્ત્રીઓ અને કારીગરોની મારફતે કઢાવી શકીશું તે શક્તિ આપણને આગળ પર કામ આવશે. ૬૦ કરોડ રૂપિયાની વાર્ષિક આવકનો ઉદ્યોગ હિન્દુસ્તાનમાં દાખલ કરવામાં ઘણો આત્મભોગ, યોજનાશક્તિ, બુદ્ધિ, પ્રમાણિકતા, દ્રઢતા ઈત્યાદિ ગુણોને ખૂબ કેળવવા પડશે. તે ગુણો જ્યારે ઘણા કેળવાશે ત્યારે જ આપણે મેં કલ્પેલી સંકુચિત લાગતી સ્વદેશીને મજબૂત પાયા ઉપર મૂકી શકીશું.

૩૦-૫-૧૯૧૯




જગતના અવતારી પુરુષોની ધર્મવાણી આપણે દરેક ધર્મના પવિત્ર ગ્રંથોમાંથી સાંભળતા આવ્યા છીએ એ હજારો વર્ષ પૂર્વે ઉચ્ચારેલી દિવ્ય અને મધુર વાણી હજુ પણ કેટલી પ્રેરણાત્મક છે! એ ધર્મવાણી 'સૂક્તિસુધા'ને નામે દર અંકમાં પ્રસિદ્ધ થશે.

## ત્રીજો દ્વારપાળ: સંતોષ

શ્રી વસિષ્ઠ કહે છે હે રામ! સંતોષ એ પરમ કલ્યાણ છે, સંતોષ એ સુખ છે હે અરિસૂદન! સંતોષી પુરુષ જ પરમ વિશ્રાંતિ પામે છે જે શાંત પુરુષો સંતોષરૂપી અમૃતના પાનથી તૃપ્તિ પામ્યા છે, તેઓને અતુલ ભોગથી પણ ઝેર જેવી પ્રતિકૂળ લાગે છે જે પુરુષ અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા નથી કરતો, અને સંપ્રાપ્ત વસ્તુમાં હર્ષ-શોક નથી કરતો, તે મનુષ્ય સંતોષી કહેવાય છે તેને ભેદ કે અભેદ જોવા પડતા નથી [૧૫/૧–૬]

હે રામ! મન જ્યાં સુધી પોતાની મેળે પોતાની અંદર જ સંતુષ્ટ થતું નથી, ત્યાં સુધી મનરૂપી ખાડામાંથી આપદાઓ રૂપી લતાઓ ઉત્પન્ન થયા જ કરે છે સૂર્યથી કમળ જેમ વિકાસ પામે, તેમ સંતોષથી શીતળ થયેલું ચિત્ત જ જ્ઞાનના શુદ્ધ વિચારોથી અત્યંત પ્રફુલ્લિત થાય છે પરંતુ મેલા અરીસામાં જેમ મુખનું પ્રતિબિંબ પડતું નથી, તેમ સંતોષ વિનાના અને તેથી આશાને અધીન હોઈ પરવશ એવા ચિત્તમાં જ્ઞાન પણ પ્રતિબિંબિત થતું નથી.

[૧૫/૭–૧૦]

હે રામ! ક્ષીરસમુદ્રની પેઠે શુદ્ધ, પરિપૂર્ણ અને સંતોષથી અત્યંત તૃપ્ત થયેલા મહાત્મા પુરુષના મુખ ઉપર અદ્ભુત લક્ષ્મી બિરાજે છે સંતોષરૂપી અમૃતથી પરિતૃપ્ત થયેલા પુરુષનું મન, શાંત તથા શીતળ બુદ્ધિથી, પોતાની મેળે જ અવિનાશી સ્થિરતાને પામે છે રાજાની પાસે જેમ દાસો જાય, તેમ સંતોષથી પુષ્ટ થયેલા મનવાળા પુરુષની પાસે સર્વ મોટી સંપત્તિઓ દાસ બનીને જાય છે પુરુષ જ્યારે પોતની મેળે પોતાની અંદર સ્વસ્થ તથા સંતુષ્ટ થઈને સ્થિર થાય છે ત્યારે, વર્ષાઋતુ આવતાં ધૂળ બેસી જાય તેમ, તેની સૌ ચિંતાઓ આપોઆપ શાંત પડી જાય છે [૧૫/૧૨–૧૮]

(શ્રી યોગવાસિષ્ઠમાંથી)

ગુરુદેવ તરફ જે પૂજ્યભાવથી જુએ છે તે જ પાવનકારી છે, કારણ એમાં અંતરના ઉમળકાની સ્વાભાવિકતા છે. અને તેણે એણે જરૂર પાવનકર્યો છે.

—ગાંધીજી.

# પ્યારાબાપુ

હું તે એમને ઓળખાવી શું શકવાનો? એમના સ્વપ્રકાશિત આત્માની સરખામણીમાં હું તો કાંઈ જ નથી. અને જે ખરેખર મહાપુરુષ છે તેને મહાન બનાવવાની જરૂરે ન હોય —ગુરુદેવ.

વર્ષ ૧ | ૧૨ ઑગસ્ટ ૧૯૪૮ | અંક ૭

## વિષયસુચિ



## સૌને માટે.................

છઠ્ઠા મહિનામાં પ્રવેશ કરી ચૂકેલું "પ્યારાબાપુ" માસિક તમારા બધાના હાથમાં આવી ગયું હશે. તેમાં કેટલી પ્રગતિ થઈ એ વિષે તો તમારા બધા પર જ છોડી દઈએ છીએ. આ માસિકમાં વધારે વિભાગો આપવાનું તેમજ વધારે ચિત્રો આપવાનું મન થાય છે. પણ અમારા એકલાના વિચારોથી તે વિચાર અમલમાં નથી મૂકી શકાતા. બધા જ "પ્યારાબાપુ"ને પોતાનું ગણી, બાપુના જીવનદર્શનનું અનુશીલન કરતું આ એક સર્વાંગ સુંદર લોકપ્રિય માસિક બને એમ ઉત્સુક હોય તો સૌના સાથની જરૂર છે.

૧લા અંકમાં જ નિવેદન કર્યું હતું કે આ એક ન માની શકાય એટલા ટુંકા ગાળામાં માસિકની શરૂઆત કરી છે. પૂજ્ય બાપુના અકાળ દેહાંત પછી એકાએક આ વિચાર આવ્યો. બધા મિત્રોને એ ગમ્યો અને તે તરત અમલમાં મૂકવાની હિંમત કરી. અમારી આર્થિક મર્યાદા સમજી જેટલી વધારે સામગ્રી આપી શકાય તેટલી આપવા પ્રયત્નશીલ છીએ. અને અમારી પૂરી શક્તિ તેને દિવસે દિવસે વધારે સર્વાંગ સુંદર બનાવવામાં ખરચી રહ્યા છીએ. આમાં જે ભાઈઓ અને બહેનોએ અમને મદદ કરી છે અને કરી રહ્યા છે તેઓનો આભાર માનવાની અહીં તક લઈએ છીએ.

આ આધ્યાત્મિક માસિકને જાહેરખબરથી મુક્ત રાખી તેની પવિત્રતા પૂરી રીતે સાચવવાનો અમારો પ્રયત્ન શુભેચ્છકો અને મિત્રવર્ગે વધાવી લીધો છે તે અમને મહાન પ્રેરણાદાયી થઈ પડેલ છે. આવા પવિત્ર માસિકને વિકસાવવા આર્થિક દૃષ્ટિએ પણ જાહેરખબરો ભરી આવું પગલું લેવું ન શોભે. જો આ માસિકની જરૂર હશે, અને તેમાંથી કંઈક પણ જીવનનાં ઘડતરમાં ફાળો આપવાની તાકાત હશે તો લોકો તેને અપનાવી લેશે, અને પ્રેમથી નવાજશે અને નવાજશે.

આ આગ્રહ સેવતા અમોએ સર્વ કોઈ ગ્રાહક પાસેથી આશા સેવી છે કે દરેક ગ્રાહક ઓછામાં ઓછા બે [illegible]



# બાપુનાં પ્રિય ભજનો

## એકલો જાને રે !

( કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના ગાનનો અનુવાદ )

તારી જો હાક સુણી કોઇ ના આવે
તો એકલો જા ને રે !

એકલો જા ને, એકલો જા ને,
એકલો જા ને રે ! તારી૦

જો સાનાં મોં સિવાય—
ઓ રે ઓ રે ઓ અભાગી !
સૌનાં મ્હોં સીવાય,
જ્યારે સૌએ બેસે મોં ફેરવી,
સૌએ ડરી જાય,
ત્યારે હૈયું ખોલી,
અરે તું મોં મૂકી તારા મનનું ગાણું
એકલો જાને રે ! તારી૦

જો સૌએ પાછાં જાય—
ઓ રે ઓ રે ઓ અભાગી !
સૌએ પાછાં જાય ;
જ્યારે રણવગડે નીસરવા ટાણે
સૌ ખૂણે સંતાય,
ત્યારે કાંટા-રાને,
ઓ તારે લોહી નીગળતે ચરણે ભાઇ
એકલો ધા ને રે ! તારી૦

જ્યારે દીવો ના ધરે કોઇ,
ઓ રે ઓ રે ઓ અભાગી !
દીવો ના ધરે કોઇ;
જ્યારે ઘનઘોરી ઝંઝાની રાતે
બાર વાસે તને જોઇ,—
ત્યારે આભની વીજે
તું સળગી જઇ સૌનો દીવો
એકલો થા ને રે ! તારી૦

તારી જો હાક સુણી કોઇ ના આવે—
તો એકલો જા ને રે !
એકલો જા ને, એકલો જા ને,
એકલો જા ને રે ! તારી૦

"મહાદેવ દેસાઇ"

# પુણ્ય સ્મૃતિમાં




[જન્મ ૧ જાન્યુઆરી ૧૮૯૨ મૃત્યુ ૧૫ ઓગસ્ટ ૧૯૪૨]

મને કોઈ પૂછે કે, મહાદેવના ચારિત્ર્યનું નોંધી ઉમદા લક્ષણ કયું તો હું કહું કે, પ્રસંગ પડયે શૂન્યવત્ થઈ જવાની તેની શક્તિ

—ગાંધીજી

કોઈ પણ પ્રકારની બાધક વિનાની શાન્ત પ્રકૃતિના, શક્તિ શાળી, કામમા પાવરધા સખત પરિશ્રમ કરનારા પોતાની જાતનો વિચાર કદી ન કરનારા અને સંપૂર્ણપણે ભક્તિથી પોતાના કાર્યને વરેલા મહાદેવભાઈનો પરિચય જેમ જેમ વધતો ગયો તેમ તેમ તેમના તરફનો આદર અને ભાવ પણ વધતો જ ગયો

—જવાહરલાલ નહેરુ

જમનાલાલ મગનલાલ, અને મહાદેવ એ ત્રણે પોતપોતાના ક્ષેત્રમા અનન્ય હતા એ ત્રણમાથી એકેની જગ્યા પુરાય એમ નથી પણ મારે કહેવું જોઈએ કે, એ ત્રણમાથી મહાદેવે મારામા સંપૂર્ણ પણે સમાઈ જવાનું પસંદ કર્યું હતું હું એમ કહી શકું કે, મારાથી અલગ એવું પોતાનું નિરાળું વ્યક્તિત્વ ધરાવતા તે મટી ગયા હતા

—ગાંધીજી

જો કદી કોઈએ બીજાને માટે પોતનો જીવ આપ્યો હોય તો તે મહાદેવ છે બાપુ જીવે એટલા માટે ઈશુ ખ્રિસ્તની પેઠે તેમણે પોતાનો પ્રાણ આપ્યો —સરોજની નાયડુ

ગાંધીજીની મહાદેવે જે ભક્તિભાવથી સેવા કરી અને તે સેવા દ્વારા તેણે સમાજની જે સેવા બજાવી, તે એવી મહત્ત્વની હતી કે, તેની ખોટ પુરાય એમ નથી —ચ રાજગોપાલાચારી

# મારો સેવાપરાયણ પુત્ર

**સેવાગ્રામ આશ્રમ**
૨૫-૫-૪૮

ચિ. ભાઈ ધીરેન,

મહાદેવભાઇ સંબંધી બે કાગળ મોકલું છું. (૧) બાપુએ આગાખાન મહેલમાંથી મને તાર મોકલેલ તે. (૨) સ્વ૦ શ્રી. ચિત્તરંજન દાસ બાબુની બહેન જેમણે મહાદેવભાઇને દત્તક પુત્ર તરીકે ગણેલા અને જેમની સાથે મહાદેવભાઈ 'મા' તરીકે સંબંધ રાખતા તેમનો બાપુ પરનો પત્ર છે.

આ અપ્રગટ પત્ર 'પ્યારાબાપુ' માટે મોકલું છું. તમારો પ્રયત્ન ફળો. આપણે સૌ બાપુને શોભાવીએ. એજ પ્રભુને પ્રાર્થના.

ચીમનલાલના આશીર્વાદ.

પૂજ્ય બાપુ,

ગયા માસની ૧૭મી તારીખે આઇ. જી. પી. મારફતે તમને મેં પત્ર લખ્યો હતો. હું સારી પેઠે જાણતી હતી કે તમને એ પત્ર નહિ પહોંચે. પણ મને લાગ્યું કે જો હું તમારી સાથે પત્રવ્યવહાર ન કરું તો હું ગુંગળાઇ જાઉંશ અથવા ગાંડી થઈ જાઇશ. સરકારી જાહેરપત્રક જણાવે છે કે હવે તમને પત્રો લખવાની છૂટ આપવામાં આવી છે. તમને આ પત્ર મળશે કે કેમ એની મને જાણ નથી. પરંતુ હું લખ્યા વિના રહી શકતી નથી.

બાપુ, હું તમારી પાસે એક વસ્તુ માગું છું. મને તમારી શક્તિનો માત્ર એક અંશ આપો. હું અત્યંત અશક્ત છું. જેમ તમે દુર્ગા અને બાબલા માટે પ્રાર્થો છો તેમ મારે માટે પણ પ્રાર્થજો સૌકરતાં તમને મોટામાં મોટી ખોટ ગઇ છે, છતાં અમે તો શક્તિ માટે તમારી પ્રત્યે જ નિહાળીએ છીએ. તમે ઇશ્વરની ઝાંખી કરી છે અને કોઇને માટે તમારે શોક કરવાનું ન હોય. ઘણા ઘણા સમય પહેલાં એકવાર મહાદેવે મને કહ્યું હતું, "બાપુના હૃદયને વિદારી શકે એવી એક વસ્તુ છે અને તે છે મારું મૃત્યુ." પાછળથી એનો એ વિચાર બદલાયો હતો કે કેમ એની મને જાણ નથી. તેને ખબર હતી કે તે આ દુનિયામાં દીર્ઘકાળ રહેશે નહિ. છેલ્લા ત્રણ માસનાં બધાં જ પત્રોમાં એના મનનું આ વલણ દેખાઇ આવે છે. આ વાત પર અમારા વચ્ચે ઘણીવાર તકરાર થતી. એક વખતે તમે જ્યારે ગંભીરપણે બીમાર હતા, જે રાતે તમારા જીવવાની આશા ન હતી, ત્યારે તેણે પોતાનાં થોડાં વર્ષ ઓછાં કરી તમને જીવન્ત રાખવા માટે પ્રભુને પ્રાર્થના કરી હતી. તેણે કહ્યું, "કારણ કે બાપુના ગયા પછી હું જીવવાનો ખ્યાલ પણ કરી શકું એમ નથી." તમારે માટે એ ખૂબ ચિંતા કરતો હતો, એટલે જ તે તમારી પહેલાં ગયો.

અમારા રિવાજ પ્રમાણે અમે દસ દિવસ શોક પાળ્યો હતો, અગિયારમે દિવસે ભજનો સહિત ધાર્મિક ક્રિયા રૂપે શાન્તિમય વિધિ કર્યો હતો. તે મારો ૨૨ વર્ષ સુધી પુત્ર-સેવાપરાયણ પુત્ર-હતો. મારી ચિંતાઓમાં અને વિપત્તિઓમાં હું હંમેશા એની પાસે દોડતી જતી અને મને એને એક પણ વાર નિરાશ કરી નથી. તમારી સાથે સરખાવતાં મારી ખોટ તો કંઇ વિસાતમાં નથી, પરંતુ તમારી સાથે સરખાવતાં હું કંઇ જ નથી. તેથી મારી ખોટ મારે માટે બહુ મોટી છે. હું ઇશ્વરને એક પ્રશ્ન પૂછું છું કે અમારા જેવા નકામા અને દુખિયારા શા માટે જીવતા હશે અને શા માટે આવા અમૂલ્ય જીવો આટલી સહેલાઇથી ચાલ્યા જાય છે? અને હું રાત દિવસ આશ્ચર્ય પામું છું કે તમારા એવા કયા કર્મે આ યાતના વેઠવી પડી!

તમારી ભગ્નહૃદયા,
ઊર્મિલા.



# ઠાકુર, તમે બીજે માળથી ક્યારે ઊતરશો?

ગુ. મ

થોડા દિવસો પહેલાં હુ જે ઓરડામા ગુરુદેવ રહેતા હતા, ત્યા ગયો હતો તેમની ખાલી ખુરશી જોઈને મારુ હૃદય ભરાઈ આવ્યુ. તેને શાત કરવા હુ તેમની ખુરશીની બાજુમા બેસી ગયો અને એ મત્ર જે તેમને બહુ પ્રિય હતુ—'શાત શિવ અદ્વૈતમ્'—નુ ધ્યાન કરવા લાગ્યો

એકાએક તેમના એક જુના ગીતની એક કડી મારા કાનમા ગુજી ઊઠી જેનો અર્થ છે —હે ભગવાન, જ્યારે હુ મારા પ્રણામ તારા ચરણોની પાસે મૂકવા માટે આવુ છુ પણ મારા અહકારને કારણે તે પ્રણામ તારા ચરણો સુધી નથી પહોચતા'—હુ આશ્ચર્યમા પડયો કે અચાનક આ ગીત મને કેમ યાદ આવ્યુ? ગમે તેમ હો, એક વાત તો હુ સારી રીતે સમજી શકયો કે મારી પ્રાર્થના અથવા પ્રણામ પ્રભુના ચરણોમા નથી પહોચી શકતા તેનુ કારણ કદાચ મારો પોતાનો અહકાર જ છે

જ્યારે આ જ્ઞાને મને ખૂબ બેચેન બનાવ્યો ત્યારે મે મારા હૃદયમા કહ્યુ ખરી થઈ, હુ આવ્યો હતો શાતિને માટે પણ અહી તો વાત ઊલટી જ થઈ હુ તો બેચેનીમા વધારે તરફડી રહ્યો શુ એવુ જ બનતુ હશે કે જ્યારે કોઈ સાધારણ માણસ કયારેય કોઈ મહાન વ્યકિતની પાસે જાય છે તો એના મનની લહેરો જાગ્રત બનીને એને અસ્થિર બનાવી દે છે? ઇશુના શબ્દોનો આ જ અર્થ હતો કે હુ જગતમા શાતિ લઈને નથી આવ્યો પણ એક તલવાર લઈને આવ્યો છુ અથવા જેવુ કે એક ઉર્દૂ કવિએ કહ્યુ છે કે—

'તૂ મુઝે સિરફ અમન ઓ અમાન હીમે ના નજર આયા, બલ્કિ ચલતી હુઈ તલવારમે તૂ મુઝે નજર આયા

પછી તો બેચેનીથી હુ એટલો ગભરાઈ ગયો કે મને એવુ લાગ્યુ કે જાણે મારો શ્વાસ ઘુટાય રહ્યો છે તેથી હુ ગુરુદેવના ઓરડામાથી બહાર નીકળી આવ્યો અને આકાશના તારાઓ તરફ જોતો જોતો મારી ઝૂપડી તરફ ફર્યો પણ ગુરુદેવના મકાનથી

થોડે દૂર ગયો હોઈશ કે ખબર નહિ, કયાંકથી મારા કાનમાં આ શબ્દો સંભળાવા લાગ્યા– 'હવે તો તમે બીજે માળથી નીચે ઊતરી આવો.' અને ફરી આશ્ચર્ય થયું કે આ શબ્દો કોણ કહી રહ્યું હતું અને મને કેમ સંભળાવી રહ્યા છે ? હું જમીન પર રહેવા વાળો, હું બીજે માળે કયારે રહ્યો છું કે નીચે ઊતરી આવું ? તો પણ હું આ શબ્દોને રટતો આગળ ચાલવા લાગ્યો.

થઈ. આશ્રમના બધા નિવાસીઓ સૂઈ ગયા હતા. હું એકલો જ જાગતો હતો. કેમકે ચાંદની એવી સુંદર હતી કે એણે મારી આંખોની ઊંઘ હરી લીધી હતી. જેવી રીતે ઉપર લખેલા શબ્દોએ–જે મેં ગુરુદેવના ઘરથી પાછા ફરતા સાંભળ્યા હતા–એકવાર ફરી મારા મનની શાંતિ ચોરી લીધી હતી. પણ આખરે આ શબ્દોનો અર્થ શો ? મેં મારા મનમાં ફરી એકવાર પૂછ્યું. વિચાર કરતાં કરતાં ગુરુદેવના જીવનનો એક પ્રસંગ મને યાદ આવ્યો. ઘણાં વર્ષો પહેલાં તેઓ પદ્માનદીના કિનારે સિલૈદહામાં પોતાની જાગીરમાં રહેતા હતા. એકવાર થોડા દિવસો માટે એક વૈષ્ણવ સ્ત્રી, જેને ત્યાંના લોકો પાગલ તરીકે ઓળખતા હતા, ગુરુદેવના બે માળના મકાનની સામે થોડા વખત માટે હંમેશા આવતી હતી, અને કંઈપણ કહ્યા સાંભળ્યા વગર ચૂપચાપ પાછી ચાલી જતી હતી. એક દિવસ જયારે તે હમેશ મુજબ આવીને ઊભી રહી ત્યારે ગુરુદેવ બીજા માળ પરના પોતાના ઓરડાની એક બારીની પાસે ઊભા હતા. એમને જોઇને પેલી વૈષ્ણવીએ કહ્યું–"ઠાકુર, તમારા બીજા માળથી તમે કયારે નીચે ઊતરશો ?" ખબર નહિ, ગુરુદેવને શું થયું, આ શબ્દો સાંભળીને નીચે ઊતરી આવ્યા અને પછી તેને પ્રમાણ કરીને ખૂબ આદરભાવ અને પ્રેમથી તેનાં ચરણોની પાસે બેસી ગયા. વૈષ્ણવી એમની તરફ થોડો વખત સુધી તાકીને જોઈ રહી અને પછી ચાલી ગઈ. તે દિવસ પછી જ્યારે પણ તે વૈષ્ણવીને મળવા ઈચ્છા થતી, ભલે રાત હોય કે દિવસ, એમના બીજા માળ પર ચાલી આવતી. કેમકે ગુરુદેવે પોતાના ઘરના દરવાનને હુકમ કર્યો હતો કે જ્યારે પણ તે વૈષ્ણવી આવે તેને કંઈ પણ પૂછપરછ કે રોકયા વિના તેના ઓરડામાં જવાની છૂટ આપે.

એ વૈષ્ણવીની સાથે ગુરુદેવની શી શી વાતો થઈ એ કોણ જાણે; પણ મારો પોતાનો વિશ્વાસ છે કે વૈષ્ણવીના એ પરિચયનો પ્રભાવ ફકત તેમના જીવન પર જ નહીં, પણ તેમની કવિતાઓ અને ગીતો પર ખૂબ થયો. હું કયારે કયારે એ પણ વિચાર કરું છું કે એ સમય સુધી ગુરુદેવ સાહિત્યના મંદિરમાં જ પૂજા કર્યા કરતા હતા. તેમની કૃતિઓમાં પ્રકૃતિના સૌંદર્યની પ્રસંશા રહેતી અથવા તેઓ પોતાના આત્માની અંદર પરમાત્માનો સ્પર્શ પામીને જે આનંદ મેળવ્યા કરતા હતા, એનો જ ઉલ્લેખ થતો હતો. પણ તે વૈષ્ણવીને મળ્યા બાદ તેઓ પોતે પોતાને સાધારણ ઘરના લોકોની સમાન જ ફકત ન સમજવા લાગ્યા, પણ એમના દુઃખો અને સુખો તથા આદર્શો અને આશાઓને પોતાનાં ગીતો, વાર્તાઓ અને નવલકથાઓમાં વધારે ને વધારે વ્યકત કરવા લાગ્યા–માનો તે વૈષ્ણવીને મળ્યા પહેલાં ગુરુદેવ એક પર્વતની ઊંચી ટોચ પર એકલા રહેતા હતા અને જગતને એ ઊંચી ટોચના દ્રષ્ટિકોણથી જોયા કરતા હતા. હવે તેઓ સમાન ઊંચાઈ પર ઊતરી આવ્યા અને પોતે પોતાને તથા અન્ય

બીજા પ્રાણીઓને એક જ અનંત જીવનના પ્રવાહમા વહેતા સમજવા લાગ્યા ધર્મના, જાતિના, સ્થાનના બધા ભેદભાવ મટી ગયા જાણે તેમનો આત્મા પ્રેમથી મસ્ત બનીને ગાવા લાગ્યો –

"તેરો• પ્રેમ–ભેદ મિટાવે, પરસ્પર કે સબધ બનાવે આપસમે સબકો, મિલાવે, કરે એક વરણ યહ એ સૂર્ય કી કિરણ, તેરે પ્રેમકા આવરણ" શુ આ જીવનની સમાનતાના સત્ય અથવા સદેશમા ગુરુદેવે પોતાના સાહિત્ય અથવા કળાની પરિપૂર્ણતા નથી મેળવી ?

પણ આપણે બધાએ પોતાનો કોઈને કોઈ સ્થૂળ અથવા સૂક્ષ્મ મહેલ અથવા કિલ્લો બનાવી રાખ્યો છે જેમા આપણે પોતાનો ઘણોખરો સમય વિચાર કરવામા ગાળીએ છીએ આપણને પોતાને અહકારની ઊચી બારી પર બેઠેલા અને બાકી બધાને નીચે ચાલતા જોવામા કઇ વિશેષ મઝા આવે છે આ જ કારણે આપણો એક બીજાની સાથે મેળ નથી જામતો–તવગરનો ગરીબ સાથે, વિદ્વાનનો અભણ સાથે, એક ધર્મવાળાનો બીજા ધર્મવાળા સાથે, સફેદ રગવાળાનો કાળા રગવાળા સાથે પ્રત્યેક વ્યક્તિનુ જીવન એક ટાપુ સમાન થઇ ગયુ છે તે છે તો સમુદ્રમા, પણ બીજા ટાપુઓથી જુદો છે અને એક ટાપુથી બીજા ટાપુ પર જવાને માટે કોઇ પાકો પુલ નથી બાધતુ

જ્યારે કોઈ પોતાનો સ્વાર્થ હોય છે, ત્યારે એક વ્યક્તિ સાથે સબધ વધારે છે અને તે સ્વાર્થ પૂરો થતા સબધ તોડી નાખે છે આપણે ભૂલી જઇએ છીએ કે સ્વાર્થના સબધની પેલી પાર એક એવો નિષ્કામ પ્રેમનો સબધ છે, જ્યા મનુષ્યના બનાવેલા બધી જાતના ભેદ દૂર થઇ જાય છે તે પ્રેમ–જગતમા તો પ્રભુ પણ પોતાનું પ્રભુત્વ છોડી દે છે તે પ્રેમ–નદીના તીર પર મીરાં ફક્ત પોતાના કૃષ્ણને નથી પામતી પણ પોતાની બીજી સખીઓને પણ સાચા રૂપમાં પામે છે, ઓળખે છે અને પ્રેમ કરે છે

કોણ જાણે, તે વૈષ્ણવી, જેને સિનેહદાના આસપાસના લોકો પાગલ કહ્યા કરતા હતા, એક સાચી, પ્રેમની પૂજારણ હતી, જે આ સહન કરી શકતી ન હતી કે તે લોકોનો માલિક–અથવા જમીનદાર એનાથી આટલો દૂર રહે કે ક્યારેય એને હળે મળે પણ નહી, અને ફક્ત પોતાના બે માળના મકાન પરથી દિવસમા એક–વાર એની તરફ જોઈ લે તે લોકો પોતાના જમીનદારની સેવા કર્યા કરતા હતા, પણ તે સેવાનુ ફળ કેવળ ચોખાની એક મુઠી મેળવીને તૃપ્ત નથી થઈ શકતુ તેમના આત્માઓ પ્રેમના ભૂખ્યા હતા–તે પ્રેમ, જેના સ્પર્શમા એવો જાદુ છે કે મા, જે સવારથી માડીને રાત સુધી પોતાના બચ્ચાની સેવા કરે છે, તેનો બધો થાક દૂર કરી નાખે છે કોણ જાણે છે કે એ સમયે બીજરૂપમા ગુરૂદેવના મનના આકાશમા શ્રીનિકેતનના સ્થાપનની કલ્પના પહેલવહેલી આવી હોય શુ આ જ કારણ હતુ કે પાછલા થોડા વર્ષોથી જ્યારે કોઈ શાતિનિકેતન જોવા આવતા અને ગુરૂદેવને મળવા જતા, તો તેઓ એમને ખાસ કરીને શ્રીનિકેતન જોવાનો અનુરોધ કરતા અને કહેતા–"મારા જીવનની સાચી પ્રવૃત્તિ અને આદર્શો ક્યા સુધી સફળ થયા છે એનો અદાજ તમને ત્યા મળશે –' ગુરૂદેવનુ જીવન, જેવી રીતે તેમનુ સાહિત્ય અને તેમની કળા, જીવન–રૂપી સમુદ્રમા જે જુદાજુદા ટાપુ છે, એમા પુલ બાધવાનુ સાધન બન્યુ, તેથી વિશ્વ–ભારતીમા તેમણે પૂર્વ અને પાશ્ચિમની વચ્ચે એક પુલ બાધી દીધો શાતિ નિકેતનમા તેમણે આત્મા અને પરમાત્માની વચ્ચે પુલ બાધ્યો અને શ્રીનિકેતનમા શહેર અને ગામડાની વચ્ચે અને પોતાના ગીતોમા તેમણે રૂપ અને અરૂપ, સીમ અને અસીમની વચ્ચે એક પુલ બાધી દીધો

સ્ત્રીના ખાસ ગુણ અહિંસા, ધીરજ, શાંતિ,
સહનશીલતા અને પવિત્રતા છે.—'ગાંધીજી.'



બહેનોની ઉન્નતિમાં બાપુએ પ્રથમથી જ રસ લઈ તેઓને દોરવણી આપેલી. સમાજમાં માનભર્યું સ્થાન અપાવ્યું. ઘરની દીવાલોમાં ગોંધાઈ રહેલી તે પ્રચંડ સ્ત્રી-શક્તિને દેશસેવાનાં પ્રત્યેક કાર્યમાં હિસ્સો અપાવી તેમનાં પ્રગતિનાં દ્વાર ખોલી નાખ્યાં. બહેનોમાં એક અનેરું ચેતન આવ્યું અને તેથી સર્વ પ્રકારની સ્ત્રીઓ સંકટ અને મૂંઝવણને પ્રસંગે બાપુજી પાસે દોડી જતી. બહેનોનાં જીવનનો એકેય પ્રશ્ન એવો નહોતો જે તેમની ઈચ્છા હોય તો તેઓ બાપુની સાથે પૂરેપૂરી છૂટથી ને કશા પણ અંતરપટ વિના ચર્ચી ન શકી હોય. આશ્રમની બહેનો ઉપર બાપુએ લખેલા આવા અપ્રસિધ્ધ અને અમૂલ્ય પત્રો દરેક બહેનને માર્ગદર્શક થઈ પડશે.

ચિ.........

ય. મ. ૨૮-૩-૩૨.

બહેનો વિષે મેં તને કદી લખ્યું નથી. આ વેળા મન થયું છે. બહેનો કોઇપણ સામાજિક હેતુથી સાથે મળતી જણાતી નથી એટલે સંઘ તૂટી ગયો છે. આ બાબત બહેનોને લખ્યું તો છે પણ મારૂં કંઇ વળ્યું લાગતું નથી. સાથે મળીને કામ કરવાની, જવાબદારી લેવાની શક્તિ આવવી જોઇએ. તને હિમ્મત અને આત્મવિશ્વાસ હોય તો તું આ કામ હાથ ધરજે. જો ધરે તો હારવું જ નથી એવો નિશ્ચય કરીને ધરજે. આપણી પાસે બધી અનુકૂળતા આવી પડે તો જ કરીએ એ કર્યું ન કહેવાય. ગમે તે લાકડાના કકડામાંથી સુથાર આકાર ઘડે છે. ગમે તે પથ્થરમાંથી સલાટ મૂર્તિ ઘડે છે. તેમ જ ગમે તેવા માણસોની સાથે રહેતાં ને તેમની પાસેથી કામ લેતાં આપણને આવડે ત્યારે જ માણસાઇ ગણાય. મને તો લાગે છે કે આપણને એ જ આ જગતમાં શીખવાનું છે. ને તેને સારૂ આપણામાં સાગરની ઉદારતા હોવી જોઇએ. કોઇને મળતાં જ તેના દોષો જોઇ ડરવા મંડીએ તો કામ બગડે જ. દોષો તો છે જ આપણામાં ને સામેનામાં તેમ છતાં મળવું છે એ નિશ્ચય હોય તો જ કામ પાર ઉતરે. આ બહુ કઠણ કામ છે એ હું જાણું છું. ઘણાં વર્ષોનો મારો તો એ જ ધંધો છે, પણ હું પાર ઉતાર્યો છું એમ ન કહી શકું. થોડીક સફળતા મળી લાગે છે એટલે બીજાઓને દોરવાની હિમ્મત કે ધૃષ્ટતા કરૂં છું.

હવે તને યોગ્ય લાગે તેમ કરજે. આ કાગળ બહેનોની પાસે મૂકવો હોય તો મૂકી શકે છે.

બાપુના આશીર્વાદ.



# શાન્તિનિકેતન અને સેવાગ્રામ

ગુરુદયાલ મલ્લિક

"શાન્તિનિકેતન સત્યના આનંદને અને સેવાગ્રામ સત્યની તપસ્યાને મૂર્ત કરે છે."

આધુનિક હિંદનો ખેલવાદ અને મહેચ્છાઓ વિશાળ દૃષ્ટિએ કહીએ તો, બે પ્રતીકોમાં સમાઈ જાય છે શાન્તિનિકેતન અને સેવાગ્રામ ઓગણીસમી સદીના અંતભાગમાં પશ્ચિમે સ્વીકારેલા મૂલ્યો જેવાં કે વ્યક્તિવાદ, વાણિજ્યવાદ અને સામ્રાજ્યવાદ વિશેષત આપણા દેશમાં દાખલ કરાયેલી શાસનનીતિ અને શિક્ષણપદ્ધતિમાં દૃષ્ટિએ પડતાં હતાં, તેની સામે વિરોધ દર્શાવવાને આ બન્ને સંસ્થાઓ સ્થાપિત થઈ

શાન્તિનિકેતન મિનર્વાની* પેઠે કવિની માનસ સૃષ્ટિમાંથી ઉદ્ભવ્યું. જે દિવસે રવીન્દ્રનાથ ઠાકુર ત્રણ નાનાં બાળકો સાથે પ્રકૃતિના અને તેમના પાડોશીઓ– આદિવાસીઓ, માનવ–વંશનાં અર્ભકો–ના સાન્નિધ્યમાં તેમના નૌતમ વિકાસની સમગ્ર સુરાવટી જામી હતી ત્યારે તેમની રમતમાં ભળ્યા હતા, તે જ દિવસે એમણે ધંધાદારી શિક્ષકોની સામે એકીકરણની મહોર મારેલા શિક્ષણનું તર્કશાસ્ત્ર ઘડ્યું હતું

સેવાગ્રામ, અથવા એના પૂર્વ સ્વરૂપસમ સાઉથ આફ્રિકામાં સ્થાપેલો ફિનિક્સ આશ્રમ અથવા સાબરમતી આશ્રમ, એક કુશળ કારીગરે ઈંટ પર ઈંટ ચણી બાંધ્યો હતો. તેઓ માનતા હતા કે પ્રામાણિક શારીરિક પરિશ્રમ માનવ–અસ્તિત્વનો મૂળભૂત સિદ્ધાંત છે અચળ શ્રદ્ધાથી તેમણે જાણ્યું કે આવો પરિશ્રમ મનુષ્યને પ્રભુતા અને ગૌરવ બન્ને અર્પે છે

કવિનું દર્શન સમગ્ર જીવનનું અદ્વૈત હતું, અને પરિવર્તન પામેલી પરિસ્થિતિને અનુકૂળ એવા એમના વન–આશ્રમમાં એને પૂર્ણ કરવા તેઓ મથતા હતા. તેથી પ્રત્યેક માનવીના હૃદયમાં વસેલી એકતાની અન્તર્ગત ઐક્ય–ભાવનાના માર્ગમાં જે કંઈ ઊણું હતું તેને અભ્યાસ, આત્મસંયમ સેવા અને ગીતથી દૂર કરવામાં આવતું હતું

કુશિકારસમા ગાંધીજી 'મારે એક ડગલું બસ થાય' એ સૂત્ર પર અવલંબેલા એમના અનુભવસિદ્ધ તેમજ રચનાત્મક તત્ત્વજ્ઞાન વડે સર્વસામાન્યને પોતે સ્પર્શી શકે ત્યાં સુધી પોતાના અહમ્‌ને ક્રમે ક્રમે કાઢી નાખવામાં સહાયરૂપ બને એવા પ્રત્યેક ગુણની સમાનપૂર્વક ખેતી કરવા લાગ્યા

સંક્ષેપમાં કહીએ તો, એકનો પ્રેરક હેતુ આનન્દ હતો, જ્યારે બીજાનો વૈરાગ્યવૃત્તિ હતી

એટલું તો નિઃસંદેહ છે કે વ્યક્તિગત અથવા સામુદાયિક આત્મશુદ્ધિના વિકટ કાર્યમાં જીવનની આ બન્ને દૃષ્ટિ અને બન્ને માર્ગો સંપૂર્ણત આવશ્યક છે કારણ કે આપણને સ્વાતંત્ર્ય તેમજ નિયમનની, દર્શન તેમજ સદ્‌ગુણની, ચોકીદારના ગુરજ તેમજ ઉદ્યોગશાળાની જરૂર છે

અધ્યાત્મવાદી એ સૂર્યાતપ અને વર્ષામાં ખીલતા પુષ્પસમ છે તેથી તે સર્વનો સ્વીકાર કરે છે,

* રોમનોની વિદ્યાદેવી.

કોઈનો અનાદર કરતો નથી, તે સર્વદા પ્રગટ થતી જીવન-શોભાનો એક પ્રકારનો સાક્ષી છે.

તપસ્વી એ એવાં વાસણોને એક પછી એક લઈ ચકચકિત થાય ત્યાં સુધી ઘસી, માંજીને સાફ કરનારા સેવક જેવો છે, અથવા તો, પોતાની અભિલાષા કે આત્માના સ્વપ્નના આશયની સમીપતર જવા, પદે પદે ઝઝૂમતા સૈનિક જેવો છે.

ઇંગ્લંડની બુદ્ધિવાદી સંસ્કૃતિનો પ્રવાહ આપણા દેશના અલ્પસંખ્ય શિક્ષિત જનોમાં આગ્રહ હોવા છતાં પોતાની સાથે તે સંશયવાદ, કાયરતા, અને દાંભિકતા લઈ આવ્યો. તેથી આપણા દેશમાં એક પ્રકારનો 'નીતિવાદી સામાન્ય-જનસમૂહ' ઉપસ્થિત થયો. લોકોનાં ચારિત્ર્ય અને વર્તન પર સંવાદિત રીતે શાસન કરનાર પ્રાચીન પરંપરાથી એ સમૂહ વિભક્ત રહ્યો. શાન્તિનિકેતનના ગાયકે અને સેવાગ્રામના કાંતનારે ગયા જમાનાના પોતાના જેવા સમાન વિચારના દેશબાંધવોએ આરંભેલા ઉદાહરણને અનુસરી પશ્ચિમ અર્થલક્ષી સંસ્કૃતિના સંસ્કારથી અને રાજનીતિથી દેશના યુવાનોના થતા સ્વધર્મ-ત્યાગની સામે ક્રાંતિનો ઝંડો ફરકાવ્યો. એને સારુ તેમણે પોતાનાં સુખસગવડ અને ધનવૈભવનો ત્યાગ કર્યો. કવિએ પોતાના અમીરી ઉછેર અને કારભારના વાતાવરણમાં ગુંજતી એમની સૌન્દર્ય-બંસરીનું ધર્મની તલવાર સાથે સાટું કર્યું. વકીલે પોતાના ઉજ્જવળ ભાવિ અને અદાલતનો ત્યાગ કરી કઠોર, રેતાળ ભૂમિને ખેડવાનું હાથ ધર્યું. ગૌતમબુદ્ધ અને ઇશુ ખ્રિસ્તના જેવી આત્મસમર્પણની ભાવનાને ધ્યેય માની બંને પ્રવૃત્ત થયા હતા. ગૌતમબુદ્ધે અને ઇશુએ 'મહાન અનાથ માનવતા'ની સેવાર્થે તેમને સુલભ્ય એવાં 'રાજ્યો'નો ત્યાગ કર્યો હતો. પુનરેકદા, ગુરુદેવ અને ગાંધીજીએ યુગયુગના અને ઋષિઓના સત્યને ઉદાહૃત કર્યું કે સમર્પણ એ માનવતાના-અરે, સમસ્ત જીવનના-વિકાસ અને પ્રગતિનું બીજ છે.

કવિએ ગાયું:—

"જ્યારે તને જાણું છું, ત્યારે પારકું કોઇજ નથી, એકે દ્વાર બંધ નથી. અરે, આટલી મારી પ્રાર્થના સ્વીકારજે કે અસંખ્યની ક્રીડામાં એકના સ્પર્શના પરમ સુખને કદિ ગુમાવું નહિ."

અને એમણે આ 'એકના સ્પર્શ'ને સાહિત્ય અને કળાના, શિક્ષણ અને ગ્રામ-પુનર્રચનાના ક્ષેત્રોમાં વ્યક્ત કર્યો અને તેજોમય કર્યો.

અને કૃષિકાર-તેમજ-કાંતનારે 'અસંખ્યની ક્રીડા'માં 'એક'ની અખંડ પ્રત્યક્ષતા પોતાના પક્ષે પ્રસ્થાપિત કરી:—

"જ્યાં ખેડૂત ભૂમિ ખેડી રહ્યો છે અને જ્યાં રસ્તો બાંધનાર મજૂરો પથરા ભાંગી રહ્યા છે, ત્યાં પ્રભુ છે. સૂર્યના પ્રખર તાપમાં અને વર્ષાની ઝડીમાં તે તેમની સાથે છે અને તેનાં વસ્ત્રો માટીથી ખરડાઇ ગયાં છે. તારો ધાર્મિક ઝભ્ભો દૂર ફગાવી દેજે અને તેની પેઠે ધૂળવાળી ભૂમિ પર ચાલ્યો આવ!"

સૌને લુબ્ધ કરે એવી પોતાની સ્વર્ગીય મુક્તિના તાજને દૂર ઠેલી દઈ બંને મહાપુરૂષો જગતને તેમણે જે સ્થિતિમાં નિહાળ્યું હતું તેના કરતાં સારૂં બનાવવા અને તેમની પાછળ મૂકી જવાના હેતુથી વૈશ્વિક કાર્યોમાં પ્રવૃત્ત થયા.

"મુક્તિ? મુક્તિ ક્યાં જડશે? આપણા નાથે જાતે જ સર્જનના બંધનને સ્વીકાર્યું છે; તે આપણી સાથે સર્વદા બંધાયેલો છે."

ટૂંકમાં, આજકાલ અનિશ્ચિત સંજ્ઞા 'પ્રગતિ'ના નામે જે કંઈ ચાલી રહ્યું છે તેના વિરૂદ્ધમાં શાન્તિનિકેતન અને સેવાગ્રામે સંપૂર્ણતા માટે આંતરિક માનવ-સ્પૃહાને વધારે ઊંડી કરી. આત્મામાં અને પદાર્થમાં, સંપૂર્ણતાનું ઉત્તમ અને સત્યતમ આવિષ્કરણ એટલે સરળતા. કવિએ ક્યાંક કહ્યું છે. "સરળતા એ સંપૂર્ણતાની મુખાકૃતિ છે."

અને આવું શું સર્વદા બન્યું નથી? પયગંબર કે કવિ, ઇતિહાસની સુવિશાળ પરસાળમાંથી પસાર થતાં, ધર્મોપદેશક અને કૃષિકારની લગોલગ પોતાને નિહાળે છે. આજના સમયમાં ધર્માધિકારી પોતાના પવિત્ર સ્વધર્મને પરિપૂર્ણ કરવા નિષ્ફળ નીવડ્યો છે, અને પયગંબરે હજી દર્શન દીધું નથી. તોપણ, એમના સ્થાને, સત્યના મન્દિર ભણી સાથે પ્રયાણ કરતા કવિ અને ખેડૂતનું ભવ્ય-દર્શન કરવાને આપણે સાક્ષી થયા છીએ. સત્ય, ઘણું કરીને આનંદ અને તપસ્વીતાના પ્રદેશમાંથી જતાં દષ્ટિએ પડે છે. એક પ્રસંગે કવિએ કરેલા અવલોકનનો આજ અર્થ થતો હશે; "શાન્તિનિકેતન સત્યના આનંદને અને સેવાગ્રામ સત્યની તપસ્યાને મૂર્ત કરે છે." અને સત્ય શું બે પાંખવાળું સુન્દર પક્ષી અથવા ડાળ પર બેઠેલ બે પક્ષીઓવાળું વૃક્ષ નથી?




બાળકોના સહવાસમાં બાપુ જે આનંદ મેળવી શકતા હતા તેવો ભાગ્યે જ બીજા કોઈના સહવાસમાં મેળવતા. યરવડા જેલમાં હતા ત્યારે પણ દર અઠવાડિએ એકવાર આશ્રમનાં તેમનાં 'વહાલાં પંખીડાંને' તેઓ અચૂક કાગળ લખતા. ત્યાં બેઠા બેઠા પણ ઝીણી ઝીણી વસ્તુઓ પર પત્રો દ્વારા ધ્યાન ખેંચે. બીજા બાળકોને પણ એમાંથી બોધ-પાઠ મળશે એમ ધારી દર અંકમાં આ અપ્રગટ પત્રો ક્રમશઃ પ્રસિદ્ધ કરશું.

બાલપ્રેમને બાપાચો,

જીજ્ઞાસુને જ જ્ઞાન અપાય. જીજ્ઞાસુએ કે) જેને જ્ઞાનની ખ છે. તમને તે ભૂખ ન હોય તો પરાણે ખવરાવવાથી જેમ બાળક માંદુ પડે તેમ પરાણે આપેલું જ્ઞાન પણ પચે નહીં, એટલે ફળે નહીં. તેથી તમારો કાગળ દરેક વખતે હોવો જોઈએ એટલુ જ નહીં પણ તે સરસ હોવો જોઈએ સરસ એટલે રસવાળો એટલે કે જેમાં તમે રસ લીધો હોય ને હું રસ લઈ શકું. તમને લેજીમમાં રસ હોય ને તમે તે વિષે સરસ કાગળ લખો તે મારે સારૂ નિરસ હોઈ શકે કેમકે મને તેનુ કઈ જ જ્ઞાન ન હોય અહી (જેલમા) તેનુ જ્ઞાન પામવાની સામગ્રી પણ ન હોય હવે એનો જવાબ હુ કઈ રીતે આપી શકું? એટલે હવે તમે સમજ્યાં કે તમારા સરસ કાગળની કઈ એ અનિવાર્ય શરતો છે. મારા તરફથી પણ એ બન્ને શરતનુ પાલન થવું જોઈએ અને તેથી જ મે શારદાને એક કાગળમા લખેલુ કે જો ગીતાના મારા કાગળોમા રસ ન ઊપજે તો વાક મારો જ ગણાય તથાસ્તુ

બાપુના આશીર્વાદ





ગુરુદેવને બહુત
કિયા લેકિન સબસે
બડા કામ ઉનકા યહ
થા કિ ઉન્હોંને હિંદુસ્તાન
કો બાતોં કહના ઉસે
ચલાયા.
સેવાગ્રામ મો. ક. ગાંધી
૧૯-૨-૪૨.

# આશીર્વાદની યાચના

[ પૂજ્ય બાપુએ ૩૨ની સાલમાં યરવડા જેલમાં હરિજનને હિન્દુસમાજથી અલગ ગણવાના સરકારના પગલાને અટકાવવા અનશન આદરી પોતાનો દેહ હોડમાં મૂકેલ, તે દિવસે પૂજ્ય ગુરુદેવ ઉપર લખેલો પત્ર ]

યરવડા મંદિર.
૨૦-૯-૩૨

પ્રિય ગુરુદેવ,

અત્યારે મંગળવારની વહેલી સવારના ત્રણ વાગ્યા છે. મધ્યાહ્ન થતાં જ હું મારી અગ્નિપરીક્ષામાં પ્રવેશ કરીશ. તમે મારા આ પ્રયાસમાં આશીર્વાદ આપી શકો તેમ હો તો એ મારે જોઈએ છે. તમે જ મારા સાચા મિત્ર છો કારણ તમે નિખાલસ મૈત્રીભેર ઘણી યે વાર અંતરના વિચારો સ્પષ્ટ જ કહી નાખ્યા છે. આમ કે તેમ, તમારો દૃઢ અભિપ્રાય મળવાની મેં રાહ જોઈ હતી. પણ તમે ટીકા નથી જ કરી. હવે તો જો કે એ મારા ઉપવાસ ચાલુ થયા પછી જ જાણીશ. છતાં યે જો તમારું અંતર મારા કાર્યને નિંદનીય લેખે તો યે તમારી ટીકાને હું મોંઘામૂલી ગણીશ. જો મને મારી ભૂલ દેખાય, તો એ ભૂલની જાહેર કબૂલાત ન કરું તેટલો બધો ગર્વિષ્ઠ હું નથી જ; પછી ભલે એવી કબૂલાતની ગમે એવી કિંમત ભરવી પડે. જો તમારું અંતર મારા કાર્યમાં સંમતિ આપી શકતું હોય તો મારે તમારા આશીર્વાદ જોઈએ છે. એના પર હું નભીશ. મારી વાત સ્પષ્ટ કરી કરી શક્યો છું. એવી આશા રાખું છું.

સપ્રેમ.
મો. ક. ગાંધી.



# ગાંધીજી વિષે ગુરુદેવ

[ગુરુદેવ સાથે ૧૯૨૧માં એક અમેરિકન પત્રકારને શાંતિનિકેતનમાં ગાંધીજી વિષે થયેલો વાર્તાલાપ.]

પ્ર૦–મહાત્મા ગાંધીને વિષે આપનો શો અભિપ્રાય છે?

ઉ૦–મહાત્મા ગાંધીને વિષે મારો શો અભિપ્રાય છે? મારો અભિપ્રાય તો બહુ ઊંચો છે. તેઓ મહાપુરુષ છે–મહાન આત્મા છે.

પ્ર–આજે હિન્દુસ્તાનના કરોડો લોકો પર તેમનો ઘણો જ ભારે પ્રભાવ પડે છે. એમની એ સફળતાનું ખરું રહસ્ય શું છે?

ઉ૦–ગાંધીજીની સફળતાનું ખરું રહસ્ય એમના જાગૃત ને વેગવાન આત્મબળમાં ને અવિરત આપભોગમાં છે. જાહેરમાં કામ કરનારા ઘણા માણસો સ્વાર્થી હેતુથી આપભોગ આપે છે. એ ભારે બ્યાજ આપનારું એક પ્રકારનું મૂડીનું રોકાણ છે. ગાંધીજીનું કામ એથી સાવ જુદું છે. તેમના આર્યત્વનો જોટો મળે એમ નથી. તેમનું જીવન અને આપભોગ એ બે એક જ અર્થના શબ્દો થઈ પડયા છે. તેઓ આપભોગની સાક્ષાત્ પ્રતિમા છે. તેઓ સત્તા, દરજ્જો, સંપત્તિ, નામ કે કીર્તિ એમાંના કશાનો લોભ રાખતા નથી. એમને આખા હિંદુસ્તાનનું સિંહાસન આપો, તો તેઓ તેના પર બેસવાની ના પાડશે; પણ એ સિંહાસનમાંનાં રત્નો વેચી દેશે, ને તેના પૈસા ગરીબોને વહેંચશે. અમેરિકામાં જેટલા પૈસા છે તે બધા તેમને આપો, તોયે તેઓ તે લેવાની ના પાડશે. લેશે તો એક જ કામ માટે–જેનાથી માનવજાતિની ઉન્નતિ થાય એવા કોઈ સત્કાર્યમાં આપી દેવા માટે જ. એમનો આત્મા નિરંતર આપવાને આતુર રહે છે; ને તેઓ બદલામાં કશાની જ, અપેક્ષા નથી રાખતા–આભારની પણ નહીં. આ કંઈ અતિશયોક્તિ નથી, કેમકે હું એમને સારી રીતે ઓળખું છું. તેઓ બોલપુરની અમારી શાળામાં આવીને કેટલોક વખત અમારી સાથે રહ્યા હતા. તેમની આપભોગની શક્તિની સાથે તેમના નિર્ભયતાના સર્વશ્રેષ્ઠ ગુણનો સંયોગ થયેલો છે, એને લીધે એ શક્તિ વધારે અમોઘ નીવડે છે. રાજામહારાજાઓ, તોપ તલવાર ને બંદૂકો, કારાવાસો ને યાતનાઓ, અપમાનો ને મારપીટો, એટલું જ નહીં પણ ખુદ મોત સુધ્ધાં, ગાંધીજીના આત્માને કદીપણ અભિભૂત કરી શકે એમ નથી. તેઓ મુક્તાત્મા છે. મને કોઈ ગળું દબાવીને ગુંગળાવે તો હું મદદ માટે ચીસ પાડી ઊઠું. પણ ગાંધીજીને કોઈ ગુંગળાવે તો મારી ખાતરી છે કે તેઓ ચીસ ન પાડે. ગળું દબાવનારની સામે તેઓ હસે; અને મરવાનું જ આવે તો હસતે મોઢે પ્રાણ છોડે. તેમના સ્વભાવની સરળતા બાળકના જેવી છે. તેમની સત્યનિષ્ઠા અડગ છે. માનવજાતિ પ્રત્યેનો તેમનો પ્રેમ અભાવરૂપ નહીં પણ ભાવાત્મક છે, ને આક્રમણશીલ છે. જેને ઈશુ ખ્રિસ્તની ભાવના કહેવામાં આવે છે તે તેમનામાં છે. મારો એમની સાથેનો પરિચય જેમ જેમ વધતો જાય છે તેમ તેમ તેમના પ્રત્યેના મારા પ્રેમમાં પણ વધારો થતો જાય છે. જગતના ભાવિના ઘડતરમાં આ મહાપુરુષને આગળ પડતો ભાગ ભજવવાનું નિર્માયેલું છે, એ મારે કહેવાની જરૂર નથી.

પ્ર૦—એવા મહાપુરુષ જગતમા વધારે જાણીતા થવા ઘટે છે આપ પોતે જગપ્રસિધ્ધ પુરુષ છો. આપ એમને વધારે જાણીતા કેમ નથી કરતા ?

ઉ૦—હુ એમને જાણીતા કેવી રીતે કરી શકુ ? એમના જ્ઞાનપ્રદીપ્ત આત્માની તુલનામા હુ તો કશી વિસાતમા નથી અને કોઈ પણ સાચા મહાપુરુષને મોટો બનાવવો પડતો નથી તેઓ તો પોતાના આત્મતેજથી જ મહાન હોય છે, અને જ્યારે જગત તૈયાર થાય છે ત્યારે તેઓ પોતાની મહત્તાને બળે જ પ્રસિદ્ધિ પામે છે જ્યારે સમય આવશે ત્યારે ગાધીજી જગતમા પ્રસિધ્ધ થશે જ, કેમકે જગતને એમની તથા પ્રેમ, સ્વાતત્ર્ય ને ભ્રાતૃભાવના એમના સદેશાની જરૂર છે પૂર્વના આત્માને પ્રગટ થવા માટે ગાધીજી એક સુયોગ્ય પ્રતીક રૂપે મળી ગયા છે કેમકે તેઓ અતિશય બુલદ વાણીમા સિદ્ધ કરી રહ્યા છે કે મનુષ્યમા સારભૂત વસ્તુ તે તેનો આત્મા છે, અને મનુષ્ય નૈતિક ને આધ્યાત્મિક ક્ષેત્રમા જ સારામા સારો ફૂલેફાલે છે, તથા દ્વેષ અને દારૂગોળાના ધુમાડાના વાતાવરણમા તેનુ શરીર ને તેનો આત્મા બન્નેનો અચૂક નાશ થાય છે થોડાક માસ પર તેમણે કહેલુ કે હિન્દુસ્તાન વરસમા સ્વરાજ પ્રાપ્ત કરશે એ ધાર્યા ધારી મુદતમા કદાચ ન બનવા પામે પણ તેઓ તો ખરેખર એમ માને છે, ને માને છે માટે જ કહે છે તેઓ તો એ ધ્યેય સિદ્ધ કરવા માટે ગમે તેટલુ દુખ ને ગમે તેટલી હાડમારીઓ સહન કરતા ને ગમે તેટલો આપભોગ આપતા આચકો નહી ખાય, એ કહેવાની જરૂર નથી દક્ષિણ આફ્રિકામા તેમણે આઠ વરસ લગી સત્યાગ્રહની જે નૈતિક લડત ચલાવી તે સફળ થઈ હતી પણ બળ સત્યને થોડોક વખત કચડી શકે, પણ લાબે ગાળે સત્યનો વિજય થયા વિના રહેતો નથી

પ્ર૦—હિંદુસ્તાનની અસહકારની હિલચાલ વિષે આપ ખરેખર શુ માનો છો ?

ઉ૦—એ ખરેખર મહાન હિલચાલ છે એ શારીરિક હિંસાની સામે વિચારોનો સઘર્ષ છે મને શારીરિક હિંસા કરતા વિચારોની શક્તિ પર વધારે શ્રદ્ધા છે ગાધીજી, જેઓ તેમના તપોમય ને સદાચારી જીવનને લીધે આખા ભારતવર્ષમા પૂજાય છે, તેઓ આ હિલચાલના નેતા છે એ સદ્ભાગ્ય છે જ્યા લગી તેઓ સુકાની છે ત્યા લગી મને એ નાવને વિષે ડર નથી, અથવા તો તે જવા ધારેલે બદરે સુરક્ષિત પહોચી જશે એ વિષે શકા નથી



# ગુરુદેવ વિષે ગાંધીજી

[૧૯૪૧માં શ્રીરામ શર્માનો સેવાગ્રામમાં ગુરુદેવ વિષે ગાંધીજી સાથે થયેલો વાર્તાલાપ]

'બાપુજી, હું પંદર મિનિટથી અધિક સમય નહિ લઉં. મેં મારા પ્રશ્નો લખી રાખ્યા છે. પંદર મિનિટથી ઓછા સમયમાં જ વાતો કરી લઈશ.'

બાપુ-(હસતા હસતા) એ તો હું જાણું છું. હાં, શરૂ કરો.

પ્રશ્ન-આપનો ગુરુદેવ સાથે સંબંધ ક્યારથી થયો?

ઉત્તર-પ્રત્યક્ષ સંબંધ ઇ. સ. ૧૯૧૫થી થયો.

પ્રશ્ન-ઇ.સ. ૧૯૧૯-૨૦ દરમિયાન જ્યારે આપ સત્યાગ્રહનો આરંભ કરવાના હતા, ત્યારે ગુરુદેવે આપની ચરખા-પ્રવૃત્તિનો વિરોધ કર્યો હતો. તો શું પાછળથી તેઓ ચરખા કે ખાદીમાં માનતા થયા હતા?

ઉત્તર-બરાબર વિરોધ રહ્યો, પરંતુ પાછળથી બહુ ઓછો થઇ ગયો. કહેવાય છે કે પાછળથી તેઓ માની ગયા કે વાત તો એવી છે કે ગરીબોને માટે ચરખો બહુ જ જરૂરી છે. પછી તો એમણે ચરખા-ગીત પણ લખ્યું.

પ્ર૦-પોતાની એંસીમી વરસગાંઠ પર તેમણે 'સભ્યતાનું સંકટ' (Crisis of Civilization) નામે જે પ્રવચન આપ્યું હતું, તેમાં તેમણે કહ્યું હતું: "કોઇક દિવસે ભાગ્યચક્ર અંગ્રેજો માટે તેમના ભારતીય સામ્રાજ્યને પરાણે છોડી જવા સંજોગ ઊભા કરશે. પરંતુ ક્યા પ્રકારના ભારતને તેઓ તેમની પાછળ મૂકી જશે? બસ, નગ્ન, પીડિત અને ક્લેશમય! એકથી અધિક શતાબ્દિની શાસનધારા જ્યારે સુકાઇ જશે, ત્યારે તેઓ તેમની પાછળ અરાજકતા અને ગંદકીના દમને છોડી જશે. એક સમયે મને એવો વિશ્વાસ હતો કે યુરોપના હૃદયમાંથી સભ્યતાની ધારા ફૂટશે-યુરોપથી સંસાર સભ્ય થશે. પરંતુ આજે જ્યારે હું દુનિયામાંથી વિદાય લેવાની ઘડી પર છું, ત્યારે મારો એ વિશ્વાસ બિલકુલ ઊડી ગયો છે." ભારતમાં બ્રિટિશ-શાસનને માટે એક ઋષિએ આપેલા શાપ સમાન આ નથી શું?

ઉ૦-હા, છે તો ખરું. વાત તો સાચી જ છે.

પ્ર૦-એમના જવાથી રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય સમસ્યાઓમાં આપને કોઇ મુશ્કેલી પડી છે? જો પડી હોય તો તે ક્યા પ્રકારની?

ઉ૦-મુશ્કેલી તો ભારે છે. એમનાથી મને બળ મળતું હતું. એમના સંબંધથી મને જ્યારે બળ મળતું હતું, ત્યારે એમના જવાથી મુશ્કેલી તો પડે જ ને!

પ્ર૦-એમની વાતોનો વિદેશોમાં જે આટલો પ્રભાવ હતો, તે શું એમની કવિત્વ-શક્તિને લીધે હતો?

ઉ૦-ફક્ત કવિતાથી એમનો પ્રભાવ ન હતો. એમની કવિતાની બાબતમાં હું મારો અભિપ્રાય આપી શકું એમ નથી. પરંતુ એમના પ્રભાવને માટે એમની કવિતા કંઇક અંશે કારણરૂપ હતી. પણ કવિઓની શ્રેણીમાં તેઓ સર્વશ્રેષ્ઠ હતા. સાથે સાથે આટલા ઊંચા કવિ હોવા છતાં એમનું જીવન બહુ જ ઉચ્ચ હતું.

પ્ર૦-ભારતીય ઇતિહાસમાં એમનું સ્થાન શું?

ઉ૦-ઋષિનું સ્થાન છે અને એમનું આપણા ઇતિહાસમાં ઉચ્ચ સ્થાન રહેશે.

પ્ર૦-ભારતવર્ષને માટે એમનું સૌથી મોટું ઋણ શું છે?

ઉ૦-સૌથી મોટું ઋણ શું છે?-કહેવું અઘરું છે; તેઓ પોતે જ ઋણરૂપ હતા. મોરના પીંછાનો કયો ભાગ અધિક સુન્દર છે—એ બતાવવું કઠિન છે.

પ્ર૦-એમના સાહિત્યિક જીવન પરથી આપણે શું શીખી શકીએ એમ છીએ?

ઉ૦-આ પ્રશ્નનો ઉત્તર આપવા હું યોગ્ય નથી. એમના સાહિત્યનું મારી લાચારીને લીધે અધ્યયન કરી ન શક્યો.

પ્ર૦-એમના સ્મારકની રૂપરેખા શી હોવી જોઇએ, મારા આ છેવટના પ્રશ્નનો ઉત્તર હું નહિ માગું, કારણ કે આપે આ બાબતમાં પહેલાં સ્પષ્ટ જ કરી નાખ્યું છે.

બાપુ-હા, તમારી વાત બરાબર છે. એ બાબત વિશે હું સ્પષ્ટ કરી ચૂક્યો છું.

મુલાકાત લીધા પછી ગુરુદેવ અને બાપુના ઋણનું સ્મરણ કરતો કરતો હું મારા ઓરડામાં પાછો ફર્યો.

"સત્ય કે દર્શન કે લિયે સંતો કા ચરિત્ર પઢના ઔર ઉસકા મનન કરના આવશ્યક હૈ"—ગાંધીજી




# હકીમ ગુલ

(૧૯મી—૨૦મી સદી)

"અભ્યાસી"

આ વિભાગમા વિશ્વના સંતો, ભક્તો અને શહીદોની જીવનગાથા આવશે જીવનમા એકવાર એક પળ આવી જાય છે જ્યારે મનુષ્ય પોતાના જીવનને ઊંચે લઈ જઇને આવતી પેઢીને જીવનમંત્ર આપતો જાય છે આવી પળો બધા મનુષ્યોને એકવાર તો આવે છે પણ તે પળને ઓળખવાની શક્તિ અને હિમ્મત જોઇએ

રવી નદીનો કાંઠો સાંજ નમી રહી છે કાંઠે એક નાનકડી અટૂલી ઝૂંપડી છે આજુબાજુ જેટલે દૂર નજર જઈ શકે ત્યાસુધી કોઈ પ્રાણી જોવામા નથી આવતુ ઝૂંપડી બહાર ઉમરને આરે પહોંચેલા એક વૃદ્ધ પુરુષ શાંતિમા બેઠા છે એમનુ માથુ એમની છાતી તરફ ઢળેલુ છે એમના ખોળામા સિતાર પડી છે લગભગ રાત્રીના અગિયાર વાગવા આવ્યા છે આકાશ તારાઓથી ખીચોખીચ ભરાઈ ગયુ છે એમ લાગે છે કે એ તારામંડલ આકાશમા આ વૃદ્ધની વાણી સાંભળવા આતુર બેઠા છે ધીમો ધીમો, મીઠો મીઠો પવન વાય રહ્યો છે એકદમ તે વૃદ્ધપુરુષ પોતાનુ માથુ ઊંચુ કરે છે ને એમની બન્ને આંખો ખુલ્લી જાય છે એમની બે આંખોમા એવી જ્યોતિ હતી જાણે કે બે ચાંદ ચમકતા હોય એમણે સિતાર ઉપાડી અને વગાડવાનુ શરૂ કર્યું વગાડતા વગાડતા ધૂનમા આવી ગયા અને ડોલવા લાગ્યા થોડી વાર પછી એક ગીત ગાવાનુ શરૂ કર્યું

ઈશ્ક શરહુદા પૈ ગયા ઝગડા<br>
હજરતનો સમજાવા રે,<br>
સવાલ શરહુદા, જવાબ ઈશ્કદા<br>
હજરતનો સુણાવા રે,<br>
શરા કહે ચલ પાસ મુલ્લા દે<br>
શિખ લે અદબ અદાબાનુ,<br>
ઈશ્ક કહે ઇક અલિફ બહુતેરા<br>
ઠપ્પ લે સારી કિતાબાનુ.<br>
શરા કહે કર પંજ ઇશનાના

ચલ મક્કે હજનું,
ઈશ્ક કહે બુવા યારદા કાબા
રખ શીર તું સીજદેનું.

પ્રેમ અને કાયદા (જે ધર્મગુરૂએ ઘડયા છે) વચ્ચે ઝગડો થયો છે. કાયદો પ્રશ્ન પૂછે છે અને પ્રેમ એનો જવાબ આપે છે. આવો ભાઈ, એ સવાલ જવાબ હું તમને સંભળાવું અને સમજાવું.

કાયદો કહે ચાલ આપણે મુલ્લાની પાસે જઈએ અને એની પાસેથી જીવન કેમ જીવવું તે શીખીએ.

પ્રેમ જવાબ આપે છે. બધા ધર્મપુસ્તકો બંધ કરી દ્યો. એક અલિફ અક્ષર એટલે અલ્લાહનું નામ આપણા માટે પૂરતું છે.

કાયદો કહે, ચાલ આપણે પાંચવાર સ્નાન કરીએ. હજ કરવા મક્કે જઈએ.

પ્રેમ જવાબ આપે છે, આપણા પ્રભુનું બારણું (ચરણ)જ એજ સાચું કાબા છે. ત્યાં જ આપણે માથું નમાવીએ.

જ્યારે ગીત પૂરૂં થયું ત્યારે સવાર પડી ગઈ હતી. તે વૃધ્ધપુરૂષ પોતાની સિતાર ઉપાડીને ઝૂંપડીની અંદર ગયા અને બારણું બંધ કરી દીધું.

એ વૃધ્ધપુરૂષનું નામ હલીમ ગુલ હતું. એમની ઉમર લગભગ ૮૦ વર્ષની હતી. એ નામ એમણે જ્યારે સંન્યાસ લીધો ત્યારે ધારણ કર્યું હતું. એમણે સંન્યાસ કેમ લીધો એની પાછળ એક બીના છે. તેઓ ત્રીસ વર્ષ સુધી પંજાબના એક રજવાડામાં દરબારી ગવૈયા હતા. એમનું કામ હતું દરરોજ દરબારમાં સવારના બે કલાક સિતાર વગાડવી અને ગીતો ગાવા: એવી રીતે મહારાજાને પ્રસન્ન કરીને વર્ષો સુધી એમની સેવા કરી. એકવાર જ્યારે નવા વર્ષનો દિવસ વૈશાખ મહિનામાં આવ્યો ત્યારે મહારાજા સાહેબે કહેવડાવ્યું કે નવા વર્ષના ઉત્સવ પર એમણે ખાસ ખાસ ગીતો ગાવા.

નવા વર્ષની પ્રભાત ઊગી. દરબારીઓ સારાં સારાં કપડાં પહેરી દરબાર તરફ જઇ રહ્યા હતા. થોડા વખત પછી દરબારમાં મહારાજા સાહેબ પધાર્યા. દરબાર ખીચોખીચ ભરાય ગયો છે. બધે શાંતિનું સામ્રાજ્ય પ્રસરેલું છે. ત્યાં રાજા સાહેબે હુકમ કર્યો કે ગીત શરૂ થાય. પણ ગવૈયો હતો જ નહિ. લોકો એક બીજાને આશ્ચર્યથી પૂછવા લાગ્યા. કેમ નથી આવ્યા ? માંદા તો નહીં પડયા હોય ને ? દીવાને મહારાજા સાહેબને કહ્યુ હજૂર, હજુ દરબારી ગવૈયો નથી આવ્યો. મહારાજા સાહેબ રાતાપીળા થઈ ગયા. ગુસ્સાથી કહ્યું, એમને હમણાં ને હમણાં જ બોલાવી લાવો. દીવાને એક નોકરને ગવૈયાને ઘરે મોકલ્યો. નોકર ગવૈયાના ઘર તરફ જઈ રહ્યો ત્યાં એને રસ્તામાં ગવૈયાનો નોકર મળ્યો. દરબારના નોકરે પૂછયું, તારો માલિક કયાં છે ? દરબારમાં એની રાહ જોવાય છે. ગવૈયાના નોકરે જવાબમાં દરબારના નોકરના હાથમાં ચિઠ્ઠી આપી દીધી. અને પાછો પોતાના ઘર તરફ વળ્યો.

તે ચિઠ્ઠી મહારાજા સાહેબના નામ પર હતી. નોકરે તે ચિઠ્ઠી મહારાજાને પહોંચાડી દીધી. અને તે ચિઠ્ઠી મહારાજા સાહેબે ઉઘાડી. તેમાં આ શબ્દો લખેલા હતા.

હજૂર,

આજે મને મારા પ્રિતમનો સંદેશો મળી ગયો છે. હું જાઉ છું. મારા આત્માએ આજ સવારના એવી પ્રતિજ્ઞા લીધી છે કે આજ પછીથી મારે મારૂં ગીત કોઈ દુનિયાના રાજાને

નહી પણ દુનિયાના રાજાઓના રાજાને જ સમજાવવું.

આભારી.

આપનો ખાદિમ

મહારાજા સાહેબ આ ચિઠ્ઠી વાચીને ક્રોધથી ભભૂકી ઉઠયા અને હુકમ કર્યો કે ગવૈયાને પકડીને દરબારમા હાજર કરો ચાર ઘોડેસ્વારો તરત જ ગવૈયાના ઘર તરફ ઉપડયા ત્યા પહોચ્યા ને જોયુ તો ઘર બધ છે ને તાળુ લાગેલુ છે પાડોશીઓને પૂછયુ તો ખબર પડી કે તેઓ સવારના વહેલા સિતાર લઈને બધાને સલામ કરતા કરતા ઘરની બહાર નીકળી ગયા છે

ઘોડેસ્વારોએ નીચે માથે મહારાજાને ખબર આપી મહારાજા સાહેબ ચૂપ રહી ગયા નવા વર્ષના તહેવારનો કાર્યક્રમ બધ રાખો એમ કહીને રાજસભામાથી મૂગામૂગા કઇક વિચારતા, ઉદાસ મૂખે એકલા મહેલમા પાછા ગયા આખા શહેરમા હોહા થઈ ગઈ

દરબારનો તે ગવૈયો ત્યારપછી ઘણા વર્ષો સુધી જગલોમા ફરતો રહ્યો. જ્યારે અદરથી પ્રેરણા થાય ત્યારે સમય કે જગાની પરવા કર્યા વગર ગીત ગાવા લાગી જાય કોઈની સાથે વાત કરે નહી આખરે રાવીને કાઠે પહોચ્યા ને ત્યા ઝૂપડુ બાધીને રહ્યા

લગભગ ૧૦૦ વર્ષની ઉમરે તેમનો દેહાત થયો એમની મરણ શય્યા પર એક નાનકડી ચિઠ્ઠી મળી જેમા એક જ વાકય લખેલુ હતુ

"મૌનમા જ પ્રભુનો સ્પર્શ પામશો અને એના પ્રેમનુ સગીત સાભળશો"

---

વિભૂતિ મિલન —

આ વખતનુ મુખચિત્ર, નવીન ગાધીએ શાતિનિકેતન (૧૯૪૦)મા ગાધીજી અને ગુરુદેવ ભેગા મળ્યા તે પ્રસગની છબી લીધેલ, તેના આધારે કર્યું છે.



# ધર્મકથા

વાલજી ગોવિંદજી દેસાઇ

(૨)

## ઉજ્જડ બેટ

એક સાહુકાર હતો, એના એકના એક પુત્રને એક ગુલામે બૂડતો બચાવ્યો. આ ઉપકારના પ્રત્યુપકાર દાખલ સાહુકારે ગુલામને દાસત્વથી છુટ્ટો કર્યો અને વિવિધ દ્રવ્યથી ભર્યું ભાદર્યું વહાણુ એને ભેટ આપ્યું, તથા કહ્યું, 'સમુદ્રને સામે પાર જા, ને પરદેશમાં આ માલ વેચ. તેથી કરીને જે કાંઇ ઊપજે તે તારું.'

ગુલામના હરખનો પાર રહ્યો નહિ. એ તો શેઠને રામરામ કરી વહાણુમાં બેસીને સમુદ્ર ખેડવા મંડ્યો. પણુ એને નીકળ્યાં બહુ દિવસ નહોતા થયા ત્યાં જબરું તોફાન થયું, તેથી વહાણુ ખડક હારે ઝાટકાઇને ભાંગી ગયું. એક ગુલામ વિના વહાણુ ઉપર હતા તે સર્વે જણુ બૂડી ગયા, પણુ ગુલામે પાસે જ એક બેટ જોયો ત્યાં તે તરતો તરતો ગયો ને બચી ગયો.

ગુલામ તો કાંઠાની રેતી ઉપર નિરાશ તથા ઉદાસ થઇને બેઠો. પણુ છેવટે તે ઊઠ્યો, કાંઠા આગળ વન હતું તે વટાવ્યું ને જુએ છે તો વિશાળ પટ વચ્ચે ભવ્ય નગરી વસેલી છે, ને એનાં દ્વારમાંથી અનેક લોકો બહાર નીસરે છે.

લોકોએ એને જોયો, એની આગળ ઝપાટાબંધ પહોંચ્યા અને આનંદથી બોલ્યા, 'ભલે પધાર્યા. સ્વાગતમ્, જુગ જુગ જીવો મહારાજા.'

ગુલામને આશ્ચર્ય થયું, પણુ નાગરિકો તો એક સરસ રથ લઇ આવ્યા, એમાં તેને બેસાડીને સુંદર રાજકુલમાં લઇ ગયા. ત્યાં તેને રાજોચિત વસ્ત્ર પહેરાવ્યાં, રાજા રાજા કરવા મંડ્યા અને આજ્ઞા કરો કે અમે શું કરિએ એમ કહેવા લાગ્યા.

ગુલામ તો મૂંઝાઇ જ ગયો. એને થયું કે આ તો મને સ્વપ્ન આવે છે, ને મારા પીડા પામતા ચિત્તની જ સૃષ્ટિ છે. પણુ પછી એને વિશ્વાસ બેઠો કે પોતે જાગ્રત છે ને ભાન ભૂલ્યો નથી, એટલે પોતાના પરિવારમાંથી એક જણુને કહ્યું, 'આ બધું છે શું? મને તો કાંઇ સમઝાતું નથી. જેને તમે જાણુતા નથી, ને પહેલાં કદાપિ ભાળ્યો પણુ નથી એવા નિર્ધન રખડુને તમે કેમ આટલું બધું માન આપો છો ને તમારો રાજા બનાવો છો?'

એક સેવકે જવાબ આપ્યો, 'બાપુ, બહારથી માણુસનું રૂપ ધારણુ કરવા વાળા કિંનર લોકો આ બેટ ઉપર રહે છે. બહુ દિવસ અગાઉ કિંનરે પ્રાર્થના કરી કે પોતા ઉપર રાજ કરવા વર્ષે વર્ષે એક કાળા માથાનો માનવ મર્ત્યલોકથી આવે. એ પ્રાર્થના સ્વીકરાણી, તે દીથી પ્રત્યેક વર્ષે એક પુરુષ મોકલાય છે. જેનો કિંનર સત્કાર કરે છે ને સિંહાસને બેસાડે છે. પણુ વર્ષને અન્તે એની રાજવટ તથા સત્તાનો પણુ અન્ત આવી જાય છે, અને વર્ષ પૂરું થાય એટલે એને વહાણુ ઉપર બેસાડીને એક મોટા તથા ઉજ્જડ બેટ ઉપર લઇ જાય છે ત્યાં, જો એણે આ દિવસને સારું તૈયારી ન કરી હોય તો, એને એકાન્તમાં તથા દુ:ખમાં એનું જીવન પૂરું કરવું પડે છે. પછી અહિં નવો રાજા મોકલાય છે, ને એમ ઘટમાળ ચાલ્યા કરે છે.'

ગુલામે પૂછ્યું, 'ભૂતકાળમાં તમારે ત્યાં આવેલા રાજા કેવા હતા તે મને કહો.'

સેવક કહે, 'તમારા પહેલાંના રાજા પ્રમાદી હતા, પોતાની સત્તા પૂરેપૂરી ભોગવતા અને જ્યારે સત્તાનો અન્ત આવવાનો હતો તે દિવસનો વિચાર જ ન કરતા. પણુ તમે મારું માનો, ને દીર્ઘદૃષ્ટિ રાખો.'

નવા રાજાએ ધ્યાનપૂર્વક આ સાંભળ્યું, અને ધનસત્તાનાશના દિવસને સારુ તૈયારી કરવા માંડી.

રાજસભામાં જે વિચક્ષણમાં વિચક્ષણ પુરુષ હતો એને તેણે બોલાવ્યો ને કહ્યું: 'બુદ્ધિસાગર, જે દુષ્ટ દિવસ આવવાનો છે તેને સારુ મારે કેમ સજ્જતા રાખવી તે મને કહો.'

જ્ઞાનીએ ઉત્તર આપ્યું, 'નિર્ધન દશામાં તમે અહિ આવ્યા, અને જેની તમને વાત કરી તે ઉજ્જડ બેટ ઉપર નિર્ધન દશામાં જ તમારે જવાનું છે. આ ઘડીએ તમે અમારા રાજા છો ને ધાર્યું કરી શકો છો, એટલે આ બેટ ઉપર કુશળ માણસોને મોકલો, તે ત્યાં જઈને ઘર ચણે, ખેતર ખેડે, અને આજુબાજુના પ્રદેશને રમણીય બનાવે. આથી ઉજ્જડ મેદાનને ઠેકાણે લીલા મોલવાળાં ખેતર થઈ જાય, લોકો બીજાં સ્થળ છોડીને ત્યાં રહેવા જાય, અને અહિં તમારી સત્તાનો અંત આવે ત્યારે તમને આનંદપૂર્વક આવકાર આપનારી પ્રજાવાળું નવું રાજ તમે સ્થાપ્યું હોય. દિવસ ટાંચા છે, ને કામ લાંબું છે, એટલે ઉત્સાહપૂર્વક ઉદ્યોગ કરો.'

જ્ઞાનીના ઉપદેશ પ્રમાણે રાજાએ કર્યું એણે તો ઉજ્જડ બેટ ઉપર ચતુર શિલ્પીઓ તથા ઉત્તમ સામગ્રી મોકલી, અને વર્ષ પૂરું નહોતું થયું ત્યાં તો બેટ મનોહર બની ગયો. એના પહેલાંના રાજાને વર્ષના છેલ્લા દિવસનો ત્રાસ લાગતો અને એમ વિલાસથી એને ભૂલવા મથતા. પણ આને તો છેલ્લો દિવસ

ધન્ય ધન્ય ધન્ય આજ દિન આનન્દકારી લાગતો હતો, કેમ કે તે દિવસે એને સનાતન શાન્તિ તથા સુખ મળવાનાં હતાં

છેવટે એ દિવસ આવ્યો, અને રાજા બનેલા ગુલામની રાજવટ પૂરી થઈ. એનાં સુન્દર વસ્ત્ર ઊતારી લીધાં, ને જે ચીથરાંભર તેને સમુદ્રે કાંઠા ઉપર ફેંક્યો હતો તે ચીથરાં પહેરાવ્યાં, અને વહાણ ઉપર બેસાડીને જ્યાં એને હવે રહેવાનું હતું તે બેટની દિશામાં વહાણ હાંક્યું.

પણ બેટને કાંઠે જેવો તે આવ્યો, એવા જ એણે ત્યાં મોકલેલા લોકોએ વાજતે ગાજતે એનું સામૈયું કર્યું, ને એને સારુ તૈયાર કરેલા મહેલમાં એને લઈ ગયા મહેલને ફરતી વાડી હતી તેમાં સુગંધી ફૂલ, સુમધુર ગાન કરતાં પક્ષી તથા ઊછળતા પાણીવાળી પુષ્કરિણીના સમાગમથી શીતળ થયેલા પવન વનવિહારનું નોતરું દેતા હતા. અહિં એણે ખાધું, પીધું ને રાજ કીધું ×




× તામ્રપટ ઉપરથી એલ. માર્ટની 'રેઇસ ઑફ ફેરિન લૅન્ડ્ઝ' (હેન્રી ફ્રાઉડ)માં ઉતારેલી.

# ગુરુદેવ અને ગાંધીજી

જી. રામચન્દ્રન્

ગુરુદેવ અને ગાંધી—આ બે નામો ભારતવર્ષમાંથી દુનિયાના એક ખૂણાથી બીજા ખૂણા સુધી ગુંજતા છે અને પુન: પ્રતિધ્વનિત થાય છે. હવે એક ત્રીજું નામ પણ છે—નહેરુજીનું. દુનિયાના અનેક દેશોમાં અને ભારતવર્ષના કરોડો લોકોના મનમાં આ યુગના આ ત્રણ ભારતવાસીઓ પ્રાચીન તેમજ તરુણ દેશની ભાવના અને પ્રયાસના સર્વોત્તમ અને સર્વોચ્ચ પ્રતિનિધિઓના રૂપમાં દૃષ્ટિએ પડે છે. એ સ્વાભાવિક જ છે કે પ્રત્યેક સ્થળે લોકોએ એમનાં વ્યક્તિત્વ, એમના કાર્યો અને કર્તૃત્વની તુલના કરી છે. ગુરુદેવ અને ગાંધીજીનું આવા પ્રકારનું તુલનાત્મક વિશ્લેષણ અત્યન્ત અઘરું અને કોઇ કોઇ વાર નિરર્થક છે સહેલાઇથી એમની સરખામણી થઈ શકતી નથી. તેઓ ભિન્ન ભિન્ન સ્વરૂપોને પ્રગટ કરે છે. સિન્ધુ અને ગંગાની પેઠે એમનાં જીવન ભિન્ન દિશાઓમાં વહે છે.—તોપણ મનુષ્યને માટે તેમણે સમાન અમૂલ્ય ભેટ ધરી છે. કેરી અને સંતરાનાં વૃક્ષોનાં મૂળ એક જ ભૂમિમાં હોય શકે. પરંતુ બન્નેનાં ફળ ભિન્ન હોય છે સ્વાદિષ્ટ કેરી અને મીઠા સંતરાની તુલના કરવી કઠિન છે એટલું જ નહિ. પણ અનુચિત છે. છતાં એક વ્યાપક દૃષ્ટિએ એમની તુલના કરી શકાય એમ છે. આ પ્રકારની તુલના એવો નિર્ણય કરવાને માટે ન હોય કે સન્તરાની અપેક્ષાએ કેરી સારી છે અને કેરીની અપેક્ષાએ સંતરું આ તુલનાથી એવો અભિપ્રાય પ્રગટ કરવાનો છે કે ખાવામાં કેરી કેવી મજેદાર હોય છે અને સંતરું કયા પ્રકારે સ્વાદિષ્ટ હોય છે. એમની તુલના સ્થૂળ દૃષ્ટિએ ન થઇ શકે અને એ સંભવિત પણ નથી. અસ્તુ, ગાંધીજી અને ગુરુદેવની તુલના પણ અગાધ શ્રદ્ધા અને ભક્તિના પૂર્વપ્રદેશમાં જ થઇ શકે. આ પ્રકારના તુલનાત્મક અધ્યયનમાં અમે એ જણાવવા માગતા નથી કે કોણ કોનાથી મોટા છે, પરંતુ એકની મહત્તા બીજાને માટે કેટલી મહામૂલી અને શક્તિવર્ધક છે. વાસ્તવિક રીતે મહાન પુરુષો વચ્ચે કદિ સંઘર્ષ ઉત્પન્ન થતો નથી. તેઓ એકબીજાને અધિક મહાન બનાવે છે. સામાન્ય જનો જ નકામી તુલનાઓ અને વિવાદોની ધમાલ મચાવે છે.

ઉપર્યુક્ત ભાવનાથી જ આ અધ્યયનનો પ્રયાસ કરવામાં આવ્યો છે.

મહાકવિ અને કલાકારની પ્રતિભા પ્રાપ્ત કરનાર ગુરુદેવે ભારતભૂમિમાંથી એ શક્તિ ગ્રહણ કરી હતી કે જેનાથી તેઓ ભારતની સાંસ્કૃતિક જાગૃતિ (Renaissance) ના સર્વમાન્ય નેતા થયા.

બુદ્ધ અને ઈશુ જેવી ઉચ્ચતમ નૈતિક ક્રાંતિકારીની પ્રતિભાને લીધે ગાંધીજીએ આ ભૂમિમાંથી એવા પોષણને ગ્રહણ કર્યું, કે જેણે એમને ભારતવર્ષના સામાજિક અને રાજનીતિક ઉદ્ધારના એકછત્ર નેતા બનાવ્યા છે.

જે પ્રમાણે ગુરુદેવની સાંસ્કૃતિક રાષ્ટ્રીયતાએ સંકીર્ણ બંધનોને તોડીને વિશાળ આંતરરાષ્ટ્રીય તથા સંપૂર્ણ માનવસમાજનો માર્ગ સ્વીકાર્યો, તે પ્રમાણે ગાંધીજીની રાજનીતિક રાષ્ટ્રીયતામાં માનવસમાજના ઉદ્ધારનો એક સંદેશ નિહિત છે. જેમ કવિ અને કલાકારે સંપૂર્ણ માનવસમાજને અખંડ અને આત્મીય માન્યો, તેમ સન્ત અને નેતાએ પણ માનવસમાજને એ સ્વરૂપે જ અપનાવ્યો. બંનેએ ભિન્ન માર્ગે માનવસમાજના જીવનને પ્રાણવંત અને ક્રાન્તિવન્ત કર્યું છે. જે શક્તિએ એ બન્નેને રૂપ આપ્યું તે એક જ હતી. આ શક્તિ ભારતીય સંસ્કૃતિ અને ભારતની અમર આત્માની ભાવના હતી. આ ભાવના અને શક્તિ ભિન્ન છતાં મહાન વ્યક્તિઓ દ્વારા પ્રસ્ફુટિત થઇ. તોપણ ભાવના અને શક્તિ એક જ હતી. અને ભાવના તેમજ શક્તિ એક હોવા છતાં તેમનાં ફળ ભિન્ન હતા, ભિન્ન ક્ષેત્રોમાં હતાં છતાં ભિન્ન ભાવે રહ્યા હતા.

સ્વતંત્ર ભારતના જ સાંસ્કૃતિક રાષ્ટ્રીયતાને રૂપ આપ્યું, પથદર્શન કરાવ્યું અને જેનું નેતૃત્વ સ્વીકાર્યું, તે સ્વતંત્ર અને વિશાળ ભારતને માટે અપરિહાર્ય હતી અને છે. જ્યાં સુધી ભારતવર્ષ પોતાના સાંસ્કૃતિક આત્માના સ્રોતોને વારંવાર શોધીને કાઢે નહિ અને એમાં પ્રસ્થાપિત રહેલી શક્તિ અને સૌન્દર્યને ગ્રહણ ન કરે, ત્યાં સુધી એનું રાજનીતિક અને સામાજિક પુનર્સંગઠન રેતીના ઢગલા પર બાંધેલા મકાન જેવું છે જો ભારતની સામાજિક, રાજનીતિક અને આર્થિક સ્વતંત્રતાના ભવનને મજબૂત પાયાના આધાર પર અવલંબિત કરવાનો હોય, તો એ પ્રાસાદને ભારતના સાંસ્કૃતિક અર્પણ અને વિકાસ પર ઊભો કરવો જોઈએ. રાષ્ટ્ર અને લોકોના કોઈ પણ અંતિમ વિશ્લેષણનું એકમાત્ર ઉત્તર અન્તર એમની સંસ્કૃતિઓને માનવામાં આવે છે. એ કારણે બોલ્શેવિક પ્રજાસત્તાવાદના સામ્યકર જેવા સ્ટીમરોલરને પણ સોવીયેટ સંઘમાં સામેલ થનારા પ્રજાતંત્રની સાંસ્કૃતિક સ્વતંત્રતાની જામીનગીરી લેવી પડે છે. કોઈપણ રાષ્ટ્રની સાંસ્કૃતિક સ્વતંત્રતાનો વિનાશ એટલે તે રાષ્ટ્રનું નિશ્ચિત મૃત્યુ.

સાંસ્કૃતિક વિરોધી રાષ્ટ્રીયતાની દીવાલ પર અસત્ય અને કપટપૂર્ણ રાજનીતિક રાષ્ટ્રીયતાનું નિર્માણ કરવાના પ્રયાસથી શું આપણે અજાણ્યા છીએ ? આપણી વર્તમાન રાજનીતિક રાષ્ટ્રીયતાની બધી કમજોરીનું મૂળ આ જૂઠા સાંસ્કૃતિક આધારમાં છે. આપણે વિદેશી ભાષામાં બોલીએ, લખીએ અને ગાઈએ છીએ, વિદેશના રીતરિવાજોની આપણે નકલ કરીએ છીએ, પોતાના સાહિત્ય અને ઇતિહાસ વિશે અમારે જ્ઞાન ન હોય છતાં તેમના સાહિત્ય અને ઇતિહાસનું અધ્યયન કરીએ છીએ, એમના વિચારોમાં જ વિચાર કરીએ છીએ અને પછી કલ્પના કરીએ છીએ, કે આપણે રાજનીતિક દૃષ્ટિથી સ્વતંત્ર થઈ શકીએ એમ છીએ ! આના કરતાં મોટો બીજો કોઈ ભ્રમ કે પાખંડ ન હોય શકે. વાસ્તવિક તેમ જ કૃતિપ્રેરક રાજનીતિક કાર્યોની શક્તિનું મૂળ રાજનીતિથી સંબંધ ભિન્ન જ હોવું જોઈએ—રાજનીતિથી એકદમ ભિન્ન સ્રોતમાંથી શક્તિ આવવી જોઈએ. આ શક્તિ આપણને રાષ્ટ્રનો આત્મા અને બુદ્ધિમાંથી મળવી જોઈએ સર્વ રાષ્ટ્રોના ઇતિહાસમાં આ જ પ્રમાણે થયું છે જો ફ્રાન્સની ક્રાન્તિની શક્તિ જનતાની ભૂખ અને યાતનામાંથી પ્રાપ્ત થઈ હતી, તો એવા જ સમાન રૂપમાં ફ્રાન્સના કવિઓ, લેખકો અને વિચારકોની જાગૃતિ અને પ્રેરણાથી પણ ઉત્પન્ન થઇ હતી, તેઓએ ફ્રાન્સના સ્ત્રીપુરુષોના આત્માઓને હચમચાવી મૂક્યા હતા ક્રાન્તિનું બાહ્યરૂપ એના આન્તરિક રૂપથી જ આવે છે સાંસ્કૃતિક ક્રાન્તિથી જ રાજનીતિક ક્રાન્તિ સંભવે, તેથી જ વોલ્ટેર અને રૂસોને એટલાજ આવશ્યક અને પ્રાણદાતા માનવા જોઈએ, જેટલા ડેન્ટન (Danton) અને રૉબીસ્પિયરને માનીએ છીએ આયર્લેન્ડમાં રાજનીતિક ક્રાન્તિને એ જ સાંસ્કૃતિક ક્રાન્તિથી પ્રેરણા મળી, અને જ્યોર્જ રસેલ, ડબ્લ્યુ બી ટેટસ, સિંજ અને અન્ય જનો એ માટે એટલા જ મહત્ત્વપૂર્ણ છે, જેટલા ડી વેલેરા, ગ્રિફિથ અને કોલિન્સ છે ભારતવર્ષમાં ગુરુદેવ એટલા જ મહત્ત્વપૂર્ણ અને પ્રાણદાતા છે, જેટલા ગાંધીજી અને નહેરૂ છે ફક્ત ગાંધીજીનો નૈતિક આદર્શવાદ અને ગુરુદેવનો સાંસ્કૃતિક આદર્શવાદ બન્ને મળીને જ ભારતવર્ષની મહત્તા અને સ્વતંત્રતા નિર્માણ કરશે. ગુરુદેવ પાસેથી આપણને દૃષ્ટિ, સમજ અને ગાંભીર્ય પ્રાપ્ત થાય છે અને ગાંધીજી પાસેથી પ્રગતિ, શૌર્ય અને સફળતા આપણે એમાંથી એક વિના કેવી રીતે કર્તવ્યનું પાલન કરી શકીએ !

—

હવે બે શબ્દો એમના વ્યક્તિત્વ વિશે લખું. સામાન્ય માન્યતા એવી છે કે ગુરુદેવ પર પશ્ચિમની અસર વધારે હતી અને ગાંધીજી પર પૂર્વની અસર અધિક હતી. દોષરહિત અને ઢીલા પોશાકમાં એમને જોઈને, એમના આધુનિક વિચારોને સાંભળીને અને એમની રીતભાતને જોઈને હરકોઈ એ ભૂલ કરી બેસે કે એમના પર અપેક્ષાકૃત પશ્ચિમનો અધિક પ્રભાવ હતો. પરંતુ એમને સંપૂર્ણ પૌર્વાત્ય કરવા માટે બસ એમનામાં બાહ્ય ફેરફાર કરવાની આવશ્યકતા હતી. તેઓ સોળ આની હિન્દુસ્તાની હતા. બાળપણથી જ એમનું મન ભારતીય સંસ્કૃતિથી ઓતપ્રોત હતું,

એનો અર્થ એમ કરવો ન જોઈએ કે તેઓ એક સંકીર્ણ રાષ્ટ્રવાદી હતા. પરંતુ વાત એમ છે કે એમનું સંપૂર્ણ જીવન-સ્રોત અંદરથી પૌર્વાત્ય સંસ્કૃતિમય હતું. એથી ઊલટું, ગાંધીજી લંગોટી પહેરેલા અને આશ્રમના કઠોર વાતાવરણમાં તિતિક્ષુ જીવન જીવતા જોઈને કોઈ એ ભૂલ કરી બેસે કે તેઓ પ્રાચીનકાળના પૌર્વાત્ય પુરુષ છે અને એમને પશ્ચિમની પ્રવૃત્તિઓનો ત્યાગ કર્યો છે. પરંતુ જો તમે ગાંધીજીનું અધ્યયન કરશો, તો તમને જણાશે કે એમનામાં પાશ્ચાત્ય સામગ્રી ઘણી હતી. એમની ઘડિયાળ એમની અભિન્ન સહચરી છે. એમના જીવનની સમય-નિયમતા એ પાશ્ચાત્ય વિચાર છે. સંગઠન અને આંદોલનની પદ્ધતિ પાશ્ચાત્યને અનુરૂપ છે. સામુદાયિક માનવ-ઉત્થાન અને અહિંસાના એમના વિચારો અને તે પણ વ્યાવહારિક રાષ્ટ્રીય શસ્ત્રના રૂપમાં, એમના સમાજ-સુધારા વિશેના વિચારો, એમના સ્ત્રીઓને લગતા વિચારો-એ સર્વ પાશ્ચાત્ય સંસ્કૃતિના ઉચ્ચતમ વિચારોથી ઓતપ્રોત છે. ગાંધીજી અને ગુરુદેવ પૂર્વ અને પશ્ચિમના સુન્દર અને ઉચ્ચતમ મિલનના પ્રતિનિધિરૂપ છે. પરંતુ બંનેમાં ગુરુદેવ અધિક પૌર્વાત્ય હતા.

પરમાત્માની ઇચ્છાથી, ગંગા અને સિન્ધુ સમાન તેઓ બંને ભારતની આધ્યાત્મિક સંસ્કૃતિના હિમાલય પરથી સર્વદા વહેતા રહે. અબાધ રૂપથી ભારતીય માનવતામાં પ્રાણોનો સંચાર કરતા રહે અને સાર્વભૌમ માનવ મહાસાગરમાં એને અન્ય સૌ રાષ્ટ્રોની સાથે સમાન અને શાનદાર બંધુત્વ તરફ ખેંચતા રહે.

---

(અનુસંધાન પૃ. ૧૪૭થી)

અભ્યાસ કરેલો છે, તેઓ મોહરૂપી પાણીથી ભરેલા સંસારરૂપી સમુદ્રમાંથી તરીને પાર ગયા છે. હે રામ! એ ચારમાંથી એકનો પણ અભ્યાસ કરવામાં આવે છે, તો તે ચારેનો અભ્યાસ થઈ જાય છે. એ ચારેમાંથી એક એક પણ બાકીના ત્રણને ઉત્પન્ન કરનાર છે. માટે મનુષ્યે એ સર્વેની સિદ્ધિ માટે પ્રયત્નથી એકનો પણ અભ્યાસ કરવો જોઈએ.

હે રામ! પરમપુરુષાર્થ કરીને, ચિત્તરૂપી મદમત્ત હાથીને જીતીને, જ્યાં સુધી એક ગુણને પણ હૃદયમાં પ્રવેશ કરવામાં આવતો નથી, ત્યાં સુધી ઉત્તમગતિ પ્રાપ્ત થતી નથી. હે રામ! તમારું મન જ્યાં સુધી તે ગુણો સંપાદન કરવા માટે આસક્તિવાળું ન થાય, ત્યાં સુધી તમારે પ્રયત્ન કરીને, દાંતોથી દાંતો કચડીને પ્રયત્ન કરવો. હે મહાબાહુ! તમે દેવ થાઓ, યક્ષ થાઓ, કે વૃક્ષ થાઓ, પણ જ્યાં સુધી ઉપર કહેલા ગુણોને તમે સંપાદન કરશો નહીં, ત્યાં સુધી તમને શુદ્ધ જ્ઞાન બીજા કોઈ ઉપાયથી મળવાનું નથી. ચારમાંથી એક પણ ગુણ બળવાન થાય છે, તો દોષોથી વિવશ બનેલા ચિત્તવાળા પુરુષના બધા દોષો તરત જ નાશ પામે છે. એક ગુણ વૃદ્ધિ પામે એટલે દોષોને જીતનારા બીજા ગુણો વધે છે, અને એક દોષ વધે છે, તો ગુણોનો વિનાશ કરનારા બીજા દોષો વધી જાય છે.



# રૂપાયતન



રૂપાયતનનો મુખ્ય આદર્શ જનતામાં લોકોપયોગી કલાનો પ્રચાર કરી સામાન્ય લોકોનાં જીવનમાં પણ સુરુચિ અને આનંદનુ સિંચન કરવાનો અને કરાવવાનો છે આ ધ્યેયને સિદ્ધ કરવા હવે જમીનની વધુ આવશ્યકતા લાગે છે ત્યાં આલીશાન મકાનો નહી પણ કલાત્મક ઝૂંપડાંઓ હશે, ત્યાં બધા ગૃહઉદ્યોગો હશે, ત્યાં કલા હશે, ત્યાં સંગીત હશે. ત્યાં એ વાટે જ કેળવણી અપાશે, ત્યાંનુ વાતાવરણ જ વિદ્યાર્થીઓની સર્જનાત્મક શક્તિ જગાડી નવી પ્રેરણા આપશે દરેક માણસમાં સર્જનાત્મક શક્તિ તો પડી જ હોય છે પણ એ સુષુપ્ત દશામાં હોય છે એને પ્રગટ કરવા પ્રેરણાત્મક વાતાવરણ જ જોઇએ આ વાતાવરણ બાપુ અને ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનથી જ ઉદ્‌ભવી શકે.

મનુષ્યને જીવન ટકવવા માટે જેટલી આવશ્યકતા નિદ્રા, હવા અને ખોરાકની છે તેટલી જ આવશ્યકતા, સારુ અને સાદુ જીવન જીવવા માટે સૌંદર્ય પારખવાની પણ છે

કળા જ્યારે પૂર્ણ સ્વરૂપે વિકસે છે, ટોચે પહોંચે છે ત્યારે તે પવિત્ર બને છે અને સમાજને એક દિવ્ય સંદેશ આપે છે

અમારી આકાંક્ષા, અમારો આદર્શ અને પૂ. બાપુ અને પૂ. ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારમાંથી મેળવ્યાં છે અને આ બન્નેનાં શિક્ષણ અને સંસ્કારના મિલનમાંથી જ રૂપાયતનનો જન્મ થયો છે

ટુંકમાં રૂપાયતનનુ ધ્યેય દરેક વ્યક્તિની આંતરશુદ્ધિ જગાડવાનુ અને સૌંદર્ય પારખવાની શક્તિ કેળવવાનુ છે આ તેને આનંદથી ભરી દેશે અને તેને નવુ રચવાને માટે પ્રેરણા આપશે

આ હેતુથી રૂપાયતનમાં હાલ જે ઉદ્યોગો ચાલે છે તેમાંથી બનતી બધી વસ્તુઓમાં સૌંદર્યની રેખા હશે, બીજાને તે જોવા માટે આમંત્રણ આપશે, અને આનંદ આપશે.

કળા, આમ દુનીયામાં સેવા અને સૌંદર્યના આનંદની પ્રતિનિધી બને છે રૂપાયતન એ કળાનું નમ્ર સેવક છે

શ્રી મોતીલાલ તુલસીદાસ સ્મારક
પ્રકાશક અને મુદ્રક ધીરેન
"રૂપાયતન" ૪૫, નહેરરોડ, વિલેપા

# પ્યારાબાપુ

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીના તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની વિચારશ્રેણીનો સમન્વય કરી બન્ને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કલા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણાં રોજીંદા જીવનનાં પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઇત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે

## સૂચનાઓ

* દર માસની ૧૨મી તારીખે અંક પ્રસિદ્ધ થશે
* પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમા તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું
* સરનામાનો ફેરફાર તરત જણાવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ
* 'પ્યારાબાપુ'માંનાં સર્વ ચિત્રો અને છબીઓ કોપીરાઈટથી રક્ષિત છે

## લવાજમ

દેશમાં રૂપિયા છ
પરદેશમા બાર શિલિંગ
છૂટક નકલ દસ આના

'પ્યારાબાપુ' અંગેના સઘળા પત્રવ્યવહારનું સરનામું —

'રૂપાયતન'
૪૫, નહેરુ રોડ, વિલેપારલે
મુંબઇ-૨૪

આફ્રિકામા આ માસિકનુ લવાજમ શ્રી. પ્રભુદાસ વજરીયા C/o જે. પી. વજરીઆ પો. બા. ૧૨૬, નૈરોબી, એ ઠેકાણે ભરી શકાશે.

મુદ્રક કનૈયાલાલ પૃથ્વીરાજ શાહ
એડવર્ડ પ્રિન્ટિંગ વર્કસ,
મુંબઇ નં. ૨

"પાપને છૂપું ન રખાય
મને તો કંઈજ છૂપું નથી."
—ગાંધીજી

[illegible]

"ખરી શરમ-દોષ કરવામાં છે
દોષ છુપાવવામાં તો દોષ બમણો
થાય છે."
—ગાંધીજી.

વર્ષ ૧ | ૧૨ સપ્ટેમ્બર ૧૯૪૮ | અંક ૮

## વિષયસૂચિ



# દોષ છુપાવશો નહીં

### ગાંધીજી

"તમે આત્મવિશ્વાસ ખોઈ બેસો તે બરાબર નથી. કુવિચારો માણસને ઘણીવાર આવે, પણ ઘરમાં જેમ કચરો ભરાય, તેને જે વખતોવખત કાઢ્યા કરે છે તે સ્વચ્છ છે અને પોતાનું ઘર સ્વચ્છ રાખે છે એમ કહેવાય. એ જ રીતે કુવિચારોને જેવા આવે તેવા જ કાઢ્યા કરે તેનો સદા જય જ છે તે કદી હારી ન કહેવાય. એ દંભમાંથી બચવાને સારુ મેં તો સુવર્ણ ઉપાય બતાવ્યો છે કે એ વિચારોને આપણે કદી છુપાવવા નહીં, પણ જાહેર કરી દેવા. તેની દાંડી પીટવાની પણ જરૂર નહીં. કોઈક મિત્રને તો કહી જ દેવા જોઈએ. અને આખું જગત જાણે તોયે હરકત નહીં, એવી માનસિક સ્થિતિ હોવી જોઈએ. વિનોબાના વચન ઉપર શ્રદ્ધા રાખજો અને નિરાશ ન થજો."

★



# બાપુનાં પ્રિય ભજનો

તેરા મકાન આલા જિત્થે કિત્થે
વસી ભી તૂં॥

હલો તો આસમાન વેખૂં આગા હલી પસૂં।

આસમાન મિઓહિ તારા, તારન જો
ચંઠ ભી તૂં॥

હલો તો બાજાર વેખૂં આગા હલી પસૂં।

બાજાર મિઓહિ આદમ, આદમ જો
દમ ભી તૂં॥

હલો તો મન્દિર વેખૂં આગા હલી પસૂં।

મન્દિર મિઓહિ મૂરત, મૂરત જો
સૂરત ભી તૂં॥

હલો તો દરિયા વેખૂં આગા હલી પસૂં।

દરિયા મિઓહિ લહરુ, લહરન જો
લાલ ભી તૂં॥

હલો તો કિશ્તી વેખૂં આગા હલી પસૂં।

કિશ્તી મેં રહેથા શાહિબ, શાહિબ જો
સાહિબ ભી તૂં॥

"તારું મકાન ઉમદા છે. તું સર્વ સ્થળે વ
છે. આકાશના તારાઓ સામું જોઉં છું, ત્યાં પા
તું જ નજરે પડે છે. આકાશના મેદાનમાં રમ
ચાંદો તું જ છે. બજારમાં લોકોની ભીડનો પા
નથી. તે સૌમાં ચેતનરૂપે રમનારો તું જ
મંદિરોની મૂર્તિઓમાં તું રહેલો છે. માણસો ત
પથ્થરમાં પણ દેખે છે। દરિયાનાં ઊછળતાં મોજાં
તારો વાસ છે. વહાણના ટંડેલનો પણ તું ટંડેલ
તને સર્વ સ્થળોએ જોઇ માણસો તારી પૂજા
તારું ભજન કરે છે. અને તારી પૂજા ને તા
ભક્તિમાં માણસની સર્વ આશા ફળે છે."

# ગાંધીજીના 'ગુરુ'




કિશનસિંહ ચાવડા.

અમારી વાતચીત દરમ્યાન ગાંધીજીને જમાડવાનું સુભાગ્ય મને સાંપડ્યું. એ વખતે એમના મેજ પરની એક વસ્તુએ મારું ધ્યાન ખેંચ્યું. હતું તો એ માત્ર એક કાચનું રમકડું મેં એને પહેલાં જોયું પણ હતું. બીજે ઠેકાણે એણે કોઈનું ધ્યાન પણ આકર્ષ્યું ન હોત એ રમકડું ત્રણ વાંદરાનું હતુ. ત્રણે વાદરા એકબીજાની અડોઅડ બેઠા હતા. પહેલા વાદરાએ બને હાથ વડે પોતાનું મોઢું ઢાંક્યું હતું. બીજાએ બે હાથે બે આંખો બધ કરી હતી. ત્રીજાએ પોતાના બને કાન દબાવી દીધા હતા ગાધીજી લગભગ જમી રહેવા આવ્યા હતા, અને અમારી મુલાકાતનો અન્ત આવતો હતો. એમના મેજ પર એ રમકડું જોઈને એનાં ઉપયોગિતા ને ઔચિત્ય વિષે એમને પૂછી લેવાની આતુરતા હું રોકી ન શક્યો. એ રમકડાનો જે સામાન્ય અર્થ થાય છે તેટલા ખાતર એને અહીં સ્થાન મળ્યું છે, કે ગાંધીજીને મન એનું કંઇ વિશેષ મહત્વ છે? મારાથી ન રહેવાયું. એટલે મેં પૂછ્યું:

'બાપુ, આ રમકડુ કેમ મેજ પર રાખ્યુ છે?'

તેઓ કોઇ ગભીર પ્રશ્નનો ઉત્તર આપતા હોય તેમ બોલ્યા 'એ મારા ગુરુઓ છે.'

ગાધીજી પાસેથી ગમે તેવું આશ્ચર્ય સાભળવા હુ ટેવાયેલો છુ. એટલે આ જવાબથી મને આચકો ન લાગ્યો. પણ એ રમકડા વિષેનુ એમનુ દૃષ્ટિબિંદુ જાણવાની ઉત્કંઠા એથી વધુ જાગૃત થઇ મારા ચહેરા પર જિજ્ઞાસાનો એ સ્પષ્ટ ભાવ નીરખી એમણે કહ્યુ 'આજે તો મને બરાબર યાદ નથી, પણ ઘણું કરીને આ વસ્તુ લાબા વખત પહેલાં એક ચીનીએ સેવાગ્રામમા મહાદેવને આપી હતી, અને મહાદેવ પાસેથી એ મારી પાસે આવી. ઘણી સારી અને મહત્વની ચીજો હજુયે જૂની ચીની સસ્કૃતિમા જીવે છે આ વસ્તુ પણ એવી જ એક સુંદર વસ્તુ છે. આ સાદું રમકડું પણ ઘણી મોટી વાત કહે છે, અને અતિશય મહત્ત્વનો સદેશ આપે છે અને રોજના જીવનમાં એ ઘણું ઉપયોગી છે.'

હું મૌન ધરીને સાંભળતો હતો, એટલે ગાંધીજીએ આગળ ચલાવ્યું: 'પહેલો વાંદરો જેણે પોતાનું મોઢું ઢાંક્યું છે તે એમ કહે છે કે કદી જ અસત્ય ન બોલવું, અને કોઈ દિવસ કોઈની નિન્દા ન કરવી. જેણે પોતાની આંખો બંધ કરી છે એ બીજો વાંદરો કહે છે કે આપણી આંખે કદી પણ આપણે ખરાબ જોવું નહીં.' અહીં ગાંધીજી જરા થંભ્યા, અને પછી ધીરેથી બોલ્યાઃ 'જ્યારે હું ફરવા જાઉં છું ત્યારે હમેશાં મારો હાથ કોઈને ખભે હોય છે હું એને કહી દઉં છું કે "જોજે, મારી આંખો બંધ છે; મારી સંભાળ રાખજે." અને મને એથી ઘણું બળ અને ઘણી શાન્તિ મળે છે.'

'અને ત્રીજો વાંદરો આપણને શીખવે છે,' ગાંધીજીએ એ જ ગાંભીર્ય અને શાન્તિથી કહ્યું, 'કે આપણે કોઇનું બૂરું અથવા કોઈની નિન્દા સાંભળવાં નહીં. એ કેટલો મોટો સંદેશ છે!

કાનનો દુરુપયોગ માણસના મનની શાન્તિ હરી લે છે, અને હૃદયને માફ ન કરી શકાય એટલું અપરાધી ને અપવિત્ર બનાવે છે. આપણને સહુને જીવનમાં એકવાર તો આવો અનુભવ થયો જ હોય છે.'

ગાંધીજી જમી રહ્યા હતા. મેં હાથ ધોવડાવ્યા. હાથ લૂછતાં લૂછતાં એમણે કહ્યું: 'આ રમકડાને હું કલાની વસ્તુ કહું. એનું માત્ર બહારનું સ્વરૂપ સુન્દર અને ઘાટીલું છે એટલું જ નહીં, પણ એ જે અર્થ પ્રગટ કરે છે તે માનવજાતને માટે કેટલો લાભદાયક છે! જે કલા માણસજાતનું મંગલ ન કરી શકે, જે કલા માણસને નીચેથી ઊંચે આણીને એના આત્મા સાથે એકતાન ન કરાવી શકે, તે કલા નથી. કલા મનને શુધ્ધ કરે, હૃદયને પવિત્ર કરે, અને આત્માને ઉજ્જવળ બનાવે. આ વાંદરાઓને હું જ્ઞાનપૂર્વક ગુરુ કહું છું, અને જ્યાં જાઉં છું ત્યાં સાથે લઈ જાઉં છું. મને એ દરેક ક્ષણે એમની વાતે કહે છે.'

---

**શુદ્ધ હૃદય અને સાચું જીવન એ બે મોટી અને સૌથી અગત્યની બાબતો છે.**

સ્વાર્થી અને આપમતલબના વિચારો અને કર્મો દુ:ખ આણે છે. સત્યમાંથી ઉદ્ભવતા વિચારો અને કર્મો આનંદ આણે છે. જે રીતથી મન આ પ્રમાણે બદલાય છે અને રૂપાંતર થાય છે તે રીત બે છે: ચિંતન અને તેનો આચાર. શાંત ચિંતનથી સદ્વર્તનનું મૂળ અને તે મુજબ વર્તવાનું કારણ શોધી કઢાય છે, અને આચારથી રોજ સત્કર્મ કરાય છે.

સત્યનું જ્ઞાન પુસ્તકથી, સૂક્ષ્મ તર્કથી, વાદવિવાદથી અથવા વિવાદયુક્ત ચતુરાઇથી મળતું નથી, તે તો સત્કર્મથી મળે છે.

સત્યનું જ્ઞાન કંઇ ચોપડીમાંથી મળતું નથી; તે તો તેને આચારમાં મૂકવાથી જ શીખી અને જાણી શકાય છે:



# ગાંધીજી અને વિશ્વ-સંસ્કૃતિ

શ્રીમતી સોફિયા વાડિયા

હવે આપણે વિશ્વના નાગરિક તેમજ માનવ-જાતિના પ્રેમી તરીકે ગાંધીજીએ માનવ-સંસ્કૃતિને જે ફાળો આપ્યો છે, જેને આપણે સૌથી વધારે પ્રવર્તનશીલ ફાળો માનીએ છીએ, તેનો વિચાર કરીશું.

પરન્તુ સંસ્કૃતિ એટલે શું? સંસ્કૃતિ એટલે મનુષ્યમાં રહેલ માનવતાનો આવિષ્કાર, તે માત્ર વિદ્યા કે કૌશલ્યની ઉત્પત્તિ નથી. તે બુદ્ધિમાંથી નહિ પરન્તુ હૃદયના ઊંડાણમાંથી ઉદ્ભવે છે એ તો આત્માની જ્યોતિમાંથી, સ્વર્ગમાંથી ઉતરી આવેલ વિદ્વત્તા છે. એ વિદ્વત્તાને જેમ્સ ( James ) નિર્મળ, શાંતિપ્રદ, અને સૌમ્ય......કારુણ્યપૂર્ણ અને શ્રેયસ્કર ફળ, નિષ્પક્ષપાતી અને દંભરહિત' તરીકે વર્ણવે છે વળી એનુ વિધાન : "અને સત્યનિષ્ઠાનું ફળ જેઓ શાંતિ સ્થાપે છે તેમની શાંતિમાં રોપાય છે." એ ખરેખર ગાંધીજી વિશે પણ વાપરી શકાય કારણ કે ગાંધીજીએ માનવતાના નૈતિક પુનરુદ્ધારાર્થે સત્યનિષ્ઠાના બીજને રોપવાના કાર્યને પોતાના જીવનની દીક્ષા શું નથી ગણી! ઉપદેશ અને ઉદાહરણ દ્વારા શાંતિના માર્ગનો, અહિંસાના માર્ગનો બોધ આપીને ગાંધીજીએ વિશ્વને પડકાર કર્યો છે, અને આપણને આપણા ખરા માનવ-પ્રકૃતિના અભિયાન પ્રતિ જાગ્રત કર્યાં છે

મનુષ્ય-જાતિ એ કંઈ વરુઓનું ઉત્તમ ટોળું નથી. એનો જીવનવ્યવહાર એથી જંગલી ન જ કહેવાય. આપણે તો એથીયે ઉચ્ચતર નીતિનું, આપણી આત્માનુભવ પ્રકૃતિમાં કાર્ય કરી રહેલ નીતિનુ, પ્રેમ અને બંધુત્વભાવની નીતિનું પાલન કરવું છે. "અહિંસા એ મનુષ્યજાતિની નીતિ છે."

ગાંધીજી કહે છે.–

"માનવીનું જીવનધ્યેય દિનપ્રતિદિન તેની ભૌતિક આશાઓમાં અને ભૌતિક વૈભવોમાં વૃદ્ધિ કરવાનું નથી, પરન્તુ દિને દિને ઇશ્વરની વધારે સમીપ જવાનું

વળી અન્ય સ્થાને તેઓ કહે છે –

"આપણા અંતરમાં વાસ કરતા ઇશ્વરની ઝાંખી કરવા સારુ આપણે મનુષ્ય તરીકે જન્મ્યા છીએ એ ખરેખર માનવીનો અધિકાર છે અને એ તેને પશુથી જુદો પાડે છે પરન્તુ ઇશ્વરની ઝાંખી કરવી એટલે સર્વ જીવોમાં તેનું દર્શન કરવું, એટલે કે સમગ્ર સૃષ્ટિ સાથે એકતા અનુભવવી."

આ રીતે, ગાંધીજીનુ અંતિમ ધ્યેય મનુષ્યજાતિને ઉચ્ચતર, નૈતિક અને આધ્યાત્મિક, ભૂમિકાએ લઇ જવાનુ છે તેમને મન, જીવન એ સત્યની પ્રગતિશીલ અનુભૂતિ છે, અને સત્ય એ ઇશ્વર છે, જેમ ઇશ્વર એ સત્ય છે તેઓ કહે છે —

"જીવન એ મહેચ્છા છે એની દીક્ષા સંપૂર્ણતા માટે પ્રયત્ન કરવાની છે, સંપૂર્ણતા એટલે આત્મદર્શન આપણી નબળાઇઓ અને અપૂર્ણતાને કારણે આ આદર્શને નીચે પાડવો ન જોઇએ. આ બન્ને અવગુણો મારામાં છે એનું મને દુઃખદ ભાન છે. મારી નબળાઈઓ અને અપૂર્ણતાને દૂર કરવામાં સહાયરૂપ થવા હું સત્યને દરરોજ મૂંગી રીતે પોકારું છું '

વળી ઘેરા આગ્રહ જતા તેમના મુખમાંથી ઉદ્ગારો સરી પડે છે—"મારી પ્રત્યેક નિષ્ફળતા મને સિદ્ધિની વધારે સમીપ લઇ જાય છે."

ગાંધીજીના જીવન પરથી આપણે શ્રદ્ધા અને આશા મેળવી શકીએ. તેઓ આપણને જેવા આપણે બની શકીએ એ સ્વરૂપે સંપૂર્ણ. નિહાળે છે, અને તે અપ્રતિમ આર્ષદૃષ્ટિ દ્વારા તેઓ આપણામાં શક્તિનો સંચાર કરે છે અને વારંવાર પ્રયત્ન કરવા માટે આપણને પ્રેરે છે.

ગાંધીજીના જીવન અને ઉપદેશોની પાછળ આજ આત્મબળ રહેલું છે. માનવજાતિના અંતિમ ઉત્કર્ષમાં [illegible] એ બળનો જન્મ થયો

છે, અને એ શ્રદ્ધા એમને ધર્મ છે, એ ધર્મ હિંદુધર્મ કે કોઇપણ અન્ય 'વાદ' કરતાં ઉચ્ચતર છે.

તેઓ કહે છે.—

"હું ધર્મનો અર્થ શો કરું છું તે સમજાવું. એ ધર્મ કંઇ હિંદુધર્મ નથી......પણ એ હિંદુધર્મથી ઉચ્ચતર છે, માનવીના મૂળ સ્વભાવમાં પરિવર્તન આણે છે, અંતર્ગત સત્યની સાથે આપણને અતૂટ બંધને બાંધે છે, આપણને સર્વદા નિર્મળ કરે છે. માનવસ્વભાવનું એ સનાતન તત્ત્વ છે, એ સંપૂર્ણ આવિર્ભાવ કરવા સારુ સર્વસ્વને હોમી દેવા સદા તત્પર રહે છે, અને જ્યાં સુધી તે પોતાના આત્માને ઓળખે નહિ, પોતાના સર્જનહારને જાણે નહિ, અને પોતાના આત્મા અને સર્જનહાર વચ્ચેના ખરા સબંધની ખૂજ કરી શકે નહિ, ત્યાં સુધી પોતાના આત્માને સંપૂર્ણતઃ વ્યથિત કરે છે."

ધર્મનો કેવો સુન્દર અને પ્રવર્તનશીલ અર્થ છે! 'જે આપણને અંતર્ગત સત્યની સાથે અતૂટ બંધને બાંધે છે.' 'જે આપણને સર્વદા નિર્મળ કરે છે,' અને જ્યાંસુધી દિવ્ય આત્મા કે ઇશ્વર સાથે પુનર્યોગથી ઉદ્ભવતી શાંતિ ન મળે 'ત્યાંસુધી આત્માને સંપૂર્ણત વ્યથિત કરે છે!'

એમના ધર્મના બોધમાં અને બાહ્ય નિયમોના પાલનમાં તેમજ ધાર્મિક વિધિઓ અને ક્રિયાઓના અનુષ્ઠાનમાં પરિણુત પામતી આબદ્ધ અને સંકુચિત ધાર્મિક દૃષ્ટિમાં કેટલી ભિન્નતા છે! અહંકારી અને નિષેધક અસહિષ્ણુતાના તેમજ સ્વાર્થી અને નિર્દય બંધુત્વરહિતતાના દુર્ગોમાં પૂરાયેલા ધર્મચૂસ્તો ધ્રૂજી ઊઠે, અતિશય ગુસ્સે થાય એમાં આશ્ચર્ય શું?...પણ શાસ્ત્રોનું શું? એવો પ્રશ્ન તમને ઊઠે. ગાંધીજી શાસ્ત્રો પ્રત્યે કયી દૃષ્ટિએ નિહાળે છે? તેઓ પોતાને તો હિંદુ કહેવડાવે છે અને શું શાસ્ત્રોનો અસ્વીકાર કરે છે!

ગાંધીજી તત્ત્વતઃ સ્વતંત્ર વિચારક છે. તેઓ આત્માના માર્ગનું અનુસરણ કરે છે, તેથી તેઓ ધાર્મિક પરંપરા અને પક્ષપાતના બંધનને ન જ સ્વીકારે.

તેઓ કહે છે.—

'મને કોઇપણ ઉપદેશ વિદ્વત્તાપૂર્ણ કેમ ન હોય, છતાં તેમાં જો બુદ્ધિને અને નૈતિક વિવેકને અવકાશ ન હોય તો તેનું બંધન મને ત્યાજ્ય છે."

વળી, અસ્પૃશ્યતાને વખોડી કાઢી, આ નિયમને તેઓ નિર્ભયપણે અમલમાં મૂકે છે અને ધર્મચૂસ્તો સામે પડકાર કરે છે.

"અસ્પૃશ્યતાને હું માનવતા વિરુદ્ધ પાપ ગણું છું......એને જારી રાખનાર પક્ષ સામે મારે દલીલ કરવાની ન હોય, અને આવી પાપમય સંસ્થાને ઉત્તેજન આપનારા શંકાસ્પદ લક્ષણવાળા શાસ્ત્રીય પ્રમાણને નકારવા હું લગારે અચકાતો નથી."

વળીઃ—

"સંસ્કૃતમાં જે કંઇ લખાયું હોય અને શાસ્ત્રમાં છપાયેલું હોય, તેનું આપણે પાલન કર્યા વિના છૂટકો નથી એવા મતને સ્વીકારી આપણે આપણી જાતને છેતરીએ નહિ. જે કંઇ નીતિના મૂળભૂત સિદ્ધાંતોની વિરુદ્ધ હોય, જે કંઇ કેળવાયેલી બુદ્ધિની વિરુદ્ધ હોય, તે ભલે કેટલુંયે પ્રાચીન હોય તોયે તેને શાસ્ત્ર તરીકે ન જ ગણી શકાય."

આમ, ગાંધીજીનો ધર્મ બંધુત્વનો ધર્મ છે, અને એ બંધુત્વ અધમમાં અધમ અને ગરીબમાં ગરીબ જીવ પર્યંત પ્રસરેલું છે, એમાં મૂંગાં પ્રાણી અને અતિસૂક્ષ્મ જંતુઓનો પણ સમાવેશ થાય છે. વિશ્વની એકતાના એમના દર્શનનો એ ફલિત સિદ્ધાંત છે. ઇશ્વર ખરેખર સર્વવ્યાપી છે, અને જો એમ જ હોય તો આપણે સર્વ જીવોની સેવા કરીએ, સઘળા માણસોને આપણા ભાઈઓ અને બધી સ્ત્રીઓને આપણી બહેનો માનીએ તો તે પ્રભુની સેવા સમાન છે.

ગાંધીજીને હમેશાં થતું કે એ પ્રેમ તો અંત પર્યંત મનુષ્યજાતિની નિઃસ્વાર્થપણે સેવા કરીનેજ દર્શાવી શકાય.

"હું તો મારી જાતને હિંદનો અને માનવતાનો નમ્ર સેવક માનું છું, અને આવી સેવા બજાવતાં મરવું મને ગમે."

આજે આપણે સૌ કોઇ જાણીએ છીએ કે તેમની એ મહેચ્છા પૂર્ણ થઇ છે અને તેઓ સ્વ-પ્રસ્થાપિત સેવાની ઉદાત્ત ફરજ બજાવતા અવસાન પામ્યા.

માનવતાને તેઓ એક, અખંડ અને અવિભાજ્ય કુટુંબ ગણતા હતા, અને એમના જ શબ્દોમાં કહીએ તો તેઓ 'સગાં અને પરાયાંમાં, દેશી અને

પરદેશીઓ, ગોરી અને કાળી ચામડીવાળાઓમાં, હિંદુ, અને મુસલમાન, પારસી, ખ્રિસ્તી કે યહુદીમાં લગારે ભેદભાવ' માનતા ન હતા.

સમગ્ર માનવજાતિ પ્રત્યેના આ સર્વ-સન્માન્ય પ્રેમે તેમને ગરીબ અને કચડાયેલા માનવોનો પ્રશ્ન હાથ ધરવા પ્રેર્યા, અરે, જેઓ દુખી અને કચડાયેલા છે તેમની સાથે એકરૂપપણી જવા પ્રેર્યા, અને એમને એ જ વાત કહી છે

"મારે જો પાછો જન્મ લેવો પડે તો, અસ્પૃશ્ય તરીકે મારો જન્મ થાય એમ હું ઇચ્છું, જેથી હું તેમનાં દુઃખો, યાતનાઓ, અને અપમાનોનો સમભાગી થઇ શકું અને મારી જાતને અને તેમને એ દુખદ અવસ્થામાંથી મુક્ત કરવા મથુ."

રાજકારણમાં એમને કરેલા અહિંસાના પ્રયોગનો વિચાર કરવો અહિં અસ્થાને છે, પરંતુ જો આપણે માનતા હોઇએ કે માનવીની ખરી પ્રગતિ આત્માના ઉત્કર્ષમાં રહેલી છે, તો પ્રત્યેક વ્યક્તિને માટે અહિંસાના પ્રયોગનો અહીં ઉલ્લેખ કરવો ઉચિત છે

ગાંધીજી કહે છે :—

"આપણા દૈનિક જીવનના વ્યવહારમાં સત્ય, નમ્રતા, સમભાવ, કરુણા કેળવવી એ અહિંસાનું સૌથી પ્રથમ પગલું છે"

વળી તેઓ આપણને ચેતવણી આપે છે

"જ્યાં સુધી આપણે પૂરેપૂરા જાગ્રત, સર્વદા સાવધ, સતત પ્રયત્નશીલ ન રહીએ તો આપણે આમ ન જ કરી શકીએ."

ગાંધીજી સ્વાર્થ, સ્પર્ધા અને નિર્દયતાને પરસ્પરની ક્ષમા અને બંધુત્વભાવપૂર્ણ સહકારમાં પરિણમવા મથ્યા. એ પ્રમાણે વર્તીને ગાંધીજીએ પોતાને સાચા સુધારક તરીકે સ્થાપિત કર્યા, તેમજ નાના મોટા સાધુઓ અને સંતોની, પયગંબરો અને ભક્તોની— જેઓ માનવજાતિના ઉત્કર્ષ માટે જીવ્યા અને મથ્યા તેમની—લાંબી હારમાળામાં તેમણે સ્થાન પ્રાપ્ત કર્યું ગાંધીજીનું સેવાપરાયણ જીવન 'ઊંડા અંધારામાં' સ્વપ્રકાશ ફેલાવે છે, અને આજે આપણે સામાન્ય માનવીની પેઠે એકબીજા વચ્ચે તેમજ આપણી વચ્ચે હિંસા પર નિર્ભર એવી વૃદ્ધિ પામતી શ્રદ્ધાના બદલે ઉપેક્ષાથી વિસંવાદિતા ચાલુ રાખવી કે પછી વાસના અને અહંકારને વિશુદ્ધ કરવા પ્રયત્ન કરીને માનવો વચ્ચે વધુ મિત્રભાવપૂર્ણ સંબંધો સ્થાપી અને છેવટે પ્રભુપ્રેરિત વિદ્વત્તા તેમજ 'કરુણામય અને સહૃદયતાની, વિવાદ કે પક્ષપાત રહિત અને દંભ વિનાનો આત્મ-સંસ્કાર પ્રાપ્ત કરવો—આ બે માર્ગોમાંથી ગંભીરતાથી પસંદગી કરવાની છે એ વિશે કોણ શંકા લાવી શકે એમ છે?

ગાંધીજીએ આત્માના માર્ગે આપણને જે દોરવણી આપી છે તે એમનો સર્વોચ્ચ ફાળો છે, જેઓ કલહ અને ઇર્ષા, હિંસા અને વિસંવાદિતાથી સંતોષ માને છે, જેઓ, જેમ્સ કહે છે એ મુજબ, ભૌતિક, વાસનામય અને પાશવી વિદ્વત્તામાં આનંદ પામે છે, તેમને ગાંધીજીનો ઉપદેશ પ્રેરણા ન આપી શકે ગાંધીજી 'આ લોકમાં જ આબદ્ધ નથી, પરંતુ જ્યાં ન્યાય, કરુણા અને પ્રેમની સત્તા સર્વોપરી હોય, જ્યાંથી સ્વાર્થ, લોભ અને પાશવતા અદૃશ્ય થાય એવા વિશ્વમાં આ જગત પરિણમે એવી તેઓ આકાંક્ષા સેવે છે. તેઓ તો સ્વર્ગના રાજ્યની ભાવના સેવે છે –

"હું આ દુનિયાના નાશવંત રાજ્યની ઇચ્છા ન કરું આધ્યાત્મિક મુક્તિ સમ સ્વર્ગના રાજ્યને માટે હું મથુ છુ મારે સારું મુક્તિનો માર્ગ મારા દેશ અને માનવતાની સેવાર્થે સતત પ્રયત્નમાં રહેલો છે. હુ તો મારી જાતને સર્વ જીવો એકરૂપ કરવા ઇચ્છુ છુ ગીતાની ભાષામાં કહું તો હુ મિત્ર અને અમિત્રની સાથે શાંતિથી રહેવા ઇચ્છુ છુ. તેથી મારો સ્વદેશપ્રેમ મારે સારુ સનાતન મુક્તિ અને શાંતિની ભૂમિ તરફ લઇ જતા મારા પ્રવાસની ભૂમિકા છે"

શાશ્વત મુક્તિ અને શાંતિની ભૂમિ તરફ આપણે પણ પ્રયાણ કરી રહ્યા છીએ, પણ આપણામાંથી ઘણા ઓછાને એની જાણ છે ગાંધીજી આજે સદેહે નથી, પરંતુ એમનો આત્મા હજી આપણને પ્રેરી રહ્યો છે, અને જે માર્ગે થઇને એમણે પ્રયાણ કર્યું છે તે માર્ગે આગળ વધવા આપણને બોલાવી રહ્યો છે જેઓ ગાંધીજીને ચહે છે અને જેઓ તેમને સત્યશીલ રહેવા ઇચ્છે છે, તેમનાં હૃદયમાં, જે શક્તિ ગાંધીજીના જીવનમાં પ્રદિપ્ત હતી, તે શક્તિ જીવન્ત કેન્દ્ર બનો.*

* 'પી. ધ. એન,' ના સૌજન્યથી, અનુવાદક—શ્રી. મુકુલ કલાર્થી.




બાળકોના સહવાસમાં બાપુ જે આનંદ મેળવી શકતા હતા તેવો ભાગ્યે જ બીજા કોઇના સહવાસમાં મેળવતા. યરવડા જેલમાં હતા ત્યારે પણ દર અઠવાડિએ એકવાર આશ્રમના તેમનાં 'વહાલાં પખીડાંને તેઓ અચૂક કાગળ લખતા. ત્યા બેઠા બેઠા પણ ઝીણી ઝીણી વસ્તુઓ પર પત્રો દ્વારા ધ્યાન ખેંચે. બીજા બાળકોને પણ એમાંથી બોધ-પાઠ મળશે એમ ધારી દર અંકમાં આ અપ્રગટ પત્રો ક્રમશ: પ્રસિદ્ધ કરશું.

બાલકાશ્રમને બાપાના ચો,

બહેન ભાઈને રાખડી બાધીને તેનુ ભલું ઇચ્છે છે ને પ્રસંગ આવ્યે તેનાથી થાય તે સેવા કરવાનું સૂચવે છે. એકવાર જેને રાખડી બાધી તે હમેશને સારૂ ભાઈ તો થયો જ. ભાઇ બહેનને સારૂ મરીને પણ તેની સેવા કરવા સારૂ બંધાય છે.

ય મ ૧૮-૪-૩૨

બધાને સગાં ભાઈ બહેન જેવાં ન માનીએ ત્યા લગી બધું કાચું સમજવું. સગાંને બીજાં વચ્ચે ભેદ કા પડે? જેને સગાં ન હોય તેનું શું? વળી સગાં મરી જાય ત્યારે શું? જે બધાને સગા માને તેનાં સગા તો મરતા જ નથી, કેમકે તે અસંખ્ય છે. એજ સગપણ સાચું, બાકી ખોટું ને ક્ષણિક છે.

ય. મ. ૧૮-૪-૩૨

આશ્રમની એક બાળાએ પૂછ્યુ "બાપુ, શૂન્યવત થઇને રહેવું એટલે?" બાપુએ લખ્યુ "શૂન્યવત થઇને રહેવુ એટલે સારું લેવામાં સૌથી છેલ્લા રહેવુ. સહુની સેવા કરવી, ઉપકારની આશા ન રાખવી, કષ્ટ સહન કરવામાં પહેલ કરવી. આમ શૂન્યવત રહે તે પોતાના કર્તવ્યમાં નિમગ્ન રહે જ."

ય. મ. ૩-૭-૩૨

બાપુના આશીર્વાદ





## સુશીલા મણીલાલ ગાંધી

હસાવતું કોમળ મુક્ત હાસ્ય
આનંદ વર્ષા ઝડીઓ ઝરી રહે.
આંખે ભર્યો પ્રેમ તણો પ્રકાશ
ચમકાવતો માનવ મેદની વડે
અને અંતરેથી તપ વારી કેરા
અનેક ધારે ઊડતા ફુવારા

એ પ્રેમળ મુક્ત હાસ્ય આપણી સમક્ષથી સદાને માટે લુપ્ત થયું. અને પંચ મહાભુતોમાં વિલીન થયું. મહાત્મા ગાંધીને જગતે ઘણી અંજલીઓ આપી. એમના જીવન કરતાં એમના બલિદાને એમને મહાન બનાવ્યા. એમની મહત્તા વધી લોકોએ એમની મહત્તા ઓળખાણી હતી. એમનુ જીવન ઉઘાડી કિતાબ હતુ. જો કે ઘણા તેમના વિચારો, તેમના કાર્યો, લખાણો, સમજી નહોતા શકતા. છતાં સર્વેને મન તેઓ એક મહાન અદ્‌ભૂત વ્યક્તિ–મહાત્મા ગાંધી હતા.

બાપુને જેમ જગત મહાન યુગ પુરૂષ માને છે તેમ અમે પણ માનીએ છીએ. બાપુ જ્યારે ટોળાંઓથી ઘેરાએલા હોય અથવા કામ કરતા હોય ત્યારે અમને એમ લાગતું કે બાપુ અમારાથી ઘણા દૂર છે—બાપુ મહાત્મા છે—તેઓ એવી ટોચ ઉપર છે કે જ્યાં જવું અમારે માટે અશક્ય છે ત્યારે શ્રદ્ધાથી તેમના ચરણોમાં અમે બેસતાં, અને જ્ઞાન શ્રવણ કરતાં પણ જ્યારે બાપુ સુવા જતા અથવા જમતા એકલા હોય ત્યારે અમે પાસે બેસતાં. પગ દાબતા, ત્યારે અમને લાગતું કે અમે અમારા બાપ પાસે છીએ ત્યારે અનેક મીઠી મશ્કરીઓ જેમ બાળક માં-બાપ પાસે કરે તેવી કરતાં. અનેક લાડ કરતા આવે સમયે જ બાપુ પાસે રહેનાર ને બાપુનો મીઠો પ્રેમ મળતો.

ગાંધીજીના બે રૂપ હતા. એક મહાત્મા ગાંધીનું વિશાળ રૂપ અને બીજુ અમારા વ્હાલસોયા બાપુનું સુક્ષ્મ રૂપ મહાત્મા ગાંધીને ઘણાએ જાણ્યા છે. પણ બાપુને જાણવાનો લ્હાવો ઘણા થોડાને મળ્યો છે.

બાપુ અમારા બાળકોના પ્રેમાળ દાદા હતા. અંધકારમાં ઘેરાએલા માર્ગના તે માર્ગદર્શક દીપક હતા. અને અમારા કુટુંબના—અને કુટુંબ એટલે ફક્ત અમે જ નહી પણ તેમનો વિશાળ પરિવાર–કે જેઓએ તેમને બાપુ માન્યા હતા તેમના–પૂજનીય વડીલ હતા

બાપુ હમેશાં ઘણા કામમાં રહેતા અમને વાતો કરવાનો ભાગ્યે જ વખત મળતો. ઘણીવાર અમને એવી ભ્રમણા થતી કે અમારા બાપુને જનતાએ અમારી પાસેથી ખૂંચવી લીધા છે. પણ તેમનો અમારા પ્રત્યેનો અતૂટ પ્રેમ—અમારે માટેની તેમની ચિંતા અમારી ભ્રમણા ભાંગતી, અસંખ્ય કામમાં પણ અમે ક્યાં જઈ રહ્યાં છીએ, શું કરીએ છીએ, અમારાં બાળકો કેમ ઊછરે છે, તેમના ખાવાપીવા–શરીર આરોગ્ય અને ભણતર વિગેરેની સતત કાળજી રાખતા. અને જ્યારે જ્યારે જરૂર જણાય ત્યારે ત્યારે અમને સલાહ, ઠપકો કે હિમ્મત આપતા. અમારા ખબરો જાણવા તેઓ હમેશાં આતુર રહેતા. નોઆખલીની યાત્રા

વખતે ઘણે લાંબે ગાળે મેં પત્ર લખ્યો. અને તેમાં ઘણે વખતે પત્ર લખ્યાનું કારણ જણાવ્યું કે "આપ ઘણા કામમાં રહો છો. પત્ર લખી તસદી આપવાની ઇચ્છા ન થઇ" તેના જવાબમાં બાપુએ લખ્યું કે "મારા ઉપર દયા ખાઇને કાગળ લખવામાં સંકોચ ન રાખવો. કોઇ બાપને મેં જાણ્યો નથી જે પોતાના દીકરા દીકરીના કાગળોથી કંટાળે. તમારા કાગળોથી અને તમને મળીને સ્વાભાવિક જ મને આનંદ થાય." આમાં તેમનો કેટલો પ્રેમ નીતરે છે! આજે એવા અસંખ્ય મીઠા પ્રસંગો આંખ આગળ તરે છે અને આંખ ભીની થાય છે.

સૌથી પહેલું મીઠું સ્મરણ મેં નવા સંબંધી તરીકે આશ્રમમાં પ્રવેશ કર્યો ત્યારનું આજે આંખ આગળ ખડું થાય છે, બાપુ સાથે સંકળાયલા મારા છેલ્લા એકવીસ વર્ષના જીવન સ્મરણો આંખ સામેથી ચિત્રપટની જેમ સરી જાય છે. અનેક કામમાં હોવા છતાં મેં જ્યારે નવવધુ તરીકે આશ્રમમાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાંની બાફેલી રસોઈ મારે ગળે નથી ઊતરતી એ બાપુએ જોયું. મને નજીક બોલાવી પ્રેમભરી વાણીમાં જણાવ્યું: "સુશીલા, હું તારો સસરો નથી. બાપુ જ છું. તારે મને વગર સંકોચે તારી જરૂરીઆતો જણાવવી જોઇએ." મારા પતીને બોલાવી મીઠો ઠપકો આપતા કહ્યુ, "મેં તને પરણાવ્યો. હવે તારે સુશીલાને સંભાળવી જોઇએ. પારકી દીકરી લાવ્યા છીએ. તે દોચવાય નહીં એ જોવાનું તારે રહ્યું." હું ક્ષણભર વિચારમાં પડી. બાપુને આ પ્રસ્તાવના કરવાની શી જરૂર પડી? ત્યાં બાપુએ મને કહ્યું, "હું જોઇ રહ્યો છું કે તું અહીં બરાબર ખાઇ નથી શકતી. તને આવું ખાવાની ટેવ નહીં હોય." પછી હાસ્ય સાથે વિનોદ કરતા કહ્યુ, "તું તો મોટા ઘરની દીકરી, રોજ પંચ પકવાન ખાતી હશે. પણ મેં તો તને પહેલા જ જણાવ્યું છે ના કે હું ફકીર છું!" અને ગંભીર થતા ઉમેર્યું, "તને આ ન ફાવે એ હું સમજી શકું છું. અહીં જે ખાનગી રસોડાં છે તેમ તારી ગોઠવણ હું કરી દઇશ." મેં સકોચ સાથે જણાવ્યું "બાપુ હું અહીં જ જમીશ. ધીમે ધીમે ભાવતું થશે." બાપુના ચહેરા ઉપર આનંદ ઝળહળી ઊઠયો. તેમણે સંતોષ સાથે કહ્યું "મને એ બહુ ગમ્યું." એમનો એ આનંદ, એ હાસ્ય, અમને ઘણા કામો કરવા પ્રેરતાં. અને એ બાફેલી રસોઇ મને મિષ્ટાન્નથી યે વધારે મીઠી લાગવા માંડી.

અમારાં બાળકોને પ્રેમથી પડખામાં બેસાડતાં, હાસ્ય વિનોદ કરતા, શીખામણો આપતા–ભલેને બે મિનિટ જ પણ અમને એ મિનિટો ધન્ય લાગતી. અમે હિન્દુસ્તાનમાં હતાં ત્યારે અમારા બે મોટાં બાળકો–સીતા અને અરૂણની–અભ્યાસની જાતે પરીક્ષા લીધી, અને શું શું સારું છે, શું શું સુધારવાની જરૂર છે એની નાની મોટી સૂચનાઓ આપી. અમારી સૌથી નાની દીકરી હમેશાં બાપુ પાસે દોડી જતી અને વિનોદ કરી આવતી. એક વાર બાપુ લખી રહ્યા હતા. ઇલાએ જઇ બાપુને પૂછ્યું, "બાપુજી, તમે નાના હતા ત્યારે પણ બધા તમને બાપુ કહેતા? બાપુ હસ્યા, અને રમુજથી કહ્યું. "ના, ત્યારે તો કોઇ મોહન કહે તો કોઇ મોહનિયો કહે." ઇલાને ખૂબ મજા પડી તેને તો "મોહનિયો, મોહનિયો" કહી નાચવા માંડયું. તેનો વિનોદ જોઇ બાપુનું હાસ્ય પણ ખીલી ઊઠયું.

આશ્રમમાં અમારાં એક બાળકને તાવ આવ્યો. બાપુને ખબર પડતાં જ મને બોલાવી. ઝીણી ઝીણી ખાવાપીવાની અનેક સૂચનાઓ આપી. તાવ સાવ સાધારણ હતો. છતાં બાપુની ચિંતા મેં જોઇ. તાવે તો બીજે જ દિવસે અરૂણને છોડયો. પણ બાપુના પંજામાંથી તે પાંચ છ દિવસ ન છૂટયો. તે પાંચ છ દિવસ ઉપવાસ કે અર્ધ ઉપવાસ ઉપર તેને રાખ્યો હતો. મહા મહેનતે કજીયા કરી છટ્ઠે દિવસે બાપુના ખાખરામાંથી એક ખાખરો ખાવાની રજા તેને મેળવી. મેં વિનોદમાં બાપુને કહ્યું, "બાપુ હું જો માંદી પડું તો તમને તો જણાવું જ નહીં." બાપુએ ફક્ત હસતાં હસતાં ડોક હલાવી. જાણે કહેતા ન હોય, "જોઇ લઇશ."

બાપુ આજે આપણી વચ્ચેથી ચાલ્યા ગયા છે. આપણે ફરી કદી તેમને જોવા નથી પામવાના. તેમનો

પ્રેમાળ હાથ આશીર્વાદ આપતો કદી આપણા વાંસાને પંપાળવાનો નથી છતાં બાપુ આપણા હૃદયમાં સદા અમર જ રહેશે.

બાપુ પાસે રહેનારને હમેશાં તલવારની ધારે ચાલવું પડતું. તેઓની ભૂલોનું પ્રાયશ્ચિત બાપુ પોતેજ કરતા. આવા અનેક પ્રસંગોએ સાથીઓને આંસુ પણ સારવા પડતા. સદ્‌ગત મહાદેવભાઇ જેવાને પણ આંસુ સારવા પડ્યા હતા. સાથીની ભૂલથી બાપુને પણ દુઃખ થતું તેઓ કદી ગુસ્સે ન થતા. પણ તેમના દુઃખભર્યા વેણ હૃદયમાં સોંસરવા ઊતરી જતાં અને માણસને હમેશ જાગૃત રાખતા પોતાની પાસે રહેનારની ઉપર તેઓ ખૂબ કડક રહેતા એજ ન્યાય તેમને હિન્દુ–મુસ્લીમ ઐક્ય માટે લીધો. અને તે એમનો પ્રાણ હરનાર થઇ પડ્યો. મારનારે ધર્મની રક્ષા જરૂર કરી પણ તે હિન્દુ ધર્મની નહી પણ કંસના ધર્મની.

શ્રીકૃષ્ણને બાળપણથી અનેક કાવતરાં કરી મારવાનો પ્રયત્ન થયો હતો. પણ અંતકાળે પારધીના બાણથી તેમનો દીપક બુઝાયો.

બાપુ માટે પણ તેમજ બન્યું આ દેશમાં સેવા સ્વીકારી ત્યારથી તેમના ઉપર પ્રાણ હરનારા અનેક હુમલાઓ આ દેશમાં અને હિન્દમાં થયા. પણ આ બલિદાને તેમને કૃષ્ણ અને ઈશુની પંક્તિમાં બેસાડી તેમની અમરતા ઉપર મહોર મારી અને બાપુ અમર થયા. બાપુને અનેક રૂપે જનતાએ નિહાળ્યા એમ એક કવિ કહે છે

"પિતા છો દિવ્ય ક્રાંતિના વિરાટ નવયુગના,
ને છો માતા, અહિંસાની ગોદે જગ લપેટતા,
બંધુ છો સૌ ગુલામોના, દેવ છો દુખીયા તણા,
આશા છો વિશ્વ આખાની, છો સર્વસ્વ જ હિંદના."

અમારા પણ સર્વસ્વ જ હતા તે જતાં આજે અમે અનાથ થયા છીએ

એમના અનેક મીઠાં સ્મરણો અમારે માટે અને અમારાં બાળકો માટે એક અમૂલ્ય ખજાનો છે, તે સદા અમને બળ અને પ્રોત્સાહન આપતો રહેશે અને અમારી શ્રદ્ધાને અચળ રાખશે આવા યુગ પુરુષના યુગમાં જન્મવા માટે અને તેમની થોડી સેવા કરવા માટે અમે ખરેજ ભાગ્યશાળી છીએ. પણ ખરા ભાગ્યશાળી ત્યારે જ થશું જ્યારે તેમને બતાવેલે માર્ગે ડગ ભરતાં ભરતાં તેમના આશીર્વાદને લાયક થઇશું



"જો તારું દિલ સાબુત હોય તો પ્રાણીમાત્ર તારે માટે જીવનની આરસી અને ધર્મની ચોપડી બની રહે એક પણ પ્રાણી એવડું નાનું કે એટલું ક્ષુદ્ર નથી કે તેમાં ભગવાનની ભલાઇનાં દર્શન ન થાય. શુદ્ધ હૃદય તો સ્વર્ગ અને નરક બન્નેનો પાર પામી શકે છે."



ચિ. ધીરેન, ૧૪-૬-૪૮

તમે મને બાપુના હાથનો કોઈ કાગળ તમને મોકલવા લખેલું. આ સાથે એક કાગળ તથા તેમાં ઉલ્લેખ કરેલો તાર છે. કાગળ પર તારીખ નથી, પણ બાજુ પર મને મળ્યાની તારીખ મેં નોંધેલી છે, તે પરથી એ ૨૫-૧૧-૨૮નો હશે એમ કહી શકાય. તાર ૨૬મી નો છે.

એ મારે મુંબઈની (વિલેપાર્લેની) રાષ્ટ્રીયશાળામાં કામ કરવા જોડાવાની બાબતમાં મેં પૂછેલી સલાહના જવાબમાં છે. એમાં નરહરિભાઈ અને કાકાસાહેબના મતોનો ઉલ્લેખ છે. પણ એ વિષે મને આજે કશું યાદ નથી.

કિશોરલાલના આશીર્વાદ.

ચિ. કિશોરલાલ,

તમારો પત્ર મળ્યો છે. તમને તાર આજે દેવા મોકલ્યો પણ ન લીધો હવે તો મોકલવાપણું નથી રહેતું. તમારા હાથમાં આ કાલે જ આવશે. ગઈ કાલે હું રાત્રે પહોંચ્યો. એકસપ્રેસ તો વહેલી નીકળી ગઇ હતી. અમારી ગાડી મોડી થઇ.

તમારે વિલેપારલા જવું ને શાળાને મદદ કરવી. આપણે હમેશાં બધી પ્રવૃત્તિ છેક નિઃસ્વાર્થી નથી શોધી શકતા. જે મળી છે તેમાં પુષ્કળ પરમાર્થ છે. નરહરિના વિચાર હું જાણું છું. પણ એમ આ વસ્તુને આપણે તૂટવા ન દેવી જોઈએ તમે તેમાં પડીને જે કરવું ઘટે તે કરો ને તેને જીવતી રાખી શકો તો સારૂ છે. શિક્ષકો પણ સારા છે. હમણા વધારે લખવા જેટલો સમય નથી રહ્યો.

તમારી તબીયત સારી રાખજો.

રવીવાર. બાપુના આશીર્વાદ.

આ કાગળ કાલે સુણૈયા કે પ્યારેલાલની ગફલતથી ટપાલમાં ન ગયો. એટલે આજે તાર કર્યો છે. નરહરિના વિચારમાં ને કાકાના વિચારમાં કંઈક ભેદ છે. તમે શાળામાં પડયા પછી બંધ કરવી કે ઉઘાડી રાખવી તમારે હાથ રહેશે. તમે માનશો કે તે નભવી જોઈએ ત્યાં લગી તેનું દ્રવ્ય કયાંકથી યે મળી રહેશે. તેથી તમે સ્વાર્થથી શાળામાં પડયા કે પરમાર્થથી એ વિચારના વમળમાં ન પડતાં, તેમાં પડ્યા છો એમ સમજી હવે તેને કયું રૂપ આપવું, તેને કેમ નિભાવવી એ જ વિચાર કરજો ને કાકાને તથા મને દ્રવ્ય બાબત દોરજો. આ શાળાને નિમિત્તે તથા કુટુંબને નિમિત્તે તમારૂં શરીર તમે ઘડી શકો તો કેવું સારૂં ? ને તે પ્રયત્નમાં ગોમતી ભળીને પોતાનું શરીર ઘડે. આ અશકય નથી.

મૌનવાર. બાપુ.



[ બહેનોની ઉન્નતિમા બાપુએ પ્રથમથી જ રસ લઈ તેઓને દોરવણી આપેલી સમાજમાં માનભર્યું સ્થાન અપાવ્યુ. ઘરની દીવાલોમા ગોંધાઇ રહેલી તે પ્રચડ સ્ત્રી–શક્તિને દેશસેવાના પ્રત્યેક કાર્યમાં હિસ્સો અપાવી તેમના પ્રગતિના દ્વાર ખોલી નાખ્યા બહેનોમા એક અનેરૂં ચેતન આવ્યુ અને તેથી સર્વ પ્રકારની સ્ત્રીઓ સકટ અને મૂઝવણને પ્રસગે બાપુજી પાસે દોડી જતી બહેનોના જીવનનો એકેય પ્રશ્ન એવો નહોતો જે તેમની ઇચ્છા હોય તો તેઓ બાપુની સાથે પૂરેપૂરી છૂટથી ને કશા પણ અ તરપટ વિના ચર્ચી ન શકી હોય. આશ્રમની બહેનો ઉપર બાપુએ લખે રા આવા અપ્રસિધ્ધ અને અમૂલ્ય પત્રો દરેક બહેનને માર્ગદર્શક થઈ પડશે ]

ચિ ......

તારો કાગળ મળ્યો છે. ગજા ઉપરવટ થઈને મહેનત ન કર તો સારૂં બાકી તમને સૌને ઇશ્વર સંભાળનાર છે. સ્ત્રીઓની પ્રાર્થનાનો પહેલો શ્લોક યાદ કરજે. એ શ્લોક બધાને લાગુ પડે છે હજાર વર્ષ પહેલા એ પ્રાર્થના થઇ એમ ન માનવું. આપણે બધા દ્રૌપદી સમાન નિરાધાર છીએ. ઇશ્વરની પાસે નરનારી નથી. નર શરીરમાં અને નારી શરીરમાં રહેલ આત્મા એક જ છે. આપણે મોહમાં પડી શરીરની આકૃતિ નોખી જોઇ વિમાસણમા પડીએ છીએ ને વિકારવશ પણ થઇએ છીએ. જે અંદર રહેલ જીવને ઓળખી લઈએ તો બધા જીવ એક જ છે, એમ સમજી બધાની સેવામાં ઓતપ્રોત થઇ રહીએ. એટલે પછી આજુબાજુના વિચારો આપણી ઉપર હુમલો કરી આપણને હેરાન ન કરે.

બાપુના આશીર્વાદ

## સ્ત્રીઓની પ્રાર્થનામાંથી

गोविन्द द्वारिकावासिन् कृष्ण गोपीजनप्रिय ।
कौरवै परिभूतां मां किं न जानासि केशव ॥

હે દ્વારિકાવાસી ગોવિન્દ, હે ગોપીઓને પ્રિય કૃષ્ણ, કૌરવોથી–દુષ્ટ વાસનાઓથી–ઘેરાયેલી મને તુ કેમ નથી જાણતો ?

हे नाथ ! हे रमानाथ ! व्रजनाथार्तिनाशन ।
कौरवार्णवमग्नां मामुद्धरस्व जनार्दन ॥

હે નાથ, રમાના નાથ, વ્રજનાથ, દુ:ખનો નાશ કરનાર જનાર્દન ! કૌરવરૂપી સમુદ્રમાં ડૂબેલી જે હું તેનો તુ ઉધ્ધાર કર.

कृष्ण कृष्ण महायोगिन् विश्वात्मन् विश्वभावन ।
प्रपन्नां पाहि गोविन्द कुरुमध्येऽवसीदतीम् ॥

વિશ્વાત્મા ! વિશ્વને ઉત્પન્ન કરનાર મહાયોગી કૃષ્ણ ! કૌરવોની વચમાં હતાશ થયેલી અને તારે શરણે આવેલી મને બચાવ.

# લોકતન્ત્રનું લક્ષણ.

કર્તા : લિઓનાર્ડ વૂલ્ફ. : અનુવાદક : દેસાઇ વાલજી ગોવિન્દજી

: ૨ :

## સુખ

'મારો સુખી થવાનો રાજદ્વારી રીતે અધિકાર છે, અને સુખી થવાની બીજા લોકોના જેટલી જ તક મને મળે તે જોવું એ રાજકર્તાનો ધર્મ છે,' આમ આજ સૌ લોકો માને છે તે લોકતન્ત્રને પ્રતાપે થયેલો રાજદ્વારી ને સામાજિક ફેરફારોમાં એક બહુ મહત્ત્વનો અને ખળભળાટજનક ફેરફાર છે.

સુખની લોકતન્ત્રની કલ્પના એટલી સાદી છે કે એનું મહત્ત્વ આપણા ધ્યાનમાં પૂરું ન આવે. અમેરિકન રાજપલટાના નેતાઓ પહેલા લોકતન્ત્રવાદી અને આધુનિક લોકતન્ત્રના શોધક હતા. એ લોકોએ ઘડેલી 'સ્વતન્ત્રતાની ઘોષણા' લોકતન્ત્રના શાસ્ત્રમાં મહાવાક્ય જેવી છે. આમાં એણે જગતને જણાવ્યું કે સુખની સાધના સર્વ માણસોનો અહરણીય હક છે, અને બધા માણસોને એ હક ભોગવવાની સગવડ કરી આપવી એ રાજવહિવટનો હેતુ છે. આ કલ્પના સાદી છતાં ભારે પરિવર્તનકારી છે. એનો અમલ થાય તો પ્રત્યેક દેશનો રાજવહિવટ આ સિદ્ધાંત પ્રમાણે ચાલે કે 'સામાન્ય માણસોનું એટલે બધી વસ્તિનું નિતનિતનું સુખ એ રાજકર્તાનું મુખ્ય લક્ષ્ય છે, અને વિશેષમાં એકેએક સ્ત્રીપુરુષને બનતા લગી એક જ 'જાતનું સુખ ભોગવવાની તક આપવી જોઇએ.'

આ સિધ્ધાંતને અમલમાં મૂકવાના પ્રયત્નને પરિણામે થયેલા મોટા ફેરફારોના એક બે દાખલા તમને આપું. છેલ્લાં પચાસ વર્ષમાં યૂરપના બધા દેશોમાં જેને 'સામાજિક સુધારો' કહે છે તે થયેલો છે : એટલે કે, મજૂરીના કલાકોની મર્યાદા બંધાયેલ છે, મજૂરોને અઠવાડિયે અઠવાડિયે રજા મળે છે, મજૂરી ઓછામાં ઓછી કેટલી આપવી જોઇએ તે નકકી કરેલું છે. વળી 'સામાજિક સેવા' પૂરી પાડનારા કાયદા થયા છે, તેમાં ડાકટરના ઉપચાર, સૂવાવડશાળા; વધારે સારાં ઘર, પાણી નિકાસ, દીવા, ટ્રામ; વીમો; મફત ગ્રન્થશાળા (લાઇબ્રેરી); રમતગમતનાં મેદાન–આ બધાનો સમાવેશ થાય છે. વળી સાર્વજનિક કેળવણી અપાવા મંડી છે.

આ બધા કાયદા લોકતન્ત્રના ફલસ્વરૂપ છે.

કેળવણીનો દાખલો લઇને આ દૃષ્ટિએ એને તપાસો. લોકતન્ત્રવાદી આમ દલીલ કરશે કે નાનપણમાં માણસને જે જાતની કેળવણી મળે એના ઉપર એના સુખનો બહુ આધાર છે. એ મંજૂર થાય કે કારકૂન કે વકીલડાક્ટર તે એને મળેલી કેળવણી ઉપરથી નક્કી થાય છે, એટલું જ નહિ પણ કઈ કઈ વસ્તુમાં તેને ધ્યાન ને રસ પડશે એનો પણ કેળવણીથી જ નિર્ણય થાય છે. દાખલા તરીકે જેને વાંચતાં જ

વઢવેડ કરશે, ને કોઇ વાચશે ને પોતાની વાડીમા કામ કરશે લોકતન્ત્રની મુખ્ય સમસ્યામા એક આ છે, કે લોકોને નવરાશનો સદુપયોગ કરવાના સાધન પૂરા પાડવા, અને એ સાધન વાપરતા તેને શીખવવુ

લોકતન્ત્રના સુખના આ આદર્શના વિરોધી કોણ કોણ છે? રાષ્ટ્રવાદી, સામ્રાજ્યવાદી, સહિયારાવાદી (કૉમ્યુનિસ્ટ) અને ફાસિસ્ટ આ બધાના રાજદ્વારી મત લોકતન્ત્રની સુખની કલ્પનાના વિરોધી છે, લોકતન્ત્રને ને આ બધા વાદને ન બને

લોકતન્ત્રમા સામાન્ય માણસના સાધારણ સુખનો વિચાર થાય, પણ રાષ્ટ્રવાદી કે સામ્રાજ્યવાદીને મન વ્યક્તિઓના સુખ કરતા રાષ્ટ્ર કે સામ્રાજ્ય ઘણુ વધારે મહત્ત્વનુ છે સામાન્ય માણસના સુખ કરતા કીર્તિ, પ્રતિષ્ઠા, સત્તા વગેરે ઠાઠક વસ્તુઓ એને વધુ મહત્ત્વની લાગે છે રાષ્ટ્રવાદ ને સામ્રાજ્યવાદમા લશ્કર ને નૌકાસૈન્ય ઉપર 'સામાજિક સેવા' કે કેળવણી કરતા વધુ ધ્યાન અપાય છે

રાષ્ટ્રવાદી ને સામ્રાજ્યવાદી ઉપરાત કૉમ્યુનિસ્ટ ને ફાસિસ્ટ બે ય લોકતન્ત્રના શત્રુ છે કૉમ્યુનિસ્ટ ને ફાસિસ્ટ પોતપોતાના તત્ર સ્થાપવા સારુ અનેક લોકોના સુખનો ભોગ લેવા તૈયાર હોય છે

બીજી બે વાતે પણ કૉમ્યુનિસ્ટ ને ફાસિસ્ટ એકમત હોય છે બેય માને છે કે કૉમ્યુનિઝમ કે ફાસિઝમના વિરોધીઓના સુખનો વિચાર રાજકર્તાએ કરવાની જરૂર નહિ બીજુ બેયને મતે રાજ્યવહિવટ લોકોને સુખકર થાય તે કરતા કાર્યસાધક હોય તે વધારે મહત્ત્વનુ છે.

આ બધી રીતે કૉમ્યુનિઝમ ને ફાસિઝમ લોકતન્ત્રથી વિરુદ્ધ છે, અને તેથી કરીને યુરપમા લોકતન્ત્રના ને કૉમ્યુનિઝમ તથા ફાસિઝમના બળો વચ્ચે લડત ચાલુ છે *

* 'ધી મોડર્ન સ્ટેટ' (અવન એન્ડ અનવિન)






ગુરુદયાલ મલ્લિક

સ્વરાજ એટલે 'સ્વ'નું રાજ પણ આ સ્વ કોણ ? માણસનું અહમ્ નહિ, પણ એનો આત્મા તેથી જ તો ગાંધીજીએ સ્વરાજ મેળવવાની સાધના અથવા શક્તિને આત્મબળનું નામ આપ્યું અને ગુરુદેવે પણ એક સ્થળે કહ્યું છે કે સ્વતંત્રતાનો અર્થ આત્મા, આત્માની સ્વતંત્રતામાં છે એ પરથી આપણે અનુમાન કરી શકીએ કે બન્નેના વિચારમાં સ્વરાજ એક આધ્યાત્મિક તત્ત્વ છે. આર્થિક ઉન્નતિ, સામાજિક ઉન્નતિ સાંસ્કૃતિક ઉન્નતિ, એ બધા તે આધ્યાત્મિક તત્ત્વના જુદા જુદા વિકાસો છે

ગાંધીજી કર્મયોગી હતા ગુરુદેવ કવિ. એકે આપણને સ્વતંત્રતા અથવા સ્વરાજ મેળવવા માટે પોતાની કૃતિઓ દ્વારા ઉત્તેજન આપ્યું બીજાએ તે ઉત્તેજન સ્થાયી રૂપમાં કેવી રીતે રહે એની યોજના બતાવી આધુનિક ભારતવર્ષ તેથી ગાંધીજી અને ગુરુદેવની એક સંયુક્ત કૃતિ છે એમ આપણે માનીએ તો એમાં જરાપણ અતિશયોક્તિ નથી. એ વાત સાચી છે કે દરેક મહાપુરુષ જે સમાજ કે મનુષ્ય જાતિના જીવન પર એક સારી છાપ મૂકે છે એ પોતે પણ અમુક ઐતિહાસિક પ્રવાહનું વાહન છે

હવે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે એ ઐતિહાસિક પ્રવાહ શું ? અર્થાત્ ઇતિહાસ શું ? આ પ્રશ્નનો સૌથી સુંદર અને સ્પષ્ટ જવાબ એકવાર એક નાના બાળકે આપ્યો હતો જ્યારે તેને પૂછવામાં આવ્યું ઇતિહાસ અર્થાત હિસ્ટરી (History) શી ચીજ છે ? વિના વિચારે તરત ઉત્તર આપ્યો "History" is His story (ઇતિહાસ એની વાર્તા છે) ફરીથી પૂછવામાં આવ્યું. "Whose story ?" (કોની વાર્તા) જવાબ આપ્યો, "God's story" (ઈશ્વરની વાર્તા) એટલે ઇતિહાસ આપણે ઉંડાણથી તપાસીએ તો ભગવાનની ઈચ્છા કેવી રીતે જીવનમાં વિશેષ કરીને સમૂહ જીવનમાં વ્યક્ત થાય છે એનો એક વિસ્તાર અહેવાલ છે.

મનુષ્યના ઇતિહાસમાં આપણે જોઈએ છીએ કે દરેક દેશની ઉન્નતિ માટે બે વ્યક્તિઓની તો વિશેષ જરૂર પડે છે એક કવિ, અને બીજો કર્મયોગી એવી રીતે ભારતવર્ષે ગયા લગભગ ૮૦ વર્ષમાં સ્વરાજ મેળવવામાં જે લડત ચાલુ રાખી એમાં ઘણા દેશબંધુઓએ ફાળો આપ્યો પણ સૌથી મોટો ફાળો ગાંધીજી અને ગુરુદેવનો જો સ્વરાજ એક આધ્યાત્મિક સત્ય છે તો તે આધ્યાત્મિક સત્ય, આત્મા અથવા હૃદયદ્વારા માણસ સમજી શકે અને આત્મા અથવા હૃદયને તો ફક્ત ગીત સ્પર્શ કરી શકે, કારણ કે ગીત પણ આત્માનો એક ઉદ્ગાર છે પણ ગીતથી ઉત્સાહિત અને પ્રેરિત થઇ સાંભળનાર કંઇ સારું કામ કરવા ઇચ્છે છે તે સારું કામ કેવી રીતે કરવું તે કર્મયોગી જ બતાવી શકે એટલે જ ગાંધીજીએ આપણી સામે રચનાત્મક કાર્યક્રમ મૂક્યો.

એક બીજી વાત, કે જેના પર ગાંધીજી અને ગુરુદેવ બંને ખાસ કરીને ભાર મૂકતા તે એ કે સ્વરાજ અથવા સ્વતંત્રતાનું મુખ્ય અંગ છે ધર્મ. અર્થાત્ જે સ્વરાજ ભોગવે છે એને પોતાનો શો ધર્મ છે તેનો વિચાર અને તે ધર્મનું પાલન કેવી રીતે કરી શકે છે એનો વિચાર એને હોવો જોઈએ સ્વરાજથી એને શું મળશે? એવો વિચાર એને નહિ રાખવો જોઈએ અને વાતે ય સાચી છે. જેમ ઉપર કહેવામાં આવ્યું છે કે સ્વરાજ એક આધ્યાત્મિક તત્ત્વ છે. અને આધ્યાત્મિક જીવનનો પ્રથમ નિયમ જ છે કે દેવું-લેવું નહિ.

સ્વરાજ એટલે આત્મ-સમર્પણ આત્મા એક એવી અમૂલ્ય વસ્તુ છે કે એને સમર્પણ કરવા માટે એક યોગ્ય પાત્ર જોઈએ છે. એ યોગ્યપાત્ર મનુષ્ય-જાતિની નિષ્કામ સેવાથી બીજું કયું સારૂ હોય શકે? અને મનુષ્યજાતિની સેવા તો ભગવાનની સેવા થઇ, એ ભગવાન કોણ? આ પ્રશ્નના જવાબમાં એક અંગ્રેજ કવિની લીટી જ આપી દઉં.

"What is God ! you, I and we all" "ભગવાન કોણ! તું, હું અને આપણે બધાં"

એટલે સ્વરાજ કોઇ એક વિશેષ વ્યક્તિ અથવા જાતિનાં પોતાના સ્વાર્થ માટે નથી, પણ એ બધા માટે છે. સ્વરાજ આકાશની જેમ છે. જેવી રીતે એક જ આકાશ જુદા જુદા દેશો પર વિસ્તૃત પથરાયેલું છે એવી રીતે સ્વરાજનો સૂર્ય જ્યારે ચમકે છે ત્યારે એની જ્યોતિ અને એનો તાપ બધા માટે હોય છે.

## अहो एषां वरं जन्म सर्वमानुपसेवनम्।

કૃષ્ણ અને બળરામ ગોવાળો જોડે ગાયો ચારતા ચારતા વૃંદાવનથી ઘણે દૂર નીકળી ગયા. તડકો ખૂબ હતો. તડકામાં સરસ શીતળ છાયા આપતાં વૃક્ષોને જોઇ કૃષ્ણે ગોપબાળોને બોલાવ્યા, ને કહ્યું: 'આ આ તો જુઓ કેવાં ઉદાર છે! કેવળ પારકાને કાજે જીવે છે! પોતે પવન, વરસાદ, તડકો ને ટાઢ સહન કરે છે! તેઓ પ્રાણીમાત્રની સેવા કરે છે અહો! કેવો સરસ એમનો જન્મારો છે!' અને પછી એમાંથી બોધ તારવે છે 'આ જગતમાં પ્રાણીઓના જન્મનું સાફલ્ય એટલું જ છે કે તેઓ પોતાનાં પ્રાણ, ધન, બુદ્ધિ, વાણી એ સર્વ વડે સદા પ્રાણીઓનું કલ્યાણ જ કરે, નિરંતર તેમની સેવા જ કરે' આજે જો શ્રીકૃષ્ણ હરિજનોને ટાઢ તડકા ને વરસાદમાં વૈતરું ને ગામડાંની સફાઈ કરતા જુએ, પોતે મેલા થઇને પણ સમાજને સ્વચ્છ કરતા જુએ, તો તેમના મોંમાથી જરૂર આ વચન નીકળી જાય કે 'આ કેવા માણસોની સેવા કરે છે! અહો! કેવો સરસ એમનો જન્મારો છે!'



"સત્ય કે દર્શન કે લિયે સંતો કા ચારિત્ર પઢના ઔર
ઉસકા મનન કરના આવશ્યક હૈ"—ગાંધીજી.




# પૂજ્ય કેદારનાથજી

હરિભાઉ ઉપાધ્યાય

આ વિભાગમાં વિશ્વના સંતો, ભક્તો અને શહીદોની જીવનગાથા આવશે, જીવનમાં એકવાર એક પળ આવી જાય છે જયારે મનુષ્ય પોતાનાં જીવનને ઊંચે લઇ જઇને આવતી પેઢીને જીવનમંત્ર આપતો જાય છે. આવી પળો બધા મનુષ્યોને એકવાર તો આવે છે. પણ તે પળને ઓળખવાની શક્તિ અને હિમ્મત જોઇએ.

હું અને ભાઈ બૈજનાથજી અમદાવાદ હજુ આવ્યા જ હતા. સ્વામી આનંદ સંચાલિત "નવજીવન કલબ"માં રહેતા હતા. જે ઓરડામાં અમે રહેતા હતા. તેમાં એક દિવસે એક દષ્ટ-પૃષ્ટ, રંગે ગોરો જુવાન આવ્યો. જાડી ખાદીનું ધોતિયું, તેવું જ પહેરણ, ટોપી અને બગલમાં મોટો થેલો. ફક્ત એક જ દિવસ તે ત્યાં રહ્યો. એ દિવસોમાં સ્વયંસેવકોની ભરતી થઈ રહી હતી. અમે વિચાર્યું, કોઇ સ્વયંસેવક ગામડાથી આવ્યો છે. એની વાતચીત, વ્યવહારથી કોઇ ખાસ વિશેષતાનો કંઈ આભાસ ન દેખાયો. ચહેરો અલમસ્ત, શાંત અને તેજસ્વી હતો. એક તો તે અપરિચિત વ્યક્તિ, બીજું અમને તો અમારા કામથી કામ હતું અમે તેની તરફ ખાસ ધ્યાન ન આપ્યું. તેની સાથે સાધારણ …

રાખ્યો તેણે પણ અમારા આ વ્યવહારથી જરાય પોતાની નારાજી ન બતાવી, જરાય સંકેતમા પણ ઉદાસીનતા ન દેખાડી.

એક બે દિવસ પછી સ્વામી આનંદે અમને કહ્યું –"ચાલો આશ્રમમાં જઈએ. ત્યાં નાથજી આવ્યા છે." અમે પૂછ્યું, કે નાથજી કોણ છે? તેમણે કહ્યું, કિશોરલાલભાઈના ગુરુ છે. અમારી શ્રદ્ધા વધી. સાબરમતી આશ્રમમાં કિશોરલાલભાઈના ઘરે અમે ગયા. ત્યાં એક પરમ શાંત અને તેજસ્વી વ્યક્તિ કે જેને ખૂબ આદર અને માન અપાઈ રહ્યું હતું, ને જોઈ જોતાં જ અમે ડઘાઇ ગયા. અરે, આ તો એ જ વ્યક્તિ છે જેને અમે એક સાધારણ સ્વયંસેવક માની બેઠા હતા. અમારા શરીરનું લોહી ઉડી ગયું. અમે લજ્જિત થઈને તેઓની

ક્ષમા માગી તેઓએ કહ્યું, "તમે લોકોએ મને સાધારણ માણસ માન્યો તે બરાબર જ હતું. કિશોરલાલભાઈ મને ગુરુ માને છે તો શું હું બધાનો ગુરુ થઈ ગયો? અને ગુરુ થવું પણ કાંઈ મોટી વાત નથી. મને આધ્યાત્મિક વિષયોનો થોડો અનુભવ છે. જેનાથી કિશોરલાલભાઈને લાભ થયો; એમની ગુંચવણ ઊકલી ગઈ તો એમાં કઈ મોટી વાત છે? એમાં મેં કર્યું યે શું? જે સાધારણ મનુષ્યનું કર્તવ્ય એક બીજાને સહાયતા દેવી છે, એ જ તો મેં કર્યું. એમાં હું મારી કઇ વિશેષતાની બડાઈ સમજું. તમારે જરાય શરમાવાની જરૂર નથી." આ જાતના તેઓના ઉદ્‌ગારોએ. તો અમારા હૃદય વધારે જીતી લીધા. બાપુના આશ્રમમાં આ તો બાપુ-જેવા જ વિનયશીલ અને માનવતાના બીજા પ્રતિકરૂપ જોવા મળ્યા. જ્યારે ક્યારેય આ પછી અમે પૂજ્ય નાથજીને ત્યા છીએ અને આદરપૂર્વક નમીને પ્રણામ કર્યા છે તો તેઓએ એ પર ઉદાસીનતા જ બતાવી છે. જ્યારે અમે પાછા ફરીએ તો પોતે ઉઠીને દરવાજા સુધી આવતા. અમારી મના છતાં તેઓ આ નિયમ અથવા સ્વભાવનું પાલન હજુ આજે પણ બરાબર પાળે છે. સાચી વિશેષતા તે છે જેનો બીજા અનુભવ કરે, પણ આપણે તેનાથી અજાણ રહીએ. મહમ્મદ પયગમ્બરના જીવન-ચરિત્રમાં મેં વાચ્યું છે કે જ્યારે તેઓ જમાતમાં બેસતા ત્યારે નવા આવનાર માણસને હજરત મહમ્મદ કયા છે તે ઓળખવા એકદમ મુશ્કેલ બનતું. આવો સાધારણ પહેરવેશ અને રહેણી-કરણી તેઓની. હતી. તેઓ પોતાના ઘુંટણ સંકોડીને બેસતા કે જેથી પાસેની વ્યક્તિ સંકોચથી સંકોચાઇને ન બેસે, એને બેસવાની પૂરી જગા મળે. આવી નમ્રતા, શાલીનતા અને સત્કારની એક અદ્‌ભૂત ઘટના બાપુની પણ આ સમયે યાદ આવી જાય છે.*

* હિંદી 'જીવનસાહિત્ય'માંથી.

## સત્યનો કરુણાન્ત.

ગુ. મ,

એક સમયે, કમગોની ભૂમિમાં, કેટલાક મિત્રો રહેતા હતા. તેઓ પરસ્પર સત્યવાદીપણું અને વિશ્વાસ, તીવ્ર નિષ્કપટતા અને ઉન્નત સરળતા એ સૌ સ્નેહના સહાયકોનો આનંદ માણતા હતા.

એક સંધ્યાકાળે તેઓ વિશ્વના પર્યટને પગપાળા ઉપડયા. ભૂરા આકાશમાં તારાઓ ધીમે ધીમે ઊગતા હતા. ત્યાં તો દૂરદૂરથી ઝાલરનો ધ્વનિ અને શંખનાદ સંભળાવા લાગ્યો. તેઓ સત્વર મંદિરને દ્વારે આવીને ઊભા અને પ્રવેશાજ્ઞા માગી. એમાંથી એકને પ્રવેશવાની રજા મળી, બાકી રહ્યા તેમને ના પાડવામાં આવી. પણ અનુગ્રહ પ્રાપ્ત કરનાર મિત્રે પોતાના સાથીઓને પ્રવેશાજ્ઞા ન મળે તો પ્રવેશવાની ના પાડી. માથે ટાલ પડેલા અને ભારે શરીરવાળા પૂજારીએ એ વાતનો સ્વીકાર કર્યો નહિ. મિત્રો તેથી આગળ વધ્યા.

પછી તેમણે એક પછી એક વિહારની, યાહુદી પ્રાર્થનાસમાજની, દેવળની અને દરબારની મુલાકાત લીધી અને પ્રવેશાજ્ઞા માગી. પરંતુ એનું કંઇ સારું પારણામ ન આવ્યું.

રાત પડી. પૂજાનાં સ્થાનો શાંતિથી બંધ થયાં. આખી નગરી નિદ્રામાં પોઢી ગઇ. એ મિત્રો એક ટેકરી પર ચઢયા અને નિઃશ્વાસભર્યા અને વ્યથિત હૃદયે ભૂમિશય્યા પર પોઢયા.

પ્રભાત થયું. તેઓ પ્રાર્થનામાંથી ઊઠયા. તેમનાં મુખ પર વ્યથાની ઘેરી છાયા પ્રસરી હતી અને ઉદય પામતા સૂર્યના તેજમાં મેં તેમનાં મુખ પર આ શબ્દો વાંચ્યા :

"અમે તેમને ગુપ્ત આપ્યું, પણ જુઓ, તેમણે તેનું સુવર્ણ સાથે સાટું કર્યું."

# મહાદેવભાઈની ડાયરી.

## *પુસ્તક ૧લુ

જનપદક યાણીના ગાલ ઉપર ત્રાજવુ હોય તેમ આ ગ્રન્થમા શુદ્ધિપત્રમા સુધારવા જોગી ઠીક ઠીક ભૂલો છે ને વિષયસૂચિ છે નહિ, તો પણ આ ગ્રન્થ નથી પણ ગ્રન્થસાહેબ છે, અને જેમ ગીતા, બાઇબલ કે કુરાન વચાય છે તેમ એટલુ જ નહિ પણ તેના કરતા વધારે રસપૂર્વક વચાવાને સર્જાયેલ છે

ગાધીજીની રહેણીકરણીના વર્ણન ઉપરાત પોતે લખેલા કાગળમા તથા વાતચીતમા ઝરેલી આર્ષવાણીનો આ ગ્રન્થમા અપૂર્વ સગ્રહ કરેલો છે તેમાથી થોડીક વાનકી અહિ આપી છે

ગાધીજીની રેટિયા ઉપર કેટલી પ્રીતિ હતી તે તો સુપ્રસિદ્ધ છે એ વિષે ૧૩ ૪-'૩૨ ને દિને મહાદેવભાઈ લખે છે 'બાપુના ડાબા હાથની કોણી ઉપરના હાડકામા દરદ થાય છે, અને જમણા હાથના અગૂઠા ઉપર દરદ છે છતા છેલ્લા ત્રણ દિવસથી તેમણે ૩૭૫ તાર કાઢવાની પ્રતિજ્ઞા કરી લાગે છે ડાક્તર કહે છે કે આ બને હાથને આરામ આપો, પણ બાપુ કહે, એ દરદ રેંટિયાથી વધતુ નથી! સામાન્ય રીતે ત્રણ વાગ્યે કાતવાનુ પતે છે પણ આજે ત્રણે પતેલુ નહી, પણ સપ્તાહનો છેલ્લો દિવસ અને સાજે ૫૦૦ ન કતાય એ તો બરાબર નહી એમ કરીને મડ્યા રહ્યા અને ચાર વાગ્યે પૂરૂ કર્યું' સત્તરમીએ ડાબે હાથે પૈડુ ચલાવવાનો અને જમણે હાથે તાર ખેચવાનો પ્રયોગ શરૂ કર્યો, અને મેની છઠ્ઠી તારીખે 'મગન રેટિયા ઉપર બેએક કલાક મહેનત કરી અને આખરે ૨૪ તાર કાઢ્યા ત્યારે તેમને શાતિ થઈ' દસમીએ મગન રેંટિયો કેમે ચાલ નહી અને બાપુએ 'લગભગ પાચ કલાક' મહેનત કરી

૨ ૪-'૩૨ ને દિવસે બાપુ કહે [ ફીનિક્સની સ્થાપના પહેલા જ ] રસોઈયા વિના ચલાવવા માડ્યુ, રાધવુ, કપડા ધોવા, પાયખાના સાફ કરવા અને દળવાનુ બધુ ઘરમા જ હાથે કરી લેતા હતા લોખડની ઘટી લીધી હતી એક માણસથી ન દળાય પણ બે સુખેથી દળી શકે મારે સવારના પહોરમા ઊઠીને એ પહેલુ કામ ગમે તેને મારી સામે દળવા બેસાડી દઉં'

બાપુના કર્મયોગ વિષે આ ગ્રન્થમા કઇક વિગત છે, પણ અહિ તો આટલી ઘણી

હવે બાપુની આર્ષવાણીનો થોડોક પરિચય કરી લઇએ

'ગાધી કુટુબ પાસેથી મારી આશા એ કે બધા સેવાકાર્યમા જ રોકાય, બને તેટલો સયમ પાળે, ધનનો લોભ છોડી દે, વિવાહનો વિચાર છોડે, વિવાહિત હોય તે પણ બ્રહ્મચર્ય પાળે, સેવામાથી પોતાની આજીવિકા મેળવે'

'સબ પ્રારભ આત્મશુદ્ધિસે હોતા હૈ'

'નાતજાતમા ધર્મ નથી એને હિન્દુધર્મ સાથે કશો સબધ નથી'

* નવજીવન પ્રકાશનમદિર, અમદાવાદ, (કિમ્મત રૂા સાડાચાર, ટપાલ ખર્ચ સહિત રૂ૦ પાંચ ને ત્રણ આના)

'હિન્દુસ્તાન સૌથી વધારે વહાલો દેશ છે તેનું કારણ એ નથી કે એ મારો છે, પણ તેનું કારણ એ કે એમાં સૌથી વધારે સારાપણું ભાસ્યું છે.'

'આપણે તો સ્ત્રીને પરણવાનો વહેલામાં વહેલો કાળ ૨૧ વર્ષનો ગણ્યો છે.'

'ચોખા ઉપર શરીર બાંધી ન જ શકાય.'

'જો આંખ વાપરે તો તું મને ત્યાં જોયા વગર ન રહે. મારો આત્મા તો ત્યાં જ વસે છે. શરીર ભલે અહીં હો કે રાખમાં મળો.'

'કોઈ પણ જાતના વિકારી વિચાર ન થાય, કોઈ પણ પ્રકારનો ભય ન રહે અને નિત્ય પ્રસન્નતા રહે તો એ સૂચવે છે કે હૃદયમાં ભગવાન વાસ કરે છે.'

'જ્યાં સુધી જીવમાત્ર સાથે આપણે અભેદ અનુભવતાં ન શીખીએ ત્યાં સુધી આત્માને ઓળખી શકાતો નથી. [ જીવોનો ] એકંદર સરવાળો એ જ ઈશ્વર. એટલે જ આપણા દરેકમાં રહેલા ઈશ્વરને ઓળખવો એ જરૂરનું છે. આવું જ્ઞાન નિઃસીમ નિઃસ્વાર્થ સેવાદ્વારા પ્રાપ્ત થાય છે.'

'શૂન્યવત્ થઈને રહેવું એટલે સારું લેવામાં સૌથી છેલ્લા રહેવું, સહુની સેવા કરવી, ઉપકારની આશા ન રાખવી, કષ્ટ સહન કરવામાં પહેલ કરવી.'

'મુકિત=રાગદ્વેષથી છૂટવું તે. નરક=અસત્ય. મુકિતસાધન=અહિંસા.'

'ડાકૂમેં ભી હમકો વાસુદેવકા રૂપ દેખના હોગા. ઔર હમારે મેં વહ શકિત આ જાયગી તો ડાકૂ ડાકૂપન છોડ દેગા.'

'તું જેને અત્યારે સાચું માને તે સત્ય અને તે જ તારા પરમેશ્વર.'

'હું કહું છું કે હું જે લખું છું તે હું નથી લખતો, ઈશ્વર લખાવે છે એ અક્ષરશઃ સત્ય છે.'

પણ અમૃતની તૃપ્તિ ન હોય. અને આ અવલોકનને સારુ આંકેલી સીમા પણ આવી ગઈ.

દેસાઈ વાલજી ગોવિંદજી

★

## બિહારની વેદના :—

આ છબી ભાઈ જગન મહેતાએ લીધેલી છે. જગન મહેતાની ઘણા વર્ષોની ઇચ્છા હતી કે પૂજ્ય બાપુના જીવનના પ્રસંગો છબીમાં ઝડપવા. પણ એ તક સાંપડતી નહોતી છેવટે એક પુણ્ય ઘડીએ બિહારની પૂજ્ય બાપુની તા૦ ૨૬, ૨૭, ૨૮ માર્ચ ૧૯૪૭ની યાત્રામાં સામેલ થયા અને એમના દિલમાં સંઘરેલી વર્ષો-જુની ઇચ્છા ફળીભૂત થઈ. લગભગ ૪૦ છબીઓમાં બિહારની કરુણકથા આલેખી લીધી છે. આ આખી ચિત્રમાળા બિહારયાત્રાની સળંગ કથા રૂપે છે. તેમાની થોડી છબીઓ દર અંકમાં આપવાની ઇચ્છા છે. જેઓને બાપુની સરસ છબીઓ સંગ્રહ કરવાનો શોખ અને રસ હોય તેમને આ યાત્રાનું એક સુંદર નાનકડું આડ છબીઓનું સંપુટ 'રાષ્ટ્રપિતા ગાંધીજી'ના નામે પ્રગટ થયું છે તે સંઘરવા જેવું છે. પ્રસ્તાવના શ્રી. કાકા સાહેબ કાલેલકરે લખેલી છે.

પ્રાપ્તિસ્થાન :

કીમત રૂપયા ૩). ટપાલ ખર્ચ અલગ. 'રૂપાયતન' ૪૫, નહેરુ રોડ, વિલેપારલે.




જગતના અવતારી પુરુષોની ધર્મવાણી આપણે દરેક ધર્મના પવિત્ર ગ્રંથોમાંથી સાંભળતા આવ્યા છીએ. એ હજારો વર્ષ પૂર્વે ઉચ્ચારેલી દિવ્ય અને મધુર વાણી હજુ પણ કેટલી પ્રેરણાત્મક છે! એ ધર્મવાણી 'સૂક્તિસુધા'ને નામે દર અંકમાં પ્રસિદ્ધ થશે.

પૂર્ણ નામનો બુદ્ધનો એક શિષ્ય હતો. એક દિવસ તે બુદ્ધ ભગવાન પાસે ગયો અને તેણે પોતાને સંક્ષેપમાં ધર્મોપદેશ કરવાની બુદ્ધને વિનંતિ કરી. ઉપદેશ પૂરો થયા પછી બુદ્ધ ભગવાને પૂછ્યું, "હે પૂર્ણ, હવે તું ક્યા પ્રદેશમાં જવાનો છું?"

પૂર્ણઃ–ભગવન્, આ આપના ઉપદેશને ગ્રહણ કરીને હું હવે સુનાપરંત નામના પ્રદેશમાં જવાનો છું.

બુદ્ધઃ–પૂર્ણ, સુનાપરંત પ્રાંતના લોકો બહુ કઠોર છે, બહુ જ ક્રૂર છે. જો તેઓ તને ગાળો દેશે કે તારી નિંદા કરશે તો તને કેવું લાગશે?

પૂર્ણઃ–હે ભગવન્, મને તે વખતે એવું લાગશે કે, આ લોકો ઘણા સારા છે, કારણ તેઓએ મારા પર હાથથી પ્રહાર કર્યા નથી.

બુદ્ધઃ–અને જો હાથથી પ્રહાર કરે તો?

પૂર્ણઃ–તો મને પથ્થરથી તેઓએ માર્યો નહિ, તેથી તેઓ સારા જ છે, એમ હું સમજીશ.

બુદ્ધઃ–અને પથ્થરથી મારે તો?

પૂર્ણઃ–તો મારા પર તેઓએ દંડપ્રહાર કર્યો નથી, તેથી તેઓ ઘણા સારા છે, એમ હું માનીશ.

બુદ્ધઃ–અને દંડપ્રહાર કરે તો?

પૂર્ણ.–તો શસ્ત્રપ્રહાર કર્યો નથી, એ તેમની ભલમનસાઈ છે, એમ હું કહીશ.

બુદ્ધઃ–અને શસ્ત્રપ્રહાર કરે તો?

પૂર્ણઃ–તો મને ઠાર માર્યો નથી, એ તેમનું ભલાપણું છે, એમ હું સમજીશ.

બુદ્ધ.–અને તને ઠાર મારે તો?

પૂર્ણઃ–ભગવન્, કેટલાક ભિક્ષુઓ આ શરીરથી કંટાળીને આત્મઘાત કરે છે. સુનાપરંતના રહેવાસીઓએ જો એવા શરીરનો નાશ કર્યો, તો તેમણે મારા પર ઉપકાર કર્યો છે અને તેથી તેઓ ઘણા સારા જ છે, એમ હું સમજીશ.

બુદ્ધ.–શાબાસ, શાબાસ! આવા પ્રકારના શમદમથી યુક્ત થવાથી સુનાપરંત પ્રદેશમાં ધર્મોપદેશ કરવા તું સમર્થ થઈશ.

Reg No. 5255

## શ્રમ એટલે પ્રેમનું સાકાર સ્વરૂપ.

પણ જો તમે પ્રેમથી કામ ન કરી શકતા હો, તો તો બહેતર છે કે તમારું કામ છોડી દઈ મંદિરનાં પગથિયા પર બેસી, હર્ષપૂર્વક મહેનત કરનારાઓ પાસેથી ભીખને સ્વીકારી લો



કેમકે, જો તમે બેદરકારીથી રોટલી શેકશો, તો તે કડવી થશે અને મનુષ્યની ભૂખને અડધી જ ભાગશે. અને તમારો કંઠ ગંધર્વના જેવો હોય, પણ તમારા ગાનમાં તમને પ્રેમ ન હોય, તો તમે માત્ર દિવસના ઘોંઘાટથી અને રાત્રીના ઘોંઘાટથી માણસોના કાનને બહેરા કરી મૂકશો

ખલિલ જિબ્રાન

# રૂપાયતન



રૂપાયતનનો મુખ્ય આદર્શ જનતામાં લોકોપયોગી કલાનો પ્રચાર કરી સામાન્ય લોકોનાં જીવનમાં પણ સુરૂચિ અને આનંદનું સિંચન કરવાનો અને કરાવવાનો છે. આ ધ્યેયને સિદ્ધ કરવા હવે જમીનના વધુ આવશ્યકતા લાગે છે. ત્યાં આલીશાન મકાનો નહીં પણ કલાત્મક ઝૂંપડાંઓ હશે, ત્યાં બધા ગૃહઉદ્યોગો હશે, ત્યાં કલા હશે, ત્યાં સંગીત હશે. ત્યાં એ વાટે જ કેળવણી અપાશે, ત્યાંનું વાતાવરણ જ વિદ્યાર્થીઓની સર્જનાત્મક શક્તિ જગાડી નવી પ્રેરણા આપશે. દરેક માણસમાં સર્જનાત્મક શક્તિ તો પડી જ હોય છે પણ એ સુષુપ્ત દશામાં હોય છે. એને પ્રગટ કરવા પ્રેરણાત્મક વાતાવરણ જ જોઈએ. આ વાતાવરણ બાપુ અને ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનથી જ ઉદ્ભવી શકે.

મનુષ્યને જીવન જીવવા માટે જેટલી આવશ્યકતા નિદ્રા, હવા અને ખોરાકની છે તેટલી જ આવશ્યકતા, સારું અને સાદું જીવન જીવવા માટે સૌંદર્ય પારખવાની પણ છે.

કળા જ્યારે પૂર્ણ સ્વરૂપે વિકસે છે, ટોચે પહોંચે છે ત્યારે તે પવિત્ર બને છે અને સમાજને એક દિવ્ય સંદેશ આપે છે.

અમારી આકાંક્ષા, અમારો આદર્શ અમે પૂ. બાપુ અને પૂ. ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારમાંથી મેળવ્યાં છે. અને આ બન્નેનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનમાંથી જ રૂપાયતનનો જન્મ થયો છે.

ટુંકમાં રૂપાયતનનું ધ્યેય દરેક વ્યક્તિની આંતરશુદ્ધિ જગાડવાનું અને સૌંદર્ય પારખવાની શક્તિ કેળવવાનું છે. આ તેને આનંદથી ભરી દેશે અને તેને નવું રચવાને માટે પ્રેરણા આપશે.

આ હેતુથી રૂપાયતનમાં હાલ જે ઉદ્યોગો ચાલે છે તેમાંથી બનતી બધી વસ્તુઓમાં સૌંદર્યની રેખા હશે. બીજાને તે જોવા માટે આમંત્રણ આપશે. અને આનંદ આપશે.

કળા, આમ દુનીયામાં સેવા અને સૌંદર્યના આનંદની પ્રતિનિધી બને છે. રૂપાયતન એ કળાનું નમ્ર સેવક છે.

શ્રી. મોતીલાલ તુલસીદાસ સ્મારક તરફથી
પ્રકાશક : ધીરેન ગાંધી
"રૂપાયતન" ૪૫, નહેરૂરોડ, વિલેપારલે (પુર્વ)

# પ્યારાબાપુ

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીનાં તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરૂદેવની વિચારશ્રેણીનો સમન્વય કરી બન્ને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કલા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણાં રોજીંદા જીવનનાં પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઈત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

## સૂચનાઓ

* દર માસની ૧૨મી તારીખે અંક પ્રસિદ્ધ થશે.
* પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું.
* સરનામાનો ફેરફાર તરત જણાવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ.
* 'પ્યારાબાપુ'માંનાં સર્વ ચિત્રો અને છબીઓ કોપીરાઈટથી રક્ષિત છે.

## લવાજમ

દેશમાં રૂપિયા ૭
પરદેશમાં બાર શિલિંગ
છૂટક નકલ દસ આના

'પ્યારાબાપુ' અંગેના સઘળા પત્રવ્યવહારનું સરનામું :—

'રૂપાયતન'
૪૫, નહેરૂ રોડ, વિલેપારલે.
મુંબઈ–૨૪

આફ્રિકામાં આ માસિકનું લવાજમ શ્રી. પ્રભુદાસ વજરીયા C/o. જે. પી. વજરીઆ પો. બો. ૧૨૬, નૈરોબી, એ ઠેકાણે ભરી શકાશે.

મુદ્રકઃ કનૈયાલાલ પૃથ્વીરાજ શાહ
ઓરિયન્ટ પ્રિંટિંગ હાઉસ,
નવીવાડી. મુંબઈ નં. ૨.

“ગાંધી જયંતી તો
નિમિત્ત છે, ખરી વસ્તુ તો
ચર્ખા જયંતીજ છે.”
—ગાંધીજી

આરોગ્ય

“[illegible]
તે પોતાનું અને દેશનું
કલ્યાણ તેટલે અંશે કરશે”
—ગાંધીજી

વર્ષ ૧ | ૧૨ ઑક્ટોબર ૧૯૪૮ | અંક ૯

## વિષયસૂચિ



# મારું જીવન

ગાંધીજી

મારું જીવન સત્યની એક પ્રયોગશાળા છે. મારા આખા જીવનમાં કેવળ એક જ પ્રયત્ન રહ્યો છે અને તે મોક્ષની પ્રાપ્તિ, ઈશ્વર સાક્ષાત્ દર્શન ઊંઘતા-જાગતાં, ઊઠતાં-બેસતાં ખાતાં-પીતાં, મારી સામે એક જ ધ્યેય છે. એને જ ખાતર હું છું. મારા વ્યાખ્યાન કે લેખ અને મારી બધી રાજનૈતિક પ્રવૃત્તિ-બધું એ જ ધ્યેયને લક્ષ્યમાં રાખીને ચાલે છે. હું ભૂલ નથી કરતો એવો મારો દાવો નથી. મેં જે કંઈ કર્યું તે નિર્દોષ જ છે એમ પણ હું નથી કહેતો. પરંતુ એક દાવો હું જરૂર કરું છું કે, મને જે સમયે જે યોગ્ય લાગ્યું તે સમયે મેં તે જ કર્યું છે. જે વખતે મને જે ‘ધર્મ’ લાગ્યો તેનાથી હું કદી ડગ્યો નથી. સેવા જ ધર્મ છે. અને સેવામાં જ ઈશ્વરનો સાક્ષાત્કાર છે એવો મને પૂર્ણ વિશ્વાસ છે.”



# બાપુનાં પ્રિય ભજનો

સુને રી મૈંને નિર્બલકે બલ રામ।
પિછલી સાખ ભરું સતનકી,
આડે સવારે કામ ॥

જબ લગ ગજ બલ અપનો બરત્યો
નેક સરો નહિ કામ।
નિર્બલ હવૈ બલ રામ પુકાર્યો,
આયે આધે નામ ॥

દ્રુપદસુતા નિર્બલ ભઈ તા દિન
ગહ લાયે નિજ ધામ।
દુ:શાસનકી ભુજા થકિત ભઈ,
વસનરૂપ ભયે શ્યામ ॥

અપબલ તપબલ ઔર બાહુબલ,
ચૌથા હૈ બલ દામ।
સૂર કિશોરકૃપાસે સબ બલ,
હારેકો હરિનામ ॥

*

મેં સાંભળ્યું છે કે રામ કહેતાં ભગવાન નબળાનું બળ છે.

આશા પડીને ભગવાને સંતનાં કામ સંભાળી લીધાં છે તે વિષે પહેલાંની સાક્ષી આપું છું.

જ્યાં લગી ગજેન્દ્રે (હાથીએ) પોતાનું બળ વાપર્યું ત્યા લગી એનુ કામ સર્યું નહિ.

પણ નબળા પડીને એણે નબળાને બળ દેનારા રામને બોલાવ્યા તો હજી અધું નામ લીધું હતું ત્યાં તે વારે ધાયા.

દ્રુપદની દીકરી( દ્રૌપદી ) નબળી પડી તે દિવસે ભગવાન એનો હાથ ઝાલીને એને સ્વધામ લઈ ગયા.

દુ:શાસનના હાથ વસ્ત્ર ખેચી ખેંચીને થાકયા, કારણ કાળા કૃષ્ણ જ વસ્ત્રરૂપ બની ગયા હતા.

જેના સમાન કોઇ બળ નથી એમ કહેવાય છે તે આપ બળ, તપનું બળ, બાહુબળ, ને ચોથું પૈસાનું બળ છે

સૂરદાસ કહે છે કે વ્રજકિશોર (ભગવાન)ની કૃપા હોય તો જ બધું બળ કામ આવે છે. અને જે હારી ગયા હોય તે પણ ભગવાનનું નામ લઇને ફરી પ્રયત્ન કરે તો તે સફળ થાય છે. દ. વા.

# જયન્તીનો ઉત્સવ

કિશોરલાલ ઘ. મશરૂવાળા

આપણા હૃદયમાં રહેલી આનંદ પ્રાપ્ત કરવાની ઇચ્છાને તૃપ્ત કરવા આપણે નિમિત્ત શોધતા ફરીએ છીએ, અને જયન્તીઓ એવું એક નિમિત્ત આપણને પૂરું પાડે છે. એથી કરીને જયન્તીઓ ઊજવવીએ સહેલી લાગે છે. પણ જેની જયન્તી ઊજવીએ તેને લાયક થવું એ વિચાર કરવા બેસીએ ત્યારે જયન્તીનું એચ્છવપણું ચડવું જાય છે, અને તેને બદલે ગંભીર કર્તવ્યની ભાવના ઉત્પન્ન થયા વિના રહેતી નથી.

બાપુની જયન્તી શી રીતે ઊજવાય? દેવ જેવા થઈ દેવની પૂજા કરવી એવું શાસ્ત્ર વચન છે. એનો અર્થ એ કે દેવ જેવા થવું તેજ સાચી દેવની પૂજા ગણાય. બાપુની પૂજા કરવી એટલે બાપુ જેવા થવું બાપુ જેવા થવાની તીવ્ર ઉત્કંઠા, એમના સિદ્ધાન્તને સમજવાનો અને એને પોતાના જીવનમાં ઉતારવાનો પ્રયત્ન, અને એમના ઉદાત્ત કાર્યમાં એક મહોરું થવાની તૈયારી જે ક્ષણે અનુભવાય તે અને તેટલીજ ક્ષણ બાપુની પૂજા થઇ કહેવાય

બાપુના ઉદાત્ત ચરિત્ર માટે આદર બુદ્ધિ રાખનારાઓ જગતમાં અનેક માણસો છે જેઓ ચરિત્ર કરતાં સત્તાની અને બાહ્ય મોટપની વધારે કિંમત સમજે છે. તેઓ પણ એમના ચરિત્ર માટે માન ધરાવે છે, પણ પોતાની સત્તા અને બાહ્ય મોટપની અભિલાષાઓને અનુકૂળ હોય તો જ તેઓ એમને પોતાના નેતા તરીકે સ્વીકારવા ઇચ્છે છે.

સામાન્ય રીતે માણસ બીજાની મદદ લેવા ઇચ્છા રાખતો નથી, અને તેથી જ્યારે લેવાની ઇચ્છા કરે છે. ત્યારે એની પાસેની ઓછામાં ઓછી કિંમતની વસ્તુ માટેજ તાતચ રાખે છે. જ્યારે ઓછામાં ઓછી કિંમતની વસ્તુ ખૂટી પડે ત્યારે જ એથી વધારે મોંઘી વસ્તુનો ગ્રાહક થાય છે. હું સસ્તા અને મોંઘા બે જાતના રેંટિયા બનાવતો હોઉં તો ઘણાખરા મારા ગ્રાહકો તકવાદી હોય તો પણ સસ્તા રેંટિયા ઉપાડી જવાના મોંઘાની કદર કરનારા થોડા નીકળવાના અને સસ્તા રેંટિયા કરતો બંધ થાઉં ત્યારેજ મારા ઉંચા માલનું વેચાણ થવાનું. બીજાનો ઉપયોગ કરવામાં પણ એજ નિયમ લાગુ પડે છે જો બાપુજી ધનવાન હોત તો એમની પાસે આર્થિક સહાયની અપેક્ષા રાખનારા જેટલા નીકળત તેટલા એમની બુદ્ધિની ગરજવાળા ન નીકળત ઘણાખરા લોકો એમને જરૂર કહેત કે તમારાં બુદ્ધિ અને ચારિત્ર તમારી પાસે રહ્યાં, અમને તમારૂં ધન અમારા ઉદ્દેશો પાર પાડવા આપો તો અમે તમને મહાન દેશભક્ત કહીએ.

ધનને અભાવે આપણા દેશની સ્થિતિ સુધારવાના કાર્યમાં એમની બુદ્ધિનો ઉપયોગ કરી લેનાર બાપુના ગ્રાહકો છે એમની યોજના શક્તિ, લોકો ઉપર પ્રભાવ પાડવાની શક્તિ, એમને વિષે લોકોની શ્રદ્ધા એ બધાની મદદ પોતાની યોજનાઓ પાર પાડવામાં જેટલે અંશે ઉપયોગી થાય તેટલે અંશે એમને સ્વીકારવા ઘણા તૈયાર છે.

એમના ચારિત્ર વિષે એમને આદર છે એની ના નહિ, પણ એ ચારિત્રની એમને દરકાર ઓછી છે. નડતર રૂપ પણ લાગતું હોય એવો સંભવ છે બાપુ જો એમનો સત્ય અને અહિંસાનો આગ્રહ છોડી દે, બાપુ જો અસ્પૃશ્યતા નિવારણને જતું કરે તો બાપુને નાયક તરીકે સ્વીકારનારાઓની સંખ્યા આજે છે એથી અનેક ગણી વધી જાય એમ મને લાગે છે કારણ કે બાપુની બુદ્ધિ કરતાં બાપુનું ચારિત્ર અનેક ગણું વધારે કિંમતી હોવાથી એમની બુદ્ધિના ગ્રાહકો વિશેષ હોય એજ સ્વાભાવિક છે.

મને લાગે છે કે બુદ્ધિને દૂર કરવાનું જો બાપુમાં સામર્થ્ય હોત તો બાપુએ જેમ ધનનો ત્યાગ કર્યો છે તેમ બુદ્ધિનોયે કરત, કારણ તેમ કરવાથી.

એમના ચારિત્રના જ ગ્રાહક રહેત, પણ તે શક્ય ન હોવાથી જે વિચાર કરે તેજ બાપુની ઉત્તમ વસ્તુનો ગ્રાહક થઈ શકે

બીજાના ધનનો કે બુદ્ધિનો ઉપયોગ કરવો એ દેવું લેવા બરાબર છે ધન દાન તરીકે મળ્યું હોય તો પણ ઋણનું ભાન જઈ શકતું નથી, અને બીજાની બુદ્ધિનો ઉપયોગ પ્રસંગે કરી લઈએ તે પણ તેથી પોતાની બુદ્ધિનો વિકાસ થાય છે, એમ કહી શકાતું નથી બીજાનું ધન અને બુદ્ધિ આપણી અપંગતાની નિશાની પણ છે

પણ બીજાના ચારિત્રના ગ્રાહક થવામાં આપણે એનો દુરુપયોગ ન કરતાં, પોતે એટલા સમૃદ્ધ થઈએ છીએ, એનું કાંઈ પણ ઓછું કર્યા વિના આપણી સંપત્તિ વધારીએ છીએ પોતાના હિત માટે બીજાનો ઉપયોગ કરવાનો એ શુદ્ધમાં શુદ્ધ માર્ગ છે જેમ લોહચુંબકની ઉપર ચાકુનું પાનું ઘસવાથી લોહચુંબકની શક્તિ ઓછી થયા વિના ચાકુનું પાનું લોહચુંબક બની જાય છે તેમ બીજાના હૃદય સાથે આપણું હૃદય જોડવાથી એને ઊણું ન કરતાં આપણું હૃદય બળવાન બને છે.

કોઈક વાર બે ભાઈઓના ચહેરા એટલા બધા સમાન હોય છે કે એમને ઓળખી શકાતા નથી, છતાં એમનામાં કલહ થાય છે, કારણ કે એમની સમાનતા બાહ્ય છે, એમનાં હૃદય પર્યંત એ પહોંચી નથી

પણ ઉચ્ચ ચારિત્રની સમાનતા એ રૂપની ભિન્નતા છતાં એને એક-બીજાની વધારે સમીપ લાવી મુકે છે

બાપુના નિકટ સહવાસનો જેને લાભ મળ્યો છે, તેમણે એ સહવાસ મૂળમાં ગમે તે હેતુથી સ્વીકાર્યો હોય, તો પણ એમને જણાયું હોવું જોઈએ કે બાપુની સર્વ સંપત્તિ-એમનું સર્વ બળ-એમની ઉદાત્ત ભાવનાઓમાં છે એમણે જીવનને માટે સ્વીકારેલા ઉચ્ચ સિદ્ધાન્તોમાં છે, આ કે પેલી ચળવળ એ તો એમની ભાવનાઓને સ્થૂળરૂપે જોવાનું એક ઓછાવત્તા મળવાળું દર્પણ માત્ર છે એ ચળવળમાં મળેલો ઓછોવત્તો યશ એ એનું ઓછુંવત્તું ઝાંખું પ્રતિબિંબ માત્ર છે એ ચળવળની પાછળ અને એ યશની પાછળ જે મહાન આશય રહેલા છે તેજ બાપુનું ખરૂ તેજ છે

જો આપણે ઉપલી વસ્તુ બરાબર સમજી શકીએ અને બાપુના આશયની દૃષ્ટિથી વિચાર કરી શકીએ તો આપણી ખાત્રી થાય કે બાપુએ પ્રતિપાદન કરેલો એક એક સિદ્ધાન્ત કે મુદ્દો પ્રત્યેક જન કલ્યાણને સાધનારો છે અને જેમાં જન કલ્યાણ હોય તેજ સ્વરાજ્યનો સાચો માર્ગ એમ આપણે સ્વીકારીએ તો એ દરેકમાં સ્વરાજ્ય રહેલું છે, એમ આપણે જોઈ શકીએ

પણ શુભ કર્મ-શુભ પ્રવૃત્તિ એ કદી પણ એકલાં બસ નથી એની પાછળ શુભ આશય હોય તોજ એ ધર્મ કહી શકાય હિન્દુ-મુસલમાનની એકતા વધારવી એ શુભ પ્રવૃત્તિ છે, પણ એ જો કોઈ ત્રીજી કોમનો નાશ કરવાના ઇરાદાથી કરાતી હોય તો એથી ધર્મ થાય છે એમ નહિ કહેવાય. બે માનવ જાતિઓ વચ્ચેની ગેરસમજ એ અસહ્ય લાગે અને તે ટળવીજ જોઈએ એવી લાગણીથી થયેલો પ્રયત્ન એજ ધર્મ ગણાય.

ખાદી પહેરવી કે રેંટિયો કાંતવો એ શુભ કર્મ હોઈ શકે, પણ એ જો કોઈ નિંદ્ય હેતુથી-માનની ઇચ્છાથી કે કોઈ બીજાની કીર્તિ ઝંખી કરવા કે બીજો કોઈ લાભ સાચવવા કર્યું હોય તો એ ધર્મ ન ગણાય

આથી બાપુના પૂજકોને લાજમ છે કે આપણે બાપુ કેવળ શું કરવાનું કહે છે તેજ ન જોઈએ, પણ બાપુના દરેક મુદ્દાની પાછળ કયો આશય રહ્યો છે તે સમજીને તેને યથા શક્તિ અપનાવવા પ્રયત્ન કરીએ.

બાપુના સિદ્ધાન્તો અથવા પ્રવૃત્તિનાં અંગો મે જેટલે અંશે જાણ્યા છે તે નીચે પ્રમાણે ગણાવી શકાય સંભવ છે કે કોઈક સિદ્ધાન્તો, લખતી વખતે યાદ ન આવવાથી રહી પણ જતા હોય

(૧) હિન્દુ મુસલમાનની એકતા-એટલે મનુષ્યની

ભિન્નભિન્ન જાતિઓમાં પરસ્પર સમભાવ અને ઉદારતાયુક્ત સંબંધ.

(૨) અસ્પૃશ્યતાનિવારણ—એટલે કોઇપણ મનુષ્યને એના અમુક વર્ણમાં થએલા જન્મને લીધે અપવિત્ર માનવાના પાપનું નિવારણ.

(૩) રાષ્ટ્રીય શિક્ષણ—એટલે પ્રજાના મોટા ભાગની ઉન્નતિ કરનારું, સ્વભાષાની સમૃદ્ધિ કરનારું અને રાષ્ટ્રભાષાને પોષનારું શિક્ષણ.

(૪) ખેતી અને વણાટનો પુનરુધ્ધાર.

(૫) કર્મયોગનો પ્રચાર—એટલે યજ્ઞ-સ્વધર્મનો અભ્યાસ. શરીરના નિર્વાહ માટે અર્થોત્પાદક શ્રમ કરવાનો મત.

(૬) સંયમો—એટલે સત્ય, અહિંસા, અસ્તેય, અપરિગ્રહ અને બ્રહ્મચર્યનું ઉત્તરોત્તર દૃઢતાપૂર્વક પાલન

(૭) સાધનાની પવિત્રતા—એટલે કેવળ શુભ આશય જ નહિ પણ શુભ આશય પાર પાડવાની સામગ્રીની પણ નિર્દોષિતા.

(૮) સત્યની અથવા સ્વરૂપની શોધ.

આ આઠ વસ્તુઓ જીવનમાં ઓતપ્રોત થયેલી છે

આને અનુરૂપ બાપુના યંત્રવિરોધ, પાશ્ચાત્ય સંસ્કૃતિનો અણગમો ઇત્યાદિ મતો રહેલા છે

બાપુના પ્રત્યેક મુદ્દા માટે ઘણું કરી શકે એવું પ્રત્યેકનું ભાગ્ય ન હોય એમ સંભવિત છે, પણ જો કોઈ બાપુનાજ આશયથી પ્રેરિત થઇ બાપુના એકાદ મુદ્દાને પણ પોતાના જીવનનું ધ્યેય કરી શકે અને તેને પોતાની શક્તિ અનુસાર સિદ્ધ કરવામાં જીવન સમાપ્ત કરી નાખે તો મને લાગે છે કે તેણે બાપુનો જન્મોત્સવ ઊજવવામાં પૂરતો ફાળો આપ્યો મનાય.

બાપુમાં શ્રદ્ધા રાખનારા માટે બાપુની જયન્તી ઊજવવાનો એક જ માર્ગ છે. તે એ કે તેમાંના એકાદ તત્ત્વને પણ પોતાના હૃદયમાં વણી દેવું, એને પોતાનું જીવનકાર્ય કરવું, એ તત્ત્વને અનુભવમાં અને અમલમાં ... છે એમ નિશ્ચય

થતાં, એનો સન્દેશો જગતમાં પહોંચાડવો. જેમ સહજાનંદ સ્વામીની પ્રાપ્તિથી એમના અનેક શિષ્યોને થઇ આવ્યું કે જેની પ્રાપ્તિને માટે મુમુક્ષુઓ અનેક સાધનોના પ્રયાસમાં પડે છે તે મૂર્તિમંત આપણને પ્રાપ્ત થયા છે, અને તેથી ચાલો આપણે જગતને જલદીથી એમની ઓળખાણ કરાવી દઇએ, અને એ નિષ્ઠાથી પ્રેરાઇ

'જેને જોઇએ તે આવો મોક્ષ માગવા રે, લોન,
ધર્મવંશીને દ્વાર, નરનારી
જોઇએ તે આવો મોક્ષ માગવા રે, લોન,

—એમ ગાતા ગાતા ગુજરાત, કાઠિયાવાડ કચ્છ અને ખાનદેશ સુધી પૃથ્વી પર ફરી વળ્યા, અને એના કહેવડાવવા માટે અનેક પ્રકારની વિટંબણાઓ સહન કરી, જેમ ઇશુ ખ્રિસ્તના શિષ્યોને ઇશુખ્રિસ્ત એજ મનુષ્યનો તારક છે. એવી શ્રદ્ધા ઉત્પન્ન થવાથી એની ઓળખાણ જગતને કરાવવા આખી પૃથ્વીના લોકોને એ સંદેશો પહોંચાડવો જ જોઇએ એમ લાગ્યું, તેવી નિષ્ઠા અને ધગશ જેને બાપુના કોઇ પણ આશય વિષે થાય તે જ બાપુની પૂજા કરવાનો દાવો કરી શકે.

બીજું, બાપુની પૂજા કરવાને એક સ્થળે ભેગા થવું, એક ઉત્સવનો કાર્યક્રમ આબાદાર રીતે પાર પાડવો, એમની પ્રસાદી મનાય એવી એકાદ વસ્તુ પ્રત્યે ભક્તિભાવ દર્શાવવો—એ પૂજા અત્યન્ત ગૌણ પૂજા છે જેને પોતાના ઇષ્ટદેવ કહો—ગુરુ કહો—નેતા કહો તેના પ્રતિ અત્યન્ત ભક્તિ હોય તેને પોતાના સહપૂજારીઓ માટે ભ્રાતૃભાવ હોવો જ જોઇએ. સગા ભાઇઓના સંબંધ કરતાં ગુરુભાઇઓનો સંબંધ વિશેષ ગાઢ થાય છે એવું વારંવાર જોવામાં આવે છે અને એ અત્યન્ત આવશ્યક છે. જ્યારે સહશિષ્યોનો પરસ્પર સંબંધ પ્રેમહીન થાય, એકબીજાને જાણે કશું લેવુંદેવું જ ન હોય એવો બને, જ્યારે સહશિષ્યોમાં ઇર્ષ્યાનો પ્રવેશ થાય ત્યારે એ મંડળનો નાશ નક્કી સમજવો. સહશિષ્યોએ એકબીજાનો મહિમા સમજવો, એકબીજા પ્રત્યે વિશ્વાસ અને આદર રાખવો એ ગુરુપૂજાનું આવશ્યક અંગ છે. શિષ્યોમાં એકબીજાને મળતાં હેતના ફુવારા છુટવાનું

દર્શન થાય, એકબીજાને માટે અડધા અડધા થઇ જવાની વૃત્તિ દેખાય, ગુરુની જયંતિ છે, બાપુની એકાદ પ્રવૃત્તિ યશસ્વી થાય અને એ યશસ્વી કરવા માટે ખેંચતાણ થાય તેનાં કરતાં બાપુના પ્રમાણિક પૂજકોમાં પરસ્પર ભ્રાતૃભાવ અને પરસ્પર ભક્તિ રહે એ હું વિશેષ મહત્ત્વનું માનું છું.

તુલસી જાકે મુખમેં ભુલહિ નીકસે રામ ।
તાકે પગકી પૈંનીયા, મેરે તનકી ચામ ॥

એવો પોતાના ગુરુને પૂજવાવાળો અન્ય જનો માટે મહિમા લાગવો તેમાં પૂજાનું બળ રહેલું છે.

જે મહાત્માને—

"કોને દુઃખ દેવાનો દિલમાં રે, ભૂલે ભુંડો ભાવ નથી;
પર ઉપકારે પળપળમારે, ઉપજે ઇચ્છા અંતરથી.
પંચ વિષયને પરહરીને રે, વરતે છે વણવિકારે;
તેહ જણાય જેને કરીનેરે, જન એ બોલે છે જ્યારે.
વણવિચારે પણ વાતું રે, આવે એના અંતરથી;
બોલે અહંમમતાનું ઘસાતુરે,-ઉતર્યું મન તન સુખ પરથી.
વળી હેત ઘણું છે હૈયે રે, આંખે અમૃત વરસે છે;
કહે નિષ્કુળાનંદ શું કહીયે રે, એ જન જોઇ હરિ હરખે છે"

તે મહાત્માના આશયોના ભાગીદાર બની, એની જયન્તી ઊજવો.*



---

(નવજીવનમાંથી)

[અનુસંધાન પૃ. ૧૭૯ થી ચાલુ]
દિવ્યત્વના આદર્શવાળી ભૂમિ સૌથી વધારે લાયક અને અનુકુળ છે. મને તો સંપૂર્ણ શ્રધ્ધા છે કે આ ભૂમિમાં તે ભાવનાનાં બી એવાં તો સરસ ફાળ પેદા કરશે કે ભવિષ્યની પ્રજનમાં પણ તે ઉત્તરોત્તર વૃદ્ધિ પામ્યા જ કરશે.

આજે ત્યારે, આપણે બધા ભેગાં મળી આપણાં હૃદયમાં અંતરદૃષ્ટિ કરીએ અને તે મહાન જ્યોતિની સેવામાં આપણને બળ અને માર્ગ દર્શન મળે એવી શ્રીપ્રભુની પાસે પ્રાર્થના કરીએ.







## મીરાંબહેન

આજનો આ દિવસ આખા જગતને માટે અને તેમાં પણ ખાસ હિન્દને માટે રહસ્ય ભર્યો છે આથી આ પવિત્ર દિવસે જે વિચારો મારા હૃદયને અને આત્માને ભરી દે છે તે જણાવું છું.

દુઃખ અને કલેશભરી દુનિયાના વિચારમાં હું લીન થઈ રહું છું. ચગદાતું, છૂંદાતું, લૂંટાતું, પૂર્વ, અને હું જે જગતમાંથી આવું છું તે અહંતાભર્યું, વિલાસચકચૂર, દુઃખી પશ્ચિમ, આટઆટલાં વર્ષો થયા માણસ જાત પર ઝૂમી રહેલાં શંકાનાં અને અજ્ઞાન ભર્યાં અંધકારનાં વાદળાના વિચારમાં હું લીન હોઉં છું ત્યાં મને પોરબંદરના એક જૂનાં ઘરના દાદરની નીચેના એક નાના અંધારા ઓરડામાં એક નવા દીનકુંડાં બાળકે આ જગતનો પહેલો શ્વાસ લીધો હતો, તે બાળકના વિચારમાં હું સરી પડું છું એ વિચાર આવતા તો હું અનિર્વચનીય ચિંતનમાં ડૂબી જાઉં છું

ઘડીમાં પાછી તે નવા અવતરેલા આત્માના બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને પ્રૌઢાવસ્થા, વિષે વિચારો આવે છે. જે પ્રકાશ આ અંધારામાં પડેલી અને તરફડતી દુનિયાને માર્ગ બતાવી—આશા આપી રહ્યો છે, તે પ્રકાશની ઝાંખી કરતાં ફરી પાછી નિઃશબ્દ બની ગંભીર વિચારમાં પડી જાઉં છું.

• તે રાત્રીએ દિવ્ય જ્યોતિનો જે પ્રકાશ પ્રગટ્યો તેનો આજે આપણે મહિમા ગઈ રહ્યાં છીએ.

તે જ્યોતિ ખાસ કરીને આપણને—સ્ત્રીજાતિને ચેતાવી રહ્યો છે, ને આપણને સેવામય જીવન ગાળવા માટે બોલાવી રહ્યો છે. પતિ અને સંતતિનાં જૂનાં વળગણોને ખસેડી, ગરીબ અને દુઃખી જીવોની સેવા કરવાનો વધારે ઉદાર માર્ગ ખરી હિમ્મતથી ગ્રહણ કરવા તે આપણને પ્રેરી રહ્યો છે. તે જ્યોતિ આપણને કહે છે કે દરિદ્રનારાયણના હાથને ઝાલી, તેની સાથે હસ્તપરાયણ કરો, અને જે ભક્તિથી અને ત્યાગવૃત્તિથી હિન્દુ પત્ની પોતાના પતિની સેવા કરે છે, તેવી રીતે દરિદ્રનારાયણની સેવા કરો.

મને તો આજે કાંઈક આવા જ વિચારો આવે છે ખ્રિસ્તી ધર્મના પ્રારંભ કાળમાં યુરોપની સ્ત્રીઓને જે દિવ્ય આહ્વાન મળ્યું હતું તેવું જ કાંઈક દિવ્ય આહ્વાન આજે હિન્દની સ્ત્રીઓને મળતું હોય એમ મને લાગે છે તે દિવ્ય આહ્વાન એ છે કે "આ સંસારી બંધનોને તોડી દઈ બ્રહ્મચર્યનાં વ્રત લેવાં અને જીંદગીની છેલ્લી ઘડી સુધી પણ ભોગનો ત્યાગ કરી આનંદમય અને સેવાપરાયણ જીવન ગાળવું."

કેટલીક વખત એવી દલીલ કરવામાં આવે છે કે બ્રહ્મચર્યનાં વ્રત આર્ય સ્ત્રી માટે શાસ્ત્ર વિરૂધ્ધ છે, પણ મને તો તે કાંઈ યોગ્ય લાગતું નથી. આર્ય સ્વભાવમાં જ બ્રહ્મચર્યનો આદર્શ એવો તો ઊંડો જડાયેલો છે. કે દરેક આર્યહૃદય ઉંચરે તો તેને જ સ્વીકારે છે, પૂજે છે.

હિન્દના દરેક ખૂણામાં હું જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં તે આદર્શ માટે માનભરી ભાવના હોય એવું હું જોઈ શકી છું. તેમાં કાંઈ નવાઈ જેવું હોય એમ તે કેમજ કહી શકીએ! બ્રહ્મચર્યની ભાવનાનાં બીજ માટે મને તો લાગે છે કે સર્વ ભૂમિઓમાં

[અનુસંધાન પૃ. ૧૭૮ મે]

# પૂ. મહાત્માજીનું રામરાજ્ય

**કેદારનાથજી**

ગયા વર્ષની પંદરમી ઑગસ્ટથી આપણા દેશ પરની અંગ્રેજી સત્તાનો અંત આવ્યો તેથી આપણે સ્વતંત્ર થયા છીએ. એટલે કે આપણને સ્વરાજ્ય પ્રાપ્ત થયું છે. રાજ્યનો અધિકાર આપણા દેશના લોકોના હાથમાં આવ્યો તેથી સ્વરાજ્ય મળ્યું, એવી આપણી માન્યતા હોય તોયે પૂ. મહાત્માજીએ જે માટે પરિશ્રમ કર્યો, અનેક ચળવળો ચલાવી, આંદોલનો જમાડ્યાં, જીવ પર આવી જઈને અનેક સાહસો કર્યાં અને છેવટે પ્રાણાર્પણ કર્યું એ તેમણે આદર્શ માનેલું રામરાજ્ય હજી આપણને પ્રાપ્ત થયું નથી. આ વાત બાપુજીના વિચાર જાણનાર પ્રત્યેક વ્યક્તિ સમજે છે. તેમણે આદર્શ માનેલું રામરાજ્ય સ્થાપવા માટે પરકીય સત્તાનો અંત આવી આપણા લોકોના હાથમાં સત્તા આવે એ અવશ્ય હતું એ નિઃશંક છે. પરંતુ હવે આપણે જે સ્થિતિમાં છીએ ત્યાંથી રામરાજ્ય કેટલું દૂર છે, તે આપણે ધ્યાનમાં લાવી મહાત્માજીના હેતુ પ્રમાણે સિદ્ધ કરવા માટે તેમણે દર્શાવેલા માર્ગ પ્રમાણે પ્રયત્ન કરવો જોઈએ. આપણે ક્યાં જઈને પહોંચવું જોઈએ, કયા પ્રકારની સમાજ રચના આપણે નિર્માણ કરવી જોઈએ, એ તેમણે કહી દીધું છે. એ માટે શું કરવું જોઈએ તે પણ તેમણે દાખવ્યું છે. જીવનભર આપણને એ જ આદર્શ ભણી દોરવા પ્રયત્ન કરતા હતા. પૂ. મહાત્માજી અચાનક આપણી વચ્ચેથી ચાલ્યા ગયા, તોયે તેમણે દર્શાવેલા માર્ગની આપણને જાણ છે. તે માર્ગે જઈને રામરાજ્યનો તેમનો આદર્શ આપણે સિદ્ધ કરવો જોઈએ. તેમણે કહેલાં રચનાત્મક કાર્યોમાં રામરાજ્યનું સર્વ રહસ્ય સમાયેલું છે. રામરાજ્યનો અર્થ ન્યાયનું રાજ્ય, ધર્મનું રાજ્ય. તે રાજ્યમાં કોઈ દુઃખી ન હશે. કોઈ દરિદ્ર ન હશે. તે રાજ્યમાં શાસક અને શાસિત એવો ભેદ ન હશે. માલિક અને ગુલામ એ ભેદ ન હશે. તેમાં શ્રીમંત અને ગરીબ એવો ભેદ જડશે નહિ. તે રાજ્યમાં કોઈ દુઃખ ન હોવાથી કોઈનું શોષણ નહિ થાય. કોઈના પર જુલમ, અન્યાય ન હશે. અધર્મ ન હોવાથી બધા નિર્ભય હશે. ત્યાં દ્વેષ, વેર, જડશે નહિ. તે રાજ્યમાં વિલાસ ન હશે. તેમાં આળસુ અને બીજાના પરિશ્રમ ઉપર સુખ ભોગવનાર જડશે નહિ. તેમાં કોઈને શક્તિબાહ્ય પરિશ્રમ કરવો પડશે નહિ. પ્રામાણિકપણે કામ કરીને પ્રત્યેક જણ સુખેથી તે રાજ્યમાં પોતપોતાના કુટુંબ સાથે આનંદે મહાલતો હશે. તેમાં કોઈ દુઃખી, પીડિત ન હશે. સર્વત્ર પ્રેમ, વિશ્વાસ, આનંદ, ઐક્ય, પ્રસન્નતા એ જ દૃષ્ટિએ પડશે. એને જ ખરું રામરાજ્ય કહેવાય. એવું રામરાજ્ય આપણા દેશમાં અવતરે એવી મહાત્માજીની ઈચ્છા હતી. તેને માટે જ તેમણે જીવનમાં બધાં કષ્ટો સહન કર્યાં, અને તેને માટે જ છેવટે પ્રાણાર્પણ કર્યું.

આ રામરાજ્ય રચનાત્મક કાર્યક્રમથી જ સ્થાપવું શક્ય છે. આવા પ્રકારની સમાજરચના ઘડવાનું સામર્થ્ય, તે જ કાર્યક્રમમાં છે. જગતમાં ન્યાય, પ્રેમ, વિશ્વાસ, શાંત, નિર્વૈરતા પ્રસ્થાપિત કરવાની જો આપણી ઇચ્છા હોય તો આપણે પૂ. મહાત્માજીના વિધાયક કાર્યમાં આપણી બધી શક્તિ ખરચીને તેમના રામરાજ્યની યોજના સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.





(બહેનોની ઉન્નતિમા બાપુએ પ્રથમથી જ રસ લઈ તેઓને દોરવણી આપેલી સમાજમા માનભર્યું સ્થાન અપાવ્યુ ઘરની દીવાલોમા ગોંધાઈ રહેલી તે પ્રચંડ સ્ત્રી-શક્તિને દેશસેવાના પ્રત્યેક કાર્યમા હિસ્સો અપાવી તેમના પ્રગતિના દ્વાર ખોલી નાખ્યા બહેનોમા એક અનેરું ચેતન આવ્યુ અને તેથીજ સર્વ પ્રકારની સ્ત્રીઓ સંકટ અને મૂંઝવણને પ્રસંગે બાપુજી પાસે દોડી જતી બહેનોના જીવનનો એકેય પ્રશ્ન એવો નહોતો જે તેમની ઇચ્છા હોય તો તેઓ બાપુની સાથે પૂરેપૂરી છૂટથી ને કશા પણ અંતરપટ વિના ચર્ચી ન શકી હોય આશ્રમની બહેનો ઉપર બાપુએ લખેલા આવા અપ્રસિદ્ધ અને અમૂલ્ય પત્રો હરેક બહેનોને માર્ગદર્શક થઈ પડશે )

બહેનો,

અહિંસાનો વિચાર કરતી વખતે બહેનો ઉપર કોઈ રાક્ષસી પુરુષ હુમલો કરવા આવે ત્યારે શુ તેની પાસે કોઈ પુરુષ હોય તેણે શસ્ત્ર વાપરી તેની તેના શિયળની રક્ષા ન કરવી? બહેને પોતે શસ્ત્ર વાપરતાં શીખી પોતાનું રક્ષણ કરતાં ન શીખવુ? મે મારો અભિપ્રાય આપ્યો છે કે શસ્ત્રબળ વાપરતાં તેઓ હિંસાદોષમાં અવશ્ય આવશે પણ એનો અર્થ એવો તો મે કોઈને નથી કરવા દીધો કે પાસે ઉભેલ પુરુષે કે બહેને રક્ષા ન કરતાં બહેનના શિયળભંગને સાંખી લેવો. એથી ઉલટું મેં એમ કહ્યું છે કે જે પુરુષ એમ શિયળભંગ થવા દેશે તે કાયર ગણાશે ને તે હિંસામાં ભાગીદાર બનશે કેમકે કાયરતામાયે હિંસા છુપાયેલી છે મારી દૃઢ માન્યતા છે કે કાયર હિંસા કરતાં વીર હિંસા ઘણી ઓછી દોષિત છે વીર પુરુષ કે સ્ત્રીને અહિંસાનો પાઠ શીખવી શકાય પણ કાયરને શીખવવો લગભગ અશક્ય લાગે છે મે આ લખાણનો આરંભ આટલું ફરી કહેવા સારુ નથી કર્યો આવુ તો મારા લખાણમા ઘણે ઠેકાણે જોવામાં આવશે જ

એક વાત મે કદાચ ક્યાંય નથી લખી તે લખી નાખવા ઇચ્છુ છુ આશ્રમની બહેનોને જંબીયા વિ૦ ના દાવ શીખતી મે ભાળી છે જે બહેન પોતાના જંબીયા ઉપર કે પોતાની ગોળી ઉપર પોતાના શિયળની રક્ષાનો આધાર રાખે તે કોઈ દિવસ હારે જંબીયો કે ગોળી કેમ ઝુંટવી લેય એટલે તે તો બળહીન થઈ એટલે રાક્ષસને તાબે થવાનો સંભવ રહ્યો આપણો આદર્શ સીતા છે સીતાની પાસે શસ્ત્ર ન હતાં પણ તેની પાસે આત્માનુ બળ હતુ તેથી રાવણને મલીન સ્પર્શ કરી શકે તેના પહેલાં સીતાની સંમતિની જરૂર હતી. આ આત્મવિશ્વાસ બહેનોમાં હોવો જોઈએ અને તેથી દ્રૌપદીની પ્રાર્થના સ્ત્રીઓને સારુ ખાસ દાખલ કરી છે પણ આ આદર્શની વાત થઈ જે બહેનની પાસે રાક્ષસ આવી ઉભો છે તે

તે વખતે શું કરે ? જો તેનામાં વીરતા ખરેજ હોય અને કરૂણા પણ હોય તો તે તેનાથી ડરવાને બદલે પોતાની તેજોમય કરૂણાથી જ તેને પીગળાવી દેશે. પણ ધારો કે તે પેલી બહેનમાં પ્રગટ નથી થયું. તો તેનામાં ક્રોધ તો હશેજ. એ ક્રોધ વડે તે પેલાને તમાચો મારશે ને એવી હાકલ મારશે કે પેલો ત્યાંથી ભાગશે અથવા ત્યાંજ તેને પગે પડશે મતલબમાં બહેન પોતાના શરીરનું બધું બળ વાપરશે. ત્યારે આ હિંસા ન થઇ ? એમજ છે તો હથિયાર કાં ન રાખવાં ? મારો અભિપ્રાય છે કે હથિયાર રાખવા શીખવામાં હિંસા છે ને ઉપર જેવો સમય આવતાં તમાચો માર્યો, નખ ભરાવ્યા વિ૰ તેમાં હિંસા નથી જો ઉંદર બિલાડીને બાચ મારે તેથી હિંસા થતી હોય તો આવે પ્રસંગે મેં બતાવ્યું એવું આવું વર્તન હિંસા ગણાય. તમાચો મારનારી બહેન પોતાના તમાચા ઉપર વિશ્વાસ નથી રાખતી. તેનો વિશ્વાસ તેના પ્રભુ ઉપર છે પણ તેનામાં કરૂણા જાગૃત નથી થઇ. ક્રોધ કરતાં તો સહુને આવડે જ છે. ક્રોધ વડે બહેન પોતનો વિરોધ દર્શાવશે વ્યભિચારી પુરુષ જ્યારે કોઇ બહેનની પાસે જાય છે ત્યારે તે એવું માની બેસે છે કે બહેન તેને વશ થઇ જશે એટલે કે તેનામાં પણ છેવટે કામ વ્યાપશે. આ અસંભવિત છે એ કઇ રીતે પેલી બહેન બતાવે ? કાતો પોતાની શાંત પણ પ્રચંડ કરૂણાથી અથવા પોતાની કોલાહલથી અને તરફડીયાથી. તમાચો ઇ. બિલાડીની સમક્ષ ઉંદરનાં તરફડીયાં છે. પેલી બહેનનો તમાચો પેલા વ્યભિચારીને શારીરિક ઇજા તો ન જ કરી શકે. આ જરાક ઊં‍ડે ઉતરતાં પ્રત્યક્ષ થાય એવું છે. અહીં હું રાક્ષસી બળવાળી બહેનની કલ્પના નથી કરતો. તે તો પોતાના રાક્ષસી બળના ગુમાનમાં ઝુઝશે અને તેના કરતાં વધારે રાક્ષસી બળવાળો પુરુષ આવી પહોંચશે તો કદાચ તેને વશ થશે. અહીં મારી નજર આગળ આશ્રમની બાળા કે બહેનો જેવી શરીરબળ વિનાની આત્મબળ માનનારી બહેનો કે બાળા છે. તેનો તમાચો હિંસાની નિશાની નથી પણ તેના વિરોધનો પોકાર છે. આ પોકાર પેલા વ્યભિચારીને દીન બનાવશે કેમકે ગુન્હો રાંક છે. એ જાણે છે કે એ ગુન્હો કરવા આવેલો છે. આ મારી સૂચનાની પાછળ માન્યતા એ રહેલી છે કે પેલી બહેન મરણાંત લગી પેલા પુરુષને વશ થવાનીજ નથી. તેનો ક્રોધ, તેની આ જાગૃતિ મૃત્યુભેટની તૈયારી છે ને તેના નિશ્ચયની સૂચના છે પોતાને તેમજ પેલાને સારૂ. કેમકે મેં ધાર્યું છે તેમ ન બનતાં એવુંયે બને કે પેલો રાક્ષસ બહેનના ક્રોધની સામે દીન બનવાને બદલે બહેનને બાઝે ને તેને પછાડવાનો નિશ્ચય કરે તે વખતે જો બહેન દબાઇ ગઇ હોય, તેને ભગવાન યાદ ન આવે, આત્મવિશ્વાસ ખોઇ બેઠી હોય તો પછી તે કાંપતી હશે એટલે તેને મરવાનું નહીં સુઝે, મરવાનું સુઝશે તો મરતાં નહી આવડે બીક એવી વસ્તુ છે કે માણસ સાવ મંદ બની જાય છે ને તેનામાં હોસલો નથી રહેતો મારી સૂચના બહેનોને જાગૃત કરવા ને રહેવા પૂરતી છે. અત્યારે તો તેની સ્થિતિ આવી હોવાનો સંભવ છે. "મારામાં ઇશ્વર પ્રત્યે એવો વિશ્વાસ નથી કે હું મારી પવિત્રતાથી જ રાક્ષસને ભગાડી મૂકીશ, બાપુએ કહ્યું છે કે હથિયાર ન વપરાય એ તો હિંસા છે, તો હાથ પણ ન વપરાય, અરે રામ, હવે મારે શું કરવું, હાય હું તો મુઇ !" આવો વિચાર મારે સારૂ અસહ્ય છે. મારૂં આવું શિક્ષણ કોઇ બહેનને કે ભાઇને નથી. મારા શિક્ષણને નિમિત્તે કોઇ ને હીન બનવાપણું છે જ નહીં. એ બને તો બનનારની ગેરસમજ છે. પણ જ્યાં મને ખબર પડે ત્યાં મારે ગેરસમજ થતી અટકાવવી જોઇએ. તેથી મેં મારી વિચારશ્રેણીને ઉપરની સૂચનાથી પૂરી કરી છે. બહેનો અબળા છે એમ માનતી ભૂલીજ જાય. મરવાની ઇચ્છાને શક્તિ જેનામાં છે તે કદી નિર્બળ ગણાયજ નહી જોખમ આત્માને નથી, શરીરને છે. જે આત્માએ શરીરનો સંબંધ ક્ષીણ કરી મૂક્યો છે, તૃણવત કર્યો છે તેને આખી પૃથ્વીના રાક્ષસો ભેળા થઇને પણ પજવી નથી શકતા, હરાવી નથી શકતા. આ પાઠ સમજણ પામેલ દરેક બાળા અને બાળ શીખી લાયે. તે શીખવવામાં ઉપરની સૂચના ઉદ્ભવી છે 'હાય શું કરીશ' એમ કોઇને ન જ થવું જોઇએ. તેને બદલે એમ થવું જોઇએ કે "મારૂં શરીર ખપાવી દઇશ પણ કાયર નહીં બનું." આનો સૂચક પેલો તમાચો કે નખ છે. અને તે જાતે અહિંસક છે. તેનામાં શરીરને ઇજા પહોંચાડવાની શક્તિ નથી તેથી હિંસા નથી પણ તેનામાં રાક્ષસી મનને હલાવવાની અને તમાચો વાપરનારીને મરવાને સારૂ પૂર્ણ જાગૃત કરવાની શક્તિ છે તેથી તે અહિંસા છે.

બાપુ

# બાપુજીની ધર્મક્રાન્તિ

## મુનીશ્રી સંતબાલજી

મેં દુનિયાના ધર્મક્રાન્તિકારોમાં મહાત્માજીનું નામ વર્ષો પહેલાં મૂક્યું હતું. કોઈ મને પૂછે કે, ગાંધીજીએ પોતાની જીવનલીલામાં મહત્ત્વનું કામ શું કર્યું ! તો હું આટલા શબ્દોમાં કહી નાખું 'ધર્મક્રાન્તિ'

એમણે જીવનના પ્રત્યેક ક્ષેત્રમાંથી સાચો ધર્મ પ્રગટાવ્યો હતો. એમની નજર ધર્મમય હતી એમના વિચાર ધર્મમય હતા. એમની વાણી ધર્મમય હતી

સૌથી પહેલાં ધંધાને એમણે ધર્મ પ્રત્યે પ્રેર્યો. ખોટા કેસ વકીલથી લેવાય જ નહિ. જૂઠા તર્કો એ વકીલાતનું કલંક છે. એ એમણે આફ્રિકામાં વકીલાત લઈને બતાવી આપ્યું. એમણે પોતાના કારકુનને સાથી ગણ્યો, નોકર નહિ. કારકુનનો પેશાબ પોતે ઉપાડવા તૈયાર થાય એ ક્રાન્તિ નાનીસૂની નહોતી. અર્થ અને ધર્મ તરફ પ્રેર્યાં પછી એમણે કાર્યમાં પેઠેલા હલકા પણા કે ઊંચાપણાની ભાવના ભૂંસવા એટલે હદસુધી પ્રયત્ન કર્યો કે ભંગીનું કામ કરવામાં સમાજના મજુરમેં મ્હાનમને સ્થાને મોટપ પૂરી પુરુષથી દળાય જ નહિ. ભૈરાં દળે અને ડોસી જ કાંતે એ ભ્રમણા એમણે છોડાવી પં. જવાહરલાલ જેવાના હાથમાં તકલી લેવડાવી રેંટિયાને સ્થાન અપાવી પિકેટિંગ જેવાં કાર્યોદ્વારા એમણે સ્ત્રીઓને સમાજકારણ અને રાજકારણમાં રસ લેતી કરીને અન્ય ગૌરવસ્થાન અપાવ્યું. રાજકારણ એટલે કાવાદાવા અને વાચાળપણું તેને સ્થાને રાજકારણીય પુરુષોને ખાતરી કરાવી આપી કે, પ્રમાણિકપણામાં અને અહિંસક ભાષામાં ઊંચામાં ઊંચી મુત્સદ્દીગીરી અને તાકાત હોઈ શકે છે

મીરાં જેવા નાના છતાં સર્વસ્પર્શી પ્રકરણમાંથી રાષ્ટ્રક્રાન્તિ ગણ્યાં ગાંઠ્યા દિવસોમાં જ પ્રગટી શકે છે વણીસ્વાતંત્ર્યના જંગમાં અગાઉથી કહીને જેલમાં જઈ શકાય છે અને જેલને ઇજ્જત મળી શકે છે 'હિન્દ છોડો' એટલાજ વચનથી ચર્ચીલ જેવાને પણ નમાવી શકાય છે. કટ્ટર દુશ્મનો સાથે પણ નીડરતાથી અને વિશ્વાસથી પ્રત્યેક વ્યવહાર સાધી શકાય છે

પત્થરદિલને પણ પીગળાવી શકાય છે દુશ્મનોને પણ આત્મીયમિત્ર બનાવી શકાય છે મીર આલમખાન તથા આફ્રિકાના સરમુખત્યાર – જનરલ સ્મટ્સના પ્રસંગો એનાં સચોટ ઉદાહરણો છે

હીટલરને બીજા વિશ્વયુદ્ધ વખતે બાપુએ પત્ર લખેલો "ખુદા ખાતર હિંસકશસ્ત્રો હેઠાં મૂકો" પણ એણે ન માન્યું. આજે હીટલર વિહોણી જર્મન પ્રજા વીર દેવદાસ ગાંધી પાસે કહે છે તમારા પૂજ્ય બાપુએ જે અમોઘ હથિયાર જગત પાસે મૂક્યું છે તે અમને શીખવી દો. અમારાં હિંસકશસ્ત્રો ઉતરેલાં છે

બાજરૂના કામથી માંડીને ઠેઠ રાજકારણ સુધીનાં સર્વ ક્ષેત્રોમાં અને ભંગીથી માંડીને વલ્લભભાઈ જેવા લોખંડી નેતાઓના હૃદયમાં તથા દેશપરદેશના નાના મોટાના સહવાસોમાં એમણે સર્વત્ર ધર્મને પ્રગટાવ્યો. ઇંગ્લેંડના રાજમહેલમાં પોતડી પહેરીને જનારા હિંદીઓમાં એ સૌથી પ્રથમ હિંદી હતા. છતાં દુનિયાના નામાંકિત મનુષ્યોમાં માન પામનારાઓ પૈકીના પણ એ એક હતા. સાદી ભાષા, સાદું સીધું વક્તવ્ય સીધા સાદા વિચારો આ બધાની વિશ્વજનતા પર જાદુઈ અસર થવામાં એમની પાસે એક જ બળ હતું અને તે ધર્મક્રાન્તિનું એ ધર્મક્રાન્તિ આવી હતી પારદર્શક ચારિત્ર્યમાંથી

એમના સંપર્કમાં આવેલા કટ્ટર વિરોધીઓ એમના પ્રિય દોસ્ત બની ગયા. હિન્દમાંનુ માત્ર

મુસ્લિમ આમસંપર્કનું કામ, એમનું બાકી હતું. મરતાં મરતા એમણે કોમી ઝેરને મરણતોલ ફટકો માર્યો અને મુસ્લિમ આમ જનતાના હૈયામાં બાપુની પ્રતિમા જડાઈ ગઈ.

કોઈ કમનસીબ પળે હિન્દના ભાગના પડયા. શ્રી. ઝીણા સાહેબને હિતનાર છેવટ સુધી બાપુજીની હાજરીમાં ન ઝણઝણ્યો એમાં ખામી બાપુની નહિ પણ આપણી છે. આ લખાય છે તે પળો કટોકટીની છે, હિંદીસંઘ અને પાકિસ્તાનના સબંધો કયારે મધુર બનશે એ એક કોયડો છે પણ મને એ દિવસની કલ્પના નજીક જ દેખાય છે કે જે દિવસે પાકિસ્તાનના વર્તમાન નેતાઓ મહાત્માજીની જીવન-લીલાનો મહિમા સમજશે અને એમનું હૈયું-મુસ્લિમ આમ જનતાને અવશે માર્ગે જાણ્યે અજાણ્યે પ્રેરી જવા બદલ-રૂદન કરશે! આ સ્થિતિ સર્જવાનું કોઈ બાપુ પ્રત્યેક હિંદી-પછી એ કોમે હિંદુ, મુસ્લિમ, ખ્રિસ્તિ, પારસી ચાહે તે હો, તે—ના ઉપર છોડતા ગયા છે. બાપુએ સર્વક્ષેત્રોને ધર્મપ્રત્યે પ્રેર્યાં હવે ધર્મે સર્વક્ષેત્રો તરફ હાથ લબાવવાનો છે આ કાર્ય ધર્મના કહેવાતા નાયકો ઝડપી લેશે?

---

[અનુસંધાન પૃ ૧૮૫થી ચાલુ]

હાથથી કતિલ અને ઘેર વણેલ ખાદી-ને "આઝાદીનો આપણો પોશાક" કહી હતી, તે આજે ભાઈ-ભાઈનું લોહી રેડીને તેના ડાઘથી કલુષિત કરવામાં આવી છે એ ખરેખર શરમની અને દુઃખની વાત છે. એજ રીતે, લંગોટીને માનવતાની સેવાર્થે સરળ, સત્યશીલ, ઉગ્ર, પરિશ્રમપૂર્ણ, આધ્યાત્મિક અને સંયોગમય જીવનનો પોશાક કહી શકાય ટૂંકમાં કહીએ તો લંગોટી એ 'જીવન'નો પોશાક છે.

આપણી કૃત્રિમ, દાંભિક, પરમાણુવાદી, અહંકારી, યાંત્રિક તથા ધનપેતી સભ્યતાને જલદીથી અથવા મોડેથી પણ દિશા બદલવી જ પડશે ત્યારેજ માનવધર્મ માટે પ્રત્યેક વ્યક્તિની તેમજ સમાજની સમસ્યાઓ અને વિષમતાઓનો ઉકેલ લાવવા વિશુદ્ધ મનથી અને બુધ્ધિપૂર્વક લંગોટીના તર્કશાસ્ત્રને અપનાવવાનો યોગ્ય સમય આવશે

લંગોટીનું તર્કશાસ્ત્ર એ જીવનનું જ તર્કશાસ્ત્ર છે, જે સ્વર્ગના ચારેય પત્રોને માટે મુક્ત છે અને જેમાં આત્માની પૂર્ણતા, મુક્તિ અને સૌરભ ભરેલી છે. તેમજ એમાં સદા જાગ્રત અમરતાની શાશ્વત પ્રત્યક્ષતા છે.



# લંગોટીનું તર્કશાસ્ત્ર

ગુરુદયાલ મલ્લિક

પ્રત્યેક રાષ્ટ્રને પોતપોતાનું જીવનનું તર્કશાસ્ત્ર હોય છે, જે ઘણું કરીને કોઈએક પ્રતીકરૂપે વ્યક્ત થાય છે. આમ, આવી વિચાર-પદ્ધતિઓની હારમાળા ચાલી આવે છે. અગ્નિનું તર્કશાસ્ત્ર, બંસરીનું તર્કશાસ્ત્ર, કમળનું તર્કશાસ્ત્ર, ચીણાનું તર્કશાસ્ત્ર, ક્રૂસનું તર્કશાસ્ત્ર અને ચાંદનું તર્કશાસ્ત્ર.

પરંતુ આ અનેક ફિલસૂફીઓમાં એક સામાન્ય મત દૃષ્ટિએ પડે છે, તેમાં વર્તુળસમ સાદાઈ પર ભાર મૂકવામાં આવ્યો છે. અને જીવનના તર્કશાસ્ત્રની આ ખજાનને હું 'લંગોટીનું તર્કશાસ્ત્ર' એવું નામ આપવા ઇચ્છું છું.

આધુનિક યુગમાં ગાંધીજી તર્કશાસ્ત્રના વિશિષ્ટ સિદ્ધાંતના મુખ્ય પ્રવર્તક અને દૃષ્ટાંતરૂપ છે. એમણે પોતાના સમયની વિષમતાઓ અને જટિલતાઓથી અસહાય બની આ તર્કશાસ્ત્રને અપનાવ્યું હતું, પરંતુ તેઓ એની સાથે એકરૂપ થઈ ગયા. અરે, તેઓ એમાંથી એવો ઉચ્ચ આનંદ અનુભવવા લાગ્યા કે તે એમના પ્રાણસમું બની ગયું હતું. લંગોટી શાનું સૂચન કરે છે? આ પ્રશ્નનો ઉત્તર આપવાનો ઉત્તમ ઉપાય એ છે કે તે શાનું સૂચન નથી કરતી એ મુદ્દાઓને જુદા તારવી લેવા જોઈએ. લંગોટીના તર્કશાસ્ત્રની મિથ્યા પરિભાષા જ એના સંકેતથી દૂર છે; જેમકે એક સંન્યાસીના દૃષ્ટાંત પરથી સમજી શકાય એમ છે, એ સંન્યાસીએ પોતાની લંગોટીનું ઉંદરોથી રક્ષણ કરવા એક બિલાડીને તેમને મારવા માટે પાળી, પછી તે બિલાડીને દૂધ પૂરું પાડવા માટે ગાય રાખી, અને છેવટે ગાયને ઘાસ પૂરું પાડવા માટે તેને જમીનના એક કકડાની જરૂર જણાઈ. એનું પરિણામ એ આવ્યું કે જોત જોતામાં સંસાર અને સાંસારિક ઉપાધિઓથી એની ઉપરછલી મુક્તિ દાસત્વસમી પરાધીનતામાં પરિણમી, કારણ કે આ વાર્તાના અંતમાં એવું થયું કે તે સંન્યાસી ગાયને માટે ઘાસ ઉગાડીને સંતુષ્ટ થયો નહિ, થોડા સમયમાં તો તે ઘણાં ઢોરોનો માલિક અને ધનલોલુપ બન્યો.

ખરી લંગોટી તો મૂલ્યોનું અમુક સ્થપિત ધોરણ સૂચવે છે. પ્રથમ તો, પોતાના ધર્મના અનુષ્ઠાન માટે અનિવાર્ય હોય એવા સાધનો મેળવવાં, બીજું, ઉપાર્જનના અન્ય માર્ગોની ઉપેક્ષા કરી ફક્ત પોતાની જ જાતમહેનતથી પસીનો ઉતારી, નીતિ-અનુસાર પોતાનો રોટલો પ્રાપ્ત કરવો; ત્રીજું બૌદ્ધિક સચ્ચાઈ, ચોથું, સર્વોમમય આધ્યાત્મિકતા, અને પાંચમું, બાહ્ય જગતમાં પ્રત્યક્ષ વિરોધ જણાતો હોય છતાં અનેક રૂપે કાર્ય કરી રહેલ દિવ્ય નિયમના સંપૂર્ણ ન્યાયમાં અખૂટ શ્રદ્ધા.

ગાંધીજીનું જીવન આ આદર્શને વ્યક્ત કરવાનો અનંત પ્રયાસસમ છે. નથી એમનું પોતાનું નાનકડું ઘર કે નથી કોઈ બેંકમાં રોકડ નાણું. માત્ર ચરખો એમનો એક છે. તોયે સ્વપ્નના પ્રકાશને અનુસરી તેઓ ગઈ કાલે જે કહેતા અને આચરતા તેમાં અને સત્યની પ્રયોગશાળામાં સતત પ્રયોગ કર્યા પછી એમને પ્રતીત થતા અનુભવને લીધે આજે જે કહે અને આચરે તેમાં લોકો, ભ્રમમાં પડી, 'પરસ્પર વિરોધ'નો એમના પર આરોપ કરતા, એ ખરેખર મહાન અન્યાય જ કહેવાય. એમનો રામ એ કંઈ અયોધ્યાના કે હિંદુઓના રામચંદ્રજી ન હતા, એમનો રામ તો સર્વનો હતો, એ સૌને માટે છે અને સૌમાં છે. એમની આસપાસ વિશ્વમાં સર્વત્ર બૂરાઈઓ થઈ રહી હતી અને તેનું અસ્તિત્વ હતું, છતાં પણ 'વાસુદેવ સર્વત્ર છે' એની ઘોષણા કરવાના સમય સુધી એમને સચ્ચાઈની શ્રેષ્ઠતામાં અડગ શ્રદ્ધા હતી.

એક વાર ભારતના વર્તમાન મહામાત્ય પંડિત જવાહરલાલ નહેરુએ સિદ્ધાંતના આવેશમાં ખાદી

[અનુસંધાન પૃ. ૧૮૪ મે]

# અદ્વૈત અને દ્વન્દ્વ

[ ગાંધીજીનો એક વાર્તાલાપ ]

ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ.

[ તા. ૨૧–૧૦–૧૯૩૩. સ્થળ વર્ધા. શ્રી. મહાવીરપ્રસાદ પોદાર સાથે ગાંધીજીનો વાર્તાલાપ. આગલે દિવસે પ્રાર્થનામાં પડતી મુશ્કેલી વિષે વાર્તાલાપ થયેલો, તેના અનુસંધાનમાં આ સંવાદ થયો. ]

મહાવીરપ્રસાદ—વિચારો સારા બૂરા તો આપણે માની લીધા છે કે આ સારા ને આ બૂરા. એ આવે જાય એથી ગભરાવું શું?

ગાંધીજી—એ ભેદનું મહત્ત્વ નથી એમ નહીં. એ વિચારો ગમે તેમ આવે છે એમ પણ નથી. તે અમુક નિયમ અનુસાર આવે છે એ નિયમ શો છે તે સમજાવવાની કોશિશ નીતિશાસ્ત્રે કરી છે. ગણિતશાસ્ત્રમાં કેટલાક કોયડા એવા હોય છે જે છોડવા માટે કેટલાક કાલ્પનિક વ્યવહાર કરવા પડે છે. તે કોયડા છોડવામાં મદદગાર થાય છે, છતાં તે કેવળ કાલ્પનિક છે; એ સિવાય એનો બીજો ઉપયોગ નથી. તે જ પ્રમાણે માનસશાસ્ત્રીઓએ એક કલ્પના રચી દીધી છે કે જગતમાં બધે દ્વન્દ્વ કામ કરી રહ્યાં છે—એક દૈવી છે, ને બીજું આસુરી. એક અંગ્રેજ લેખકે એક નવલકથા લખી છે, તેમાં મોટી આધ્યાત્મિક વસ્તુ બતાવી છે. એ નવલકથાનું નામ છે 'જેકિલ ઍંડ હાઇડ.' મિલ્ટને ઈશ્વર અને સેતાનનું દ્વન્દ્વ કલ્પ્યું છે, ને જરથુસ્ત્રે અહુરમઝ્દ અને અહ્રિમાનનું એવું બધાં ધર્મશાસ્ત્રમાં છે. પણ હું કહું છું કે એ દ્વન્દ્વ કાલ્પનિક છે. બાકી ઈશ્વર તો એક જ છે, ને તે અનિર્વચનીય છે. વસ્તુતા એ એવો કોઈ ઈશ્વર છે જ નહીં જે સેતાનની જોડે યુદ્ધ કરતો હોય. પણ ઈશ્વર સેતાનની સામે યુદ્ધ ચલાવી રહ્યો છે એવી કલ્પના આપણે કરી. મહાભારતકારે પાંડવ કૌરવનું દ્વન્દ્વ આપ્યું, ને બતાવ્યું કે કૌરવ જોડે અસહકાર કરવો જોઈએ.

મ૦—આપે તો કહ્યું છે કે અસહકાર કરીને ઝંઝટમાં પડીએ છીએ।

ગાંધીજી—મે અસહકારનું શસ્ત્ર કાઢ્યું, ને પછી તેને મર્યાદિત કર્યું એટલું જ. બાકી અસહકાર તો ચાલુ જ છે. એનાથી માનસિક પરિવર્તન થવા પામ્યું. પહેલાં આપણે સરકારી શાળાઓ બધી સારી માનતા, હવે બધી બૂરી માનવા લાગ્યા છીએ. એનો અસહકાર આપણે પૂરો કરી નથી શકતા, તોયે આ મોટું માનસિક પરિવર્તન તો થયું જ છે. એક માણસ વ્યભિચારને ધર્મ માનતો હોય, ને બીજો તેને અધર્મ માનતો હોય એ એમાં કેટલો બધો ફેર પડે! વિકાર આપણા મનમાં અતિથિ બનીને નથી આવતા, ચોર બનીને આવે છે ચોરને આપણે પસંદ નથી કરતા. પણ આ ખેલ સાચો હોવો જોઈએ. જે માણસ કહે છે કે 'હું આવા વિચારોને નાપસંદ કરું છું' છતાં મનમાં તો એ વિચારો કર્યાં કરે છે, તેવાને માટે મારી આ વાત નથી. આપણે તો એમ માનવું જોઈએ કે કુવિચારરૂપી આ દુશ્મને આપણા મનને ઘેરો ઘાલ્યો છે; એનાથી ડરીએ કેમ? પરાસ્ત કેમ થઈએ? પણ મનથી એનો વિરોધ કરવો છોડી દઈએ તો આપણે હાર્યા. આપણો તો એવો નિશ્ચય હોવો જોઈએ કે જ્યાં સુધી થઈ શકશે ત્યાંસુધી એનો વિરોધ જ કરીશું. તુલસીદાસનું એક ભજન છે, તેમાં કુવિચારોને 'તસ્કર' કહ્યા છે. એ સુંદર વસ્તુ છે. તસ્કર ઘરમાં આવી ગયા છે, પણ માણસ એનો આદરસત્કાર કરતો જ નથી, છતાં ઘૂસી જાય છે એની પરવા નથી કરતો—આવી આપણી વૃત્તિ હોવી જોઈએ.

મ૦—અમુક વિચારો ખરાબ છે એવી કલ્પના તો આપણે કરી છે. માણસ હંમેશાં પવિત્ર વાતાવ-

રણમાં રહેલો હોય તો એવા વિચાર આવે જ કેમ

ગાંધીજી—આવે, વિચાર કરનાર પણ આપણે જ છીએ. બીજી તરફથી એ પણ સાચી વાત છે કે વિચારને હઠાવનાર પણ આપણે જ છીએ, તેથી કહ્યું છે કે માણસના મનમાં દ્વન્દ્વ ચાલે છે. એ યોજના કાલ્પનિક છે, સાચી નથી છતાં કલ્પના વડે દ્વન્દ્વનો સ્વીકાર કરવાથી જ જગતમાં આપણો નભાવ થઈ શકે છે.

મ૦—પણ એ કલ્પનાનો અસ્વીકાર કરીએ તો?

ગાંધીજી—એનો અસ્વીકાર કરવાથી આપણો નભાવ થઈ શકતો હોય, તો એ કલ્પના વિના ચલાવીએ. હું તો મારા અનુભવની વાત કરું છું. કોઈને શાસ્ત્રની જ વાત નથી કરતો. હું તો આ કલ્પનાનો આધાર લઈને જ શાન્તિ મેળવું છું. હું માનું છું કે મારા મનમાં દ્વન્દ્વ છે—એક ઈશ્વર ને બીજું આસુરી. તેમાંથી હું ઈશ્વરીને રાખીશ આસુરી વિચારો આવે તો છે, પણ હું માનું છું ત્યાંસુધી હું સુરક્ષિત છું. એ વિચારોને હું અવગણના માનું તો હું મૂઓ પડયો છું.

મ૦—આપ દ્વન્દ્વ માનો છો ત્યારે આપ પોતે પણ પરમાત્માથી સ્વતન્ત્ર છો એવી કલ્પના કરો છો ને?

ગાંધીજી—જ્યાં સુધી દ્વન્દ્વ ચાલે છે ત્યાં સુધી પરમાત્મા આપણાથી ભિન્ન શક્તિ છે એમ માનવું પડે છે. એથી ઉલટું, એમ માનનારા પડ્યા છે કે પરમાત્મા તે હું જ છું. એ પણ કલ્પનાની જ વાત છે, કેટલાક કહે છે ને કે 'અહં બ્રહ્માસ્મિ' જેને એવો અનુભવ હોય તેને હું નમસ્કાર કરું છું મારો એ અનુભવ નથી.

મ૦—એ બે કલ્પનામાં સુરક્ષિત કઈ?

ગાંધીજી—એ કહી તે. પેલી બીજી કલ્પનામાં ગેરસમજ થઈ જવાનો સંભવ છે, આમાં નથી.

મ૦—મને તો પેલી બીજી કલ્પના ગમે છે

ગાંધીજી—તો એને વળગી રહેજો. તમારામાં એવી શક્તિ આવતી જશે ને વધશે તો તે એની મેળે દેખાઈ આવશે. કોઈ માણસની આંખમાંથી મલિનતા ચાલી જાય, તો તેની ખબર તરત પડે છે. એને માટે પરીક્ષકની જરૂર નથી પડતી એ પ્રભાવ આપોઆપ પડે છે.

મ૦—આપ કહો છો એ રસ્તો ગીતામાં માન્ય રાખ્યો છે ખરો?

ગાંધીજી—માન્ય રાખ્યો છે, એવો મારો ખ્યાલ છે આખી ગીતાનું એક ચિત્ર બનાવીને જુએ તો આ કલ્પના મળે છે. આપણી ને કરોડોની પાસે તો આ ચીજ હોઈ શકે. અવ્યક્તની ઉપાસના દેહધારીને માટે અશક્ય જેવી છે, એમ ગીતામાં કહ્યું છે. જે સાર્વજનિક અનુભવ છે તેને તે કેમ બાતલ કરી શકે? સાર્વજનિક અનુભવ તો દ્વન્દ્વનો જ છે. પ્રત્યક્ષ જગતમાં તો દ્વન્દ્વ જ દેખાય છે. અપ્રત્યક્ષ જગતની ઝઝટમાં પડવું તે ગીતાકારની દૃષ્ટિએ સારું નથી. આપણે ચોવીસે કલાક પ્રત્યક્ષ જગત પર નિર્ભર રહીએ છીએ એ જગત જોડે મારે કશો સંબન્ધ છે જ નહીં એમ કહેવું એ દંભ છે હિન્દુ ધર્મમાં જેટલો દંભ ઘૂસી ગયો છે તેટલો ભાગ્યે જ બીજે ક્યાંય ધર્યો હશે.

મ૦—હું જ બ્રહ્મ છું એમ માનવાથી અહંકાર પણ વધવાનો ભય રહે છે.

ગાંધીજી—કેટલો બધો! 'અહં બ્રહ્માસ્મિ' કહીને શંકરે બુદ્ધિચાતુર્યનો પ્રયોગ તો કરી લીધો. પણ એ કેટલા નમ્ર ને જ્ઞાની પુરુષ હતા! એ વાતની ખબર એમના આ વાક્ય પરથી નથી પડતી.

મ૦—શંકર સિવાય પણ આ ફિલસૂફીને સ્થાન છે

ગાંધીજી—એ વાત મારી પાસે કબૂલ કરાવ્યે કશું નહીં વળે મારો અનુભવ તો એવો નથી.*

---

* 'ગાંધીજીના વાર્તાલાપ' એ નામે પ્રસિદ્ધ થનાર આગામી પુસ્તકમાંથી.

[illegible]

ચિ. છગનલાલ

તમારો કાગળ મળ્યો. શરીર બગડવામાં એક કારણ અધીરાઇ છે મન પહેલું અધીરું બને છે, પછી શરીર બને છે પણ 'અધીરા સો બાવરા ધીરા સો ગંભીર' એમ અનુભવ વાક્ય છે. જગત સળગે તે કંઇ આપણે અધીરાઇથી ઠારી શકીએ? આપણને ઠારવાનું જ ક્યાં છે? મોટો ભડકો થાય ત્યારે બબ્બાવાળા ભડકા ઉપર પાણી છાંટતા જ નથી તે જાણો છો? તે આસપાસના ભાગને જ સંભાળે છે, અને એટલું કરે તો તે કર્મકુશલ એટલે યોગી ગણાય.

આપણે પોતાનું કર્તવ્ય કરીએ એટલે આખો અગ્નિ ઓલવ્યા બરોબર છે જોવામાં ભલે તે ઓલવાયો ન લાગે. પણ તે ઓલવાયો જ જાણવો

સત્યની શોધ કરતાં મરતાં મને તો બીજું કંઈ જડ્યું નથી ને હવે પછી જડે એમ પણ લાગતું નથી જો આ ખરેખર ન હોય તો સત્ય આચરણ અને યત્યનો આગ્રહ અશક્ય થઈ પડે. આગ્રહ એનો જ હોય જે શક્ય છે ચંદ્રનામાં રહેલા પર્વતો ઉપર હવા ખાવાનો આગ્રહ રાખે તે શેખચલ્લીમાં ખપે કેમ કે તે અશક્ય છે. તેમ જ આપણા કર્તવ્ય વિષે છે. અને સહુને ખરું જોતાં પોતાનું કર્તવ્ય જડેલું જ હોય છે. કેમ કે તેને દૂર નજર કરવાની નથી હોતી નાકની અણી લગી જ નજરને મોકલવાની છે. પગની આગળ પડેલો કચરો કાઢવાનો છે. કાઢતો જશે. તેમ તેમ બીજો નજરે ચઢતો જશે ને કાઢતો જશે. ભલે ને જીંદગીને અંતે તે ખૂટ્યો ન લાગે, જીંદગીનો અંત જ ક્યાં છે? શરીરનો અંત છે તેની શી ફિકર? અને જો જીંદગીનો અંત નથી તો કચરાનો અંત આપણે ન જોઈએ તેથી થાક ન લાગવો જોઈએ. દરજીનો છોકરો જીવે ત્યાં લગી શીવે. હાથમાં સોઈ હોય ને છેલ્લું બગાસું ખાય તો તે કર્તવ્ય-પરાયણ ગણાય.

૨૦–૮–'૩૨ બાપુ

[ સ્વ. સાક્ષર નરસિંહરાવ ભોળાનાથ દિવેટીયાનો પૂ. બાપુ સાથે મતભેદો છતાં કેવો મીઠો અને પ્રેમમય સબંધ હતો તે આ પત્રો પરથી આપણને જાણવાનો પ્રસંગ મળે છે. આ અપ્રસિદ્ધ પત્રો તેમની દોહિત્રી શ્રીમતી કુરંગોબેન મહેતાના આભાર સાથે અહીં પ્રગટ કરીએ છીએ. ]

સુજ્ઞ ભાઈશ્રી,

તમારી દીકરીના દેહાંતના સમાચાર છાપામાં વાંચી અમે સહુ દિલગીર થયા છીએ. મહાદેવ કહે છે કે આ એકજ દીકરી બાકી રહેલ. પણ આનું દુખ તમને ન હોય. તમારી પાસે ખરખરો પણ શો કરવો? તમે બન્ને દુઃખથી ટેવાયેલાં છો ને જ્ઞાની પણ છો. ઈશ્વર તમને શાંતિ બક્ષો.

ય. મં. ૧૨–૧૦–૩૨. મોહનદાસના વં. મા.

સુજ્ઞ માનનીય મહાત્માજી.

ગઈ કાલે સવારે ટપાલમાં એક કવર મળ્યું સરનામાના અક્ષરો તરત ઓળખ્યા. પણ ક્ષણભર અસંભવ જેવું લાગ્યું. અંદરનો પત્ર જોઈ વિશેષ ખાત્રી થઈ. આમ અમારું આવા પ્રસંગમાં સ્મરણ રાખ્યું એ વિચારથી હૃદય આર્દ્ર થયું. પ્રભુ દયાળુ આમ અણધાર્યાં આશ્વાસનોમાં અમૃત સીંચે છે એ ઓછી ધન્યતા છે! પરંતુ "આનું દુ.ખ તમને ન હોય" એ પાંચ શબ્દોમાં જે અમૂલ્ય સદ્ભાવ આપે પૂર્યો તે બીજે કહિંથી એ રૂપમાં તો અમને મળ્યો નથી. બાકી એ શબ્દો વડે અમને બંનેને જે ઊંચી કક્ષામાં–જ્ઞાન તપશ્ચર્યા વગેરે સંપત્તિને સંબંધે–મૂક્યાં તે યોગ્યતા પાપ્ત કરવાને પ્રભુ અમને સામર્થ્ય આપો. અમે હજુ રંક માનવની ભૂમિકામાં ભમિયે છીએ. માત્ર આવી કસોટીને પ્રસગે ઉચ્ચતર ભૂમિકમાં ચઢવાને પ્રભુ દયાળ આપ જેવા સજ્જનની દ્વારા પાંખો આપે છે, એ લાભ ઓછો નથી. કસોટી તો બાકી ભારે જ છે. પ્રથમ બે સતાન ચાલ્યાં ગયાં તે બે ત્રણ અઠવાડિયાં માંદગી ભોગવીને. આ તો ચાર કલાકમાં જ એકાએક બેભાન થઈને દેહ છોડી દીધો. શાંતિદાતા શાંતિ આપે છે અને આપશે. આપના પત્ર માટે આભાર નહિં માનું, પરંતુ કહીશ કે એ પત્રને અમૂલ્ય ધન તરીકે હું સંઘરી રાખીશ.

મરીનવિલા. ખાર. લી. નરસિંહરાવના
તા. ૧૫–૧૦–૩૨. જગદીશ સ્મરણ.

માનનીય મહાત્માજી,

એક વિનંતિ. મંગળવાર તા. ૧૮મીએ સવારે મારી પ્રિય પુત્રીના અવસાનના દશાહ પ્રસંગે સાડા આઠ વાગે પ્રાર્થના રાખી છે. તે સમયે આપ હૃદયમાં પ્રાર્થના કરશો? એ ગત આત્માને માટે નહિં, એ તો ચિર શાંતિધામમાં વિરાજે છે, પણ આ અશાંતિના અંધ અરણ્યમાં ભટકતાં અમે પાછળ રહ્યાં તેમને માટે. આપના પત્રમાં તો અમને "પ્રભુ શાંતિ બક્ષો" એ પ્રાર્થનારૂપ શબ્દો છે જ. છતાં મારી તે પ્રસંગ માટે વિનતી.

લી. આપનો
તા. ૧૬–૧૦–૩૨. નરસિંહરાવ.

ચુસ્ત ભાઈશ્રી,

સવારની ચાર વાગ્યાની પ્રાર્થના અમે કરી રહ્યાને આ લખવા બેઠો છું તમારા બન્ને કાગળો મળ્યા છે અમે ત્રણે આજે ૮-૩૦ વાગે તમારી સાથે દસમાનું શ્રાદ્ધ ઉજવતા હોઈશું. મૂક પ્રાર્થનાને બદલે ગ્લીડ કાઇન્ડલી લાઇટ નો તમારો અનુવાદ ગાઈશું. તેમાં તમને બન્નેને જોઈએ તેટલી શાંતિ ક્યાં જરી નથી? તમારાં બાળકો તો ચિરશાંતિ ભોગવે છે પણ આ જગતમાં જેટલાં બાળક છે તે પણ ક્યાં તમારાં નથી? તમે તો એવું જ્ઞાન ઘણું યે આપ્યું છે તે અત્યારે તમને બન્નેને સહાય કરો

પ્રેમળ જ્યોતિ'ની એક વાત તમને ગમશે વિલાયત જતાં જતાં હાધર એહ્રિને ધાર્યું કે જે ખ્રિસ્તમાર્ગી મિત્ર વર્ગ દર અઠવાડિયે મારી સાથે માનસિક સંબંધમાં આવે તો સારૂ તેમ કરવા સારૂ તેણે મારી પાસેથી એક ભજન માગ્યું કે જે તે બધાએ ધારેલે વખતે દરેક અઠવાડિયે ગાવું મેં પેલું ન્યુમેનનું ભજન પસંદ કર્યું ત આજે યુરોપ, અમેરિકા અહિં ને બીજા દેશોના મિત્રમંડળ દર શુક્રવારે ૮-૩૦ વાગે સાંજે ગાય છે અમે અહિં અને આશ્રમવાસીઓ સાબરમતી ક માં પ્રેમળ જ્યોતિ દર શુક્રવારે સાંજની પ્રાર્થનામાં ગાઈએ છીએ એમ એ ભજનમાં તમે જે પ્રાણ રેડ્યો છે તેમાં વૃદ્ધિ થતી જાય છે મારી આશા તમને પણ ફળો

તમારો

ય મ ૧૮-૧૦-૩૨

મોહનદાસ

---

ઈશ્વર પ્રાપ્તિને સારૂ મને તો અનાસક્તિ જ ગમી છે તેમાં બધું આવી જાય છે

★

જેણે સેવા ધર્મ હૃદયપૂર્વક સ્વીકાર્યો છે, તેનું જીવન રસમય હોવું જ જોઈએ કેમકે સેવામાં જ રસ છે

★

જે સેવાની પાછળ તાલીના અવાજ નથી પણ જેની પાછળ પ્રભુના આશીર્વાદ છે તે સેવા જ ખરી સેવા છે



પ્યારાબાપુ



બાળકોના સહવાસમાં બાપુ જે આનંદ મેળવી શકતા હતા તેવો ભાગ્યે જ બીજા કોઇના સહવાસમાં મેળવતા. યરવડા જેલમાં હતા ત્યારે પણ દર અઠવાડિયે એકવાર આશ્રમનાં તેમનાં 'વ્હાલાં પંખીડાં'ને તેઓ અચૂક કાગળ લખતા. ત્યાં બેઠા બેઠા પણ ઝીણી ઝીણી વસ્તુઓ પર પત્રો દ્વારા ધ્યાન ખેંચે. બીજા બાળકોને પણ એમાંથી બોધ-પાઠ મળશે એમ ધારી દર અંકમાં આ અપ્રગટ પત્રો ક્રમશઃ પ્રસિદ્ધ કરશું.

*આશ્રમનાં બાળકો,*

જે સાચું બોલે, સાચું કરે, સાચું વિચારે, ગરીબમાં ગરીબ હોય તેની ઉપર પ્રેમ કરે, ગરીબોને ખાતર લોઢે, પીંજે, કાંતે વણે તે ભારી સેવા કરે છે. ભણવાથી બુધ્ધિ ખીલે ને તેથી વધારે સેવા થાય.

*

માંદાની સેવા કરવી જ જોઈએ પણ તેથી કાંતવામાંથી મુકિત ન લેવાય. માંદાની સેવા માંદાને જ સારૂ હોય. કાંતવું તો કરોડોને સારૂ છે.

*

બીક લાગે ત્યારે રામનું નામ લેવું એટલે બીક ભાગી જશે. સૂતી વખતે રામનામ લેતાં સૂઇ જવું. તારી પડખે કોઇ સુવે છે કે?

આપણી પાસે ભગવાન છે એમ શ્રધ્ધા રાખવી. અને જેની પડખે ભગવાન હોય તેને બીક શાની?

*

વ્યવહારમાં પણ અનુભવતો એવો થતો જાય છે કે ભયની પ્રીત તે પ્રીત નથી તેનો દેખાવ માત્ર છે. શુદ્ધ પ્રેમ ભયનો વિરોધી છે.

*

તું ઘણાં વર્ષ જીવજે ને સરસ સેવિકા થજે હો, તારૂં વ્રત પાળવાની તને ઈશ્વર શકિત આપો મનથી અહિંસા પાળવી કઠણ છે. પણ ઈશ્વર ઉપર વિશ્વાસ હોય તેને સારૂ સહેલુ છે.

*બાપુના આશીર્વાદ*



# જ્યારે રેંટિયાનું મધુર ગુંજન બંધ પડયું ત્યારે ?

બાબાભાઈ દેઢી

પ્યારા બાળકો, ભૂગોળ તો તમે વાચી હશે એમા આવતા સૂર્યના ગ્રહમંડળની આજુબાજુ કયા ગ્રહો ફરે છે, એ તમને ખબર છે? બુધ, ગુરુ, શુક્ર, શની, પૃથ્વી આ બધા ગ્રહમંડળો સૂર્યની આસપાસ હરોળમા ફર્યા કરે છે એઓ એક બીજા પર આધાર રાખી ગોળ ચક્રમા સપીને ફરે છે એમાથી જો કોઈ ગોળા ધરીથી છુટા થઈ ફરવાનો વિચાર કરે તો કેવુ પરીણામ આવે? નીચેની વાત પરથી એ તમને સમજાશે. એક જમાનામા રેંટિયો એ આપણો સૂર્ય હતો એમાના ચક્ર, ત્રાક, દોરી વગેરે હતા, એના ગ્રહમંડળ સમય જતા રેંટિયો બંધ પડયો, પરિણામે ગ્રામવાસીઓની જીવનદોરી તૂટી, અને મોટો ગ્રામ ઉદ્યોગ પડી ભાગ્યો એ રેંટિયો બંધ પડવાથી વણકરોને પોતાની હાથશાળો બંધ કરવાની ફરજ પડી યંત્રનો જમાનો આવ્યો હતો થોડા માણસો વડે જલદીથી કામ થઈ શકે એવા યંત્રયુગમા રેંટિયા તરફ કોણ જુવે? વણકરો પોતાની વણાટ કળા વીસરી ગયા. એ વેળા ઢાકા એ આપણી હસ્ત કળાનુ મુખ્ય કેન્દ્ર હતુ ત્યા રહીને વણકરો પોતાની અપ્રતીમ કળાથી જગતને ચકિત કરતા આપણો એ કારીગરી ભર્યો હસ્તઉદ્યોગ મારી નાખવા અંગ્રેજો ત્યા પહોચી ગયા વણાટ કામ જાણનારાઓને પકડી પકડી એમણે એમના કાંડા કાપી લીધા. છતા કોઈ એવો દ્રોહી ન નિકળ્યો, કે જેણે એ વણાટ કામ અંગ્રેજોને શિખવાડયુ હોય? સૌએ સજા સહન કરી પણ આપણો ઉચ્ચ ઉદ્યોગ હાથકાંડા વિનાના વણકરોને લીધે અગ્નિદાહ પામ્યો રેંટિયો જ્યારે ચાલુ હતો, ત્યારે ઠેર ઠેર હાથમા પીંજવાની તાત લઈ તફ તફ, તરરૂ, કરતા ટૂંકી ધોતી અને પાઘડાવાળા ગરીબ પીંજારાઓ દેખાતા હતા હાથેથી પીંજવાની સખત મહેનત કરી તેઓ સુંદર રીતે આપણા ગાદલા, ગોદડાઓ ભરી આપતા જ્યારે યંત્રયુગ આવ્યો ત્યારે એ ગરીબડા પીંજારાઓની રોજી ભાગી લોકો પીંજારાની મહેનતના પૈસા ન જોતા યંત્રના સસ્તે માર્ગે વળ્યા એટલે વણકરો પછી આ પીંજારાઓ પોતાની હાથે પીંજવાની કળા છોડી સ્વતંત્ર જીવન ગાળતા હવે યંત્રના ગુલામ જડબામા સપડાયા

એક વખત એવો હતો જ્યારે આ ભારત ભૂમિના ઝાડપાનોના સુંદર રંગોનો જગમા જોટો જડે એમ નહોતો કયા એ કુદરતના પાકા રંગો અને કયા આજના કૃત્રિમ દેખાવડા રંગો? નવા યુગના લોકો યંત્રના નકલી ભભકભર્યા રંગોથી આકર્ષાયા એથી ચરખાને ઉત્તેજન આપવુ એમણે છોડયુ એટલે કરી બિચારા હાથથી છપાઈ કામ કરનારા રંગારા માથે હાથ દઈ બેઠા ચરખાનુ નિશાન અદ્રશ્ય થયુ એની સાથે પેઢા રંગારાઓની હાથેથી નિતનવા રંગો ભેળસેળ કરી સૌંદર્ય જમાવવાની કળા પણ અદ્રશ્ય થઈ ચરખામાના ત્રાક, ચક્ર, સાળ,

ફાળકા વગેરે બનાવનારાઓ ચરખાનું મહત્વ ઘટ્યાથી નિરાશ બન્યા.

ચરખો ફરતો હતો ત્યારે લોકો સ્વાશ્રયી હતા. પોતાનાં ઘરગથ્થુ કપડાં, ખાધાખોરાકીની ચીજો, રમતગમતની વસ્તુઓ આ બધી જીવનની તમામ જરૂરિયાતો પોતે પોતાને હાથે તૈયાર કરતાં. જ્યારથી યંત્ર આવ્યું, ત્યારથી લોકો આળસુ બન્યા. જેને ઘેર ચરખો ચાલતો હતો એ લોકો બજારૂ માલ ખરીદવામાં મોટી શરમ માનતા. આજે ક્યાં છે એ સ્વાશ્રયી વૃત્તિ?

ચરખો હતો, ત્યારે લોકોને તંદુરસ્ત અનાજ મળતું. પોતે જ વાવે, પોતે જ લણે, પોતે જ ખાય બીજા દેશનો અનાજનો કણ લેવો આપણને હરામ, એમ તેઓ કહેતા. પોતાના દેશમા પોતે જ પકવી શકે તે જ ખાય સ્વાદનું નામનિશાન નહિં. અને આપણે ઘંઉની રોટલી ન હોય તો ન ચાલે, શિયાળામાં ગરમ બાજરાનો રોટલો ન હોય તો મોઢું કટાણું બને. આ બધો યંત્ર યુગનો પ્રતાપ.

રેંટિયો ગયો, એની સાથે ગાય ભેંસ એ બધા મૂંગા પ્રાણીઓની ઉપકારક લાગણીઓ વિસારે પડી, ચરખો ચલાવનારાઓ ઘેર ભેંસ પાળી દૂધ દહિં મેળવતા. બજારૂ દૂધ ત્યારે મળતું જ ન હોતું. આપણે આવ્યા, યંત્રયુગમાં, પછી તો પૂછવું જ શું? આ હિંદભૂમિમાં આજે દેવી ગાયની કિંમત ક્યાં રહી છે? એને ભૂખે પેટે ઘણી દૂધ કાઢે, ખાવાનું આપવાનું તો બાજુએ રહ્યું, સોટીના ચમચમતા કોરડા વિંઝાય, આ છે આપણને પોષનાર માયાળુ ગોમાતાની આજના યંત્રયુગમાં કંગાલ દશા. એનું દૂધ વેચનાર ધન લોભિયો પલું દેવા? ચોખ્ખા દૂધમાં પાણી ભેળવી એકના ચાર ગણા ભાવ લેનારા અને એ પૈસા ખરચી પાણી લેનાર, આપણે પોતે પાણી વિનાના. આગળ વાત ક્યાં વધારીએ?

યંત્રયુગ આવ્યો, પેટ ભરતા ચમારના પેટ પર લાત પડી. એનો રોટલો ઝુંટવાયો. લોકો ચમારની હાથ કારીગરીની ચંપલ પહેરવી છોડી, દોડયા મોટી મોટી દુકાનોમાં જોડા લેવા. ગરીબડો ચમાર હાથ ઘસતો રહ્યો. અને વિના મજૂરીએ રૂઆબ કરનારા ફાવ્યાં.

યંત્રયુગ આગળ ધપ્યો. આપણા પૂરાણા બળદગાડાંની સામે નવા યુગની ફોર્ડ ગાડી આવી. ગાડાં હાંકનારાઓની રોજી તૂટી. બળદનું માન ઘટયું.

આ નવીન યુગમાં આપણે કેવા ઓશિયાળા બન્યા છીએ? કામ કરવા માટે ઘાટી, રસોઈ કરવા માટે રસોઇયા, બેસવા માટે ખુરશી, ઉંઘવા માટે પલંગ, આ આપણા એદીપણાની નિશાનીઓ.

ચરખાનો આદ્ર સ્વર જ્યારથી બંધ પડયો, એ દિનથી આપણી હાથે લોટ દળવાની ઘંટી, એ મજબુત ફાંડું, ચોખા છડવાની ખાંડણી, છાશ વલોવવાનું રવૈયું. ક્યાં ગઈ એ સ્વાશ્રયી ચીજો? ચરખો જતાં એ બધી મહેનતુ વસ્તુઓ મરી પરવારી છે. પાપ વધ્યું છે, ભારતી કંગાલ બની છે.

જીવનનું પ્રભાત ફરી પહેલાંની જેમ ખીલવવા આપણે ઓછે ખરચે, ઓછે પૈસે, વધુ વસ્તુઓ મેળવવાની પ્રાચીન પ્રણાલિકા ફરી સજીવ કરવી પડશે રેંટિયો ચાલુ કરો, એટલે આપમેળે એની પછવાડે ગ્રામઉદ્યોગની વસ્તુઓ ખેંચાશે. આ ગાંધી જયંતી પ્રસંગે આજથી જ એ ઝુંબેશ ઉઠાવીએ.

"સત્ય કે દર્શન કે લિયે સંતો કા ચરિત્ર પઢના ઔર
ઉસકા મનન કરના આવશ્યક હૈ"—ગાંધીજી




## સંત થરિઆ

(સ્પેન-૧૬મી સદી)

"અભ્યાસી"

[આ વિભાગમાં વિશ્વના સંતો, ભક્તો અને શહીદોની જીવનગાથા આવશે. જીવનમાં એકવાર એક પળ આવી જાય છે જ્યારે મનુષ્ય પોતાના જીવનને ઊંચે લઈ જઈને આવતી પેઢીને જીવનમંત્ર આપતો જાય છે. આવી પળો બધા મનુષ્યોને એકવાર તો આવે છે. પણ તે પળને ઓળખવાની શક્તિ અને હિમ્મત જોઈએ.]

"તુ ગાંડી, ચોખ્ખી ગાંડી એમ તે કંઈ કોઈ દિવસ બનતુ હશે ખરુ? તુ ભગવાનનુ દેવળ બાંધવા નિકળી છે અને ગજવામાં તો એક દોઢિયુ યે નથી."

"વાત સાચી છે બહેન, મારી પાસે રાતી પાઈ યે નથી અને હુ એકલી પણ કાંઈ કરી શકવાની નથી પણ જે મનુષ્યને માટે અશક્ય અને અસંભવ છે તે પ્રભુ માટે શક્ય અને સંભવ છે, મે તો એનામા પૂરો વિશ્વાસ રાખ્યો છે તેને ખોળે માથુ મૂક્યુ છે

આ જવાબ આપનાર બહેનનુ નામ સંત થરિઆ હતુ એનો જન્મ સ્પેન દેશના એક ગામડામા ૧૬મી સદીમા થયેલો નાનપણ થી જ બહુ માંદી રહેતી જેનુ પરિણામ એ આવ્યુ કે જગતની બધી વસ્તુઓ પ્રત્યે અણગમો આવી ગયો, અને તેનાથી કંટાળી અને ત્રાસી ગઈ હતી પથારીમા સૂતા સૂતા ઘણીવાર ધ્યાનમા ઈશુના વિચારોમા ગરકાવ થઈ જતી હતી કારણકે નાનપણમા એની માતાએ ઈશુના સંબંધમા ઘણી વાતો કહેલી.

એક દિવસે ઈશુના ધ્યાનમા મસ્ત થતા એની આંખ સામે શૂળીપર લટકેલા ઈશુની મૂર્તિ તરી આવી ઈશુના હૃદયમાથી લોહીની

ધારા વહેતી હતી. આ જોઇને થરિઝા પથારીમાંથી કુદી પડી અને ઇશુના ચરણોના સ્પર્શ કરવા પોતાના હાથ લંબાવ્યા, અને બોલી: "હે, મારા ઇશુ !" ત્યાર બાદ બેભાન થઈ ગઈ

જ્યારે એની આંખ ખુલ્લી અને ભાન આવ્યુ ત્યારે તે વિહ્વળ બની ગઈ ઇશુના આ દર્શનના વિચારમાં પડીને આખરે તેણે આ અર્થ ઘટાવ્યો 'પોતે પોતાનાં જીવનને દુનિયાના લોકોના દુ:ખ મટાડવામાં ગાળી દે.'

બસ, આ વિચાર આવતા જ કોણ જાણે એના કૃશ શરીરમાં–જે વ્યાધિથી જીર્ણ થઈ ગયું હતું–નવુ ચેતન, નવી સ્ફૂર્તિ આવી અને કઈ રીતે લોકોનાં દુઃખો મટાડવા એના વિચારમાં ડુબી ગઇ. આખરે ખૂબ વિચારતાં તેને લાગ્યું, કે તે દુઃખો મટાડવાનો એક જ રસ્તો છે, તે એ કે દવાખાનું બાંધવું. એની દ્દષ્ટિમાં પ્રભુનું સાચુ પૂજાસ્થાન આ જ લાગ્યું, પણ....પાસે પૈસા તો હતા નહિ ? એટલે તેણે ભિક્ષા માગવાનું શરૂ કર્યું.

શુભ આદર્શો અને ઊચ્ચ ભાવનાઓને મૂર્ત સ્વરૂપ આપવા મનુષ્યે તવાવું પડે છે. તેમ થરિઝાને પણ તવાવું પડ્યું. ઘણી મહેનતે, નાજુક તબિયતમાં પણ તેણે એક સૌથી પહેલા નાનકડું દવાખાનું બાંધ્યું, ને પોતાનાં કાર્યને રૂપ આપ્યું. પોતે જાતે જ નર્સનું કામ ઉપાડ્યું. દર્દીઓમાં પોતે ઈશુનાં દર્શન કરતી અને તેની સેવામાં પોતાનાં નાજુક અને માંદા શરીરને નવું ચેતન અને નવી પ્રેરણા આપવા લાગી.

પીડિતોના દર્દને ઈશુનું દર્દ માનીને પોતાનું દર્દ ભૂલી પોતાના કાર્યમાં રત બની. તેના દવાખાનામાં દર્દીઓ ખબ જલ્દી સારા થવા લાગ્યા. અસાધ્ય દર્દો પણ નાશ પામવા લાગ્યા. ચારેબાજુ દવાખાનાની ખ્યાતિ અને સેવાના ગુણોની પ્રસંશા ફેલાવા લાગી, અને માઇલો સુધી આ પ્રસંશા અને ખ્યાતિ હવામાં ગૂંજવા લાગી. આના પરિણામરૂપે થરિઝા પાસે પૈસાનો ઢગલો ખડકાવા મંડયો. તેણે ઠેકઠેકાણે દવાખાના બંધાવ્યાં. અને એ તો નિયમ છે ને કે જ્યારે કંઈ સારું કામ શરુ કરવામાં આવે છે ત્યારે પ્રભુ પોતે જ સહાયકોને મોકલી દે છે.

તેણે દરેક દવાખાનાની દિવાલ પર આ મુદ્રાલેખ કોતરાવેલો:—

"Healer is He, we are but His hands"

"સાજો કરનાર ભગવાન છે, આપણે તેના હાથો છીએ."

જે કોઇ દવાખાનામાં પગ મૂકતું એને એમ લાગતું કે તે કોઈ મંદિરમાં ન ગયો હોય ! અને એના હૃદયમાં પ્રભુ, પ્રભુના રટણની તાલાવેલી જાગતી.

અને મધ્યરાત્રીએ દવાખાનાની ચારેબાજુની હવામાં નીચેની પંક્તિઓના ગુંજનો ગૂંજતા હોય એવો આભાસ થતો.

ખુદા નહિ મંદિર મસ્જીદમેં,  
વો તો દરદી કે દુઃખ દર્દમેં.  
ઉસ દર્દ દુઃખકો દૂર કરના,  
ઉસમેં ખુદા બસત હૈ ભાઈ.

# "નિર્બલ કે બલરામ"




કાંતિલાલ ગાંધી

આગાખાન-મહેલમાં પૂ. બાપુજી એકવીસ દિવસના ઉપવાસ-ખાટલે પડેલા પગ તરફની દીવાલ ઉપર એમણે મોટા અક્ષરે "હે રામ" લખાવેલું. ૧૯૪૨-૪૩ના એ દિવસોમાં પડેલ લોકો ઉપરના દુ:ખોનો પોતે અનુભવ કરી રહ્યા હતા અને ગરીબ-નિવાજ ભગવાન રામને લોકોની હાય પહોંચાડી રહ્યા હતા.

એ વખતે બાપુને મળવા અનેક સગાં સબંધીઓને સાથીઓ આગાખાન-મહેલે પહોંચેલાં. એમાંના બાપુના એક ભક્ત-સાથીએ તો "હે રામ" વાંચીને એ "શ્રી રામ" લખવું જોઈએ એમ પૂ. બાપુને સૂચના કરી. એ ભૂલી ગયેલા કે પૂ. બાપુનું નાનામાં નાનું કામ પણ વિચાર પૂર્વકનું થતું. બાપુએ કહ્યું. "ના, એ 'હે રામ' જ બરોબર છે"

આ "હે રામ" ને "શ્રી રામ" નો ફરક જરા સમજવા જેવો છે. પૂ. બાપુજીને બરોબર સમજવાની ચાવી નાની વસ્તુઓ પાછળના એમના વિચારો સમજવામાં રહેલી છે

બાપુના અનેક પ્રિય ભજનોમાંનું સૂરદાસનું 'સુને રી મૈને નિર્બલ કે બલરામ" એ હતું. બાપુએ અનેકવાર કહ્યું હતું. કે નબળાની અહિંસા એ અહિંસા જ નથી, હિંસાનો સામનો તો વીર પુરુષની અહિંસા જ કરી શકે. એમ હોય તો 'નિર્બલનું બલરામ' એ ખોટું? હાર્યા એટલે હરિનામ લેવા નીકળ્યા' આમ સામાન્ય માણસ હસી જ કાઢે. આવા 'હારેલા" માણસો માટે લોકોના દિલમાં માન પણ શી રીતે ઉપજે. આ જનના રચનાત્મક કાર્યક્રમમાં પડેલ અનેક કાર્યકર્તાઓ પ્રત્યે લોકોની લાગણી આ પ્રકારની જ દેખાય છે

આનું કારણ એ છે કે આપણે બધા જ નિર્બળ છીએ છતાં આપણી નિર્બળતાનું ભાન એટલે કે નમ્રતા કોઈકમાં જ દેખાય છે એ ભજનમાં આગળ બતાવ્યા પ્રમાણે ગજેન્દ્રે પોતાની બધી શક્તિ ખર્ચીને મગરના મોંમાંથી બચવાનો પ્રયત્ન તો કર્યો પણ જ્યારે પોતાનું કંઈ જ ન વળ્યું ત્યારે એણે હરિનામ લીધું. એટલે રામનામ લેવા માત્રથી જ રામ નથી આવી પહોંચતા પણ જ્યારે આપણે હારી બેઠીએ છીએ ત્યારે જ ભગવાન આપણું સાંભળે છે. હારવાના અનુભવ પછી જ આપણું રામનામ અંતરમાંથી નીકળેલું હોય છે

આમ 'હે રામ" નો "હે" અત્યંત નમ્રતા સૂચવે છે, એટલું જ નહી પણ પોતે પોતાનો બધો પ્રયત્ન કરી છુટ્યા છીએ એ પણ એ "હે" થી વ્યક્ત થાય છે બાપુ તે વખતે બધો પ્રયત્ન કરી છુટેલા અને લોકોનું દુ:ખ સહન કરવું મુશ્કેલ હતું ત્યારે જ એમણે ૨૧ દિવસ સુધી "હે રામ" "હે રામ" પોકાર્યું.

એટલે આપણે બધાએ જો સાચે જ "પ્યારા બાપુ" ને રસ્તે ચાલવું હોય તો બે વસ્તુ યાદ રાખવી જોઈએ એક તો આપણા પ્રયત્નમાં કચાશ ન રહેવી જોઈએ ને બીજું એ પ્રયત્ન કરતા છતાં અત્યંત નમ્રતા કેળવવી જોઈએ.

આ યાદ રાખીને જ બાપુ આપણને સાચે જ પ્યારા છે એમ સાબિત કરી શકીશું આપણને બધાને એ શક્તિ મળો.

# ધર્મકથા

## (૩)

### દેશભક્ત રોમન

ઊનાળાનો ચોકખો દિવસ છે, રોમના નાગરિક શાન્તિપૂર્વક પોતપોતાને ધંધે લાગ્યા છે, મોટા ચોક (ફોરમ)માં વેપારી પોતાના હાટમાં બેઠા છે; ગઢના રક્ષકોને મુક્ત કરવા સૈનિક મારગ ઉપર થઈને ચાલ્યા જાય છે, છોકરાં હસે છે ને ઝીણી રેતી ઉપર રમે છે.

ત્યાં તો ઓચિંતું અંધારું ઘોર થઈ ગયું; ભયંકર ગડગડાટ કાને પડ્યો અને ધરતી કંપી ઊઠી. લોકો ભયભીત થઈને ઘર બહાર નીકળી પડ્યા, પણ કેમ કરીને બચવું તે એને સૂઝ્યું નહિ.

નગરમાં થયેલો હાહાકાર સાંભળીને મહાજનના શેઠિયા (સિટિ ફાધર્સ) નગરસભામંડપ છોડીને આવ્યા, ને જુએ છે તો મોટા ચોકને એક છેડેથી બીજા છેડા લગી બહુ પહોળો ને ઊંડો ખાડો પડ્યો છે, ને એને તળિયેથી ધુમાડાના ગોટે ગોટા નીકળે છે, ને ભડ ભડ બળતી અગ્નિની જ્વાળા ભભૂકે છે.

ગભરાયેલા ગામલોક કહે, 'દેવો આપણા ઉપર રૂઠ્યા છે. એના પ્રકોપથી આપણે કેમ કરીને બચવું?'

એટલે નગર શેઠીઓએ વેસ્તા માતાને મંદિરે સંદેશા મોકલ્યા, જ્યાં માતાની સનકુમારી પૂજારણ દેવીની વેદી આગળ દિવસ ને રાત અખંડ-જ્યોત પ્રકટેલી રાખતી હતી.

પૂજારણને પૂછ્યું તો કહે, 'રોમના ભંડારમાં અમૂલખ હીરો હોય તે પૃથ્વીમાતાને ચડાવાય તો ઠીક, નહિ તર નગરી કોઈ રીતે બચે એમ નથી. એ હીરો ધર્યો કે તરત અંધારું મટશે, ફાટ પૂરાશે, ને તમારાં ઘરમાં શાન્તિ પાછી સ્થપાશે'.

નગરશેઠીની મતિ મૂંઝાઈ ગઈ. નગરીનો અમૂલખ હીરો તે શું હશે!

નાગરિકોએ તો ઝટપટ પોતપોતાનું જોખમ એકઠું કર્યું: સ્ત્રીઓ ઘરેણુંગાંઠું લઈ આવી, પંડિતો ને શાસ્ત્રીઓ પોથી લઈ આવ્યા, શિલ્પીઓએ ચિત્ર તથા પૂતળાં આપ્યાં કોઈએ પાછી પાનિ ન કરી. પોતાની સુંદરપુરીને બચાવવા જે પોતાથી બને તે કરી છૂટવા સૌ ઉત્સુક હતા; કેમ કે ભૂકંપના આંચકા વધારે વધારે ઉગ્ર બનતા હતા, ને આગ ફેલાતી હતી.

ધુમાડાથી અધીં ફૂટેલી આંખે સૌએ પોતપોતાનું ધન ખાડામાં ઢોળ્યું કર્યું, ને ચમત્કારની વાટ જોતાં ઊભાં. પણ તોયે જ્વાળા ને ધુમાડો ઉપર ઉપર આવે છે, ને ફાટ વધુ પહોળી બનતી જાય છે.

કોપાયમાન થયેલા દેવોને પ્રસન્ન કરવા કઈ બીજી મૂલ્યવાન વસ્તુનું નિવેદન કરવું તે વ્યાકુળ થયેલા લોકો એક બીજાને પૂછે છે, ત્યાં જાણે રણે ચડ્યો હોય એમ શીર્ષક, કવચ તથા તલવાર સહિત સજ્જ થયેલો એક તરુણ બત્રીસલક્ષણો સુભટ પંચકલ્યાણી ઘોડા ઉપર ચડીને ત્યાં આવ્યો, ને કહ્યું, 'રોમના લોકો, તમારી ભૂલ થાય છે. તમારાં હીરા-માણેક, સોનારૂપાં અને પોથીપૂતળાંની એક કોડીએ ન ઊપજે. રોમના દેશનો નવલખો હાર તો એના દીકરા અને દીકરીઓ છે. ભગવતી વસુન્ધરાને હું મારું પોતાનું શરીર સમર્પું છું. મારા જીવનો તમે ભોગ આપો.'

આવો સિંહનાદ કરીને એ પોતાના ઘોડાને ખાડની કોરે લઈ ગયો. ઘોડો ભડક્યો, પાછલે પગે ઊભો થયો ને પછી ખાડમાં કૂદી પડ્યો. ઘોડો ને ઘોડાનો બેસનાર ખાડમાં અલોપ થઈ ગયા.

ધીરે ધીરે ખાડ પુરાઈ ગઈ, વાદળાં વિખરાયાં, સૂર્યનારાયણ પાછા પ્રકાશ્યા, અને રોમનગરી બચી ગઈ *

દ. વા.

---

* 'યંગ પૅટ્રિઅટ રીડર્સ', ચોપડી બીજી' (ઑ. યુ. પ્રે.)

# સાબરમતી આશ્રમનો અતિથિ સત્કાર

[એકાદશવ્રતધર્મ પરિષદ્‌ની બેઠકને અંગે આશ્રમમાં દેશપરદેશના મહેમાન ઠીક ઠીક સંખ્યામાં આવ્યા હતા, તેને બે જણ આ ઘેર બે જણ બીજે ઘેર એવી રીતે વહેંચી લીધા હતા. અને તેની પરોણાગત કેમ કરવી એ વિષે બાપુએ નીચે લખી સૂચના આપી હતી. દે વા]

મહેમાનને હમેશાં નમસ્કાર કરવાનું બાળકોને શીખવીએ.

નાના મોટા, જાણીતા અજાણ્યા મહેમાન વચ્ચે ભેદ ન કરીએ

આશ્રમનો ઉદ્દેશ ત્યાગી જીવન હોવાથી પોતે સ્વાદ ન કરીએ, મહેમાનને સ્વાદ ન કરાવીએ તેથી મિષ્ટાન્ન ન કરીએ, મસાલા ન વાપરીએ, ચટણી ન કરીએ, ઘણાં શાક ન કરીએ, ઘણાં હોય તે સાથે કરી બને ત્યાં લગી બાફેલાં આપીએ.

છોકરાં મેલું ન કરે એની સંભાળ રાખીએ

મહેમાનની પાસે એક સારું રૂમાલ મૂકીએ, —પાણીના લોટા સાથે જ.

હાથ ધોવાની જગ્યા મહેમાનને બતાવીએ અથવા એક વાસણમાં હાથ ધોવડાવીએ.

મહેમાનનાં એઠાં વાસણ મહેમાન ધુએ એવી આશા ન કરીએ ને તે તેમની પાસેથી આગ્રહપૂર્વક લઈ લઈએ.

મહેમાનને તેની ખાસિયતો વિષે વિનયપૂર્વક પૂછી લઈએ અને આપણા ધર્મની ને આપણા ખીસાની વિરોધી ન હોય તે પૂરી પાડીએ.

ત્યાગી અને ગરીબનો મુખવાસ પાણી હોય, તેથી સોપારી ઇ. મહેમાનની પાસે મૂકવાનાં હોય નહિ

રાંધવામાં હાથ ન બોળીએ બધી વસ્તુ ચમચા-કડછી વતી પીરસીએ

અંગ્રેજ મહેમાન હોય તો તેની અગત્ય વગર માગ્યે ચમચો મૂકી દઈએ

મહેમાનને સારુ ઘણા વના હે ન નહિ મહેમાનને સારુ ખાસ રસોઇ કરાય નહિ ન ; આપણને લોકોની કુટેવ હોય તો મહેમાન આવ્યા હોય તે દહાડે ને તે નિમિત્તે ત્યાગી ભોજન કરીએ, જમીએ ને જમાડીએ તથા આ વાતનો ઉલ્લેખ મહેમાન આગળ નમ્રતાપૂર્વક દીનપણે કરી દઈએ જેથી આપણે દંભીમાં ન ખપીએ

નખમાં, આંખમાં, કાનમાં, નાકમાં કદી મેલ ન રાખીએ. એમ રોજ ન થતું હોય તો પણ મહેમાનના દેખતા તો સુઘડ રહીએ, છોકરાંને રાખીએ, કેમ કે સભ્ય મહેમાનને મેલની ચીડ હોય છે, ને મેલા માણસને હાથે પકાવેલું ભોજન ખાવાની તેમને સૂગ હોય છે. મેલ સાફ કરવાને સારુ ખરચ નથી, પણ રૂમાલ હોય.

ખાતાં સબડકા ન ભરીએ, એવો બીજો અવાજ ન કરીએ બાળકોને એવી ટેવ હોય તો છોડાવીએ

મહેમાનને બેસવા સારુ આસન આપીએ.

મહેમાનના પ્રત્યે મનમાં આદર રાખીએ, હશે તો મહેમાન જોયા વિના નહિ રહે.

# ગાંધીની હાટડી

દુલેરાય કારાણી.

(રાગ-કાયબા-કાયબીના ભજનનો)

એવી નવખંડમાં ન્યારી, ગાંધી! તારી હાટડી ભાળી,
મોઘેરાં મૂલ લેનારી, ગાંધી! તારી હાટડી ભાળી
તારી હાટડિયે સ્નેહ-સેવા ને સત્યના સોદા થાય,
અહિંસા કેરી એક કસ્તૂરી, જગતમાં મ્હેકી જાય;
નવજીવન નિત્ય દેનારી,
ગાંધી! તારી હાટડી ભાળી,-એવી.

તારી હાટડિયે હેત-હીરાકણી, મોત-મોતી તોળાય,
તાજ-તખ્તો ને રાજ-સિંહાસન, આજ સાંધણુમાં જાય;
ત્રિરંગી વાવટા વાળી,
ગાંધી! તારી હાટડી ભાળી-એવી.

તારી હાટડિયે ત્યાગ-વૈરાગના, રંગ ઘેરા રંગાય,
તારા રંગે રંગાયલા એ તો, કાળને કૂદી જાય;
મૃત્યુનાં અમી પાનારી,
ગાંધી! તારી હાટડી ભાળી-એવી.

તારી હાટડિયે મૃત-સંજીવની, ગુટિકા કંઈ ઘૂંટાય,
ધૂળ-માટીમાંથી માનવી ઘડતો, કીમિયો પણુ પંકાય;
નવજીવન મંત્ર દેનારી,
ગાંધી! તારી હાટડી ભાળી-એવી.

તારી હાટડિયે ફૂલડાં ફોરે ને વજ્ર વીંઝતાં જાય,
પ્રેમના તારા રસાયને ધીંગા પ્હાડ પીગળતા થાય,
ડુંગર ડોલાવવા વાળી,
ગાંધી તારી હાટડી ભાળી-એવી.

તારી હાટડિયે ફોરતી ફૂલેલ, મ્હોરતી અમૃત-વેલ,
જડી-બૂટી તારી ઝટ ઊતારે, જુગોજુગ કેરા ઝેર;
વ્હાલપ થી વેર ધોનારી,
ગાંધી! તારી હાટડી ભાળી-એવી.




[જાતના અવતારી પુરુષોની ધર્મવાણી આપણે દરેક ધર્મના પવિત્ર ગ્રંથોમાંથી સાંભળતા આવ્યા છીએ એ હજારો વર્ષ પૂર્વે ઉચ્ચારેલી દિવ્ય અને મધુર વાણી હજુ પણ કેટલી પ્રેરણાત્મક છે! એ ધર્મવાણી 'સૂક્તિસુધા'ને નામે દર અંકમાં પ્રસિદ્ધ થશે]

પોતાની જેમ પ્રાણી માત્ર સુખ ઇચ્છે છે, એમ સમજીને, ક્રમે ક્રમે તે બધા પ્રત્યે પ્રેમભાવ ઉત્પન્ન કરવો.

હંમેશા હું સુખી થાઉં, હું દુઃખરહિત થાઉં, મારી જેમ મારા મિત્રો પણ સુખી થાઓ મધ્યસ્થો પણ સુખી થાઓ, અને મારા શત્રુઓ પણ સુખી થાઓ.

આ બાજુબાજુના ખેતરમાંના ને આ ગામોમાંના બધા પ્રાણીઓ હંમેશા સુખી થાઓ. આ રાજ્યમાંના પ્રાણીઓ હંમેશા સુખી થાઓ આ વિશ્વમાંના (બધા) પ્રાણીઓ સુખી થાઓ.

તેજ પ્રમાણે સ્ત્રીઓ અને પુરુષો, આર્યો અને અનાર્યો, દેવો અને મનુષ્યો બધા સુખી થાઓ દુર્ગતિને પહોંચેલા પ્રાણીઓ પણ સુખી થાઓ. દશેય દિશામાં રહેનારા પ્રાણીઓ સુખી થાઓ.

આ વાક્યોમાં પ્રેમભાવ ક્રમેક્રમે કેમ વધારવો તે કહેલું છે પ્રથમ પોતાની જાત ઉપર જ પ્રેમ ઉત્પન્ન કરીને પછી પોતાના મિત્રો વિષે, મધ્યસ્થો વિષે અને આખરે શત્રુઓ વિષે પણ ઉત્પન્ન કરવો જોઇએ તેમજ પહેલાં પોતાના ગામના પ્રાણીઓ પર પ્રેમ ભાવ રાખી ધીમે ધીમે તેની વ્યાપ્તિ આખા વિશ્વ સુધી પહોંચાડવી જોઇએ આખો સમુદાય પોતાની આંખ આગળ જાણે ખડો જ છે, એવી કલ્પના કરી, તેની પર હું અંતઃકરણપૂર્વક પ્રેમ કરું છું, મારું મન પ્રેમમય થયું છે, મને શત્રુ જેવો કોઈ રહ્યો નથી, વાઘ, સિંહ ઈત્યાદિ હિંસક પ્રાણીઓ પણ મારા મિત્ર થયા છે, સર્પો મારા શરીર પર આળોટે છે, અને આ બાજુ વાઘ મારી ગોદમાં માથું મૂકી ઘસઘસાટ ઊંઘે છે, અને કોઈના તરફથી મને ભય નામે રહ્યો નથી, એવી ભાવના કરવી જોઇએ

કોઈ માણસના મનમાં દ્વેષની ભાવના તીવ્ર હોવાથી તેને તેના શત્રુઓ વારવાર યાદ આવતા હોય, અને તેને લીધે મૈત્રી ભાવનાને જબરદસ્ત ધક્કો પહોંચતો હોય, તો એવા માણસે સાધુસંતોના ઉપદેશનું પારાયણ કરી, પોતાના મનનો વેરભાવ કાઢી નાખવાનો પ્રયત્ન કરવો જોઇએ

Reg. No. 5255.

# एकादश व्रत.

अहिंसा सत्य अस्तेय ब्रह्मचर्य असंग्रह ।
शरीरश्रम अस्वाद सर्वत्र भयवर्जन ॥
सर्वधर्मी समानत्व स्वदेशी स्पर्शभावना ।
हीं एकादश सेवावीं नम्रत्वे व्रतनिश्चयें ॥

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, શરીરશ્રમ. અસ્વાદ, અભય, બધા ધર્મોની સમાનતા, સ્વદેશી અને અસ્પૃશ્યતા—નિવારણ, આ અગિયાર વ્રતોનું પાલન નમ્રતાપૂર્વક વ્રતના નિશ્ચયથી કરવું જોઇએ.




## ૧ સત્ય.

સામાન્ય વહેવારમાં અસત્ય ન બોલવું કે ન આચરવું એટલો જ સત્યનો અર્થ નથી. પણ સત્ય એજ પરમેશ્વર છે ને તે સિવાય બીજું કશું નથી. એ સત્યની શોધ અને પૂજાને અંગે જ બીજા બધા નિયમોની આવશ્યકતા રહે છે અને તેમાંથી જ તેમની ઉત્પત્તિ છે. આ સત્યના ઉપાસક પોતે કલ્પેલા દેશહિતને સારૂ પણ અસત્ય ન બોલે, નહિ ... સત્યને અર્થે તે પ્રહ્‌લાદની જેમ માતાપિતાદિ વડિલોની આજ્ઞાનો પણ [illegible] ધર્મ સમજે. — ગાંધીજી.

# રૂપાયતન



રુપાયતનનો મુખ્ય આદર્શ જનતામાં લોકોપયોગી કલાનો પ્રચાર કરી સામાન્ય લોકોનાં જીવનમાં પણ સુરુચિ અને આનંદનું સિંચન કરવાનો અને કરાવવાનો છે. આ ધ્યેયને સિદ્ધ કરવા હવે જમીનની વધુ આવશ્યકતા લાગે છે. ત્યાં આલીશાન મકાનો નહીં પણ કલાત્મક ઝૂંપડાઓ હશે, ત્યાં બધા ગૃહઉદ્યોગો હશે, ત્યાં કલા હશે, ત્યાં સંગીત હશે. ત્યાં એ વાટે જ કેળવણી અપાશે, ત્યાંનું વાતાવરણ જ વિદ્યાર્થીઓની સર્જનાત્મક શક્તિ જગાડી નવી પ્રેરણા આપશે. દરેક માણસમાં સર્જનાત્મક શકિત તો પડી જ હોય છે પણ એ સુષુપ્ત દશામાં હોય છે. એને પ્રગટ કરવા પ્રેરણાત્મક વાતાવરણ જ જોઇએ. આ વાતાવરણ બાપુ અને ગુરૂદેવનાં શિક્ષણ અને સરકારનાં મિલનથી જ ઉદ્‌ભવી શકે.

મનુષ્યને જીવન જીવવા માટે જેટલી આવશ્યકતા નિદ્રા, હવા અને ખોરાકની છે તેટલી જ આવશ્યકતા, સારું અને સાદું જીવન જીવવા માટે સૌંદર્ય પારખવાની પણ છે.

કળા જ્યારે પૂર્ણ સ્વરૂપે વિકસે છે, ટોચે પહોંચે છે ત્યારે તે પવિત્ર બને છે અને સમાજને એક દિવ્ય સંદેશ આપે છે.

અમારી આકાંક્ષા, અમારો આદર્શ અમે પૂ. બાપુ અને પૂ. ગુરૂદેવનાં શિક્ષણ અને સંસ્કારમાંથી મેળવ્યાં છે. અને આ બંનેનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનમાંથી જ રૂપાયતનનો જન્મ થયો છે

ટુંકમાં રૂપાયતનનું ધ્યેય દરેક વ્યકિતની આંતરશુદ્ધિ જગાડવાનું અને સૌંદર્ય પારખવાની શકિત કેળવવાનું છે. આ તેને આનંદથી ભરી દેશે અને તેને નવું રચવાને માટે પ્રેરણા આપશે.

આ હેતુથી રૂપાયતનમાં હાલ જે ઉદ્યોગો ચાલે છે તેમાંથી બનતી બધી વસ્તુઓમાં સૌંદર્યની રેખા હશે. બીજાને તે જોવા માટે આમંત્રણ આપશે. અને આનંદ આપશે.

કળા, આમ દુનીયામાં સેવા અને સૌંદર્યના આનંદની પ્રતિનિધી બને છે. રૂપાયતન એ કળાનું નમ્ર સેવક છે.

# પ્યારાબાપુ

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીનાં તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરૂદેવની વિચારશ્રેણીનો સમન્વય કરી બન્ને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કલા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણા રોજંદા જીવનનાં પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઈત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

## સૂચનાઓ

* દર માસની ૧૨મી તારીખે અંક પ્રસિદ્ધ થશે.
* પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું.
* સરનામાનો ફેરફાર તરત જણાવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ
* 'પ્યારાબાપુ'માંનાં સર્વ ચિત્રો અને છબીઓ કોપીરાઈટથી રક્ષિત છે.

## લવાજમ

દેશમાં રૂપિયા છ
પરદેશમાં બાર. શિલિંગ.
છૂટક નકલ દસ આના

'પ્યારાબાપુ' અંગેના સઘળા પત્રવ્યવહારનું સરનામું :—

'રૂપાયતન'
૪૫, નંદર રોડ, વિલેપારલે.
મુંબઇ–૨૪

આફ્રિકામાં આ માસિકનું લવાજમ શ્રી. પ્રભુદાસ વજરીયા C/o. જે. પી. વજરીઆ પો. બો. ૧૨૬, નૈરોબી. એ ઠેકાણે ભરી શકાશે.

શ્રી. મોતીલાલ તુલસીદાસ સ્મારક તરફથી
પ્રકાશક : ધીરેન ગાંધી
"રૂપાયતન" ૪૫. નંદરરોડ, વિલેપારલે (પૂર્વ)

મુદ્રક: કનૈયાલાલ પૃથ્વીરાજ શાહ
ઓરિયન્ટ પ્રિંટિંગ હાઉસ,
નવીવાડી. મુંબાઈ નં. ૨.

જવાહર જેવા ઉમદા અને લાયક પુત્ર માટે આપણું રાષ્ટ્ર ભલે હર્ષ પામે.
—ગાંધીજી

# [illegible]

પ્રકાશના કિરણસમા ગાંધીજી અંધકારમાં પ્રવેશ્યા અને આપણાં નેત્રો પરનું આવરણ દૂર કર્યું.
—જવાહર

વર્ષ ૧ | ૧૨ નવેમ્બર ૧૯૪૮ | અંક ૧૦

## વિષયસુચિ



# — ભારતનો ઋતુરાજ —

ગુરુદેવ.

નૂતન ભારતના સિંહાસને વિરાજવાને જવાહરલાલ નિ:સંશયપણે યોગ્ય છે. એ રાજવી પુરુષ થવા સર્જાયો છે. એનો નિશ્ચય અડગ છે અને એનું શૌર્ય અજેય છે. નૈતિક સત્ય પ્રત્યેની એની દઢ આસ્થા અને એનું બૌદ્ધિક ચારિત્ર્ય એને ઉચ્ચ પ્રતિષ્ઠા અર્પે છે. આત્મભ્રાંતિજનક પ્રપંચ જ્યાં સર્વદા સચ્ચાઇનો વિનાશ કરે છે એવી રાજકીય ધમાલ વચ્ચે પણ પાવિત્ર્યની કક્ષા એ જાળવી રાખે છે. સત્ય કદિ તેની જાગૃતિમાં ભયપ્રદ બન્યું હોય તોયે તેને જવાહરે ટાળ્યું નથી, તેમજ અસત્ય ભલે આચરવું સુલભ થઇ પડતું હોય છતાં તેને અપનાવ્યું નથી. સિદ્ધિ જ્યાં સાધ્ય જેટલી જ સુલભ છે એવા રાજકીય કુનેહના માર્ગથી દેખીતો તિરસ્કાર દર્શાવી એ હંમેશાં દૂર રહે છે. આઝાદીની એની લડતમાં પ્રયોજનની આ વિશુદ્ધિ અને સત્યની અનિરુદ્ધ પર્યેષણા એ જવાહરલાલનો સર્વોત્કૃષ્ટ ફાળો છે



# બાપુનાં પ્રિય ભજનો

પ્રભુ મોરે અવગુણ
ચિત્ત ન ધરો ।
સમદર્શી હૈ નામ તિહારો
ચાહે તો પાર કરો ॥

એક નદિયા એક નાર કહાવત
મૈલો હિ નીર ભરો
જબ મિલ કરકે એકબરન ભયે
સુરસરિ નામ પર્યો ॥

એક લોહા પૂજામે રાખત
એક ઘર બધિક પર્યો
પારસ ગુણ અવગુણ નહિ ચિતવત
કંચન કરત ખરો ॥

યહ માયા ભ્રમજાલ કહાવત
સૂરદાસ સગરો
અબકીં બેર મોહિં પાર ઉતારો
નહિ પ્રણ જાત ટરો ॥

હે પ્રભુ, મારા અવગુણનો વિચાર ન કરતો. તારું નામ સમદર્શી છે,—ગુણીઅવગુણી ઉપર તારી સરખી દૃષ્ટિ છે,—એટલે તારું મન વધે તો મને સંસારસાગરને સામે કાંઠે લઈ જા.

એક નદી હોય છે, ને બીજી નાળ—પરનાળ કહેવાય છે તેમાં મેલું પાણી ભર્યું હોય છે. જ્યારે આ નદી તથા નાળ મળીને એકરંગી થાય છે, ત્યારે તે સુરસરિતા—દેવનદી ગંગા કહેવાય છે.

એક લોઢું પૂજામાં રાખે છે, ને બીજું લોઢું પશુવધ કરનાર ખાટકીને ઘેર પડ્યું હોય છે; પણ સ્પર્શમણિ એકના ગુણને બીજાના અવગુણ વિચારતો નથી, અને પોતાને અડી જાય એટલે બેયને સોનાનું રૂપ આપે છે.

આ સંસારની માયા માણસના મનને ભમાવે ને ફસાવે છે. સૂરદાસ કહે છે કે હે ભગવાન્, આજુફેરે તો મને પાર ઉતારો, કેમ કે અધમનો ઉદ્ધાર કરવાની તમારી પ્રતિજ્ઞા છે તે ટાળી ટળે એમ નથી. —દે. વા.

કુર્વન્નેવેહ કર્માણિ જિજીવિષેચ્છતં સમાઃ ।

કરતા આવાં કર્મોને, જીવજો શરદ શત

*

# તવ જન્મદિને

શ્રી ગુરુદયાલ મલ્લિક

*

તવ જન્મદિને વિધાતાએ તારા—બાળશિશુના કપાળ પર લેખ લખ્યા "રાજકુળનો રાજકુંવર થવા સર્જાયો છે તું !"

અને આમ રાજભવનસમા તારા પિતૃગૃહે અને રાજકર્તાનાં બાળકોને શિક્ષણ આપનાર સંસ્થામાં તું ઉછર્યો.

પણ એક દિવસે, ભગવાન બુદ્ધની પેઠે, તારા સુખાસનેથી તારા એક દેશબાંધવને અસહ્ય દુઃખની યાતનાથી પીડાતો, હાથે પગે લોહી નીગળતો, અને દૈહિક તેમજ આત્મિક ગુલામીની સાંકળે જકડાયેલો તેં દીઠો.

અને તારું શૌર્ય આ જોઈને સાત્ત્વિક કોપથી પ્રજ્વળી ઊઠ્યું. તેજ ક્ષણે તેં તારા વૈભવને ફગાવી દઈ ખાંડાની ધારે ચાલવાનો માર્ગ ગ્રહણ કર્યો અને સ્વાતંત્ર્ય-દેવીના સાન્નિધ્યમાં તેં પ્રતિજ્ઞા કરી "જ્યાં સુધી મારા પ્રભુના મનને અને આત્માને જકડી નાખતી ભયાનક શૃંખલા દૂર ન થાય ત્યાં સુધી હું જંપીને બેસીશ નહિ."

અને એ દેવી તે ગૂઢેશ્રી પરિશ્રમ અને આંસુની માળાની વર્ષો પર્યંતની આપવીતી નિહાળતી, તારી પ્રતિજ્ઞા ફલિત થાય તેની રાહ જોતી થોભી.

અને ભગવાનનો ગુલામ આજે તારી માતૃ-ભૂમિમાં સ્વતંત્ર નાગરિક તરીકે વિહરે છે. તે પોતાનું શિર સગૌરવ ઊંચું રાખી ઊભો છે અને એનું ચિત્ત ઉજ્જ્વળ ભાવિના સંગીત સાથે સન્મિલિત થયું.

હવે તારી જીવન-સંધ્યાએ તારે દ્વારે વિધાતા તારા પ્રમિત કપાળ પર બ્રાહ્મણત્વ અને ક્ષત્રિયત્વનું સૂચન કરનાર તિલક કરતા પણ મોંઘેરું તિલક કરવા ફરીથી આવી ઊભી છે.

"માનવજાતિના ધુરંધરોના પ્રાચીન કુળનો તું તો સેવક છે."

---

દૃઢનિશ્ચયી સમાજવાદી જવાહરલાલ આપણો દેશ જે કરવાને શક્તિમાન છે એટલું જ પોતાના દેશ માટે ઇચ્છે છે. તે પોતાની પરિસ્થિતિને અનુકૂળ બને એમ પોતાના આદર્શોને સંયમિત કરીને વર્તનાર વ્યવહારકુશળ રાજનીતિજ્ઞ પુરુષ છે. પરંતુ એ પોતે તો પોતાના આદર્શોને અનુરૂપ જીવન જીવવાને મથનાર આદર્શવાદી છે. દેશના યુવાનો પોતાના પ્રતિનિધિસમા જવાહર માટે મગરૂર થાય એમાં કંઈ અયુક્ત નથી. જવાહર જેવા ઉમદા અને લાયક પુત્ર માટે આપણું રાષ્ટ્ર ભલે હર્ષ પામે.

—ગાંધીજી

# બાપુ અને જવાહર

શ્રી જી. રામચંદ્રન

બાપુ વિષે આપણા ખ્યાલને વધારે સભર બનાવે એવી એક સરખામણી તેમની અને પંડિત જવાહરલાલ નહેરુ વચ્ચેની છે.

જવાહર ઘણી રીતે પાશ્ચાત્ય છે. જે કાશ્મીરી જાતિમાંથી પંડિતજીનું કુળ ઉતરી આવ્યું છે તે મૂળ યુરોપ જનારી આર્ય જાતિઓને વધારે મળતું હતું. તેમની કેળવણી પણ પશ્ચિમમાં થઈ હતી તેમણે પોતે જ કહ્યું છે કે તેઓ કેમ્બ્રિજથી પાછા આવ્યા ત્યારે પોતે હિંદી કરતાં અંગ્રેજ જેવા વધારે હતા. તેને પરિણામ પંડિત નહેરુનું રાજકારણ પાશ્ચાત્ય ઢબનું છે. અને પશ્ચિમની પ્રજા તે બહુ સહેલાઈથી સમજી શકે છે.

જ્યારે બાપુ તો પાશ્ચાત્ય રાજકારણ-વિશારદો માટે એક કોયડા સમા નીવડ્યા છે.

પંડિતજી માટે રાજકારણ એ જાતે જ ધર્મરૂપ છે, મહાત્મા ગાંધીએ રાજકારણને ધર્મમૂલક બનાવવાનો યત્ન કર્યો છે.

ગાંધીજી પોતાની અસાધારણ ઝીણી બુદ્ધિથી રાજનૈતિક વાટાઘાટોમાં અજોડ રહ્યા, પણ તેમણે રાજકારણ કે સમાજશાસ્ત્ર ઉપર ભાગ્યે એકાદ નિબંધ વાંચ્યો હશે પંડિત નહેરુ તો એ વિષયોના વિદ્વાન ગણાય.

બાપુ ને જવાહર બંને શુભ કાર્યો માટે પ્રજવળી રહે; પણ પંડિતજી પોતાની જાતને પણ બાળતા જાય. જ્યારે ગાંધીજી કોઈક અગમ્ય શક્તિની મદદથી પોતાની જાતને બળી જતી રોકે તેથી જ ૭૮ વર્ષે બાપુ ઘરડા લાગતા ને. જ્યારે ૫૮ વર્ષના નહેરુ વધારે ઘરડા, વધુ થાકેલા લાગે. બંનેને સાથે જોયા હોય તો બાપુના મુખને જાણે સનાતન યૌવનનો કોઈ છૂપો ઝરો તાજગી આપતો જણાય અને પંડિતજી ઘરડા, થાકેલા ને માંદા લાગે.

ગાંધીજી પોતાની શક્તિ સાચવીને માત્ર જરૂર પડતાં જ તેને વહેવડાવતાં, પંડિતજીનાં મન અને શરીર તંગ રહ્યા કરતાં હોઈ તેમની શક્તિ સતત વપરાયા જ કરે છે.

ગાંધીજીની તાકાતનું મૂળ શાંતિ ઉપર તેમણે મેળવેલી જીતમાં રહેલું છે. જ્યારે પંડિતજી, સતત પ્રગતિ સાધવાની ઇચ્છા સેવતા, શારીરિક તરવરાટી અને માનસિક અસ્વસ્થતામાંથી તાકાત મેળવે છે. કેટલાં યે કામોની ચિંતા છતાં ગાંધીજીની શાંત સ્વસ્થતા જોઈને પંડિતજી નવાઈ પામતા કે "ગાંધીજી ક્યા છૂપા ઝરણામાંથી અખૂટ શક્તિ મેળવ્યા કરતા હશે?".

ગાંધીજી પોતાની જીવંત શ્રદ્ધાને લીધે ગમે તેવી મુશ્કેલીમાંથી રસ્તો કાઢી શકે.

પંડિતજી પણ બહાદુર છે; મુશ્કેલીમાં ગભરાવવાનો તેમનો સ્વભાવ નથી; પરંતુ ગૂંચવણમાં આવતાં તેમણે હંમેશાં બાપુનો આશરો શોધ્યો છે.

જ્યારે કોઈ ભારે કામનું આહ્વાન સ્વીકારવાનું હોય ત્યારે પંડિત નહેરુની કાર્યપ્રણાલી ઉતાવળી અને અધીરી હોય છે. જ્યારે ગાંધીજીની પદ્ધતિ શાંત અને ઝડપી રહી છે.

આ રીતે બાપુ અને જવાહર એકબીજાથી આટલા જૂદા છતાં તે બંનેએ ભારતના મુક્તિ યજ્ઞમાં, એક જ જાતનાં હથિયારોથી, સાથોસાથ રહીને આટલો મહાન ફાળો આપ્યો એ આજના જમાનાનો એક અદ્‌ભુત બનાવ ગણાય.

સાધારણ રીતે એમ કહેવાય છે કે જવાહર બાપુની અસર નીચે આવેલા છે. એ વાત તો સાચી છે જ. પરંતુ ગાંધીજી ઉપર પંડિતજીની પણ અસર હતી એમ કહેવામાં પણ અતિશયોક્તિ નથી. મહાન મનુષ્યોની જ આવી રીતે એકબીજા ઉપર અસર હોઈ શકે. બીજા ઉપર પોતાની અસર પાડવામાં મહત્તા રહેલી છે એ તો દેખીતી વાત છે; પરંતુ પોતાના ઉપર બીજી મહાન વ્યક્તિની અસર પડે તેનો યોગ્ય ઉપયોગ કરવો એમાં પણ ઓછી મહત્તા નથી. એટલે જવાહરલાલની ગાંધીજી ઉપર અસર થાય એવું માનવાથી ગાંધીજીનું "માહાત્મ્ય" જરાએ ઓછું થતું નથી. પોતાના ઉપર કોઈની અસર ન પડવા દેવી એ તો નબળાઈનું ચિહ્ન છે.

ભવિષ્યનો કોઈ વિદ્વાન ઇતિહાસકાર બાપુ અને જવાહરના મૈત્રી-વાત્સલ્ય ભર્યા સંબંધને કાળજીપૂર્વક સમજાવશે ત્યારે તેણે વીસમી સદી દરમ્યાન હિંદુસ્તાનના ભાવિના થયેલા ઘડતરમાં તો એક મહત્ત્વનો અંશ ધ્યાનમાં રાખ્યો ગણાશે *

---

* અનુવાદક : શ્રીમતી કુરંગી દેસાઈ



# પં. જવાહરની સમતુલા

મુનીશ્રી સંતબાલજી

બાપુ જ્યારે કહેતા "મારી અહિંસાના સાચી પ્રથમ વારસદાર પં. જવાહરલાલ છે." ત્યારે ઘણાને આશ્ચર્ય થતું. મને તો નિદાન થતું જ હતું જવાહરલાલ ત્યાગી ખરા, બુદ્ધિશાળી ખરા, રાજકાર-ણીય ઇતિહાસના ઊંડા અભ્યાસી પણ ખરા, પરંતુ આશ્રમી જીવનની એમને તાલીમ નહિ. પુણ્યપ્રકોપ તો એમને ઘણીવાર આવી જાય. આવો પુરુષ પ્રશંસાપાત્ર રજોગુણી ભલે ગણાય પણ સત્ત્વગુણની ઉપાસના માટે કાં તો એને કોઇ એને સત્ત્વપૂર્ણ પુરુષને ચરણે બેસવું પડે અને કાં તો ગુણાતીતનું ધ્યાન ધરવું પડે. નવાઇની વાત તો એ છે કે તેઓ કહેવાતા ધર્મમાં માને નહિ. કોઇએ જવાહરની એકાદ વખતે ચરણરજ લીધી અને જવાહર તાડૂકી ઊઠયા, "આ ધતિંગ શું!" મહાત્માજીની પ્રાર્થના અને મહાત્મા-જીનો આશ્રમ એમને અનુકૂળતા ભલે ન લાગે પણ એવી પ્રવૃત્તિઓ પર જવાહરની શ્રદ્ધા ન ચોંટે. જવાહરલાલનો કોઇ સંપ્રદાય નહિ. એના કોઈ ચેલા પણ નહિ કર્તવ્ય એ જ એમની ધૂન એ કર્તવ્યની પાછળ કોઇ સ્પષ્ટ દૃષ્ટિ છે એનો કંઈક ખ્યાલ આવ્યો એમના ઇંદિરા પરના પત્રોથી ઇતિહાસને એમણે સંસ્કૃતિની આંખે નિહાળ્યો હતો, એનું તેજ એમાં જણાય

ઇંડોનેશિયાની વહારે નૈતિક નાતે ધાયા, ચીનના પ્રમુખ સાથેની એમની મિત્રતા અને એવા પ્રસંગો જેમ જેમ રાજ-કારણના તખ્તા ઉપર એમની પાસે આવતા ગયા ત્યારે બાપુના ચેલાની ભૂમિકા સમજાવા લાગી.

"દુનિયાની માનવજાત ઉપર જ્યાં જ્યાં અન્યાય થાય છે ત્યાં ત્યાં જવાહરનો આત્મા વલોવાઈ જાય છે." આની ઉપરા ઉપરી સાબિતીઓ મળવા લાગી. હિંદ પરાધીન હતું. એની પાસે સત્તાનાં સૂત્રો ન હતાં. આવી સ્થિતિમાં તો કદાચ સહુ શિષ્ટાચારની દૃષ્ટિએ આમ કરી શકે. પણ બાપુનું અવસાન અને પછીની ઘટનાઓમાં પં. જવાહરે જે ભાગ ભજવ્યો તે જોતાં પં. જવાહરલાલ રાજકારણમાં વિંટાયેલું

ધર્મશીલ છે, એ તરી આવ્યું અને મને તો ભળારૂપ ખાતરી થતી રહી છે કે પં. જવાહરલાલ માત્ર બાપુના રાજકારણના જ નહિ પણ બાપુના રાજકારણની પાછળ રહેલી ઉદાત્ત ભાવના ધર્મક્રાન્તિના—પણ વારસદારનું પદ દિપાવી શકે તેમ છે.

વર્ધામાં જ્યારે પં. જવાહરલાલ અને વિનોબા, કાકાસાહેબ તથા મશરૂવાળા વગેરે મળ્યા ત્યારે આ મિલન જાણે ગંગા અને જમનાનો સુયોગ. વાચકો જાણે છે કે રચનાત્મક કાર્યકરો અને આશ્રમી કાર્યકરોના પ્રતિનિધિ પદેથી જાહેર કર્યું. 'પં. જવાહર! જેમ આપ કહેશો એમ કરીશું.' જવાહરે જવાબ આપ્યો, "હું તો સૈનિક છું. બાપુના અંતેવાસી તો આપ સૌ છો. સૈનિક દોરવણી ન આપે, દોરવણી લેવાનો દાવો કરે. મારો એ દાવો છે." હિંદના પંત–પ્રધાનને પદે વિરાજનાર આ પુરુષની કલ્પના કરો. એક ધીર ગંભીર ચિંતનમાં મગ્ન બનેલો તકિયા પર કાયા અઢેલીને પડેલો એ આદમી બીજો કોઈ નહોતો; એ હતા પં. જવાહરલાલ.

બાપુ પરત્વે એમની અનન્ય ભક્તિ હતી. બાપુના હનુમાન એવા મહાદેવભાઈ સાથે એમની આત્મીયતાનો ખ્યાલ એમના જ પ્રગટ થયેલા ઉદ્‌ગારોથી આવે છે. આટલી બાપુ અને બાપુના નજીકનાં માણસો સાથે ભક્તિ ધરાવવા છતાં બાપુના આકસ્મિક અવસાને ઘણા ઘણા સ્થિતપ્રજ્ઞને કંપાવ્યા હશે. પં. જવાહરને માથે તો વ્યક્તિગત અને રાષ્ટ્રગત બન્ને પ્રકારની મહાવિપદા આવી પડી હતી. સંભવ છે તેઓ ધ્રુસકે ધ્રુસકે રોયા હશે. પરંતુ તેમણે રાજેંદ્રબાબુ, સરદાર અને બીજા મહાન સાથીઓની હુંફથી કટોકટીને સમયે વિશ્વમાં નોંધપાત્ર એવી મોટી આફતને ગોવર્ધન પર્વતની જેમ ઉપાડી લીધી. અને પછી? પછી તો જયપ્રકાશ નારાયણે સમાજવાદી પક્ષ તરીકે જુદા પડ્યા એટલું જ નહિ બલ્કે, સમાજવાદી પક્ષનો રાજદ્વારીય વ્યાસપીઠ પર મોરચો મંડાયો. ભારતવર્ષમાં સમાજવાદનું બી રોપનાર પિતા, એ જવાહરલાલની સરકાર સામે વંટોળો ઊઠવા લાગ્યા. સામ્યવાદી પ્રવૃત્તિઓ જાણ્યે અજાણ્યે ખીલવા માંડી.

નિરાશ્રિતોનો પ્રશ્ન મ્હોં ફાડીને ઊભો હતો. કાશ્મીરને મોરચે હિંદને કલૈયા ભડવીરો અને નાણાંના કુબેર–ભંડારો ઠાલવવા પડતા હતા. 'ચોર કોટવાળને દંડે' એ નીતિમાં પૂનો પંચ ફસાઈ ગયું જણાતું હતું. શ્રી આયંગરની દલીલો નિષ્ફળ નીવડી હતી ત્યાં તો હૈદ્રાબાદના રઝાકારોનો ઉપાડો ઊઠ્યો. તાજેતરમાં કરોડો રૂપિયા પાકિસ્તાનને આપી દેવા પડ્યા હતા. ફુગાવો ઘટી શકતો નહોતો. મીલ માલિકો રીસાઈ પડ્યા હતા. જમીનદારો ધૂંધવાતા હતા. સદ્‌ભાગ્યે હિંદના રાજવીઓનો પ્રશ્ન પતી ગયો હતો, એટલી માત્ર રાહત હતી.

પાકિસ્તાન અને એની પાછળના દોરીસંચારોની વાત પંડિતજી સમજી ગયા હતા બાપુ જેવી ગોદ એ જવાહરને ક્યાં મળે તેમ હતી? હિંદની મુસ્લિમ લીગની નીતિ અને કોમવાદના ઝેરનો ઘડો ફૂટવા છતાં હિંદુ મુસ્લિમ આંતરવિગ્રહનો ભડકો ફરી હિંદમાં ઊઠે તો? હૈદ્રાબાદ સામે એક નાનામાં નાનું પગલું ભરતાં પણ એના પ્રત્યાઘાતોનો પળે પળે વિચાર કરવો પડે તેમ હતું. કાસીમ રઝવી ઊછળી ઊછળીને ખોનતા હતા. કોમવાદનું વિષ હિંદને ફરીને તરબોળ કરશે કે શું? કાવતરાંઓની વાતો બાપુના અવસાનની સાથો સાથ જ એક પછી એક બહાર આવતી હતી. આવા ચોમેરના વાદળમાંથી ડોકિયું કરતું કોઈ ઇશ્વરી કિરણ પડ્યું હશે. હૈદ્રાબાદ સામે ન છૂટકે લશ્કરી પગલું લેવાયું. ન ધારેલી વિજય વાતો આવવા લાગી. ગરૂડવેગે સેનાઓ હૈદ્રાબાદ રાજ્યમાં પ્રવેશવા લાગી. રઝાકારો પ્રતીકાર કર્યા વિના પલાયન થવા લાગ્યા. પં. જવાહરલાલે ઉચ્ચાર્યું:—"ખામોશ! ગર્વથી ન ફૂદશો. હજુવાર છે." અને એમનાં મનોમંથનો એ હતાં કે બાપુની અહિંસાની દૃષ્ટિએ આવા અનિવાર્ય સંયોગોમાં પણ હૈદ્રાબાદ અંગેનું લશ્કરી પગલું વાજબી છે કે કેમ? બાપુ ન હતા અને અર્જુન અને વાસુદેવ બન્ને પાત્રોની ભૂમિકા જવાહરને ભજવવાની હતી. ત્યાં તો નિઝામ શરણે આવ્યા. ઝીણા સાહેબનું મૃત્યુ થયું. યુનોપંચની બેઠક મુલતવી રહી. આમ ચોમેરથી પરિસ્થિતિ બદલાઈ ગઈ. આટઆટલાં વિજયગીત વખતે પણ પં. જવાહરલાલને

[ અનુસંધાન પૃ. ૨૧૩ ]



(બહેનોની ઉન્નતિમાં બાપુએ પ્રથમથી જ રસ લઈ તેઓને દોરવણી આપેલી. સમાજમાં માનભર્યું સ્થાન અપાવ્યું ઘરની દીવાલોમાં ગોંધાઈ રહેલી તે પ્રચંડ સ્ત્રી-શક્તિને દેશસેવાનાં પ્રત્યેક કાર્યમાં હિસ્સો અપાવી તેમનાં પ્રગતિના દ્વાર ખોલી નાખ્યાં. બહેનોમા એક અનેરું ચેતન આવ્યું અને તેથીજ સર્વ પ્રકારની સ્ત્રીઓ સંકટ અને મૂંઝવણને પ્રસંગે બાપુજી પાસે દોડી જતી. બહેનોનાં જીવનનો એકેય પ્રશ્ન એવો નહોતો જે તેમની ઇચ્છા હોય તો તેઓ બાપુની સાથે પૂરેપૂરી છૂટથી ને કશા પણ અંતરપટ વિના ચર્ચી ન શકી હોય. આશ્રમની બહેનો ઉપર બાપુએ લખેલા આવા અપ્રસિદ્ધ અને અમૂલ્ય પત્રો દરેક બહેનોને માર્ગદર્શક થઈ પડશે.)

ચિ......

બંગડી, ચાંલ્લો, રંગીન સાડી શણગાર હોય ને કેવળ રૂઢી પણ હોય. જેમ ખાવું ભોગ હોય અથવા દેહનું ભાડું હોય. ભોગ અર્થે ખાઇએ તે છોડીએ; ભાડા અર્થે શરીરને જે દેવું ઘટે તે દઇએ પછી ભલે તે ભોગની વસ્તુ પણ હોય. દૂધ, દહીં, ખજૂરમાં ક્યાં ઓછો ભોગ છે છતાં ખાઓ છો ના ? કેમ કે તમારે સારુ તે ભોગની વસ્તુ નથી. તેમજ જો બંગડી, ચાંલ્લો કે રંગ એ તમારામાં વિકારો પેદા કરતા હોય તો તે જગતની સામે થઇને પણ તજો. પણ જો માત્ર રૂઢિ ખાતરજ વાપરો અથવા વડિલોને રાજી રાખવા તો તેમાં દોષ નથી. એટલે કે એ ન વાપરવાનો એકાંતિક ધર્મ નથી. જે જૂઠું ન બોલવાનો એકાંતિક ધર્મ છે જ. આવા કારણસર મેં લખ્યું કે બંગડી ન પહેરવાનું વ્રત લેવામાં દોષ હતો, જે એકાંતિક ધર્મ નથી તેનું વ્રત એકાએક ન લઈ લેવું ઘટે. તેમા ભારે ત્યાગ નથી હા, જો બંગડીની પાછળ તમે મરી પડતા હત, બંગડીને ખાતર દેશપરદેશ રખડતા હત, ચોરી કરતા હત તો તેની બાધા લેવી ઘટતી હતી. એવી સ્ત્રીઓને હું જાણું છુ કે જેને અનેક પ્રકારની બંગડી જોઇએ. તે મેળવવા બકે, ચોરી કરે એવી બહેનો વ્રત લેય તો સારું. પણ એ તો મારી સામે લડે એવી વાત કરું તો યે જેને ચોટલામાં જ બધો શણગાર છે તેને ચોટલાનો ત્યાગ કરવાનું કહેતાં જ તે લાલ આંખ કરે તે ભલે ચોટલો કાપે. પણ જેને ચોટલો અળખામણો થઈ પડયો છે, બોજારૂપ છે તે માબાપને રાજી રાખવા કે સમાજને ન છોડવા ખાતર રાખે

તો કંઇ ખોટું નથી પણ તે રાખવાનો ધર્મ પણ હોય. હવે આ બંગડીનું શાસ્ત્ર સમજાયું ?

હવે બાળકો વિષે. તેનું પણ લગભગ બંગડી જેવું સમજો. બાળકો ધારો કે તમારા વિના આશ્રમમાં ન હળતા હોય, બીજે કયાંય ન જ મૂકાય. તો એવો ધર્મ ઉત્પન્ન થયો કે થોડો વખત આશ્રમમાં ગાળી દેવો. તેનું નામ-આશ્રમમાં 'રહ્યા' ન કહેવાય. બહુ માંદગી આવે તો જેમ થોડો સમય આરામ લેવામાં દોષ ન હોય તેમ છોકરાંઓને ખાતર મહિનો પંદર દિવસ આપવામા દોષ નથી ને ધર્મ હોય. આવી વાતો સમજપૂર્વક કરાય. તેથી જ ગીતા માતાએ કહ્યુ, કે કર્મ શું, વિકર્મ શું, અકર્મ શું ? એ સમજવું સહેલું નથી. તેથી જો છોકરાંને કલકત્તા રાખવામાં હરકત છે અને આશ્રમમાં રાખવાનો ધર્મ સમજ્યા હો તો મારે જોખમે વધારેમાં વધારે તેઓને ખાતર તેના ત્યાં આવ્યા પછી એક માસ દેજો ને આશ્રમમાં રહેતાં શીખવી દેજો. તેટલામાં જ જાત્રા (જેલ) જવાનો કોઈ અનિવાર્ય પ્રસંગ આવી પડે તો ચડી જજો. છોકરાંઓને રખાય તેમ નારણદાસ રાખશે. તમે મરણ પામો, કલકત્તામાં કોઇ હોય નહિં તો નારણદાસ જેમ તેમ સંભાળે ના ? પણ જો તમને આ ન ફાવે અથવા છોકરાં ન જ આવે અથવા વડિલો બહુ દુભાય તો છોકરાં જ્યાં છે ત્યાં ભલે રહ્યાં. હજુ કંઈ શંકા રહી હોય તો પૂછજો.

ય. મં. ૧૪–૧૦–'૩૨ બાપુના આશીર્વાદ.

---

[ અનુસંધાન પૃ. ૨૧૧થી ચાલુ ]

ઉન્માદ ન આવ્યો તે ન જ આવ્યો. બાપુની અહિંસાની યાદ, એશિયાઇ પરિષદના ઉદ્‌ગારોની યાદ, આઝાદ હિંદની ઉષાએ પોતાનાં વદાયેલાં સંસ્કૃતિગીતની યાદ અને વિશ્વરાષ્ટ્રોની નૈતિક એકતાની યાદ એ છે પં. જવાહરનાં સંસ્મરણો. એકેએક પ્રશ્નને તેઓ સંસ્કૃતિની સરાણ પર તપાસે છે. લોકશાહીની અને સમાજવાદની એમની ઊંચામાં ઊંચી ટોચની કલ્પના છે. હૈદ્રાબાદ ઉપર ચઢેલાં સૈન્યો ઓછામાં ઓછું લોહી વહાવતાં, હૈદ્રાબાદની પ્રજાને માંદગીમાં માવજત આપતાં, તન્મયતા સાધતાં જીતેલા પ્રદેશનું તંત્ર વ્યવસ્થિત ગોઠવી દેવાનું. જ્યારે હિંદના શ્રી ચૌધરી અને હૈદ્રાબાદના યુદ્ધ સેનાપતિ પાસે મોટરમાં બેઠા છે, એ દૃશ્ય દેખાય છે ત્યારે કલ્પના આવે છે મહાભારતના યુદ્ધની આ યુદ્ધમાં નથી ડંખ, નથી દ્વેષ. નિઝામ શરણે આવે છે, નથી નિઝામ સામે ડંખ નથી રઝવી સામે દ્વેષ. માત્ર એમનાં નીતિ અને કર્તવ્યો તરફ પુણ્યપ્રકોપ છે. ત્યાં પણ પંડિતજીનું મગજ સમતુલા ગુમાવતું નથી. અનેક કોપડાઓ વચ્ચેથી પાર થઇ પગભર થતા ભારતને બાપુની વિરહવ્યથા પછી પંડિતજીની નેતાગીરીનો જે લાભ મળ્યો છે તે અમૂલ્ય છે. પંડિતજીની સમતુલા એકેએક હિંદીને કર્તવ્યભાન કરાવે !

બહોળા હિંદની મગજની આવી સમતુલા જ હિંદને સંસ્કૃતિને શિખરે આરૂઢ કરી શકશે. સંસ્કૃતિને શિખરે આરૂઢ થયેલું હિંદ જ વિશ્વશાન્તિની બંસરી બજાવશે કે જે ગાનમાં જગત તલ્લીન બની ગયું હશે.

# સ્વ-રૂપને જુઓ

### શ્રી. વિનોબા ભાવે

કોઇ એક પૈસાદારનો છોકરો સહેજ એક વખત રમવા ઘરની બહાર નીકળ્યો હતો. આ તરફ સૂર્યનારાયણની શાંત તપશ્ચર્યા આકાશમાં ચાલુ જ હતી. બાબો હતો બહુ નાજુક અને સુંવાળો. પગ દાઝવા માંડ્યા. તેથી દુનિયાનો દોસ્ત (મિત્ર સૂર્ય) પણ તેને દુશ્મન જેવો લાગ્યો. પૈસાદારનો જ છોકરો રહ્યો આખરે. ભેજું વાપરવામાં બાબો એક્કો હતો. તેણે એક તુક્કો શોધી કાઢ્યો કે, બધી જમીન ઉપર ચામડું પાથરી દીધું હોય તો પગ ન દાઝે. તરત ઘેર આવી પોતાની કલ્પના બાપને કહી. બાપને બાબાની કલ્પના સાંભળી અભિમાન આનંદ તો થયો, પણ તે રોકી તેણે કહ્યું, 'અરે ગાંડા, આખી પૃથ્વીને ચામડું પહેરાવવા કરતાં તું જ તારા પગમાં જોડા પહેર એટલે થયું!'

આપણી સ્થિતિ આ પૈસાદારના મૂરખ છોકરા જેવી છે, તેથી આકાશને પણ બાથમાં લેનારી મોટી મોટી કલ્પનાઓ આપણને સૂઝે છે, પણ સાદા, સરળ અને સહેલા ઉપાયો સૂઝતા નથી. કોઈ પણ સવાલનો અંદરથી વિચાર ન કરતાં બહારથી વિચાર કરવાની આપણને ટેવ જ પડતી જાય છે. ગાંઠ છોડવી હોય ત્યારે તે અંદરથી ઉકેલવી પડે છે, બહારથી ખેંચતાણ કરવાથી છૂટી થવાને બદલે તે વધારે મજબૂત થઇ બેસે છે, એ આપણને સમજાતું નથી. એશિયા ખંડનું ઐક્ય કરવાની કલ્પના આપણે શોધી કાઢીએ છીએ, પણ આપણા મનમાં રહેલા ક્રોધને જીતવા પૂરતો આપણને વખત મળતો નથી. કોઇ પણ વાત આખા જગતને કેમ કરીને લાગુ પાડી શકાય તેની સ્કીમ (યોજના) ઘડવામાં આપણે ભેજું ખરચીએ છીએ, પણ આપણને પોતાને તે લાગુ કરવાનું અચૂક ભૂલી જઇએ છીએ. ખરું જોઇએ તો વાસ્તવિક આથી ઉલટું. જે વસ્તુ આખા જગતને લાગુ કરવી જોઇએ એમ આપણને લાગે છે તેનો અમલ આપણે પોતે તરત શરૂ કરી દેવો જોઇએ. આચાર એ જ પ્રચારનું એકમાત્ર સાધન છે.

પૃથ્વીની પ્રદક્ષિણા સૌથી ઝડપથી કોણ કરે છે એ બાબત દેવોની સભામાં એક વાર ચર્ચા નીકળી. દરેક જણે લાંબો ચોડો હિસાબ ગણીને 'હું અમુક વખતમાં પ્રદક્ષિણા કરી આવીશ' એવો જવાબ ગણી કાઢ્યો. તે મુજબ બધાએ પ્રદક્ષિણા કરી આવીને વિષ્ણુને નમસ્કાર કરવા એમ નક્કી થયું. જે જુઓ તે દોડવા માંડ્યા. નારદ એકલા જ સ્વસ્થ બેઠા હતા. તેમણે ચર્ચામાં ભાગ લીધો નહિ, તેમ દોડધામમાંય ભાગ લીધો નહિ. ભજન-વીણાની ધૂનમાં તેઓ તલ્લીન થઈ ગયા હતા. પણ પહેલવહેલો દેવ હાંફતો હાંફતો પાછો આવી રહ્યો છે એ જોતાં જ તેમણે પોતાની આસપાસ ચક્કર લગાવીને વિષ્ણુને નમસ્કાર કર્યા. બધા દેવો પાછા આવ્યા પછી વિષ્ણુએ હરીફાઈનું પરિણામ જાહેર કર્યું અને નારદને પહેલો નંબર આપ્યો. વિષ્ણુ બોલ્યા "'પિંડે તે બ્રહ્માંડે' એ સૂત્ર મુજબ નારદે પૃથ્વી-પ્રદક્ષિણા પૂરી કરી છે, એવો મારો અભિપ્રાય છે."

આપણે તો આખી દુનિયા સુધારવાનો ઇજારો લઇ બેસીએ છીએ, અને દુનિયામાં આપણો પણ સમાવેશ થાય છે એટલી મુદ્દાની વાત પણ ધ્યાનમાં લેતા નથી. તેથી આપણું આખું ચિત્ર એક 'વિરોધાલંકારનું ઉદાહરણ થઇ બેઠું' છે. મૌનના પ્રચાર માટે આપણે વ્યાખ્યાનો આપીએ છીએ! અને પ્રચાર ન થાય એટલે વિચારમાં પડીએ છીએ. પણ ઉકેલ આવતો નથી. પણ તેનો ઉકેલ આવે પણ શી રીતે!

વેદાન્તમાં એક વાત પ્રસિદ્ધ છે. દસ માણસો યાત્રા કરવા નીકળેલા. રસ્તો જરા જોખમવાળો હતો

તેથી બધા માણસોએ એકત્ર મળીને ચાલવું એમ નક્કી થયું. રસ્તામાં એક જંગલ વટાવવાનું આવ્યું. એક જણે માણસો ગણી જોયા તો નવ જ થયા. બીજાએ ગણી જોયા, તોય નવ જ. આમ કેમ થયું? દસમો માણસ ક્યાં ગયો? કંઈ પત્તો જ લાગે નહિ. છેવટે દસમો માણસ ખોવાઈ ગયો એવો બધાએ મળીને ઠરાવ પસાર કર્યો!

અત્યારે આપણો પણ એવો જ ગોટાળો થયો છે, 'કામ કરવા માટે માણસો નથી' એમ કહેનારા 'માણસો' ઠેકઠેકાણે નજરે પડે છે. દરેક જણ પોતાને ગણતરીમાં લેવાનું ભૂલી જાય છે અને હિસાબ કરવા બેસે છે, તેને લીધે કામનો કશો મેળ ખાતો નથી. પોતાને બાદ કરીને વિશ્વનો કોયડો ઉકેલવાનો પ્રયત્ન થયા છે. તેથી કરીને હાથમાં કશુ જ આવતું નથી અને માણસ નકામો મૂંઝાઈ જાય છે. અર્જુનને વિશ્વરૂપદર્શનની હોંશ થઈ આવેલી. ભગવાને એ હોંશ સારી પેઠે પૂરી કરી! બિચારાએ વિશ્વરૂપ દર્શનનું ફરી નામ દીધું નહિ! સ્વ-રૂપ જુઓ; વિશ્વરૂપ જોવાની ભાંજગડમાં મા પડો.

'ત્રીસ કરોડ માણસનાં શરીર ખાદીમય થવાં જોઇએ. છ કરોડ કુટુંબોમાં રેંટિયો દાખલ થવો જોઇએ.' એ થયું ખાદીનું વિશ્વ-રૂપ. 'મારા શરીર નખશિખાન્ત ખાદી હોવી જોઇએ. મારે રોજ એક કલાક તો ઓછામાં ઓછું કાંતવું જ જોઇએ.' એ ખાદીનું સ્વ-રૂપ કહેવાય. 'હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, શીખ વગેરે બધા સમાજોમાં અહિંસક વૃત્તિ પેદા થવી જોઇએ,' એ અહિંસાનું વિશ્વ-રૂપ જ્યારે 'મારું અંતઃકરણ પ્રેમથી ભરેલું હોવું જોઇએ, મારી વાણી ઉપર મારો કાબૂ હોવો જોઇએ,' એ અહિંસાનું સ્વ-રૂપ ગણાય.

દરેકોઈ સવાલને સ્વરૂપ-દર્શન અને વિશ્વરૂપ દર્શન એમ બે બાજુઓ હોય છે. તેમાં પહેલી તો માણસના હાથની વાત છે. બીજી પરમેશ્વરના હાથની છે. મોટો 'ઑલ-ઇન્ડિયા-મેન' ઉર્ફે ભારતી-માણસ થયો તોય "સૌઢ હાત તુમ્હી જાગા" (તારી જગ્યા સાડાત્રણ હાથ છે.) એ તુકારામના વચનમાંથી તે છૂટી શકતો નથી. અર્જુન શું કંઈ નાનોસૂનો પુરુષ હતો? તેના વખતમાં તે જ એક-માત્ર 'નર' કહેવાતો. પણ વિશ્વરૂપ દર્શન તે જીરવી શક્યો નહિ, જો કે ભગવાને તેને દિવ્યદૃષ્ટિ આપેલી હતી. આટલી બધી અનુકૂળતા હોવા છતાં અર્જુનની આવી દશા, તો પછી સામાન્ય માણસનું પૂછવું જ શું? એટલા માટે આપણે સ્વરૂપની કાળજી લેવી. વિશ્વરૂપની ચિન્તા કરવા માટે વિઠોબા સમર્થ છે.

બીજું, સ્વરૂપદર્શન એજ વિશ્વરૂપદર્શનનું સારામાં સારું સાધન છે. સ્વરૂપદર્શનને વર્તુળમાં મધ્યબિંદુ સાથે સરખાવિયે તો વિશ્વ દર્શન તેનો પરિઘ કહેવાય. મધ્યબિન્દુ પકડી રાખ્યા વિના પરિઘ હાથમાં ન આવે. જ્યાં સુધી હું અહિંસક બન્યો નથી ત્યાં સુધી હું દુનિયાને કેવી રીતે અહિંસક બનાવી શકવાનો હતો? પરશુરામે આવો પ્રયોગ એકવીસ વખત કરી જોયો? પરશુરામ જાતે ક્ષત્રિય બનીને પૃથ્વીને નિ:ક્ષત્રિય કરવા માગતો હતો! મૅન્ટરેક નામના ફ્રેન્ચ ગ્રંથકારે ફ્રેન્ચ લોકોની પ્રચારક વૃત્તિ વિષે એક ઠેકાણે લખ્યું છે કે, 'બીજા ઠેકાણાના લોકો પોતાને આવડતા હોય તેવા વિષયો શીખવે છે, એમાં કંઇ નવાઇ જેવું નથી. પણ ફ્રેન્ચ લોકો પોતાને ન આવડતા હોય એવા વિષયો શીખવવામાં કુશળ છે!' એનો જ આ નમૂનો થયો. પરશુરામના એકવીસ પ્રયોગોનો અનુભવ શું કહે છે? એ જ કે સ્વરૂપ સાધ્યા વિના વિશ્વરૂપ સાધવું અશક્ય છે.

(તારી વસ્તુ તો તારી પાસે જ છે પણ તું સ્થાન ભૂલ્યો છે.)



"સત્ય કે દર્શન કે લિયે સંતો કા ચરિત્ર પઢના ઔર
ઉસકા મનન કરના આવશ્યક હૈ"—ગાંધીજી




# તપસ્વી સાહસુજા

[ આ વિભાગમાં વિશ્વના સંતો, ભક્તો અને શહીદોની જીવનગાથા આવશે. જીવનમાં એકવાર એક પળ આવી જાય છે જ્યારે મનુષ્ય પોતાના જીવનને ઊંચે લઈ જઈને આવતી પેઢીને જીવનમંત્ર આપતો જાય છે. આવી પળો બધા મનુષ્યોને એકવાર તો આવે છે. પણ તે પળને ઓળખવાની શક્તિ અને હિમ્મત જોઈએ. ]

સાહસુજાનો જન્મ એક રાજકુળમાં થયો હતો. કેર્માન દેશ તેમનું જન્મસ્થાન ગણાય છે. તેઓ એક સારા પંડિત, તત્ત્વજ્ઞ અને વિરાગી પુરુષ હતા. તેમણે એક "મેરાતોલ હુકમા" અર્થાત્ જ્ઞાનીઓનું દર્પણ નામનું પુસ્તક પણ લખ્યું છે. તેઓ આબૂ તોરાબ, ધ્યકા વગેરે મહર્ષિઓના સહવાસમાં આવ્યા હતા. ફકીરી સૂચવનારાં વસ્ત્રો વાપરવાને બદલે તેઓ ગૃહસ્થાશ્રમનો મૂલ્યવાન્ પોશાક પહેરતા. એકવાર તેઓ નેશાપુરમાં આવ્યા ત્યારે તપસ્વી આબૂ હેફ્જ સાહેબે તેમનો ઘણો સારો સત્કાર કર્યો હતો અને કહ્યું હતું કે, "હું જે વસ્તુ ફકીરની કાંબળીમાં શોધતો હતો તે મને આજે ગૃહસ્થના જામામાંથી મળી આવી."

શાહસુજાને એક પુત્રી હતી તે પણ બહુ ધાર્મિક અને સુંદર હતી. કેર્માનના રાજાએ શાહસુજાની પુત્રીના રૂપ ગુણ સાંભળી તેની સાથે વિવાહ કરવાનું માગું મોકલ્યું. શાહસુજાએ ત્રણ દિવસ પછી જવાબ આપવાનું કહેવરાવ્યું. એ ત્રણ દિવસોમાં તેઓ એકેએક મસ્જિદ જોઈ વળ્યા છેલ્લે દિવસે એક જુવાન ફકીરને તેમણે એક મસ્જિદમાં તલ્લીનપણે નમાજ પઢતો જોયો. નમાજ પુરી થઈ એટલે શાહસુજાએ તેને પૂછ્યું કે, "ઓ જુવાન, તમે વિવાહ કર્યો છે?" ફકીરે નકારમાં જવાબ આપ્યો. એટલે શાહસુજાએ બીજો પ્રશ્ન કર્યો કે, 'આપ વિવાહ કરવા ઇચ્છો છો?" ફકીરે જવાબમાં જણાવ્યું કે, "મારા જેવા દરિદ્રને કોણ કન્યા આપે? હું ત્રણ પૈસાથી અધિક પરિગ્રહ નથી રાખતો." શાહસુજાએ કહ્યું "હું પોતે મારી કન્યા આપને આપવા તૈયાર છું. આપ એક કામ કરજો. આપની પાસે જે ત્રણ પૈસા છે તેમાંથી એક પૈસાની સાકર અને એક પૈસાનો ધૂપ લઈ રાખજો."

ફકીરે એ પ્રમાણે વ્યવસ્થા કરી અને શાહસુજાએ વખતસર આવી પોતાની પુત્રી પરણાવી. શાહ જેવા એક જબ્બર પૈસાદારની પુત્રી એક દરિદ્ર




બાળકોના સહવાસમા બાપુ જે આનંદ મેળવી શકતા હતા તેવો ભાગ્યે જ બીજા કોઈના સહવાસમા મેળવતા. યરવડા જેલમા હતા ત્યારે પણ દર અઠવાડિયે એકવાર આશ્રમના તેમના 'નહાના પખીડા'ને તેઓ અચૂક કાગળ લખતા, ત્યા બેઠા બેઠા પણ ઝીણી ઝીણી વસ્તુઓ પર પત્રો દ્વારા ધ્યાન ખેચ. બીજા બાળકોને પણ એમાથી બોધ-પાઠ મળશે એમ ધારી દર અકમા આ અપ્રગટ પત્રો ક્રમશઃ પ્રસિદ્ધ કરશુ.

બાળકો અને બાળાઓ,

તમને કંઈ છૂટ પહેલા મળતી હતી જે હવે નથી મળતી? એ ખરુ જ હોય તો એક

ડેપ્યુટેશન લઈને નારણદાસ પાસે જાઓ ને તેની ત્રણ મિનિટ તમારી વાતમા લેવી ને એ તેને જવાબ સારુ આપવી પછી, હુ હજુ મારી પથારીમા આળોટતો હોઉં તો મને લખજો ને અવની નિંદ્રા લીધી હોય તો નાચજો ને પ્રતિજ્ઞા લેજો કે એતું કામ હવે આપણે ઉપાડશુ કેવી મજા, કેવો રસ? એવી અગ્નિપરીક્ષાને સારુ ખમ્યા તૈયાર થજો

ય મ ૧૯–૯–૩૨

*

વિદ્યાર્થી મારાથી શરમાઈને અળગો નહી એમ નહી પણ તેને પોતાની ભૂલોની જ શરમ આવશે ને તેથી નહીં અળગે મારાથી તો કોઈએ શરમાવાનુ હોય જ નહી

ય મ ૯–૯–૩૨

*

બાળક છોકરા રમે તો ખરા જ પણ રમવાને ટાણે રમે ને કામને ટાણે કામ કરે બીજાને પજવે તો નહી જ પણ તુ તો હમણાં રમત જ કર્યા કરતો લાગે છે એ ખરુ કે? જો એ ખરુ હોય તો એમ ન કરતો

ય મ ૧૨–૧૦–૩૨

બાપુના આશીર્વાદ



ચિ. રમા,-

તમારો કાગળ મળ્યો. સુંદર છે. તમે મોટી જવાબદારી માથે ઉપાડી છે પણ હું જાણું છું કે એ તમારી શક્તિ બહાર નથી. અને આપણે તો પેલો શ્લોક* શીખ્યા જ છીએ ના કે જેઓ ભગવાનનું અનન્ય ચિંતવન કરે છે તેના યોગક્ષેમનો બોજો એજ ઉપાડે છે પછી આપણને ચિંતા શી? ત્યા તમારે પ્રાર્થનાનો સમય બદલવો પડ્યો છે એ બરોબર જ છે.

બધી બહેનોને મારા આશીર્વાદ. ય મં ૧૯–૭–૩૦ બાપુના આશીર્વાદ.



[યરવડા મંદિરમાં પૂ. બાપુએ ઉપવાસ કરવાનું નક્કી કરેલું તે દિવસે તેમના એક નિકટના સાથી ઉપર લખાયેલો આ પત્ર છે. તેમાં અગ્નિ–પરિક્ષામાં પ્રવેશ કરવાને સમયે મનની શાન્તિ, વિનોદ અને માર્ગદર્શન તરી આવે છે]

કૃતયુગી

તમારા કૃતયુગનો દ્વેષ કરવાનું કંઈ કારણ નથી. કેમકે અમારી પાસે પણ કૃતયુગી સરદાર છે. એટલા તમારાથી ઓછામાં ઓછા એક મુદ્દી તો વધ્યા જ ના! તમને ખબર છે કે સરદાર તો ઘણો વખત ચાલ્યા જ કરે છે પોતાનું નીપજે તો ખાય પણ ચાલતાં જ ને કાંતે પણ ચાલતાં જ. ઘરડે ઘડપણ ગીતા ચાલતાં ગોખે જ છે.

તમે ગરીબોને ઠીક ફોસલાવતા લાગો છો. મારા જેવા ગરીબ જ્યારે તમારા કાગળની ઝંખના કરે ત્યારે તેને લખવું જ નહીં અને જ્યારે તે મૃત્યુ શય્યા ઉપર સુવાની તૈયારી કરે ત્યારે તેને લખવું 'હવે આરંભ કર્યો છે એટલે નિયમસર લખીશ.' પણ દૈવ જાણે, કૃતયુગીની પ્રતિજ્ઞાઓ ખોટી થતી નથી જાણી એટલે તમારી પ્રતિજ્ઞાના પાલનને ખાતર પણ મારે એ પથારી-એથી ઊઠવાનું હોય તો ભલે. તો તમારા કાગળો નિયમસર મળ્યા કરવાની આશા રાખીશ.

આમ ટાયલું કરીને ગંભીર કાગળો લખી રહ્યો છું. તેમાથી મન ખેંચ્યું ને સાથે સાથે એ પણ સૂચવ્યું કે તમારા કામને વિષે ક્યાયે ટીકા કરવા જેવુ નથી જણાતું. જો અગ્નિપરીક્ષામાંથી દેહ અને જીવ બંને પસાર થઈ નીકળશે તો કંઈ લખવા જેવુ હશે તો લખીશ. તમારો કાગળ સાચવું છુ ....સુંદર કામ તો કરે જ છે. પણ બિચારો બંધકોષથી પીડાય છે ખરો. થાકીને

---

* अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

જે લોકો અનન્યભાવે મારું ચિતવન કરતા મને ભજે છે તે નિત્ય મારામાં જ રત રહેલાના યોગક્ષેમનો ભાર હું ઉઠાવુ છું.

નોંધ.–આમ યોગીને ઓળખવાની ત્રણ સુંદર નિશાનીઓ છે–સમત્વ, કર્મમાં કૌશલ, અનન્ય ભક્તિ. આ ત્રણે એકબીજામાં ઓતપ્રોત હોવાં જોઈએ. ભક્તિ વિના સમત્વ ન મળે, સમત્વ વિના ભક્તિ ન મળે, અને કર્મ-કૌશલ વિના ભક્તિ અને સમત્વ આભાસમાત્ર હોવાનો ભય છે. યોગ એટલે અપ્રાપ્ત વસ્તુ મેળવવી અને ક્ષેમ એટલે પ્રાપ્ત સાચવી રાખવી.

તળવળકર પાસે મોકલ્યો છે. મારી ઉમેદ છે કે સારો થઈ જશે.

.... ....નુ શરીર ત્યાં ન જ ખપાઈ શકે અને બહેનો વારોથી તેને ખમેડી શકાય તો કેવળ શરીર બાધવા આલમોડા જઈ આવે તો કદાચ ઠીક હોય પણ જો બહેનો પાસેથી તે ન નીકળી શકે તો ભલે શરીર જેટલુ કામ આપે તેટલું તેની પાસેથી સંતુષ્ટ રહે ને દેહને પડવું જ હોય તો પડવા દેય ખાવાના પ્રયોગો ન કરે ને દૂધ ઘી છૂટથી લેય

તમારા દૂધત્યાગનુ સમજ્યો છુ. ચાલવા દ્યો. તેની ઉપરથી આપણે મોટાં અનુમાન હમણાં નહિ બાધીએ. તમે આગ્રહ નથી રાખ્યો એ મારા સંતોષને સારુ પૂરતું છે

સરદારનું સંસ્કૃત પુષ્કરની ગતિએ ચાલે છે, મહાદેવનું ફ્રેંચ મુંબઈની વિક્ટોરીયાની ગતિએ, મારું ઉર્દૂ ગોકળગાયની ગતિએ. રેંટિયાની શર્તમાં મહાદેવ પહેલા આંક લેય છે. ૮૦ આંક તો સામાન્ય થઈ પડેલ છે.

ગીતાઈ મહાદેવે ધ્યાનપૂર્વક નથી વાંચેલ પણ જેટલું વાંચ્યું છે તે તેને ગમ્યું છે. હું તેનું સંગીત સમજવા પૂરતું મરાઠી સમજી લઉં છું. મને તેનું સંગીત મધુરું લાગ્યું છે. જો વધુ ધ્યાનપૂર્વક વાંચું તો બરોબર સમજું ખરો ને વધારે પાકો અભિપ્રાય આપણા કામ પૂરતો આપી શકું. જોઉં છું ભવિષ્યનાં અઠવાડિયાં કે દિવસોમાં શા હાલ થાય છે.

તમારે વિષે બાંધેલી મારી બધી આશાઓ લગભગ ફળતી આવી છે. એટલે હવે પછીની ફળશે જ. 'લગભગ'નો અર્થ શરીરને વિષે છે. તમારું શરીર વજ્ર સમ થવાની આશા બાંધી હતી. હજુ થાય તો કોને ખબર?

બાપુના આશીર્વાદ.

૧૯–૯–'૩૨






સોમાભાઈ પટેલ

[ 'વૈષ્ણવજન તો તેને કહીએ' આ ભજન પૂ. બાપુને અત્યંત પ્રિય હતું. બાપુને આ નરસિંહ મહેતાનું ભજન જ કેમ પ્રિયમાં પ્રિય થઈ પડ્યું ? એ ભજનમાં નરસિંહ મહેતાએ એવી તે કઈ ભાવના ભરી કે જેથી બાપુ આકર્ષાયા. નરસિંહની ભવ્ય કલ્પના શું બાપુએ ઝીલી અને જીવનમાં વણી લીધી ? શ્રી સોમાભાઈ પટેલે નરસિંહ મહેતાની કલ્પનાના વૈષ્ણવજનના લક્ષણો પૂ. બાપુના જીવનમાં ઓતપ્રોત થયેલા જોયા. એ ભજન રચતા નરસિંહે શી કલ્પના, શા વિચારો એમાં ગૂંથ્યા તે વિચારવા લાગ્યા અને એક શુભ પળે એ ચિત્ર ખડું થતાં આ આખી લેખમાળા લખાઈ. પણ ટુંકમાં તેનો મુખ્ય ધ્વનિ આ છે. વૈષ્ણવજન કોણ ! જે બુદ્ધની જેમ પ્રાણીમાત્રમાં પીડા, વ્યથાના દર્શન કરે ને પોતાના જાણે, રંતિદેવની જેમ ઉપકાર કરતો જ રહે, કયારેય લક્ષ્મણની જેમ મનમાંય અભિમાન ન કરે, જ્ઞાનેશ્વરની જેમ સહુને વંદે, ઉંચનીચના ભાવ મનમાં ન લાવે, તુકારામની જેમ નિંદાથી મુકત રહે, ધ્રુવની જેમ મન નિશ્ચળ રાખે, જયદેવની જેમ સમદૃષ્ટિ, તુલસીદાસની જેમ તૃષ્ણાત્યાગી, કબીરની જેમ પરસ્ત્રીને માતા માને, હરિશ્ચંદ્રની જેમ સત્ય બોલે; રામદાસની જેમ પરધનને અડે નહિ, મીરાંબાઈની જેમ મોહમાયામાં ફસાય નહિ, શંકરાચાર્યની જેમ દૃઢ વૈરાગી થાય. પ્રહ્લાદની જેમ રામનામમાં મગ્ન રહે, જનકની જેમ બધા તીર્થ પોતામાં સમાયેલા માને, ભરતની જેમ વણલોભી રહે, અને યુધિષ્ઠિરની જેમ કપટરહિત રહે. આ બધા ગુણો એકમાં સમાયેલા હોય એવા વૈષ્ણવજનના દર્શન કરવા નરસિંહ તલપવા લાગ્યા. અને એના દર્શનની ભગવાન પાસે માગણી કરી. ભગવાને માગણી સ્વીકારતા કહ્યું "કદાચ તને ચર્મચક્ષુએ નહિ તો દિવ્યચક્ષુએ જરૂર એ પરમ વૈષ્ણવના દર્શન લાધશે. તારું આ ભજન એ એના જીવનની દીવડીરૂપ બનશે. એ લક્ષણો એનાં જીવનને ડગલે ને પગલે માર્ગદર્શકરૂપ બનશે અને અંતે એ પોતે પરમ વૈષ્ણવજન બની જશે. ધરતી એ દિવસે સંપૂર્ણ ધન્યતા અનુભવશે, માનવજાતિ એ સમયે અહોભાગી બનશે"

ચાલો આપણે નરસિંહની જેમ શુદ્ધ બનીને એ વૈષ્ણવજનને ઓળખીએ.]

( ગતાંકથી ચાલુ )

[વૈષ્ણવજનની કલ્પનાએ અને ભગવાન શ્રીકૃષ્ણે દીપેલી નરસિંહની તેજસ્વી ભક્તકવિ નરસિંહ મહેતા ઢળેલી આંખોએ ભજન ગાતા બેઠા છે એમના એક હાથમાં એકતારો ને બીજા હાથમાં કરતાલ છે એમના મુખ પર પરમ આનંદ છવાયો છે. ધીરે ધીરે ભક્તજનો આવીને એમની આસપાસ બેસે છે ને ભજનમાં ઝીલે છે.]

નરસિંહ : (ભજન ગાય છે. ભક્તજનો એ ઝીલે છે.)

પ્યારાબાપુ

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ,
જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું,
શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે
પવન તું, પ્રાણી તુ, ભૂમિ તું ભૂધરા,
વૃક્ષ થઇ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને,
શિવ થકી જીવ થયો એ જ આશે.
વેદ તો એમ વદે, શ્રુતિસ્મૃતિ સાખ દે,
કનક કુંડલ વિષે ભેદ નહોયે;
ઘાટ ઘડયા પછી નામરૂપ જૂજવાં,
અન્તે તો હેમનું હેમ હોયે.
વૃક્ષમા બીજ તું, બીજમાં વૃક્ષ તું,
જોઉં પટંતરો એ જ પાસે;
ભણે નરસૈયો એ મન તણી શોધના,
પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે.

[ભજન પૂરું થતાં સૌ ભગવાન શ્રીકૃષ્ણની મૂર્તિને વંદે છે, અને શાંત ચિત્તે બેસે છે. નરસિંહ લાંબા સમય સુધી મૂર્તિ સામે જોઇ રહે છે. પછી એ ભક્તજનો તરફ નજર ફેરવે છે ને ધીમે સાદે બોલે છે.]

નરસિંહઃ–સંતો, આજનો દિન ધન્ય છે. મારા જીવનમાં આજની ઘડી સુભાગી બની ગઇ છે. આજે મારા હૈયામાં આનંદ સમાતો નથી. (મૂર્તિને નમીને) પ્રભુ, સાચે જ તારી લીલા અપાર છે! (શાંત બની જાય છે.)

એક ભક્તઃ–(હાથ જોડીને) ગુરુદેવ!

નરસિંહઃ–(ઝબકીને) અહોભાગ્ય મારાં, સંતો! મારા નાથની કૃપાથી આજે મારું કવિહૃદય કોઇ અલૌકિક દર્શને રાચી ઊઠયું છે! મારું ભક્તહૃદય એ દર્શનને વંદી રહ્યું છે. (વળી પાછા મૂર્તિને નમીને) અહો પ્રભુ! દેવ! નરસૈયાના સ્વામી!

બીજો ભક્તઃ–(નમીને) ધન્યભાગ્ય અમારાં, ભક્તરાજ! આપને લાધેલાં એ દર્શને તો હંમેશની જેમ અમને પણ નવું માર્ગદર્શન મળશે.

ત્રીજો ભક્તઃ–સાચું, સાચું કવિરાજ! આપનું એ નવદર્શન અમારાં પણ હૈયા ઊજાળશે! આપને પામીને તો અમારાં જીવન ધન્ય બન્યાં છે. ગુરુદેવ!

નરસિંહઃ–સાચું, દાસલડાંને લાડ લડાવતા મારા નાથની કૃપાથી આજે હું નવી દૃષ્ટિ પામ્યો છું. આવી દૃષ્ટિ–આવું દર્શન તો જીવનની કોઇ સુભાગી પળે જ પામી શકાય. મારા નાથે દયા કરી અને હું ભવોભવનું ભાથું મેળવી શકયો.

એક ભક્તઃ–ગુરુદેવ! આપને પ્રાપ્ત થયેલી એ દૃષ્ટિ, આપને લીધેલાં એ દર્શનનો લાભ મેળવવાનું સુભાગ્ય અમને નહિ મળે?

નરસિંહઃ–છૂટે હાથે મળેલું છૂટે હાથે આપી ન શકું તો તો મારું દુર્ભાગ્ય ગણાય સંતો!

બીજો ભક્તઃ–તો તો ગુરુદેવ! આપને થયેલા એ દર્શનનો લાભ અમને પણ મળશે?

નરસિંહઃ–મળશે, ખચિત મળશે સંતો! આજે કો એવા પરમ વૈષ્ણવજનનાં દર્શન પામ્યો છું, કે એ દર્શને એકલા પોતાના આત્માનો જ નહિ પણ સારાયે વિશ્વનો ઉદ્ધાર થઇ જાય!

ત્રીજો ભક્તઃ–આવું, સાચું ભક્તરાજ! આવું કલ્યાણકારી, આવું મંગળમય દર્શન તો દુર્લભ જ હોય.

નરસિંહઃ–સંતો, માતા વસુંધરાની કૂખે અનેક રત્નો પાક્યાં છે, પાકે છે અને પાકશે, પણ માયાનાં અનેક આવરણોએ આપણે એમને પારખી શકતાં નથી. મારા અંતરના ઊંડાણમાં બિરાજેલા કવિહૃદયને ઇશ્વરકૃપાએ આજે એ આર્ષદર્શન લાધ્યું. કાળની દીવાલો વીંધીને એ કવિદૃષ્ટિએ ત્રણેય કાળને આવરી લીધા. ભૂત, વર્તમાન અને ભાવિનાં પડળો આપોઆપ ખસી ગયાં વૈષ્ણવજનનાં દર્શન હું પામી શકયો.

બીજો ભક્તઃ–આપના આ આર્ષદર્શને તો ગુરુદેવ, આપ દ્રષ્ટા બન્યા છો; જગતની આવતી કાલના આપ માર્ગદર્શક બન્યા છો. ભાવિપ્રજા આપની આ દૃષ્ટિએ ધન્યતા અનુભવશે અને આપને જીવન ઉદ્ધારક માનશે!

પહેલો ભક્તઃ–આપના એ પુનિત દર્શનને અક્ષરદેહ અર્પી ગુરુજી, અમ સૌને એ મંગળ પ્રેરણા લેવા દો, આપની એ પયગંબરી વાણી વિશ્વની આવતી કાલ ઉદ્ધારશે અને માનવજાતને પણ કો પરમ વૈષ્ણવજનનાં મંગળ દર્શન લાધશે!

ત્રીજો ભક્ત:—અને ભક્તરાજ, આપના કવિ હૃદયને લાધેલાં એ વૈષ્ણવ લક્ષણોએ પ્રેરણા પામીને, એ લક્ષણોને ધ્રુવતારક માનીને જગતનો આવતી કાલનો કોઈ પુરુષ પોતાની જીવનનાવ પ્રભુપથે વાળશે એ સુભાગ્ય કંઇ નાનુસનું નથી !

નરસિંહ—સાચુ છે સંતો ! ભગવાને શ્રીમુખે એ વધામણી મને દીધી છે આજે મારા દેહમાં ઊગેલાં વૈષ્ણવલક્ષણોને દીવડી બનાવીને, એમને જીવનમાં ઉતારીને અને પોતે પરમ વૈષ્ણવજન બની જતા એક ભાવિ નરોત્તમની ઝાંખી એમણે મને કરાવી છે એ સર્વલક્ષણ સંપન્ન પુરુષોત્તમના સંપૂર્ણ દર્શન કરાવવાની મારી વિનતિ પ્રભુએ સ્વીકારીને મને ધન્ય ધન્ય બનાવ્યો છે તો ગાઓ સંતો, ગાઓ અને એ વૈષ્ણવદર્શને હું રાચુ છુ તેમ તમેય રાચો

[નરસિંહ મહેતા હાથમાં એકતારો, અને કરતાલ લઇ વૈષ્ણવલક્ષણોને દર્શાવતુ ગીત ગવડાવે છે ભક્તજનો એમાં તલ્લીન બની એ ઝીલે છે એક એક લક્ષણે એક એક વિભૂતિનાં એ દર્શન કરાવે છે ]

નરસિંહ—વૈષ્ણવજન તો તેને કહીએ

જે પીડ પરાઈ જાણે રે,

પરદુ:ખે ઉપકાર કરે તોયે

મન અભિમાન ન આણે એ,

સંતો, પીડ પરાઈ જાણનાર ભગવાન બુદ્ધ, પરદુ:ખે ઉપકાર કરનાર મહારાજ રંતિદેવ અને મન અભિમાન ન આણનાર લક્ષ્મણજતિના દર્શન કલ્યાણકારી હજો !

સકળ લોકમાં સહુને વંદે

નિંદા ન કરે કેની રે

વાચ કાછ મન નિશ્ચલ રાખે

ધન ધન જનની તેની રે

સકળ લોકમાં સહુને વંદનાર સંત જ્ઞાનેશ્વર, કોઇની પણ નિંદા ન કરનાર સંત તુકારામ ને વાચ કાછ મન નિશ્ચલ રાખનાર કુમાર ધ્રુવ આપણો જીવનપંથ ઉજાળજો !

સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી,

પરસ્ત્રી જેને માત રે

જિહ્વા થકી અસત્ય ન બોલે,

પરધન નવ ઝાલે હાથ રે

જીવનમાં જેમણે સમદૃષ્ટિ કેળવી છે એવા રસકવિ જયદેવને, ત્યાગપથે જેમણે કોઇપણ તૃષ્ણા જાણી નથી એવા સંત કવિ તુલસીદાસજી, પરસ્ત્રીને માતા સમાન ગણનાર સંત કબીરને, જીવનભરમાં અસત્યને ઝાંખડે પણ ન ઊભનાર રાજવી હરિશ્ચંદ્ર તથા પરધનને હાથ સરખો પણ ન લગાડનાર સ્વામી રામદાસની સ્મૃતિ માત્ર મંગળમય બનજો !

મોહ માયા વ્યાપે નહિ જેને,

દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે

રામનામ શુ તાળી લાગી,

સકળ તીરથ તેના તનમાં રે

સંસારની મોહ-માયાનો જેમણે ત્યાગ કર્યો છે એવાં મીરાંબાઇ, ને બચપણથી જેમણે વૈરાગ્ય કેળવ્યો છે એવા જગદ્‌ગુરુ શંકરાચાર્ય, રામનામનો જેમણે રસ ચાખ્યો છે એવા કુમાર પ્રહ્લાદ, ને જેમના તનમાં સકળ તીરથનો વાસ છે એવા પુણ્યશ્લોક જનકવિદેહીનુ સ્મરણ આપણ સૌને જીવન ઉદ્ધારક હજો !

વણલોભી ને કપટરહિત છે

કામ ક્રોધ નિવાર્યાં રે,

ભણે નરસૈયો તેનુ દરશન કરતાં

કુળ એકોતેર તાર્યાં રે

વણલોભી દશરથ નંદન ભરત, ને કપટ રહિત ધર્માવતાર યુધિષ્ઠિર, તથા કામ ક્રોધને જીતનાર ભિષ્મપિતામહનાં પુનિત દર્શન સૌ કોઇને આત્મઉદ્ધારક બનજો ! .

અને—અને સંતો, આ બધાય વૈષ્ણવલક્ષણો જેમના જીવનને ડગલે ને પગલે દેખા દઇ જે માનવ ઉદ્ધારક બનશે એવા વિશ્વસંત મહાત્મા મોહનદાસ ગાંધીના નામ સ્મરણે જગત આખાનુ કલ્યાણ હજો ! એવા એ સંતિયાજનનુ દર્શન પામવાનુ સુભાગ્ય મેળવનાર ભાવિ પ્રજાની તો એકોતેર પેઢીનો પેઢી ઉદ્ધાર થશે, સંતો !

(નરસિંહ મહેતા વૈષ્ણવ લક્ષણોનુ અને એક એક લક્ષણે એક એક વૈષ્ણવજનનુ નામ સ્મરણ કરાવીને હવે એ સૌનુ જીવન દર્શન કરાવે છે )

[ચાલુ]

# સ્વરૂપાલેખન

['ચાણક્ય'ના તખલ્લુસ હેઠળ અને 'રાષ્ટ્રપતિ'ના શિરોનામ હેઠળ પંડિત નહેરૂએ 'મૉડર્ન રિવ્યુ'માં પોતાનું આછું રેખાચિત્ર દોર્યું છે. એમનું મન તત્ત્વતઃ આત્મલક્ષી છે, પરંતુ આત્મવર્ણનના આ આનંદદાયી પ્રયોગદ્વારા તેઓ પોતાનું વિલક્ષણ અને કલામય રીતે પોતાનાથી વિભિન્ન થઈ શબ્દચિત્ર દોરે છે.]

'રાષ્ટ્રપતિ જવાહરલાલકી જય'

આતુર માનવમેદનીમાંથી ઝડપભેર પસાર થતા રાષ્ટ્રપતિએ ઊંચું જોયું, એમના બંને હાથે ઊંચા થયા અને વન્દન કરતા જોડાઈ ગયા. એમની નિસ્તેજ કઠોર મુખાકૃતિ સ્મિતથી દીપી ઊઠી એ એમનું ઉત્સાહપૂર્ણ સ્મિત હતું અને જે લોકોએ એ જોયું તેઓએ તરતજ તેને ઝીલી લીધું અને તેઓ પ્રત્યુત્તરમાં હસ્યા અને હર્ષનાદ કરવા લાગ્યા.

એ સ્મિતે માનવસમુદાયમાં જગાડેલા ઉત્સાહથી દુર્ભેદ્ય એવી એમની મુખાકૃતિ ફરીથી ગંભીર અને વિષાદમય બની ગઇ. તેથી જાણે કે એમના સ્મિત અને એને લગતા હાવભાવ પાછળ લગારે સત્યતા ન હોય, જે માનવમેદનીના તેઓ લાડકવાયા થયા હતા એનો સ્નેહભાવ મેળવવા માટે એ જાણે યુક્તિ હોય, એમ આપણને ઘડીભર થઇ આવે. શું આ વાત ખરી છે?

ફરીથી એમને નિહાળો પ્રચંડ સરઘસ આવી રહ્યું છે. હજારોની સંખ્યામાં લોકો એમની મોટરની આસપાસ વિંટળાઇ વળ્યા છે. બેફામ હર્ષોન્માદમાં તેઓ એમને વધાવી લે છે. જવાહર મોટરની બેઠક પર બરાબર સમતોલપણું જાળવીને ઉભા થાય છે. ટટ્ટાર અને પ્રભાવશીલ, દેવાત્માની પેઠે ઉલટેલી માનવમેદની વચ્ચે અચળ, એકાએક ફરીથી એમના મુખ પર સ્મિત અથવા આનંદી હાસ્ય ફરકે છે, અને તંગ બનેલા વાતાવરણમાં જાણે હમણાં જ ભંગાણ પડશે એમ થઇ આવે છે, અને હર્ષઘેલી માનવમેદની એમના હાસ્યનું કારણ જાણ્યા વિના જ હાસ્યની છોળો ઉડાડે છે. તેઓ હવે દેવસમાન વિભૂતિ રહ્યા નથી, પણ એમની આસપાસ વિંટળાયેલ હજારો લોકો સાથે સંબંધ અને મૈત્રી ધરાવનાર માનવી બને છે; અને માનવમેદની પણ આનંદ અને સખ્યભાવની લાગણી અનુભવે છે, પોતાના અંતરમાં એમને સ્થાન આપે છે. પરંતુ એ સ્મિત વિલીન થઇ જાય છે અને ફરીથી નિસ્તેજ, કઠોર મુખાકૃતિ દૃષ્ટિએ પડે છે.

આ બધું શું કુદરતી છે કે જનતાપ્રિય પુરુષની સંભાળપૂર્વક યોજેલી ચાલાકી છે? કદાચ એ બંને વૃત્તિ હોય, અને લાંબા સમયની ટેવને લીધે એમનો હવે એ સ્વભાવજ થઇ પડી છે. અતીવ આકર્ષક મુદ્રા (Pose)માં ઓછામાં ઓછો અંગવિન્યાસ હોય છે અને જવાહરલાલને નટની પેઠે નખરા કર્યા વિના વેશ ભજવતા સારી પેઠે આવડે છે. તેમની સ્પષ્ટ બેદરકારી અને નીડરતાથી તેઓ સાર્વજનિક રંગમંચ પર સંપૂર્ણ કુશળતાપૂર્વક પોતાનો ભાગ ભજવે છે. આ શું તેમને અને તેમના દેશને દોરવાને મદદરૂપ થશે કે? આ દેખીતા ધ્યેયાભાવથી તેઓ શું સાધવા ઇચ્છે છે? એમના આ બુરખાની પાછળ શું છૂપાયેલું છે, શી ઇચ્છાઓ, શી સત્તા-અભિલાષા,- કઈ અતૃપ્ત આકાંક્ષાઓ છૂપાયેલી હશે!

પ્રેમ અને સમજદારીથી પોતે પોતાને અમારે માટે બહુ કીમતી મિત્ર બનાવ્યા છે. અમે જાણીએ છીએ કે જે પ્રમાણે પહેલા પિતાજી હતા તે પ્રમાણે તેઓ હંમેશા અમારી સાથે છે—શક્તિનો એક એવો સ્તંભ, જેનો અમે જ્યારે ચાહીએ ત્યારે સહારો લઇ શકીએ છીએ અને જીવનના નાના નાના સવાલો જ્યારે અમને હેરાન કરી મૂકે છે ત્યારે તેમની મદદ લઇને એ સવાલોને ઉકેલી શકીએ. તેઓ કદિ ઉપદેશ આપતા નથી; પરંતુ જ્યારે કદિ જરૂર હોય, ત્યારે મદદ આપવા અને રસ્તો બતાવવાને તેઓ તત્પર રહે છે. તેઓ એવા એક વિશ્વાસપાત્ર મિત્ર છે, જેને બન્ચાન મશ્કરી થવાની કે ઠપકો ખાવાની બીક વિના પોતાના મનની ગુપ્ત વાત બતાવી શકે છે. ખાસ તેનનામાં અત્યંત માનવતા ભરેલી હોવાને લીધે તેઓ હંમેશાં બીજાની નબળાઇ સમજવામાં કચાશ રાખતા નથી.

પિતાજીની પેઠે જવાહરનો ગુસ્સો પણ ઘણો તેજ છે. જ્યારે હું ચૌદ વર્ષની હતી, ત્યારે જવાહરે મને કહ્યું કે તેઓ મને ગણિત શીખવશે. આ જ વિષય એવો હતો જે મને તોબા પોકરાવતો હતો. મને એ વાત ગમી તો નહિ, વળી એ ટાળી શકાય એમ પણ ન હતી. તે દિવસોમાં હું જવાહરથી થોડી ગભરાતી પણ હતી, પરંતુ હું એમ ધારતી ન હતી કે તેઓ મારા પર પણ ગુસ્સે થશે, શરૂઆતમાં કેટલાક પાઠ બહુ સારી પેઠે ગયા તેમજ જવાહરની શીખવવાની રીત પણ મને ખૂબ ગમી ગઇ. જે વિષયનો મને અણગમો હતો તેમાં મને ભારે મજા પડવા લાગી અને હું રોજ એ સમયની રાહ જોતી બેસવા લાગી, જેમાં જવાહર મને શીખવતા હતા. પરંતુ જ્યારે મારામાં થોડોઘણો વિશ્વાસ ઉત્પન્ન થવા લાગ્યો અને જવાહરની બીક પણ મનમાંથી ઓછી થઈ એ સમય દરમિયાન એક દિવસ ગડબડ થઇ. એક દિવસે કોણ જાણે શી વાત હતી કે હું તેમના પાઠ પર ધ્યાન આપી શકી નહોતી અને કોઇ વાત મને યાદ પણ રહી નહોતી. એથી જવાહર ચીડાયા (હું એમને દોષ દેતી નથી) અને તેમને ગુસ્સો ચઢવા લાગ્યો. એમના ગુસ્સાનું પરિણામ એ આવ્યું કે મારું મન સવાલ પરથી એકદમ ઊઠી ગયું અને હું બિલકુલ હેબતાઈ ગઇ. તેઓ મારા પર બગડ્યા અને મોટે સાદે કેટલાક શબ્દો તેમણે મને કહ્યા, જેથી હું વધારે ગભરાઈ ગઇ અને જવા લાગી. હું વિચાર કરતી હતી કે આખરે એક દિવસ પાઠ ભૂલી જઈએ તેથી કંઇ એવો ભારે ગુનો નથી, જેથી ભાઇ સાહેબ આટલા ખીજાઈ ઊઠે. મને બહુ ખોટું લાગ્યું અને હું અકળાઈ પણ ગઇ અને હું જ્યારે મારાં પુસ્તકો ઉપાડી રહી હતી, ત્યારે જે આંસુને હું રોકવા મથતી હતી તે મારી આંખમાંથી દડદડ પડવા લાગ્યાં. જવાહરે મારાં આંસુ જોયાં અને એમનો ગુસ્સો દબાઇ ગયો, હવે જે કંઈ થઇ ગયું તે માટે એમને દિલગીરી થવા લાગી. તેઓ પણ ઊભા થઇ ગયા અને પોતાના હાથ મારા ગળે વીંટાળીને તેમણે મારી માફી માગી. પરંતુ - તેમણે જે કંઇ પણ કહ્યું અથવા કર્યું, એ પછી મારું મન કદાપી જવાહર પાસેથી પાઠ લેવાને તૈયાર ન થયું.

જે લોકો જવાહરને સારી પેઠે નથી જાણતા, તેમનો એવો ખ્યાલ છે કે જવાહરને જીવનમાં રાજનીતિ અને લખવા-વાંચવા સિવાય બીજો કંઇ શોખ નથી. એમાં શંકા નથી કે આ કામોમાં એમનો ઘણો વખત પસાર થઇ જાય છે. પરંતુ એમને બીજી પણ વસ્તુઓનો શોખ છે, અને એમાં તેઓ જેટલો વખત ગાળવા માગે છે તેટલો ગાળી શકતા નથી. તેઓ આમ કરી જ શકતા નથી, રાજનૈતિક કામ પછી જે કંઈ વખત બચી જાય છે, તેને જવાહર વાંચવામાં ગાળે છે. કોઈ કોઇ વાર લખવામાં પણ, પરંતુ લખવાનું કામ તો તેઓ જેલમાં હોય છે ત્યારે કરે છે. તેમને ઘોડા પર સવારી કરવાનું બહુ ગમે છે અને તેઓ બહુ સારા સવાર છે. તરવાનો પણ ભારે શોખ છે, પરંતુ તેમને એની તક ભાગ્યેજ મળે છે. જ્યાંસુધી અમે લોકો એમને બહુ આગ્રહ ન કરીએ ત્યાંસુધી તેઓ સિનેમા કે થિયેટરમાં નથી જતા અને જો ખેલ ખરેખર સારો નીકળી પડે તો તેમાં તેઓ ખૂબ રસ લે છે. જવાહરને ઘણા જ ખુશ જોવા હોય તો તેમને બાળકો સાથે જોવા

જોઈએ. તેમને બાળો પર બહુ વહાલ છે અને બાળકોને પણ તેઓ ખૂબ ગમે છે. ભલે તેઓ કેટલા પણ વ્યસ્ત અથવા થાકેલા કેમ ન હોય, પરંતુ જો કોઈ બાળક એમની પાસે જાય અને એકાદ સવાલ પૂછે તો જવાહર તેને કદિ પણ નારાજ કરશે નહિં, એટલું જ નહિ પણ પોતાનું બીજું બધું કામ બાજુએ મૂકી તે બાળકના સવાલોના જવાબ આપે છે.

આખા દિવસની થકવી નાખે એવી મહેનત પછી જવાહર પોતાનાં નાનાં ભાણેજાં અને બીજાં બાળકો સાથે જ્યારે થોડો સમય પસાર કરે છે, ત્યારે તેમને એ સ્થિતિમાં જોવામાં ભારે મજા પડે છે. તે વખતે એમ લાગે છે કે તેઓ પોતાની બધી ફીકરો અને હેરાનગતિથી મુક્ત થઈ ગયા છે અને બાળકોમાં ભળી જઈને પોતે પણ બાળક બની ગયા છે. તેઓ બાળકો સાથે દોડે છે, રમે છે અને એમની સાથે રમવામાં બાળકો જેટલો રસ લે છે તેટલો જ રસ તેઓ પણ લે છે. આપણામાંથી ઘણાં જણ આમ કરી શકતાં નથી, કારણ કે આપણને આપણી મોટાઈનું બહુ ભાન હોય છે અને આપણે મોટી ઉમરનાં છીએ એ વાત આપણે કદિ વિસરતા નથી. જવાહર આમ કરી શકે છે, કારણ કે તેમનામાં ઘણી સ્નેહાળતા અને માનવતા ભરેલી છે અને નવાઈની વાત તો એ છે કે બાળકો પણ એમની સાથે રમવામાં આનંદ લે છે.

જવાહરમાં એક બહુ ભારે ખૂબી એ છે જે એમનો કેડો કદિ છોડતી નથી. તેઓ ભલે જેલમાં હોય, બહાર હોય, કેટલાયે કામોમાં હોય કે થાકીને લોથપોથ થઈ ગયા હોય, તોયે તેમને જન્મદિન, વાર્ષિકોત્સવ અને એ પ્રકારના બીજા પ્રસંગો બરાબર યાદ રહે છે. આવી નાની નાની બાબતોનો પણ તેઓ આટલો ખ્યાલ રાખતા હોવાને લીધે એમને જાણનારાઓને તેઓ વધારે ગમે છે અને તેમનો પ્રેમ એમના પર બેવડો વધે છે. એક વાર એમ બન્યું કે આપણી તિથિને હિસાબે મારો જન્મદિન ૧૯ મી ઓક્ટોબર ૧૯૩૦ ને દિવસે આવતો હતો. તે દિવસે જવાહર ગિરફતાર થયા અને ગિરફતારીના થોડા સમય પછી એમને એ વાત યાદ આવી કેટલાક દિવસો પછી એમણે મને લખી જણાવ્યું, "હમણાં હમણાં મને એ વાત યાદ આવી કે બ્રિટિશ સરકારે ૧૪૪મી કલમનો અમલ કરી અને એ પછી મને ૧૯મી ઓક્ટોબરે ગિરફતાર કરીને એક ભારે વાતનો ખ્યાલ ન કર્યો, જે એ જ તારીખે બની હતી. તે દિવસે હું મારી વહાલી બહેનને એના જન્મદિને સુન્દર અને રૂપાળું ભેટ મોકલતો હતો તે મોકલી શક્યો નહિ. મારી બાબતમાં આ ગફલત ઘણી જ દિલગીરીની વાત હતી અને આ ગફલતચૂકને હું હવે સુધારી લઉં છું. તેથી હવે પુસ્તકોની કોઈ દુકાન પર જઈને એવાં પુસ્તકો ખરીદજે, જેમાં પ્રાચીન વિદ્વાનોનું જ્ઞાન, મધ્યકાલીન યુગનો વિષાદ, વર્તમાન યુગનો કકળાટ અને ભાવિના ગૌરવની તેજસ્વિતા હોય. એ પુસ્તકો તું ખરીદજે, તેની કિંમત આપજે અને તેને તારા ભૂલકણા ભાઈ તરફથી, જેને પોતાની નાની બહેન હરહંમેશ યાદ આવે છે, જન્મદિનની યાદમાં મોકલાવેલી ભેટ તરીકે માનજે. પછી તે પુસ્તકોને વાંચજે અને તેને વાંચીને સ્વપ્નોથી ભરેલી એવી જાદુઈ નગરી ખડી કરજે, જેમાં મોટા મોટા મહેલો અને ફૂલોથી ભરપૂર બાગ, અને જેમાં ઘણી અજાયબીઓ હોય, જ્યાં બસ સુખનું જ રાજ હોય અને અમારી આ દુ:ખી દુનિયા જે બૂરાઈઓનો શિકાર બની છે તેનો એ શહેરમાં પ્રવેશ પણ બંધ હોય. ત્યારે જિન્દગી આવી જાદુઈ નગરી બનાવવાના અને અમારી આસપાસની કુરૂપતા અને દુ:ખ-દર્દને દૂર કરવાના એક લાંબા અને સુખભર્યા પ્રયત્ન જેવી બનશે."

કેટલાક લોકો એમ પણ માને છે કે જવાહર સ્વાભિમાની અને પોતાનું જ ચલાવનાર વ્યક્તિ છે. એ લોકોને આ વાત ગમતી નથી. કોઈ કોઈ વાર એવું જરૂર માલૂમ પડે છે કે જવાહર એવા જ છે, પરંતુ ખરી વાત તો એમ છે કે તેઓ સ્વાભિમાની અને બીજા પર શાસન કરનારા નથી. અથવા બની શકે તો તેઓ એવા લફરાંથી દૂર જ રહેવાનું વધારે પસંદ કરે છે. મને ખાતરી છે કે જો એમ પણ

શક્યું હોત, તો જવાહરને વધારે માનસિક શાંતિ મળત, પરંતુ એમ થઇ જ ન શક્યું. એમની સ્થિતિ ઘણું કરીને સ્વપ્નદ્રષ્ટાના જેવી છે અને કોઈ વાર જ્યારે તેઓ કામથી થાકીને આરામ કરતા હોય છે, ત્યારે એવું લાગે છે કે તેઓ કોઇ દૂરની વસ્તુને જોઇ રહ્યા છે. એમની આંખો સ્વપ્નથી ઘેરાયેલી બની જાય છે અને એમ લાગે છે કે તેઓ કોઇ બીજી દુનિયામાં જઇ પહોંચ્યા છે. કોઇ કોઈ વાર તેમની આંખોમાં અજબ દુઃખ–દર્દ નજરે પડે છે અને તેમનો જે ચહેરો ત્રેપન વર્ષની ઉમરે પણ જુવાનના જેવો દેખાય છે તે અચાનક વૃદ્ધના જેવો બની જાય છે. જિંદગી જવાહરને માટે સુલભ નથી અને કુરબાનીઓ તેમજ મુસ્કેલીઓએ તેમને ઘેરી લીધા છે. જેમણે આવો માર્ગ ગ્રહણ કર્યો છે તે સૌને આવી મુસીબતો વેઠવી પડી છે.

ઘણું કરીને જવાહર હંમેશાં હસમુખા રહે છે અને એવા દેખાય છે કે તેઓ ઘણા સુખી છે, પરંતુ તેમને ફક્ત દુઃખો જ ઝીલવાં પડયાં છે. જ્યારે એમને એમની જુવાન પત્નીના સ્નેહ અને સંસર્ગની ઘણી જ જરૂર હતી, એવા સમયે એને ગુમાવવી એ ભારે દુઃખની વાત છે. તેમણે પોતાના દુઃખની કોઇને જાણ ન થાય એવી કોશિશ કરી. પોતાના ઉપરનો કાબુ થોડીક ક્ષણો માટે ખોયો અને એ પછી તેઓ પાછા સ્વસ્થ થઇ ગયા. એમના ચહેરા પર ફરીથી તે જ ભાવ દેખાવા લાગ્યા અને એમ જણાતું હતું કે જાણે એમને કોઇપણ જાતનું દુઃખ નથી.

ખૂબ નાની ઉમરમાં જ જવાહર રાજનૈતિક કામો તરફ વળવા લાગ્યા, તે વખતે એમને ખ્યાલ પણ ન હતો કે આગળ જતાં એ જ એમની જિંદગીભરનું કામ બની જશે. એ પછી જે વાતો બનતી ગઇ, તે એમને ધીરે ધીરે એ જ પ્રવાહમાં તાણી ગઇ અને પછી હંમેશને માટે તેઓ એમાં જ સપડાઈ ગયા. પરંતુ જો જવાહરને એમની બધી પાછલી જિંદગી પાછી મળી જાય અને એમને નવે ચીલે કોઇ કામ કરવું પડે તો પણ તેઓ એ પહેલાં જે કર્યું હતું એ જ બધું કરશે. એ બનવા જોગ છે કે કામો કરવાની તેમની રીત કંઇક બદલાઇ જાય; પરંતુ એમણે જે પહેલાં કર્યાં હતાં તે જ બધાં કામો થશે. ઘણા લોકો જવાહરને એ દોષ દે છે કે તેઓ ઘણા જલ્દી છે, સપનાં જોતાં રહે છે, મોટી મોટી વાતો કરે છે અને જે કામ એમની સામે પડયું હોય છે, તેને પૂરું કરતા નથી. આ બધી વાત બરાબર હોય કે ન હોય, પરંતુ એક વાતનો ઇન્કાર કરી શકાય એમ નથી કે જવાહર સપનાં જરૂર જોતા રહે છે. તેઓ ભારે સ્વપ્નદ્રષ્ટા છે. તેઓ આવનારા જમાનાની બાબતમાં ઊંચાં ઊંચાં સ્વપ્નાં જોતા રહે છે અને એવી વાતોનો વિચાર કરે છે, જે તેઓ પોતે તો કદાચ ન કરી શકે; પરંતુ બીજો કોઇ ભવિષ્યમાં કદિ કરી શકશે. એમનાં સ્વપ્નાં વ્યક્તિગત કદિયે હોતાં નથી. તે સમગ્ર હિંદુસ્તાનના ભવિષ્ય સાથે સંકળાયેલાં છે. એવા હિંદુસ્તાનની બાબતમાં, જેની આવનારી મહાનતાની બાબતમાં જવાહરને લગારે શંકા નથી અને જેની સેવામાં જવાહર પોતાના પ્રાણ પણ ઘણી ખુશીથી અર્પણ કરી દેશે.





# દૃષ્ટાંતરુપ સ્વાગત

[ રાષ્ટ્રીયશાળા રાજકોટમા પૂ બાપુના ઉપવાસ સ્થાનની યાત્રાએ શ્રી ચ રાજાજીનુ આગમન થતાં શ્રી. નારણદાસભાઈ ગાંધીએ કરેલુ સ્વાગત ખૂબજ સાદુ છતા ભવ્ય હતુ એમણે કરેલી "ચર્ખામન્ત્રી"ની નમ્ર સૂચના દરેક પ્રધાનો અપનાવી લે તો જ્યા જ્યા તેઓ ફરે ત્યા ત્યાં રેંટિયાનું પવિત્ર વાયુમંડળ પોતાની મેળે જ પેદા થાય.

સસ્થાઓ અને લોકો પણ ઈલાકાના વડા હાકેમો અને પ્રધાનોને આજ પ્રકારનું માનપત્ર આપવાનો ચીલો પાડે અને આપણા નેતાઓ એને અપનાવતા રહે તો રેંટિયો જરૂર જીવંત રહે ]

पूज्य श्री राजाजीकि पवित्र सेवामें,

आप शालामें पधारे हैं, यह प्रसंग हमारे लिये महान् पवित्र प्रसंग है। आपके स्वागतके उपलक्ष्यमें यहाँके कार्यालयमें बना हुआ चर्खा आपको अर्पण करता हूँ। साथ साथ यह प्रार्थना है कि आप इस चर्खेको नियमित चलाकर, पू. बापूने जो विरासत दी है उसको आप कायम रखेंगे। आज चर्खेको जीवत रखनेके लिये आपसे अधिक योग्य कौन है? आप अपनी महान् प्रवृत्तियोंमेंसे पू. बापूकी तरह चर्खेके लिये थोड़ा समय जरूर निकालेंगे और सारे हिन्दके लिये और लोकसग्रहके लिये कातेंगे ऐसी आशा है।

आपसे मेरी नम्र सूचना है कि आप अपने साथ एक "चर्खा मत्री" रखें कि जो खुद नियमित कातकर आपके इर्दगिर्द चर्खेका वायुमंडल बना रखे और जब जब आपको समय मिले, आपके पास तैयार चर्खा रखकर कातनेका आपका नियम सरल बनाए।

आप यदि चाहेंगे तो अपने किसी एक बालकको आपके सुपुर्द करूंगा कि जो "चर्खा मंत्री" का काम बराबर संभाले।

अहिंसाके प्रतीकके तौर पर राजदंडके समान यह चर्खा मैं आपको अर्पण करता हूँ कि जिससे आपके द्वारा पू. बापूके स्मारकके निमित्तमे एक करोड़ कातनेवालोंकि मेरी प्रार्थना सफल बने।

राष्ट्रीयशाला, राजकोट, ता. २१-१० १९४८ } आज्ञाकारी नारणदास खु. गांधी

# અશ્વારોહી જવાહર

શ્રી. કે. ડી. શેઠના

હિંદમાં કૅબિનેટ મિશન આવ્યું ત્યારે તેને મળવા માટે પંડિત જવાહરલાલ નહેરુ ઘોડા પર બેસીને ગયા હતા. તે પહેલાં એકાદ વરસ ઉપર લૉર્ડ વેવલને મળવા માટે પણ તેઓ આ જ રીતે ગયા હતા. ગાંધીજી રિક્ષામાં બેસીને ગયા હતા. મૌલાના અબુલ કલામ આઝાદ પણ રિક્ષામાં ગયા હતા. પરંતુ જવાહરલાલ એક મઝાના છાંટદાર ઘોડા ઉપર સવાર થઈને ગયા હતા. 'ઇન્ડિયન ન્યૂસ પરેડ'માં સિનેમાના પરદા ઉપર મેં જ્યારે આ દૃશ્ય જોયું ત્યારે મને થયું કે જવાહરલાલના આ વર્તનની પાછળ કંઈક રહસ્ય છે ખરું?

જવાહરલાલ ઘોડા ઉપર બેસે છે. એ ક્રિયા શું સૂચવે છે? મને લાગ્યું કે જાણે આપણું પ્રાચીન રાજત્વ પાછું અહીં પ્રગટ થઈ રહ્યું છે. આપણું વીર ક્ષાત્રત્વ વિજયપ્રસ્થાન માંડી રહ્યું છે. કોઈક સાહસિક આત્મા બહાર નીકળી પડ્યો છે, કશીક ભાવનાશીલ સ્વપ્ન સેવી વસ્તુ નિત્ય જીવનની યાંત્રિક જડતાને તથા શુષ્કતાને પોતાના પગ હેઠળ કચડતી આકાશમાં ગતિ કરી રહી છે. અહીં જાણે કે મનુષ્ય-માનવની એ મનોમય ચેતના પશુચેતના ઉપર પોતાનું સંપૂર્ણ પ્રભુત્વ સ્થાપીને વિચરી રહી છે, પશુમાં રહેલી પ્રચંડ અને ઉગ્ર શક્તિને પોતાની દૂરદર્શી અને સંયોજક જીવન પ્રેરણાને સિદ્ધ કરવા માટે જોતરી રહી છે.

જવાહરલાલના અશ્વારોહણનું ખરું રહસ્ય કદાચ આ છેલ્લું જ હશે. જવાહરલાલ નહેરુમાં ભાવના-શીલ, સંસ્કારી અને વિશદ મનોમય ચેતના જ પ્રધાનરૂપે સક્રિય છે. જો કે એનો અર્થ એ નથી કે એમનામાં મનોમય ચેતના સિવાય બીજું કોઈ જ નથી. એમનામાં પ્રાણનું તત્ત્વ પણ ખૂબ આગળ પડતું છે. વેદમાં અશ્વને પ્રાણની આવેગમય પ્રચંડ શક્તિના પ્રતીકરૂપે વર્ણવવામાં આવ્યો છે. પરંતુ એ પ્રાણતત્ત્વ જવાહરલાલમાં સર્વોપરિ નથી. જવાહર-લાલમાં સર્વોપરિતા તો બુદ્ધિની છે, વળી આ બુદ્ધિ કેવળ તત્ત્વજ્ઞાનીના જેવી શુષ્ક અને સૂક્ષ્મ તર્કપ્રધાન જ નથી. એ બુદ્ધિમાં ઉષ્મા છે, દૂરદર્શી કાર્ય-સામર્થ્ય છે, નૈતિક ભાવનાત્મકતા છે. તેમનું ચિત્ત માનવપ્રેમથી ભરેલું છે અને માનવ સંસ્કૃતિને તેઓ રચનાત્મક દૃષ્ટિથી નિહાળે છે.

એમના ચહેરા ઉપર એક નજર નાખો અને તેમની પ્રકૃતિનો ખ્યાલ તમને આવી જશે. તમે જોશો કે એ ચહેરાની રેખાઓ ઘણી સુંદર છે પણ તેમાં સ્થૂલતા નથી. એ રેખાઓમાં ક્યાંય વિલાસ-પ્રિયતા નથી, વિચારશીલતા છે. ભમરમાં રુક્ષતા નથી. તેમાં એકાએક ઝૂકી પડતો ઢાળ પણ નથી. એ બહુ સાંકડી નથી તેમજ વધારે પડતી પહોળી પણ નથી. એ સ્વસ્થ છે, ઘાટીલી છે. બેશક, એમાં હજી આયાસની છાયા રહેલી છે, છતાં એની પાછળના બળમાં સમતોલપણું અને સપ્રમાણતા દેખાઈ આવે છે. આંખો તેજસ્વી છે, તરલ છે, છતાં એ દૂરદૂર જોઈ રહી હોય તેવું પણ લાગે છે. એ જોતાં જાણે એમ લાગે છે કે એ ગમે તેવા ઝડપી નિર્ણયો લે છે ત્યારે પણ એક ઊંડી દૂરંદેશી, એક વિશાળ અને અનેક પાસાંવાળી વિચારદૃષ્ટિ તેમનામાં જાગૃત રહેલી હોય છે. જે વસ્તુઓ સપાટી પર ન દેખાતી હોય, તત્કાલ નજરમાં ન આવી જતી હોય તેઓને પણ તેઓ ઊંડે જઈને જોઈ શકે છે, તેમનો તાગ કાઢી શકે છે.

એ આંખોમાં એક ચમકદાર વિનોદવૃત્તિ પણ દેખાય છે. ભમરની સુરેખ કમાનની અંદર થોડાક નાના નાના અનિયમિત વળાંક છે. એને લીધે આ વિનોદવૃત્તિ સહેજ વધુ પડતી જોરદાર હોય તેવું પણ લાગે પરંતુ એ ઉત્કટતાની સાથે નમ્રતા પણ ભળેલી છે. વળી એ વિનોદવૃત્તિમાં ક્યાંય કટુતા કે દ્વ

નથી. આંખોમાં આત્મપરીક્ષાની શક્તિ પણ દેખાય છે, એ પોતાને જોઈને હસી પણ શકે છે. એ દૃષ્ટિમાં પોતાની ભાવના અને તેની સિદ્ધિ વચ્ચે રહી ગયેલા અંતર અંગે એક વિષાદ પણ દેખાય છે. નાક સીધું છે, પણ શુષ્ક નથી. એક નિશ્ચયાત્મક, વેગીલી, સમજદાર વેધક બુદ્ધિવાળા મનુષ્યનું એ નાક છે એના આકારમાં દૃઢતા છે, એના વળાંકમાં માર્દવ છે. નાજુક છતાં બહુ સાંકડાં નહિ એવાં સંવેદનશીલ નસકોરાં જોતાં એમાં નિર્દયતાનો જરાય ભાસ નથી થતો. એ કદીક ઉઘાડ પડતાં હોય એ સંભવે છે પણ ક્રોધના આવેશમાં આવી એ ધમપછાડા કદી પણ નહિ કરતાં હોય.

મુખ પાતળું નથી, દુર્બળ પણ નથી. એના હોઠ મરાડી છે, થોડાક લાંબા પણ છે, પણ એમાં લેશ પણ લોલુપતા કે ખાઉધરાપણું નથી. તેમ છતાં એમાં જીવનનો આનંદ લેવાની, સુંદર પદાર્થોમાં આસ્વાદ લેવાની શક્તિ ચોખ્ખી દેખાઈ આવે છે. મુખ પર એક પ્રકારની ખાનદાન અને ઉમદા અધાર્મિકતા દેખાય છે પણ તે અધાર્મિકતામાં ઔચિત્યપૂર્ણ મર્યાદા છે. એ વૃત્તિ સાચી દિશામાં પ્રેરાયેલી છે. ચિબુક–દાઢી ઘાટદાર છે, ધરખમ છે. એની પાછળ જાણે શક્તિનો ભંડાર, સહન કરવાની ઘણીઘણી શક્તિ ભરેલી છે. તો પણ એમાં કશું આક્રમણશીલ તત્ત્વ નથી. એવી ચિબુકવાળો મનુષ્ય બીજાઓ ઉપર હુકમ છોડતો નથી, પણ તે માર્ગદર્શન આપી શકે છે, તે ધક્કામુક્કી કરતો નથી પણ શાંતિથી ઊભો રહી બધું જોઈ શકે છે, પચાવી શકે છે.

એ આખા ચહેરા ઉપર એક પ્રેમભાવ અને રસિક સંસ્કારિતા પથરાયેલી છે એટલું જ નહિ, એ ચહેરાની રેખાઓ પાછળ એક ગુપ્ત વસ્તુ પણ દેખાય છે એ ચહેરા ઉપર સર્વત્ર એક સૂક્ષ્મ પ્રકાશ રમતો દેખાય છે. એ પ્રકાશ કોઈ અમુક જ રેખામાં ખુલ્લે ખુલ્લો જણાતો નથી પણ એ બધી રેખાઓની પાછળ એક વ્યાપક વાતાવરણરૂપે રહેલો દેખાય છે. એ વાતાવરણમાં વસે છે એ બધી રેખાઓનો સમગ્ર ભાવ પણ 'વસે છે' એમ કહેવા કરતાં 'રહ્યો છે' એમ કહેવું કદાચ વધારે સાચું હોય. *

* "દક્ષિણા"માંથી

[ અનુસંધાન પૃ. ૨૩૩થી ચાલુ ]

"રડનારાને આંસુ નીરે, સ્વમાન આપ્યું સાચું
હસનારાને હાસ્ય ખમીરે, પ્રમાણ આપ્યું સાચું
પીડિતને તેં પીડ આપી, ને, દુબળા જનને દાતી
પંથે પળનારા થાકયાને, પડાવ આપ્યું સાચું."

અને, કસાયેલો કવિ તો અનુપ્રાસની મદદ લીધા વગર રહે જ કેમ! આ કાવ્યમાં અનુપ્રાસની પ્રધાનતા જ્યાં ત્યાં જડે છે. એક જ દાખલો લઈએ

"ખેડુતને તેં આપી ખુમારી, મજૂરને માનુષતા
અંત્યજને તેં આત્મા આપ્યો, નારીને નીડરતા
ગુલામને તેં ગૌરવ આપ્યું, કૌવત કાયરને
ભારતને તેં ભાગ્ય દીધું છે, સ્વરાજ્ય પંથે પગલા."

અહિંના અનુપ્રાસમાં જેટલી સુભગતા છે, તેટલું જ ઔચિત્ય પણ છે.

મારી લગભગ ખાત્રી છે કે આ કવિતાની અનેક લીટીઓ લોકોની જીભ ઉપર રમશે અને લેખકોના નિબંધોમાં વણાશે. *

* શ્રી. મંગળદાસ જ. ગોરધનદાસ રચિત "વિશ્વજ્યોતિ" માં લખેલ પ્રસ્તાવનામાંથી. પ્રાપ્તિસ્થાન એન. એમ. ઠક્કર એન્ડ કું. ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨.

# ગાંધી માહાત્મ્ય

શ્રી. કાકાસાહેબ કાલેલકર

વર્ષો આવીને જ્યારે "વિશ્વજ્યોતિ" વાંચ્યું ત્યારે એ જોઇને આનંદ થયો કે કવિતા સીધી અને સરળ છે. કોઇ ગદ્યવ્યાખ્યાનના પ્રવાહ જેવો એનો સીધો ઓઘ છે. એક જ વિચારની પુનરુક્તિ કરવામાં પણ વક્તા કવિને સંકોચ નથી. અને અંતે આખી કવિતા છે તો ગાંધી માહાત્મ્ય એટલે આપણા દેશમાં જે વિશાળ માહાત્મ્ય સાહિત્ય છે તેની જ ઉજ્જવળ પરંપરા આમાં સચવાઇ છે.

આ દુનિયામાં જેટલાં સંત પુરુષો, મહાત્માઓ અને પયગંબરો થઈ ચૂક્યાં છે. તેમાં ગાંધીજીનું નામ તો ક્યારનું દાખલ થઇ ચૂક્યું છે, તેમાંએ ગાંધીજીનું વિશેષ ભાગ્ય એ છે કે તેમનું જીવનકાર્ય પૂર્ણ થાય તે પહેલાં જ દુનિયાએ એમને પીછાણ્યા છે, અને, એમની મહત્તા સ્વીકારાઇ ચૂકી છે. આજ સુધીના મહાત્માઓ ને પયગંબરો તેમની હયાતી દરમિયાન પોતાના દેશ અથવા કાળથી બહાર તરત અસર ન પાડી શક્યા. ગાંધીજીનો સંદેશો હિન્દુસ્તાન બહારના અનેક દેશોમાં ક્યારનો પહોંચી ગયો છે. એનો સ્વીકાર હજુ પૂર્ણપણે ક્યાંય થયો નથી, એ ખરું, પણ દુનિયાનો ઉદ્ધાર ગાંધીજીને જ માર્ગે છે એટલું તો સહુ કોઈ સ્વીકારતા થયા છે.

ગાંધીજીના પહેલવહેલા પ્રતિસ્પર્ધિ તે બ્રિટિશ સામ્રાજ્યના ઉત્તમ કોટિના રાજનૈતિક પુરુષ-જનરલ સ્મટ્સ્ છે. એણે તો અનેકવાર કહ્યું છે કે, ગાંધીજીમાં કૂટકપટ નથી, એ દેવતાઇ પુરુષ છે માનવ કોટીને ઊંચે ચડાવનાર છે પણ માણસ જાત હજી નબળી છે. એમને રસ્તે જઈ ન શકે...ઇત્યાદિ.

ઇંગ્લેંડ અમેરિકાના પ્રખ્યાત વિચારકો પણ ગાંધીજીના આદર્શ આગળ અને એમની કાર્યકારી જુઝાર શ્રદ્ધા આગળ શિર નમાવે છે.

ગાંધીજીને મન હારજીત બન્ને સમાન હોય એમાં આશ્ચર્ય નથી, પણ એમના શત્રુઓ પણ એમની જીતથી જેટલા ડરે છે, તેટલા જ બાહ્ય રીતે દેખાતી એમની હારથી પણ ડરે છે; કેમ કે ગાંધીજી પાર્થિવ શક્તિને જોરે લડતા નથી. અને, આત્મા તો સત્યકામ હોઇ, અજેય હોય છે. એટલું તો દાનવો અને અસુરો પણ જાણે છે.

એમ તો ગાંધીજી આ યુગના વિશ્વપુરુષ છે. એમની વિભૂતિ રૂઝવેલ્ટ, ચર્ચિલ કે સ્ટાલિન કરતા જૂદી છે, અને, અનેકગણી મોટી છે. કેમ કે ગાંધીજી ભવિષ્યકાળના દૈવીધર્મના સંસ્થાપક છે. પણ, ગાંધીજી જન્મે ગુજરાતી છે, ગુજરાતી ભાષામાં ઉછર્યા છે તેથી જે ભાવ યશોદાના મનમાં શ્રીકૃષ્ણ પ્રત્યે હતો, તે જ ભાવ ગુર્જરી ગિરાના મનમાં ગાંધીજી પ્રત્યે હોવો બિલકુલ સ્વાભાવિક છે. ગાંધીજીના માહાત્મ્યની ઉત્તુંગતા ધ્યાનમાં આવ્યા છતાં ગુજરાતી ભાષાને ગાંધીજી દુર્ગમ જેવા નથી લાગતા. એ ગમે તેટલા મોટા હોય તોય આખર આપણા જ છે. આપણી ભાષામાં એમનું માહાત્મ્ય વ્યક્ત થવું જોઇએ, એમ દરેક ગુજરાતીને થાય એ સ્વાભાવિક છે. એ જ સ્વાભાવિકતાથી અને આત્મગૌરવથી શ્રી. મંગળદાસભાઇએ આ કવિતા લખી છે. ગાંધીજીની યુદ્ધનીતિ અને કાર્યપદ્ધતિ કવિએ બે જ લીટીમાં આબાદ રીતે વ્યક્ત કરી છે.

"શત્રુની દાનવતા સામે યુદ્ધ કરે એ કારી-
શત્રુની માનવતા સાથે ગાંધી છે સહકારી"

આમાંની બીજી લીટીમાં ગાંધીજીનો આત્મા પૂર્ણપણે પ્રતિબિંબિત થયો છે.

હિન્દુસ્તાન ઉપર ગાંધીયુગ દરમિયાન જે અસર થઇ છે તે નીચેની ચાર લીટીમાં કવિએ સ્પષ્ટ વ્યક્ત કરી છે.

[ અનુસંધાન પૃ. ૨૩૨મે ]




[જગતના અવતારી પુરુષોની ધર્મવાણી આપણે દરેક ધર્મના પવિત્ર ગ્રંથોમાથી સાભળતા આવ્યા છીએ એ હજારો વર્ષ પૂર્વે ઉચ્ચારેલી દિવ્ય અને મધુર વાણી હજુ પણ કેટલી પ્રેરણાત્મક છે! એ ધર્મવાણી 'સૂકિતસુધા'ને નામે દર અકમા પ્રસિધ્ધ થશે]

## ૧. લક્ષ્મી

હે મુનિ! આ લક્ષ્મી જુઓ! સસારમા તેને બહુ સુખનુ કારણ માની ઉત્તમ કહેવામા આવે છે પરતુ મને તો તે નર્યા અનર્થો આપનારી જણાય છે દીવાની જ્યોતની જેમ, તે પણ બહારથી તેજસ્વી દેખાવા છતા, સ્પર્શમાત્રથી પરમ દાહ ઉત્પન્ન કરે છે, તથા તેની જ પેઠે કાજળરૂપ વિનાશથી ભરેલી હોય છે અભાગણી સ્ત્રી જેમ અગારામા પગ પડવાથી દાઝી જઈને, એક ઠેકાણે પગ માડીને ઊભી ન રહેતા, આમ તેમ દોડાદોડ કરી મૂકે છે, તેમ લક્ષ્મી પણ હમેશા ફર્યા કરે છે તેને પ્રસન્ન કરવી મુશ્કેલ છે, તથા ગુણઅવગુણનો વિચાર કર્યા વિના તે ગમે તેના ઉપર સ્નેહ કરે છે જે કર્મોને પરિણામે લોભ, હિસા, અસત્ય આદિ દોષોનો વિસ્તાર થાય તેવા યુદ્ધ, દ્યૂત, વાણિજ્યાદિ કર્મો વડે જ તે વધે છે, યજ્ઞ દાનાદિ શુભ કૃત્યો વડે નહી સર્વથા, વિષલતા ઉછેરીને જેમ આપણે આપણા મોતનુ સાધન જ ઊભુ કરીએ છીએ, તેમ મહાકષ્ટે સાપડેલી અને રક્ષેલી લક્ષ્મી આપણા વિનાશનુ જ સાધન થઈ પડે છે

હે મુનિ! આ જગતમા શ્રીમાન છતા નિંદાને અપાત્ર, શૂર છતા બડાઈખોર નહી, તથા સમર્થ છતા સમદષ્ટિવાળો—એવા ત્રણ પુરુષો મળવા દુર્લભ છે લક્ષ્મી દુખરૂપી સર્પને રહેવાની ગહન તથા વિષમ ગુફા છે. મોહરૂપી હાથીને વિહરવા માટે વિધ્યાચળની તળેટી છે, સત્કાર્યરૂપી કમળને બિડાવી દેનાર રાત્રી છે, દુખરૂપી કુમુદોને ખીલવનાર ચદ્રિકા છે, તથા સુદષ્ટિરૂપી દીવાને બુઝાવનાર આધી છે વળી તે, ભય, ક્ષતિ, વિષાદ, વિકલ્પ, ખેદ, ભય વગેરેને વધારનારી છે અઝવાના પાણી કરતા પણ તે વધુ ઠગારી છે, તરવારની ધાર કરતા પણ વધુ તીક્ષ્ણ છે, અને તીક્ષ્ણ હૃદયવાળાઓને જ આશ્રયે રહેનારી છે પારકાનુ ધન હરીને સમૃદ્ધ થનારી, તથા અતરમા અનેક દુષ્ટ ચિંતાઓ છુપાવનારી એ અમગળ લક્ષ્મી વડે નર્યા દુખ સિવાય બીજુ કાઈ સુખ પ્રાપ્ત થતુ હોય એમ હુ જોતો નથી વળી લક્ષ્મીવાળાની લક્ષ્મી દરિદ્રતા વડે વારવાર દૂર થતી જોવા છતા, લોકો તેને ફરી ફરીને વળગે છે, એ ? વાત છે! —'શ્રી યોગવાસિષ્ઠ'

# ગાંધી માહાત્મ્ય

## શ્રી. કાકાસાહેબ કાલેલકર

વર્ધા આવીને જ્યારે "વિશ્વજ્યોતિ" વાંચ્યું ત્યારે એ જોઇને આનંદ થયો કે કવિતા સીધી અને સરળ છે. કોઇ ગદ્યવ્યાખ્યાનના પ્રવાહ જેવો એનો સીધો બોધ છે. એક જ વિચારની પુનરુક્તિ કરવામાં પણ વકતા કવિને સંકોચ નથી. અને અંતે આખી કવિતા છે તો ગાંધી માહાત્મ્ય એટલે આપણા દેશમાં જે વિશાળ માહાત્મ્ય સાહિત્ય છે તેની જ ઉજ્જવળ પરંપરા આમાં સચવાઇ છે.

આ દુનિયામાં જેટલાં સંત પુરુષો, મહાત્માઓ અને પયગંબરો થઈ ચૂક્યાં છે. તેમાં ગાંધીજીનું નામ તો ક્યારનું દાખલ થઇ ચૂક્યું છે, તેમાએ ગાંધીજીનું વિશેષ ભાગ્ય એ છે કે તેમનું જીવનકાર્ય પૂર્ણ થાય તે પહેલાં જ દુનિયાએ એમને પીછાણ્યા છે, અને, એમની મહત્તા સ્વીકારાઇ ચૂકી છે. આજ સુધીના મહાત્માઓ ને પયગંબરો તેમની હયાતી દરમિયાન પોતાના દેશ અથવા કાળથી બહાર તરત અસર ન પાડી શક્યા. ગાંધીજીનો સંદેશો હિન્દુસ્તાન બહારના અનેક દેશોમાં ક્યારનો પહોંચી ગયો છે. એનો સ્વીકાર હજી પૂર્ણપણે ક્યાંય થયો નથી, એ ખરું, પણ દુનિયાનો ઉદ્ધાર ગાંધીજીને જ માર્ગે છે એટલું તો સહુ કોઈ સ્વીકારતા થયા છે.

ગાંધીજીના પહેલવહેલા પ્રતિસ્પર્ધિ તે બ્રિટિશ સામ્રાજ્યના ઉત્તમ કોટિના રાજનૈતિક પુરુષ–જનરલ સ્મટ્સ્ છે. એણે તો અનેકવાર કહ્યું છે કે, ગાંધીજીમાં કૂટકપટ નથી, એ દેવતાઇ પુરુષ છે માનવ કોટીને ઊંચે ચડાવનાર છે પણ માણસ જાત હજી નબળી છે. એમને રસ્તે જઈ ન શકે...ઇત્યાદિ.

ઇંગ્લેંડ અમેરિકાના પ્રખ્યાત વિચારકો પણ ગાંધીજીના આદર્શ આગળ અને એમની કાર્યકારી ઝુંબેશ શ્રદ્ધા આગળ શિર નમાવે છે.

ગાંધીજીને મન હારજીત બન્ને સમાન હોય એમાં આશ્ચર્ય નથી, પણ એમના શત્રુઓ પણ એમની જીતથી જેટલાં ડરે છે, તેટલાં જ બાહ્ય રીતે દેખાતી એમની હારથી પણ ડરે છે; કેમ કે ગાંધીજી પાર્થિવ શકિતને જોરે લડતાં નથી. અને, આત્મા તો સત્યકામ હોઇ, અજેય હોય છે. એટલુ તો દાનવો અને અસુરો પણ જાણે છે.

એમ તો ગાંધીજી આ યુગના વિશ્વપુરુષ છે. એમની વિભૂતિ રૂઝવેલ્ટ, ચર્ચિલ કે સ્ટાલિન કરતા જુદી છે, અને, અનેકગણી મોટી છે. કેમ કે ગાંધીજી ભવિષ્યકાળના દૈવીધર્મના સંસ્થાપક છે. પણ, ગાંધીજી જન્મે ગુજરાતી છે, ગુજરાતી ભાષામાં ઉછર્યા છે તેથી જે ભાવ યશોદાના મનમાં શ્રીકૃષ્ણ પ્રત્યે હતો, તે જ ભાવ ગુર્જરી ગિરાના મનમાં ગાંધીજી પ્રત્યે હોવો બિલકુલ સ્વાભાવિક છે. ગાંધીજીના માહાત્મ્યની ઉત્તુંગતા ધ્યાનમાં આવ્યા છતાં ગુજરાતી ભાષાને ગાંધીજી દુર્ગમ જેવા નથી લાગતા. એ ગમે તેટલા મોટા હોય તોય આખર આપણા જ છે. આપણી ભાષામાં એમનું માહાત્મ્ય વ્યકત થવું જોઇએ, એમ દરેક ગુજરાતીને થાય એ સ્વાભાવિક છે. એ જ સ્વાભાવિકતાથી અને આત્મગૌરવથી શ્રી. મંગળદાસભાઇએ આ કવિતા લખી છે. ગાંધીજીની યુદ્ધનીતિ અને કાર્યપદ્ધતિ કવિએ બે જ લીટીમાં આબાદ રીતે વ્યકત કરી છે.

"શત્રુની દાનવતા સામે યુદ્ધ કરે એ કારી
શત્રુની માનવતા સાથે ગાંધી છે સહકારી"

આમાંની બીજી લીટીમાં ગાંધીજીનો આત્મા પૂર્ણપણે પ્રતિબિંબિત થયો છે.

હિન્દુસ્તાન ઉપર ગાંધીયુગ દરમિયાન જે અસર થઇ છે તે નીચેની ચાર લીટીમાં કવિએ સ્પષ્ટ વ્યકત કરી છે.

[ અનુસંધાન પૃ. ૨૩૨મે ]




[જગતના અવતારી પુરુષોની ધર્મવાણી આપણે દરેક ધર્મના પવિત્ર ગ્રંથોમાંથી સાંભળતા આ છીએ એ હજારો વર્ષ પૂર્વે ઉચ્ચારેલી દિવ્ય અને મધુર વાણી હજુ પણ કેટલી પ્રેરક છે? એ ધર્મવાણી 'સૂક્તિસુધા'ને નામે દર અંકમાં પ્રસિદ્ધ થશે]

## ૧. લક્ષ્મી

હે મુનિ! આ લક્ષ્મી જુઓ! સંસારમાં બહુ સુખનું કારણ માની ઉત્તમ કહેવામાં ે છે પરંતુ મને તો તે નર્યા અનર્થો આપ ી જણાય છે દીવાની જ્યોતની જેમ, તે બહારથી તેજસ્વી દેખાવા છતાં, સ્પર્શ ાથી પરમ દાહ ઉત્પન્ન કરે છે, તથા તેની જ કાજળરૂપ વિનાશથી ભરેલી હોય છે અભા ી સ્ત્રી જેમ અંગારામાં પગ પડવાથી દાઝી ને, એક ઠેકાણે પગ માંડીને ઊભી ન રહેતાં, મ તેમ દોડાદોડ કરી મૂકે છે, તેમ લક્ષ્મી પણ ેશ કર્યા કરે છે તેને પ્રસન્ન કરી મુશ્કેલ છે, ગુણઅવગુણનો વિચાર કર્યા વિના તે ગમે ા ઉપર સ્નેહ કરે છે જે કર્મોને પરિણામે લોભ, સા, અસત્ય આદિ દોષોનો વિસ્તાર થાય તેવા , દ્યૂત, વાણિજ્યાદિ કર્મો વડે જ તે વધે છે, યજ્ઞ ાદિ શુભ કૃત્યો વડે નહીં સર્વથા, વિપ્લતા રીતે જેમ આપણે આપણા મોતનું સાધન જ કરીએ છીએ, તેમ મહાકષ્ટે સાપડેલી ે સેવેલી લક્ષ્મી આપણા વિનાશનું જ ધન થઈ પડે છે

હે મુનિ! આ જગતમાં શ્રીમાન છતાં નિંદાને અપાત્ર, શૂર છતાં બડાઈખોર નહીં, તથા સમર્થ છતાં સમદૃષ્ટિવાળો—એવા ત્રણ પુરુષો મળવા દુર્લભ છે લક્ષ્મી દુ ખરૂપી સર્પને રહેવાની ગહન તથા વિષમ ગુફા છે, મોહરૂપી હાથીને વિહરવા માટે વિંધ્યાચળની તળેટી છે, સત્કાર્યરૂપી કમળને બિડાવી દેનાર રાત્રી છે, દુ ખરૂપી કુમુદોને ખીલવનાર ચંદ્રિકા છે, તથા સુદૃષ્ટિરૂપી દીવાને બુઝાવનાર આંધી છે વળી તે, ભય, ભ્રાંતિ, વિષાદ, વિકલ્પ, ખેદ ભય વગેરેને વધારનારી છે ઝંઝાના પાણી કરતાં પણ તે વધુ ઠગારી છે, તરવારની ધાર કરતાં પણ વધુ તીક્ષ્ણ છે, અને તીક્ષ્ણ હૃદયવાળાઓને જ આશ્રયે રહેનારી છે પારકાનું ધન હરીને સમૃદ્ધથનારી, તથા અંતરમાં અનેક દુષ્ટ ચિંતાઓ છુપાવનારી એ અમંગળ લક્ષ્મી વડે નર્યા દુ ખ સિવાય બીજું કાંઈ સુખ પ્રાપ્ત થતું હોય એમ હું જોતો નથી વળી લક્ષ્મીવાળાની લક્ષ્મી દરિદ્રતા વડે વારંવાર દૂર થતી જોવા છતાં, લોકો તેને ફરી ફરીને વળગે છે એ નવાઈની વાત છે! —'શ્રી યોગ.

Reg. No. 5255

# એકાદશ વ્રત

## ૨. અહિંસા

( પ્રાણીઓનો વધ ન કરવો એટલું જ આ વ્રતના પાલનને સારુ બસ નથી. અહિંસા એટલે સૂક્ષ્મ જંતુઓથી માંડીને મનુષ્ય સુધી બધા જીવો પ્રત્યે સમભાવ. એ વ્રતોનો પાલક ઘોર અન્યાય




કરનાર પ્રત્યે પણ ક્રોધ ન કરે, પણ તેના ઉપર પ્રેમભાવ રાખે, તેનું હિત ઇચ્છે ને કરે. પણ પ્રેમ કરતો છતો અન્યાયીના અન્યાયને વશ ન થાય, અન્યાયનો વિરોધ કરે ને તેમ કરતાં જે કષ્ટ આપે તે ધીરજપૂર્વક અને અન્યાયીનો દ્વેષ કર્યા વિના સહન કરે —ગાંધીજી



# બાપુનાં પ્રિય ભજનો.

જિસને અપની ખુદી ગંવાઈ,
ઉસને જાની સચ્ચી ખુદાઈ.
ખુદા નહિં દૂર બાદલોં મેં
વોહ તો તેરે પાસ બગલમેં.
વે હુ તો તેરા અપના હમ સાયા,
બાહિરમેં ઔર ભીતર ભી.
ખુદા નહિં મંદિર મસજિદમેં,
વોહ તો દર્દિ કે દુઃખ દર્દમેં.
ઉસ દુઃખ દર્દ કો દૂર કરના,
ઉસમેં ખુદા બસત હૈ ભાઈ.

જેને પોતનો સ્વાર્થ ખોયો છે; તેણે જ પ્રભુને સાચી રીતે ઓળખ્યો છે.

પ્રભુ દૂર વાદળોમાં નથી વસ્તો, તે તો તારા પડખામાં છે. તારો અંદર અને બહારનો પડોશી છે.

પ્રભુ મંદિર અથવા મસજિદમાં નથી, તે તો દુઃખીના દર્દમાં છે. તે દર્દ દુઃખને દૂર કરવામાં જ પ્રભુ છે.



# સર્વોત્તમ પુરુષ ગાંધી

કિશોરલાલ ઘ. મશરૂવાળા

[ શ્રી ઈંદુવદન દેસાઈ નામે એક સજ્જને ગાંધીજીની રામ કૃષ્ણ ઈશુ વગેરે પ્રાચીન મહાપુરુષોના જીવન સાથે તુલના કરી તે બધા કરતા ગાંધીજીની શ્રેષ્ઠતા બતાવનારો અને તેમને આજ સુધીના અવતારો કરતા વધારે પૂર્ણ અવતાર સૂચિત કરનારો લેખ લખી, શ્રી કિશોરલાલભાઈના અભિપ્રાયાર્થે મોકલી આપ્યો હતો. જાણીતી વાત છે કે કિશોરલાલભાઈ હિંદુઓ જે રીતે અવતારમા માને છે, કે મુસલમાનો પેગમ્બરમા અથવા ખ્રિસ્તીઓ ઈશ્વર પુત્રમા માને છે તેમા માનતા નથી. પાછલા જમાનાના મહાપુરુષો કરતા ગાંધીજી વધારે ઊંચા ચડેલા પુરુષ હતા એમ કહેવામા આવે તો તેમા એમને વાંધો નથી, બલ્કે એમ જ હોવુ જોઈએ એમ પણ તેઓ કહે છે. સમૂળી ક્રાંતિમા એમણે નીચે પ્રમાણે પ્રતિપાદન કર્યું છે

માનો પરમાત્મા એક કેવળ
ન માનો દેવ–દેવતા–પ્રતિમા સકળ
ન માનો કોઈ અવતાર–ગુરુ–પયગંબર
માનો જ્ઞાની–વિવેકદર્શી કેવળ સર્વે સદ્‌ગુરુ–બુદ્ધ–તીર્થંકર,
ન કો સર્વજ્ઞ–અસ્ખલનશીલ ને ઊંચા રહબર. ’

શ્રી ઈંદુવદન દેસાઈને આપેલા જવાબમા આ જ વિચાર એમણે ટૂંકામા નીચે મુજબ આપ્યો છે, તે શ્રી દેસાઈ તરફથી મળેલો હોઈ નીચે આપ્યો છે ]

“ ગાંધી સર્વે જૂના અવતારો કરતા મોટો અવતાર છે એમ કહેવું, તેના કરતા ‘અવતારવાદ’ જ ભૂલ ભરેલો છે. રામ, કૃષ્ણ, ઈશુ વગેરે સૌ માનવો જ હતા, અને પોત પોતાના જમાનામા શ્રેષ્ઠ પુરુષો હતા એમ કહેવુ વધારે સારું. પાછળના પોતાની પરિસ્થિતિમા શ્રેષ્ઠ ઠર્યા અને તે મુજબ પ્રસિદ્ધ થયા. ગાંધીજી આજની પરિસ્થિતિમા.

જો માનવજાતિ પ્રગતિશીલ જ હોય, તો તેની દરેક સર્વોત્તમ પુરુષ પાછળના સર્વોત્તમ પુરુષો કરતા ચઢિયાતો થવો જ જોઈએ. હવે પછીનો મહાત્મા પુરુષ બાપુ કરતા ચઢિયાતો થાય તો જ માનવજાતિ આગળ વધી ગણાય.




[બાળકોના સહવાસમાં બાપુ જે આનંદ મેળવી શકતા હતા તેવો ભાગ્યે જ બીજા કોઈના સહવાસમાં મેળવતા. યરવડા જેલમાં હતા ત્યારે પણ દર અઠવાડિયે એકવાર આશ્રમના તેમનાં 'વહાલાં પંખીડાં'ને તેઓ અચૂક કાગળ લખતા ત્યાં બેઠા બેઠા પણ ઝીણી ઝીણી વસ્તુઓ પર પત્રો દ્વારા ધ્યાન ખેંચે. બીજા બાળકોને પણ એમાંથી બોધપાઠ મળશે એમ ધારી દર અંકમાં આ અપ્રગટ પત્રો ક્રમશઃ પ્રસિદ્ધ કરશું.]

## બાળકોને બાપુના પત્રો

[આશ્રમની એક બાળાએ પૂછેલા પ્રશ્નના જવાબમાં બાપુ લખે છે.....]

ચિ. ......

તારા પ્રશ્નો કેવા સરસ છે? જેને મરવું જ છે તે તો હમેશાં મરી શકે છે, જીભ કરડીને, ગળાનો કાકડો દાબીને, કોઈ બાંધી લેય તો બંધન તોડતાં હાડકાં ભાંગીને અને ભારે મતિ સ્ત્રી પોતાની કલ્પના માત્રથી મૃત્યુ આણી શકે છે. આ આપઘાત તો કહેવાય પણ કેટલાક પ્રસંગે આપઘાત એ ધર્મ થઈ પડે છે સ્ત્રી ઉપર કોઈ રાક્ષસ બળાત્કાર કરવા આવે ત્યારે તે પ્રસંગ આપઘાતનો છે જો બીજો કોઈ યોગ્ય ઉપાય ન હોય તો.

મંત્રીપદ ટકાવશે એમ માનું છું. કેમકે તારામાં સત્ય છે ને આગ્રહ છે.

વિદ્યાર્થી મારથી શરમાઈને ઝગડશે નહિ એમ નહિ પણ તેને પોતાની ભૂલની જ શરમ આવશે ને તેથી નહિ ઝગડે. મારથી તો કોઈએ શરમાવાનું હોય જ નહિ.

તારું શરીર લોઢા જેવું કઠણ કરી મૂક.

* * *

આશ્રમમાં કોઈની ઉપર એકાએક અવિશ્વાસ આવવો ન જોઈએ પણ આવે ત્યારેય તેનો તિરસ્કાર ન કરાય. તેના પ્રત્યે પ્રેમથી વર્તી અવિશ્વાસનું કારણ દૂર કરવું જોઈએ. તિરસ્કારથી અહિંસાનો ભંગ થાય છે.

બાપુના આશીર્વાદ






મુરલી ઠાકુર

હે રામ—

આ શબ્દ—હે રામ! ઘણે મોઢે, અને ઘણે ઠેકાણે સાંભળ્યો છે. ક્યાંક એના સ્વરે કરુણતાનો અનુભવ કરાવ્યો છે, ક્યાંક એના રણકારે ભક્તિની ભાવના જગાડી છે, ક્યાંક એના માધુર્યે પ્રસન્નતાનો અનુભવ કરાવ્યો છે, ક્યાંક એના ઘોરથી ભયાનકતાનો સાક્ષાત્કાર થતો હોય તેવો આઘાત અનુભવાય છે. ક્યાંક એના મંદધ્વનિમાં વૃદ્ધત્વ, ક્યાંક એના ઊંચા પડકારમાં સાવધાનીની લાગણી દેખાય છે. આજ મને એના શબ્દ થડકારથી કૈંક લાગણીઓ ઉદ્ભવે છે.

મારી અટારીની કોર ને સામે રસ્તાની નાની શી કોર—મારી બે આંખો ને બે કાન! આંખો બે માનવી દેહને જુએ છે. કાન એ શબ્દ સાંભળે છે. બે માનવી: એક છે વૃદ્ધ, બીજી કુમળી બાળા. એ શબ્દ છે હે રામ! અને મારાં સર્વ ગાત્ર શિથિલ થાય છે, વિચાર વમળો ઊઠે છે—શાના?

રસ્તાની કોરે હે રામ! કહી—વૃદ્ધ બેસી જાય છે. લાકડાનો રંદો મારી બનાવેલો કાટખૂણો—વૃદ્ધનું શરીર એનું સ્મરણ કરાવે છે. વૃદ્ધનું શરીર વૃદ્ધાવસ્થાના રંદાએ કાટખૂણો બનાવ્યું છે. લાકડાનો સળંગ ને સુંદર લાગતો એ કાટખૂણો ક્યાં ને આ વૃદ્ધ શરીરનો કાટખૂણો—નિર્બળ ને નિસ્તેજ!

સામે ઊભી છે નાની માંડ આઠેક વર્ષની કુમળી બાળા! અંગ ઉઘાડું—ઢંગ અસ્તવ્યસ્ત—વૃદ્ધની લાકડી સંભાળતી. વૃદ્ધને શું થાય છે બાળા શું સમજે! બાળાને શું થાય છે? વૃદ્ધ શું કહે? મને શું થાય છે એ તો કોણ કહેશે જ!

વૃદ્ધના મોઢેથી ફરી 'હે રામ' નીકળે છે ને જાણે એ રામનામની લાકડીએ કાટખૂણે વળેલું શરીર ઊંચકી વૃદ્ધ ચાલવા માંડે છે. બાળા હાથમાં લાકડી દે છે. એક છેડે વૃદ્ધ પકડે છે, બીજો પકડે છે એ બાળા. લાકડી વૃદ્ધ-નિર્બળ-જર્જરિત શરીરને ટેકો આપે છે. લાકડીને ટેકો આપે છે બાળા. એક દિશાથી લાકડી શોભે છે, બીજી બાજુથી ધ્રુજે છે. જીવનની બે સ્થિતિને સાથે મારી આંખ સમક્ષ મૂકતી એ લાકડી ને જીવન સમક્ષ આરસી ધરતા પેલા બે શબ્દો! 'હે રામ'—હે રામ—એ જ લાકડી છે કે લાકડી જ 'હે રામ' છે.

મારી આંખની કીકીમાં લાકડી વસે છે, બાળા વસે છે, વૃદ્ધ વસે છે. મનમાં વસે છે પેલા બે શબ્દો—હે રામ.

આ ચિત્ર જોઈ હું અગાશીમાં અટવાઉં છું. આ ચિત્ર જોઈ હું શું શું સ્વપ્નું છું! શી શી કાતરોમાં ભમું છું!

પણ આ કોણ? વૃદ્ધ કોણ ને બાળા કોણ? રોજ સવારે બાળા—વૃદ્ધને દોરી રાજમાર્ગ પર મૂકી આવે છે. રોજ સાંજે એ જ પાછી ઘેર દોરી આવે છે. બંને વેળા એ મારા કુતૂહલના ચિત્રો ગૂંથતી જાય છે. મનભર તર્કવિતર્કની માળાઓ મારે મણકા મૂકતી જાય છે.

દિન પ્રતિદિન આ ચિત્ર મને અકળાવે છે. જોતાં જ થાય છે ઊઠીને બાળાના કુમળા ગાલે બે ટાપલી મારું. જોતાં જ થાય છે વૃદ્ધને કમરથી પીઠથી પકડી સીધા ઊભા કરી દઉં? કુદરતના

બેય સર્જનો—કુદરતને ખોળે છે—હું જ માત્ર પથ્થરોની અટારીને આશરે બેઠો છું

ચિત્ત મગજને ભરે છે—માનવી જન્મ્યો એ દિવસ સુધી ભૂતકાળમાં ડોક લંબાવી જોવા પ્રયત્ન કરું છું

પ્રકૃતિ હતી. પ્રાણીઓ હતા લીલી કુદરતની વાડી હતી એમાં માનવી હતો—મન માનતો વિકાસ ને વિનાસ કરતો કદાચ—

આજ આટઆટલા વર્ષે માનવી ક્યાં છે? ડામરના રસ્તા પર ડામર જેવીજ શિથિલતા ને કાળાશ આસપાસ ઊભી કરતો.

એક વેળા મનની મહેનાતો હતી, કુદરતનો વૈભવ હતો, શાંતિની સંપત્તિ હતી—શ્રદ્ધાની મૂડી હતી

આજ—માયાની મ્હેનાતો છે—અકુદરતી વિનાસ છે—અશાન્તિના સ્મશાન છે—અશ્રદ્ધાની ઊંડી ખાણો છે—ને મૂડી નહી—મૂડીમાં મોટુ પ્રશ્નાર્થ છે ?—?—

ધરતીને ખોળે ફૂલ ખીલ્યું—સાગરને હૈયે તરંગ ઊછળ્યા—વાતાવરણમાં વાયુ લ્હેરકો સરિતાઓમાં મીઠી ઊર્મિઓ ઊઠી—પહાડોમાં મોરલા ટહૂક્યા—વનજંગલોમાં હરણાં નાચ્યા—ખેતરોમાં પશુધન પ્રફુલ્યા—ક્ષિતિજમાં સૂર્ય ચંદ્રના તેજ ઢોળાયા—રાત્રીએ તારલા હસ્યા—ને માનવીની દુનિયામાં પ્રશ્નાર્થ—એક વિરાટ 'પ્રશ્નાર્થ' ઊભો થતો ગયો—દુ:ખ, નિશ્વાસ, દર્દ, કડવાશ વૃદ્ધત્વ, ગરીબીનો !

છતાં આ તર્કવિતર્ક જગાડનાર વૃદ્ધ શરીર સાથે બાળાનું આગમન છે—હૃદયમાં ઊગતાં અગમ્ય સંવેદનોની કંપારી, અમૂંઝણ ને એ બાળાનો નિર્દોષ દેહ ને સારલ્ય હૃદયની સાથે ખુમારી—ધોઈ ધોઈ—સ્વચ્છ ને નિર્દોષ બનાવે છે—ને પેલા વૃદ્ધના ઉચ્છ્વાસે નીકળતા 'હે રામ'—શબ્દો સંસારના સર્વ કેફયુક્ત મનના મર્મ મેલ ઊકેલ ધોઈ જાય છે

એ વૃદ્ધને બાળાને જોઈજોઈ હું પાવન થઉં છું પેલા કરતારની કૃતિઓની ખુમી ઉપર—એના અટપટા રાહ ઉપર એની અનન્ય લીલા ઉપર ફિદા

વિમાસી રહું છું જગતની સર્વ વિસંવાદિતા ને કલ્પનાની સંવાદિતા સર્વ એ શબ્દોચ્ચારમાં ભૂલી—સાવધાન બની જાઉં છું શેના માટે—શા માટે ? કેટલી ઘડિ—એ જ એ પ્રશ્ન છે—હે રામ !'

* * *

વૃદ્ધને દોરતી એ બાળા મને જોઈ ન શકે એ રીતે હું એમની પાછળ પાછળ જાઉં છું ને કે રાજમાર્ગના ખૂણે એ બાળા ઊભી રહે છે. વૃદ્ધ 'હે રામ ! કરતા બેસી જાય છે—બાળા ક્યાંક ચાલી જાય છે—યૌવન જરાને મૂકી જાય છે એમ કોઈ નીકળે છે—વૃદ્ધ પગરવ સાંભળી—જાણે એ માનવી ને સંભળાવવા બોલતા હોય એમ બોલે છે 'હે રામ'—માનવીની ગતિ અટકતી નથી—એ ચાલ્યો જાય છે—વૃદ્ધનો 'હે રામ' માત્ર રામે જ સાંભળ્યો જાણે—વૃદ્ધ જરા અસ્વસ્થ થઈ ફરી બોલે છે 'હે રામ' બન્ને વેળાના બન્ને શબ્દો—એકની પાછળ ઉત્સુકતા હતી, આશા હતી, બીજાની પાછળ નિરાશા હતી નિષ્પ્રાણતા હતી—'દૈવ જે કરે તે ખરૂં ?' એમ કહી જતી.

'હે રામ'—જેવા શબ્દોના ઉચ્ચારણ પછી નૈરાશ્ય અનુભવતા વૃદ્ધને હું જોઈ શકતો નથી—એના સ્વરમાં રહેલી ઉત્સુકતા ને આશા જગાવવા જાણે હું એની પાસેથી ચાલવાનો ઢોંગ કરું છું—ફરીથી વૃદ્ધ—એજ આશાથી એજ ઉત્સુકતાથી—'હે રામ' બોલે છે—ઘડિ હું થોભું છું—ઘડિ વૃદ્ધના મો પર એ આશા ને એ ઉત્સુકતાની રેખાઓ થોભે છે—કોની વાટ જોતી—ક્યાં નૈરાશ્યની ભય પ્રતીક્ષા કરતી—ના—મારાથી એ નહીં થય—હું બાજુ પરથી પસાર થઈ વૃદ્ધના જીર્ણ હાથમાં ધ્રુજતા જીર્ણ પાત્રમાં એક સિક્કો નાખું છું—સિક્કાના રણકારે વૃદ્ધથી સહજ બોલઈ જવાય છે 'હે રામ !'—ને હું ય એક સહજતાથી બોલું છું 'હે રામ'—વૃદ્ધ હસે છે હું ય હસું છું 'હે રામ'ની અનાથ ધ્વનિ પર—

આ વિચિત્રતા નિહાળી હું જરા ચકિત થઈ જાઉં છું કોક બીજું નીકળે છે—વૃદ્ધ ફરી 'હે રામ' બોલે છે ફરી એ અનુભવ ! હું ફરી એજ નાટક

રહું છું—માત્ર 'હે રામ' શબ્દ સાંભળવા આમ દસ બાર વાર મેં સિક્કા નાખ્યા—દસ બાર વાર 'હે રામ' શબ્દની પાછળના ધ્વનિ સાંભળ્યા—ચિત્ત-માં સ્વર સંસ્થાપ્યા—ને એકાએક મારાથી 'હે રામ' બોલાઈ જવાય છે. વૃદ્ધના કાન સરવા થાય છે—કોણ ભાઈ!—

'હું કાકા'—

'કોણ છો ભાઈ!'

'વટેમાર્ગુ કાકા'

'હે રામ!' વૃદ્ધ ફરી બોલે છે—

'હે રામ!' ફરી પાછો સિક્કો નાખી હું પસાર થઈ જાઉં છું—

• • •

સંધ્યાની નમતી પાળી આવે છે—'હે રામ'ના શબ્દ આગળ-પાછળ ફેંકાતા આવે છે—કોણ, કોને આમ સંબોધે છે—શબ્દની સ્તબ્ધ આંખો પણ જાણે મારા જ જેવા વિચાર કરતી હોય એમ સ્થિર છે—

—અને મને સ્મરણ થાય છે—હું આવા કોક શબ્દ સાથે સ્મશાને ગયો હતો— મેં આવા શબ્દોચ્ચારો સાંભળ્યા હતા—એ બોલતા હતા માત્ર —એવા શબ્દોચ્ચાર—શબ દહનનો વિધિ થતો હતો—ચિતા બળતી હતી—કોક 'હે રામ' બોલતા હતા—કોક અનુકરણ માત્ર કરતા હતા. હું જોતો હતો ને સાંભળતો હતો—આવા નિરર્થક ઉચ્ચારનું સાક્ષી મારું માત્ર—પેલું શબ—એય ખાખ થઈ ગયું હતું.....

—મંદિરે જાઉં છું. 'હે રામ' રાગિણીમાં ગવાય છે—અંદર જાઉં છું 'હે રામ' મંદિરના પ્રવેશ દ્વાર પર કોતરાયા છે...

—બાજુના વાડામાં કોક સાધુની સમાધિ જોઉં છું—'હે રામ' શબ્દો ચિતરાયા છે—ત્યાંય—

—મંદિરના પવિત્ર વાતાવરણમાં વધુ પવિત્રતા પૂરતા એ બે શબ્દો, સમાધિના પર રહ્યા રહ્યા ગંભીરતા જગવતા એ શબ્દો—સ્મશાનમાં સંભળાતા ભયાનક એ શબ્દો—વૃદ્ધ ભિખારીના નિરર્થક એ શબ્દો.

આદિ મનુએ સાર્થક ઉચ્ચારેલા એ શબ્દો— પ્રસૂતિની પીડાનો અંત આણતા—સુખની ઘડીએ બે ઘડી ઘેલા કઈ ન્હાના એ શબ્દો—દુઃખની વિકટ ઘડીએ ઉચ્છ્વાસ જેમ નીકળતા એ શબ્દો—અંત ઘડીએ જીવનની અસારતાની ઘોષણા કરતા એ શબ્દો.

મંદિર ને સ્મશાનમાં – સર્વ સ્થળે બોલાતા એ શબ્દો – જીવનની પરમ કમાણી શા મારા એ શબ્દો મને આજે પૈસા ખર્ચે આપ્યા.

•

પ્રલયના તાંડવમાં – ક્યાંક સંભળાશે એ શબ્દો – પ્રલય તાંડવની શાન્તિમાંથી સ્વયં સ્ફુરિત નીકળશે એ શબ્દો.

—આજ એ શબ્દો છે – સજીવ નથી–! માનવતામાં સજીવ છે! દયામાં છે! – દુઃખમાં છે! —જગતમાં તો નથી જ નથી—

—વૃદ્ધ ને બાળા – મારા પરમધન શા—હું રોજ જોઉં છું. ભિખારી નથી એ – હું ભિખારી છું એમનો – એમના આવવાની પ્રતીક્ષા કરતો— 'હે રામ' સંભળાવનાર એ બે માનવ દેહનો સાક્ષી છું— હું સાક્ષી છું—'હે રામ'.

•

—ને આખરે મને સ્મરે છે.

મારું બાળપણ—શાળાના દિવસો—શિક્ષક સંસ્કૃત ભણાવતા—એ—

—રામ શબ્દનાં રૂપ ગોખાવતા હોય – રામ – રામેણ – રામસ્ય – રામઃ – સર્વ રામમય– એ છે.—

'હે રામ'



[બહેનોની ઉન્નતિમાં બાપુએ પ્રથમથી જ રસ લઈ તેઓને દોરવણી આપેલી. સમાજમાં માનભર્યું સ્થાન અપાવ્યું. ઘરની દીવાલે માં ગે ઘાઈ રહેલી તે પ્રચંડ સ્ત્રી શક્તિને દેશસેવાનાં પ્રત્યેક કાર્યમાં હિસ્સો અપાવી તેમનાં પ્રગતિનાં દ્વાર ખોલી નાખ્યાં. બહેનોમાં એક અનેરૂં ચેતન આવ્યું અને તેથીજ સર્વ પ્રકારની સ્ત્રીઓ સંકટ અને મૂંઝવણને પ્રસંગે બાપુજી પાસે દોડી જતી. બહેનોના જીવનનો એકેય પ્રશ્ન એવો નહોતો જે તેમની ઇચ્છા હોય તો તેઓ બાપુની સાથે પૂરેપૂરી છૂટથી ને કશાપણ અંતરપટ વિના ચર્ચી ન શકી હોય. આશ્રમની બહેનો ઉપર બાપુએ લખેલા આવા અપ્રસિધ્ધ અને અમૂલ્ય પત્રો દરેક બહેનને માર્ગદર્શક થઇ પડશે.]

સ્વ. ચંચળ બહેન ઊર્ફે ગુલાબ બહેન તે પૂજ્ય બાપુજીના જ્યેષ્ઠ પુત્રવધુ. તેમના પિતાશ્રી સ્વ. હરિદાસ વખતચંદ વોરા કાઠિયાવાડના એક સુપ્રસિદ્ધ વકીલ હતા. અને આગળ પડતા સુધારક પણ હતા. પૂ. બાપુ ઘણા વર્ષો પહેલાં તેમના પરિચયમાં આવેલ હતા. તેમના એક પુત્ર પણ બેરીસ્ટર થયેલા તે પૂ. બાપુના મિત્ર હતા. સ્વ. ચંચળ બહેનના લગ્ન સ્વ. હરિલાલ ગાંધી સાથે સન્ ૧૯૦૬માં રાજકોટમાં પૂ. બાપુજીના મોટાભાઈની હાજરીમાં થયેલા. તે અરસામાં પૂ. બાપુ દક્ષિણ આફ્રિકામાં હતા. એટલે લગ્ન બાદ થોડાજ વખત પછી તેઓ બન્ને બા બાપુ પાસે આફ્રિકા ગયેલા. ચંચળ બહેન પ્રેમાળ સેવાભાવી અને સદ્ગુણી હતા એટલે બા-બાપુનો તેમના પ્રત્યે ખૂબ પ્રેમ હતો તેમના પર ઘરનો કેટલોક કારભાર મૂકવામાં આવેલો. પૂ. બાપુએ દ. આફ્રિકામા કાળા કાયદા સામે સત્યાગ્રહ કર્યો એ વખતે હરિલાલ ગાંધી પણ તેમાં જોડાયા હતા. સન્ ૧૯૦૯માં બાપુજી સાથે જેલમાં હતા. એ અરસામાં અને ત્યારબાદ જુદેજુદે સમયે પૂ. બાપુએ ચંચળ બહેન પર કેટલાક પત્રો લખેલા છે તે આજની પ્રજા માટે ઐતિહાસિક લાગે તેવા છે. ખાસ કરીને બહેનોને માટે તે એક અમૂલ્ય વારસો છે.

સ્વ. ચંચળ બહેન સને ૧૯૧૮માં ઇન્ફલ્યુએન્ઝાના હુમલાથી દેવલોક પામ્યા. તેમની સ્મૃતિ

આ પત્રો થી તરૂણ થાય છે તેમના અનુમાનથી સ્વ હરિલાલ ગાંધીનું જીવન પણ ઘણા કરુણ સંજોગો માંથી પસાર થઈ ગયુ અને આજે આપણી વચ્ચે કોઈ ન રહ્યુ ઈશ્વર તેમના આત્માઓને શાંતિ આપો

સ્વ ચંચળ બહેને પૂ બાપુના પત્રો ખૂબ કાળજીપૂર્વક સંચવી રાખેલા તે તેમના સંગ્રહમાથી રાજકોટથી તેમના મોટી બહેન પાસેથી મળી આવ્યા છે તે અંજના યોગ્ય અવસરે 'પ્યારા બાપુ'ના વાચકોને તેનો લાભ મળશે

— કુંવરજી પારેખ

ટોલ્સ્ટોય ફાર્મ

ચિ. ચંચળ

રવિવાર

તમારો લાંબો ને રમીક કાગળ વાંચી હું બહુ રાજી થયો છું મેં પણ રસપૂર્વક વાંચ્યો હરિલાલ કહે છે કે તે વાંચશે. મને ઓફિસમા વખત ન મળે તેથી આજે જ કાગળ લખી નાખુ છું અત્યારે ફાર્મ ઉપર છુ રતનાં નવ વાગ્યા છે

તમને ઇન્ડિયન ઓપિનિયન નિયમસર મળતુ હશે. કોઈ વેળા ફરવા નીકળો છો ખરા ? વાંચવાની ટેવ રાખીછે એ સારુ છે ત્યાં શરમને માર્યે પણ ઘરેણા પહેરવાનુ નહિં રાખો એમ ઈચ્છું છુ ઘરેણામા કશી શોભા નથી સ્ત્રી પુરુષ બન્નેનુ પ્રથમ ને સારુ આભુષણ શિયળવ્રત છે તે તમારામા છે એ મોટુ આભુષણ છે બાકી કાન નાકમા પહેરવાનો જે આપણો રિવાજ છે ને મને તો જંગલી જ જણાય છે જંગલી એ ગેરને મુકબલે નહિં પણ આપણે જ મુકામલે મને લાગે છે કે કવિએ એ રામચંદ્રજી સીતાજી વિગેરેને વિષે આભુષણો માન્યા છે તે તે તે વખતની રૂઢી સૂચવે છે બાકી પરંતુ ખલ જન રામચંદ્રજી મથવા તે અતિ પવિત્ર સીતાજી સેનાનો એક વાળ પણ પોતાના શરીરને વિષે રાખે તે મને ઘટ બેસતો નથી. તે ગમે તેવુ હોય પણ આપણે તો સહેજે સમજી શકીએ તેવી વાત છે કે કાન નાક વીંધી તેમા કંઇ ખોસવુ અથવા તો ટોકમા કે હાથમા પણ કંઇ પહેરવુ તેમા શોભા તો ન હોય છતા હાથમા પહેરતા અપવાદ જણાય છે તેથી તે વિષે હું કંઈ કહેતો નથી, તેમા લોકચર્ચા અટકાવવા જે તે પહેરિયે એટલે બસ છે આવા મારા વિચાર છે તેને તોળી કરવુ ઘટે તે પ્રમાણે કરજો મારી શરમથી કશુ કરવાની જરૂર ન માનજો.

રામદાસ દેવદાસ રમ્યા કરે છે છોકરાઓ ૨૦ છે એટલે અહિં તેઓને ઠીક ગોઠી ગયુ છે બંને પણ બીજી બાયડીઓનો મેળાપ છે એટલે ઠીક હોય તેમ જોઉં છુ તેણે હાલતો ચાહ છોડી દીધી છે ને થાડપાણી નહાવાની ટેવ પડી ગઈ છે

લડતનો અંત આ માસમા કે ફેબ્રુઆરીમા આવે એમ વરતા ચાલી રહી છે થાય તે ખરૂ હાલતો પકડતા નથી એટલે હરિલાલ છુટો રહેશે એમ જણાય છે તેની તબીયત જે બીની જેલમા સરસ રહેતી છે એમ હું જાણું છું

પરષોત્તમદાસ પણ જેલમા નીકળ્યા પછી હાલ તો અહિં જ છે રમીબહેનિ ચુમન છબલ બાલીને દંડવત્ બનીના કાગળની રાહ જોઇશ. કુમી તો લખતી નથી એટલે શી આશા.

બાપુના આશીર્વાદ




ગુરુદયાલ મલ્લિક

ગાધીજી અને ગુરુદેવ બંનેનો વિશ્વાસ બ્રહ્મચર્યમાં અગાધ હતો. કારણ કે તેઓ. પોતાના જીવનનું ધ્યેય બ્રહ્મમા સર્વદા 'આચરવું' એ છે એવું નાનપણથી જાણી ગયા હતા.

બ્રહ્મની બે બાજુઓ છે, પ્રેમ અને નિયમ, અથવા એના બે રૂપો છે, સૌંદર્ય અને સત્ય. પરંતુ બંનેને જોવા માટે સંયમની આવશ્યકતા છે. સાધારણ રીતે લોકો એમ સમજે છે કે જે સૌંદર્યનો ઉપાસક છે તેને સંયમની જરૂર રહેતી નથી. આ ખરેખર મોટી ભૂલ છે. કારણ કે સૌંદર્યનો આધાર સત્યની પેઠે સંયમ જ છે. એમાં ફક્ત એટલોજ તફાવત છે કે સંયમને કલાકાર કે કવિ છન્દ કહે છે અને સત્યનો ઉપાસક એને નિયમ કહે છે.

આમ, ગાંધીજીને તેમજ ગુરુદેવને બ્રહ્મનુ દર્શન કરવા માટે જીવનમાં સંયમનું સ્થાન સમજાયું હતું. ગુરુદેવે આ સંયમને સૌંદર્ય દ્વારા પોતાના જીવનમાં ખીલવ્યો અને ગાંધીજીએ ધર્મ, કર્મ અથવા વ્રતો દ્વારા ખીલવ્યો. અન્તે તો બન્ને "બ્રહ્મ-વિહાર" પામ્યા.

"બ્રહ્મ" અને "ભ્રમ" એ બેમાં ફેર એટલોજ કે બ્રહ્મમાં સંયમનો સમાવેશ થાય છે અને "ભ્રમ"માં એ સંયમનો ભંગ છે. "ભ્રમ" નું કારણ ઘણીવાર એક અથવા બીજા પ્રકારનો, ગુપ્ત અથવા વ્યક્ત, સ્વાર્થ હોય છે. અને એનાથી સત્ય અથવા સૌન્દર્ય પર આવરણ આવી જાય છે.

ગાંધીજીએ શારીરિક અને માનસિક સંયમો પર વધારે ભાર મૂક્યો, અને ગુરુદેવે આત્માને ઓળખવા માટે જે જે સંયમોની જરૂર છે એના પર વધારે ભાર મૂક્યો. એમની દૃષ્ટિએ સૌન્દર્યની ઉપાસના

એ આનન્દજ્ઞાનનો નહેલા ના । છે તેથી એમાં સંગીત કલા વગેરે બીજે એવી સાધના કી

એક અંગ્રેજ કવિએ કહ્યુ છે કે જે માણસમા સગીતનો આવિર્ભાવ કરવાની અથવા સંગીતનો આનદ અનુભવવાની વૃત્તિ અથવા શક્તિ નથી તે માણસ કપટી હોય છે એનો અર્થ એટલો જ કે એવી વ્યક્તિમા સયમ નથી હોતો જ્યારે માનવીના જીવનમા નયમનો અભાવ હોય છે, ત્યારે જ એના જીવનમા 'વાકાપણુ' અથવા કૂરતા આવે છે

શારીરિક અને માનસિક વ્રતો તપો, સયમોથી એ જ ફળ મળે છે જે સૌન્દર્ય સાથી ઉપાસના કરવાથી મળે છે તેથી જ એક કલાકાર અને એક નત એક પંક્તિના ગણાય છે

શારીરિક અને માનસિક તપથી જ જ્યોતિ જોવામા આવે છે ત જ જ્યોતિ સૌંદર્યનો ઉપાસક પણ જોઈ શકે છે કારણ કે એ જ્યોતિ બ્રહ્મનુ સ્વરૂપ છે આપણે એમ પણ કહી શકીએ કે જ્યા જ્યા જ્યોતિ છે ત્યા ત્યા બ્રહ્મનો વિહાર અથવા આચરણ થાય છે

આજકાલ બ્રહ્મચર્યનુ પાલન થતુ નથી તેથી જ અસયમ અશાતિ અને 'અસૌંદર્ય' વધી ગયા છે ગાધીજી અને ગુરુદેવ એ અને આપણને શીખવી ગયા છે કે જીવનમા બ્રહ્મચર્યની જરૂર છે—ઘણી જ જરૂર છે

---

બધે કાળે અને બધી સ્થિતિમા ટકી શકે તે જ બ્રહ્મચર્ય છે આ સ્થિતિ બહુ મુશ્કેલ છે, પણ એમા નવાઈ નથી આપણો જન્મ વિષયમાથી છે જે વિષયમાથી પેદા થયુ છે એવુ શરીર આપણુને બહુ ગમે છે. આ વશપરપરાથી મળેલા વિષયી વારસાને નિર્વિષયી કરવો એ કઠિન જ હોય છતા તે અમૂલ્ય આત્માનુ નિવાસસ્થાન છે એ પ્રત્યક્ષ થાય ત્યારે બ્રહ્મચર્ય સ્વાભાવિક થઈ શકે છે અને એવુ બ્રહ્મચર્ય સાક્ષાત્ રભા સ્વર્ગમાથી ઊતરી આવે ને સ્પર્શ કરે તોયે અખડિત રહે. સૌને પોતાની માતા રભા સમાન હોય. રભા માતાનો વિચાર કરતા પણ વિકાર શમે છે એમ સ્ત્રી માત્રનો વિચાર કરતા વિકાર શમવા જોઈએ આટલુ ફરી ફરી વિચારી તેના ફલિતાર્થ કાઢજો

— ગાધીજી



# સત્ય શોધક

ફાધર એચ. હેરાસ, એસ. જે.

મહાત્મા ગાંધીજીનું જીવન સત્યને શોધવાના સતત પ્રયત્નસમું હતું એ સર્વવિદિત છે. "સત્ય એ જ પરમેશ્વર છે"—અને એમની અનેકવિધ પ્રવૃત્તિઓ, એમના સર્વ પ્રયત્નો, એમની બધી લડતો, એમનાં સર્વ લખાણો અને વ્યાખ્યાનો એ સૌની પાછળ એક જ આદર્શ રહેલો હતો : એમનો આત્મા જે પરમ સત્યને ઝંખતો હતો તેને છેવટે આત્મસાત્ કરવું.

એમની ઉદાત્ત પ્રવૃત્તિઓને લગતા વિવિધ પ્રસંગોનું આલેખન કરીએ તો એમની આત્મકથા 'સત્યના પ્રયોગો'ની પુનરુક્તિ જ થાય. તેથી એમનાં લખાણોનો અભ્યાસ કરતાં એમના સર્વ પ્રયોગો પાછળ રહેલી સામાન્ય પદ્ધતિ જડી આવે છે. આ પદ્ધતિથી ઘણા આશ્ચર્ય પામે છે, પરંતુ મને તો એ સર્વાંશે સુયોગ્ય લાગે છે.

ગાંધીજી પોતે જ એમના આ સામાન્ય લક્ષણની પોતાના સત્યના પ્રયોગોને અનુલક્ષીને સંક્ષેપમાં પણ સ્પષ્ટ રીતે નીચે મુજબ વ્યાખ્યા આપે છે :

"સત્યના શોધકને રજકણથી પણ નીચે રહેવું પડે છે. જગત આખું રજકણને કચડે છે, પણ સત્યનો પૂજારી તો રજકણ સુધ્ધાં તેને કચડી શકે એવો અલ્પ ન બને ત્યાંસુધી તેને સ્વતંત્ર સત્યની ઝાંખી પણ દુર્લભ છે."

વળી ફરીથી તેઓ અન્ય સ્થળે કહે છે :

"હું તમારી આગળ સાચી નમ્રતાથી આ વાત ધરું છું કે જેનામાં નમ્રતાની અકળ લાગણી ન હોય તેને સત્ય જડશે નહિ. તમારે જો સત્યના સમુદ્રના ખોળે તરવું હોય તો તમારે શૂન્યવત્ બની જવું જોઈએ."

તેથી, નમ્રતા એ સત્યને પામવા માટે ગાંધીજીએ શોધેલી પદ્ધતિ છે, અને એ રીતે તેઓ ખુબ સચ્ચાઈથી લખે છે :

"મારે મારી જાતને શૂન્યવત્ કરી જોઈએ. જ્યાંસુધી માનવી પોતે જ પોતાના માનવ-બંધુઓમાં પોતાને છેલ્લો ન મૂકે, ત્યાંસુધી મારે માટે મોક્ષ નથી."

ગાંધીજીએ સ્વીકારેલો આ માર્ગ સુગમ નથી "ખાંડાની ધાર પર ચાલવા જેવો એ માર્ગ છે." એમાં અહંને લગારે સ્થાન નથી. એ તો માનવીના વ્યક્તિત્વના અને અનુરાગોના પ્રમાણમાં 'અહંકાર'ની સામે નિષ્ઠુર સંગ્રામ છે. ગાંધીજીને આ વાતની શરૂઆતમાં જ પ્રતીતિ થઈ હતી અને એમણે પોતાના આદર્શના આ શત્રુની સામે દયા કે અંતરભાવ વિના વર્તવાનો નિશ્ચય કર્યો હતો.

"મારે સત્યના શાસ્ત્રીય પ્રયોગો વર્ણવવા છે

હું કેવો રૂપાળો છું એ વર્ણવવાની તલમાત્ર ઇચ્છા નથી. જે માપથી હું મારું પોતાનું મા

કરવા ઇચ્છું છું અને જે માપ આપણે બીજાને પોતપોતાને વિષે વાપરવું જોઈએ, તે પ્રમાણે તો હું અવશ્ય કહું કે,

મો સમ કૌન કુટિલ ખલ કામી ?
જિન તનુ દિયો તાહિ બિસરાયો
ઐસો નિમકહરામી"

તેથી, ગાંધીજીની નમ્રતાની ભાવના એમના પાપોના ઉગ્ર અસ્તિત્વ ઉપર સ્થપાયેલી હતી. એ મજબૂત પાયા પર તેઓ મહત્તાની ઇમારત ચણવા ઇચ્છતા હતા.

આ દૃષ્ટિબિંદુથી મહાત્માજીને પોતાના સર્વ માનવબંધુઓને કરુણાથી અને સ્નેહભરી રીતે પારખવાના ઘણા કરેલા જતા.

"હું સત્ય કહું છું કે હું પોતે જ ખામીઓથી ભરેલો હોવાથી મારા અન્ય માનવબંધુઓની ખામીઓને જોવા તરફ હું ધણો મંદ છું, અને તેથી હું એમની કૃપાને પાત્ર છું." "જ્યારે જ્યારે હું ભૂલ કરતા માણસને જોઉં છું, ત્યારે હું મારી જાતને કહું છું, મેં પણ એક વાર ભૂલ કરી છે.' જ્યારે હું કામી પુરુષને જોઉં છું, ત્યારે હું મારી જાતને કહું છું,' હું પણ એક વખતે એવો જ હતો.' આમ હું જગતના પ્રત્યેક જન સાથે સંબંધ ધરાવતો હોઉં એવો અનુભવ કરું છું અને મને લાગે છે કે જ્યાં સુધી આપણામાંને સૌથી દીન જન સુખી ન થાય ત્યાં સુધી મને ચેન પડે નહિ."

ગાંધીજી સૌ દલિત જનોને આટલી ઉત્કટતાથી ચાહે છે અને એમનો એ સૌ સાથેનો સંબંધ એમને મન તો ગાઢ રક્તનું મૂળ છે.

"જો હિંદના ઓછામાં ઓછા, અને, જો મારે ચાલે તો જગતના ઓછામાં ઓછા માણસોની યતના સાથે મારી જાતને એકરૂપ કરવાની હોય તો મારી સમજણમાં રહેલા નાના બાળકોના દોષો સાથે મારી જાતને એકરૂપ કરવો દો. આમ ન ભવે કરીને કોઈક દિવસે સર્વનારાયણના દર્શન કરવાની હું આશા સેવું છું"

વળી એમની આ નમ્રતા એમને સૌથી દીન જનોને શોધવાને પ્રેરે છે

ઉચ્ચ અને શક્તિશાળી કરતા અધ અધમ પ્રાણીઓમાં ઇશ્વરના દર્શન થાય છે મને જાણ્યું હોવાથી હું તેઓની સ્થિતિએ પહો મથી રહ્યો છું. તેઓની સેવા કર્યા વિના હું સ્થિતિએ પહોંચી ન શકું તેથી.જ દલિત વગ સેવા કરવા હું પ્રેરાયો છું."

ગરીબો પ્રત્યે પણ એમને એટલો જ ( હતો

"મારા આખા જીવનમાં અને મારી સ સ્થિતિમાં મને હમેશા ગરીબો માટે સ્નેહ લાગણી રહી છે. મારી અને ગરીબો વચ્ચે મે જુદાઈ માની નથી. મેં એમને મારા પોતાના સ્વજનો માન્યા છે."

એમના કહેવા પ્રમાણે, આવી નમ્રતાને ( નાના બાળકોના મુખેથી પણ મહાન બોધ તેઓ શીખ્યા .

"જો આપણે વિનયશીલ અને વિનમ્ર બ એ તો જીવનમાં મહાન બોધપાઠોને આપણે ક વયના માણસો પાસેથી નહીં, પરંતુ કહેવ અજ્ઞાની બાળકો પાસેથી જ મેળવી શકીએ. ઇ આના કરતા વધારે ઉદાત્ત અને ભવ્ય સત્ય કદ કહ્યું નથી. ' બાળકોના મુખમાંથી જ વિદ્વત્તા છે."

મહાત્માજીની નમ્રતાની પ્રતિભા દેશમાંથી સુવિખ્યાત પ્રશંસાથી ઝાંખી પડી નહિ. તે હાત્મા' તરીકે ઓળખાવું લગારે ગમતું નહે પોતાને બીજા કૃષ્ણ તરીકે પૂજવાને તેઓ ખૂબ કહેતા. તેમણે સ્પષ્ટ જાહેર કર્યું હતું કે તે 'સંન્યાસી' નથી, પરંતુ તેઓ તો એક સામા ગૃહસ્થ છે. પોતાને સંત તરીકે ઘટા સંબો પ્રત્યે એમણે પોતાનો અણગમો જાહેર કર્યો હતો

"હું સાધુપણાનો સ્વીકાર ન કરી શકું. તો પામર માનવી છું. તમારી પેઠે હું પણ નબળ ઇચ્છાઓને વશ થઈ જાઉં છું."

"મારા માનવબંધુઓમાંથી નિર્બ નિર્બળ માનવીની માફક મેં પણ નશ્વર દેહ ધારણ કર્યો છે, અને તેથી કોઈની પણ પેઠે હું ભૂલ કરી બેસું છું."

જ્યારે લોકો એમને દેવસમાન ગણી ઉચ્ચ સ્થાને સ્થાપિત કરતા હતા, ત્યારે પોતાની આ સૌ નબળાઇઓને લક્ષમા રાખી તેઓ ખુબ અકળાઇ ઊઠતા હતા

'અવિચારી જનસમુદાયની પ્રશસાથી હુ ખરેખર વ્યગ્ર બની જાઉ છુ તેઓ જો મારો તિરસ્કાર કરે તો હુ અવશ્ય મારી સ્થિતિ સમજી શકુ'

જો હુ જાગ્રત ન રહુ તો આ બધી પ્રશસા મને સહેલાઇથી ફૂલણજી કરી મૂકે'

આ બધુ હોવા છતાંયે, પોતાના વિશેનો હલકો અભિપ્રાય એમનો હોવા છતાંયે, સાચી નમ્રતાની ભાવનાથી તેમણે વિજય મેળવવાની શ્રદ્ધાપૂર્વક આખા રાષ્ટ્રનુ નેતૃત્વ સ્વીકાર્યુ, કારણ કે તેઓ સાચુ દૃષ્ટિબિન્દુ સમજ્યા હતા અને એમના કહેવા પ્રમાણે એમણે પોતાને યુગના અચળ ખડકમા જડી દીધા હતા

'હુ તો અદમ્ય આશાવાદી છુ, કારણકે મને મારામા શ્રદ્ધા છે આ કોઇને ઉદ્ધતાઇ ભર્યુ લાગે, ખરૂ ને? પરતુ હુ તો મારી નમ્રતાના ઊંડાણથી આ પ્રમાણે કહુ છુ હુ ઈશ્વરની પરમ શક્તિમા માનુ છુ'' ''હુ ધારૂ છુ કે મારામા અહકાર નથી, મે મારી નબળાઇને બરાબર જાણી છે એવો હુ અનુભવ કરૂ છુ પરતુ ઇશ્વરમા અને તેની શક્તિમા મારી શ્રદ્ધા અડગ છે હુ તો કુભારના હાથમાના માટીના લોદા જેવો છુ.''

અને ઇશ્વર સામેની અને એમના માનવ બધુઓ સામેની આ નમ્રતા એ સત્યત એમની મહત્તાનો આધારસ્તભ હતો.

બેનાર્ટ નામે સ્પેનિશ કવિએ સાચુ કહયુ છે કે ઇશ્વરની સમીપ જ્યારે માનવી ઘુટણીયે પડે છે, ત્યારે એ જેટલો મહાન હોય છે એટલો કદિયે હોતો નથી, કારણ કે વિનમ્રભાવ એ જ એક એવો છે જે સૃષ્ટિમા માનવરૂપ ધારણ કરે છે

હિદ આ ભાવને સપૂર્ણત સમજી શક્યુ છે અને મહાત્મા ગાધીજીને આપણા યુગના સૌથી મહાન પુરુષ તરીકે ઓળખી શકવા સમર્થ બન્યુ છે

અન્ય જનોએ જગતને સૈન્યોથી અને શસ્ત્રોથી જીત્યુ છે, ગાધીજીએ હિદના સ્વાતન્ત્ર્યને પ્રેમ વિનમ્રતા અને સ્વાર્પણથી પ્રસ્થાપિત કર્યુ છે

એ મહાન વૃક્ષ પર આ ફળો લાગ્યા—મુબઇના માનનીય મિશપે રવિવાર તા. ૧ લી ફેબ્રુઆરી ૧૯૪૮ ને દિને ચોપાટી પર "એ વૃક્ષના પંખા પડી" એ બાઇબલમાની ઉપમાનો ઉપયોગ કર્યો હતો એ પર જો હુ નિરૂપણ કરૂ તો—અને જો આપણે મહાત્માજીના સાચા અનુયાયી તરીકે આપણને ગણાવવા માગતા હોઇએ, તો આપણે એ ફળોના ભાગીઆ થવુ જોઇએ ઇશ્વર પ્રત્યે વિનમ્રભાવ, આપણા બધુઓ પ્રત્યે પ્રેમ અને આ બન્નેની આવશ્યક પૂર્તિસમાન આત્મસમર્પણ

પડિત જવાહરનાલ નહેરુએ જ્યારે ગદ્ગદ કઠે હવે એ મહાન વૃક્ષ શા માટે પોતાની શાખાઓને હિદભૂમિ પર પ્રસારી ન શકશે એ વિશે રાષ્ટ્રને જાહેર કર્યુ હતુ, ત્યારે આપણને સૌને એ જ પ્રમાણે કરવા સમજાવ્યુ હતુ

" "ગાધીજીને અને એમની સ્મૃતિને ઉત્તમ પ્રાર્થના આપણે એ જ રીતે અર્પી શકીએ કે આપણે સત્યને અને જે કારણને માટે આપણા એ મહાન પુરુષ જીવ્યા અને જે માટે પોતાના પ્રાણની આહુતિ આપી એ સૌને માટે આપણે સમર્પણ કરવાની પ્રતિજ્ઞા કરવી જોઇએ આપણે સાથે સગઠિત રહેવુ જોઇએ અને આપણી બધી તુચ્છ મુશ્કેલીઓનો અને વિઘ્નોનો અને અથડામણોનો આ મહાન આપત્તિ વચ્ચે અન્ત લાવવો જોઇએ. આ મહાન આપત્તિ આપણે માટે જીવનની મહાન વસ્તુઓનુ સ્મરણ કરાવનારૂ ચિન્હ છે અને જે તુચ્છ વસ્તુઓ માટે આપણે ખુબ ખુબ વિચાર કર્યો છે તે સૌને હવે-વિસરી જવી જોઇએ

"એમનુ મૃત્યુ આપણને જીવનની મહાન વસ્તુઓ—એ જીવન્ત સત્ય—ની યાદ અપાવે છે અને આપણે જો એ સૌને યાદ કરીશુ તો હિદ સારુ એ આશીર્વાદરૂપ છે'' *

જય હિંદ !

---

* અનુવાદક મુકુન્દ કતાર્થી




સોમાભાઈ પટેલ

[ગતાંકથી ચાલુ]

### વૈષ્ણવ જન તો તેને કહિયે

| | |
|---|---|
| જે પીડ પરાઈ જાણે રે | ભગવાન બુદ્ધ |
| પરદુઃખે ઉપકાર કરે તોયે | રંતિદેવ |
| મન અભિમાન ન આણે રે | લક્ષ્મણ |
| સકળ લોકમા સહુને વંદે | જ્ઞાનેશ્વર |
| નિંદા ન કરે કેની રે | તુકારામ |
| વાચ કાછ મન નિશ્ચળ રાખે | |
| ધન ધન જનની તેની રે | ધ્રુવ |
| સમદૃષ્ટિ | જયદેવ |
| ને તૃષ્ણા ત્યાગી | તુલસીદાસ |
| પરસ્ત્રી જેને માત રે | કબીર |
| જિહ્વા થકી અસત્ય ન બોલે | હરિશ્ચંદ્ર |
| પરધન નવ ઝાલે હાથ રે | રામદાસ |
| મોહ માયા વ્યાપે નહિ જેને | મીરાબાઈ |
| દૃઢ વૈરાગ્ય જેના મનમા રે | શંકરાચાર્ય |
| રામનામ શું તાળી લાગી | પ્રહ્લાદ |
| સકળ તીરથ તેના તનમા રે | જનકવિદેહી |
| વણલોભી | ભરત |
| ને કપટ રહિત છે | યુધિષ્ઠિર |

કામ ક્રોધ નિવાર્યાં રે — ભિષ્મપિતામહ
ભણે નરસૈંયો તેનુ દર્શન કરતા
કુળ એકોતેર તાર્યાં રે — ગાંધીજી

# જે પીડ પરાઈ જાણે રે

નરસિંહ મતો, જે પીડ પરાઈ જાણે રે હા, એવી પીડ પરાઈ જાણનારી જ્વલત અને વિરલ વિભૂતિઓ તો મતા વસુધાને ખોળે કવચિત જ જોવા મળે છે એમાના એક વૈષ્ણવજન આ રહ્યા ઇતિહાસે એમને ઓળખ્યા છે ભગવાન બુદ્ધને નામે રાજકુળે જન્મ્યા છતાયે પરાઈ પીડ ટળવા માટે તો એ જનકુળે વસ્યા અતિ પાવનકારી છે એમના દર્શન, સતો! એક વખત, માત્ર એક જ વખત એવા સતિયાજનના દર્શને તો આત્માનો પણ ઉદ્ધાર થઇ જાય જુઓ, પેલા પગલા દેખાય કુમ કુમ વર્ણાં એ પગલા પડે છે રાજગૃહના રાજમાર્ગ પર! મગધપતિ બિબિસારે યજ્ઞ માડયો છે હજારો નિર્દોષ પશુઓની હત્યાને!

એ બિચારા મૂગા પ્રાણીઓના અતરની મૂગી વાચાએ એમના અતરમા અકથ્ય દુ ખની જ્વાલાઓ ફેલવી છે જુઓ એમના પુનિત પગલા વળે છે યજ્ઞવેદિની દિશામા મગધપતિને પશુહત્યામાથી પાછા વાળવા માટે એવા એ રાજ રાજેશ્વરના દર્શને, સતો, જીવનની ધન્યતા પામે!

[ રાજગૃહમા મહારાજ બિબિસારના રાજમહેલના વિશાળ ચોગાનમા યજ્ઞની વેદિની ચોપાસ બ્રાહ્મણો મોટે મોટેથી મન્ત્રોચ્ચાર કરી રહ્યા છે પાસે ઋત્વિજ લાબો ચકચકિત છરો લઈ ઊભો છે બાજુમા એક નિર્દોષ ઘેટુ થર થર કપતુ ઊભુ છે મહારાજ બિબિસાર બે હાથ જોડી આસન પર બેઠા છે અને આહુતિની ઘડીની રાહ જુએ છે મન્ત્રોચ્ચારના સ્વર વધવા સાથે ઋત્વિજનો છરો પકડેલો જમણો હાથ ઊંચો થાય છે અને ઘેટના કઠમાથી થરડાઈ જતી છેલ્લી ચીસ નીકળી પડે છે ત્યા તો કુમાર સિદ્ધાર્થ દોડી આવે છે ]

સિદ્ધાર્થ (ઘેટને પોતાની સોડમા ખેચી લેતા) સબૂર, પુરોહિત, સબૂર!

[ નમણા સુરેખ અગવળા કુમારને જોતા ને એમની વાણી સૂણતા સૌ આશ્ચર્યમા ગરકાવ થઈ જાય છે કોઈ કઇ બોલી શકતુ નથી ઋત્વિજના હાથમાથી છરો પડી જાય છે થોડી વારે રાજા બિબિસાર રોષ ભર્યા અવાજે બોલે છે ]

બિબિસાર (અતિશય ગુસ્સામા કપી ઊઠતા) પરાપૂર્વથી ચાલી આવતી મગધના રાજકુળની પ્રથા સામે આગળી ઊંચકનાર માનવી! હું પૂછુ છુ કે કોણ છે તુ? મગધના રાજવીની હાજરીમા આટલી બધી હિંમત કરનાર નદનનો હું જવાબ માગુ છુ? કેટકેટલા પ્રયત્ને એ જોશીઓએ શોધેલી આહુતિની શુભ ઘડી વિતવી દેવામા તે કેટલો ગભીર ગુનો કર્યો છે તેનુ તુ ભાન ભૂલ્યો છે! અને એ ગુનાની શી શિક્ષા હોઇ શકે એટલુ તો તુ જાણે છે ને?

સિદ્ધાર્થ (નમ્રતાથી) જાણું છુ, રાજન,

એની તો ગણતરી મેં આગળથી કરી લીધી છે હજારો નિર્દોષ પ્રાણીઓને ઉગારી લેવાના મારા અંતરના પોકારના બદલામાં મારું શિર માગો છો ? ઉતારી દઉં, રાજા ? આ બિચારા મૂગા પ્રાણીઓના અંતરનો કાળો કકળાટ નાભગીને તો અંતરિક્ષમાં બેઠેલા દેવો પણ મોં ફેરવી ગયા છે હું તો એક સામાન્ય માનવી છું રાજન, જાણી લો કે આ બધા નિર્દોષ પ્રાણીઓના જીવ કરતા મારું આ નાનું સરખું માથું વધારે કિંમતી નથી

બિંબિસાર (ઉંચા સાદે) શું બોલ્યો તું ? આ યજ્ઞ જોઈ ને દેવો એ પણ મોં ફેરવી લીધા છે ? જેમને પ્રસન્ન કરવા મેં આ પર્વ માંડ્યું એ દેવો પણ મારા આ ધર્મ કાર્યથી સંતુષ્ઠ નથી થયા ?

સિદ્ધાર્થ ના, રાજન ના ! જરાક તો વિચારો કે આટલા બધા પશુઓનો કાળો કોગાળ સાંભળીને મારા જેવો એક સામાન્ય માનવી પણ કંપી ઉઠે તો દયાના સાગર જેવા દેવો કદી પણ રાજી થાય ખરા?

બિંબિસાર તો શું આ ધર્મ કર્મ નથી ? અનેક વર્ષો જુની અમારી આ પ્રથા શું માત્ર નિષ્ફળ નિષ્ક્રિય જ નીવડી છે ?

સિદ્ધાર્થ આપની આ પ્રથા એકલી નિષ્ફળ, એકલી નિષ્ક્રિય જ માત્ર નહિં, પણ એ તો અત્યંત હાનિકારક નીવડી છે !

બિંબિસાર શાથી ?

સિદ્ધાર્થ એનું તો જાણો છો ને રાજન, કે આપની અંદર બીરાજેલો આત્મા બીજ રુપે મારી અંદર, અહીં બેઠેલા સૌ કોઈની અંદર, માનવી માત્રની અંદર, અરે, દૂર દૂરની દીશાઓ સુધી પથરાયેલી આ ધરતી પર વસતા સૌ કોઈ જીવમાત્રની અંદર, ચેતન પ્રસારી રહ્યો છે અને એટલેજ આ એક નિર્દોષ ઘેટાના આત્મને હણતા તો આપનો આત્મા પણ હણાઈ જશે રાજન ! જેવાત હું કહું છું એ વાત નો આ મુગું ઘેટું પણ પોકારી રહ્યું છે જિહ્વાએ નહિં પણ નયનની વાટે ઉઠતો એ પોકાર કદી સાંભળ્યો છે મહારાજ ?

બિંબિસાર (ઊભો થઈ ને કુમાર ને નમન કરતા) મહાનુભાવ ! આટલી નાની વયે પણ પ્રાપ્તીમાયમાં વસતા એ એક વિરાટ આત્મનું નવદર્શન કરાવનાર આપ જેવા સંતને ચરણે મારું શિર નમવું છું અને આપને મારા ગુરુપદે સ્થાપું છું દેવ, આજથી આ મગધની બધી રિદ્ધિ સિદ્ધિ આપને ચરણે ધરૂં છું હવેથી આપ મગધના રાજકુળના ગુરુ બન્યા છો આજે આપે મારો જીવનપથ ઉજાળ્યો તેમ આપના આ અમૂલ્ય જ્ઞાનનો લાભ મગધની પ્રજાને આપવાની કૃપા કરો

સિદ્ધાર્થ હજી તો હું પણ સત્યની શોધમાં નીકળેલો એક સામાન્ય માનવી છું અને રાજન, રાજકુળોમાં ભરાઈ રહેવું હોત તો તો કપિલવસ્તુની રાજગાદી છોડત શું કામ ?

બિંબિસાર (આશ્ચર્યથી) હેં ? તો શું આપ પોતે કપિલવસ્તુના ગાદીવારસ છો? શાક્યકુળના ભાવી રાજવી કુમાર આપ પોતે ?

સિદ્ધાર્થ હતો એક દિવસ ! પણ આજે તો પરાઈ પીડા ટળતા ટળતા મારા અંતરની પીડા ટાળવાના કોઈ નવા સત્યની શોધમાં નીકળેલો એક સામાન્ય જન છું મહારાજ, એવી કોઈ શક્તિ પામીશ, એવું

કોઈ સત્યદર્શન મને લાધશે તો જરૂર એક દિ' હું આપને આંગણે આવીશ. સૌ કોઈમાં વસી રહેલા એ વિરાટ આત્માનાં દર્શન પામીશ તો સૌને એ દર્શન કરાવીશ. આજે તો હું જાઉં છું. . . . . રાજન, અહિંસા ધર્મને વિસરશો મા ?

બિંબિસાર જશો, દેવ! મારા જીવનનુ પરિવર્તન કરાવી આપે મારો ઉદ્ધાર કર્યો આપના પુનિત પગલાંએ મગધની ધરતી ધન્ય ધન્ય બની ગઈ. દેવ! આપે આપેલો અહિંસા-ધર્મ જીવનભર હું નહિ વિસરું'!

સિદ્ધાર્થ : મહારાજ, આપનો આ નિર્ણય કલ્યાણકારી હજો! આપ શુભ પ્રયત્નોએ એ વધુ કલ્યાણકારી બનજો. આપની પર અને આપના શુભ પ્રયત્નો પર એ વિરાટ આત્માના આશીર્વાદ ઊતરજો એટલું વાંછીને આપની વિદાય લઉં છું.

(કુમાર જાય છે. સૌ ઢળેલે મસ્તકે એમને જોઈ રહે છે.) [ચાલુ]

---

## શિનાં આંસુ

"તમારા નેત્રોમા દાવાનળ સમા શિના આસુ શાને ?" ગેલિલીના રક્તવર્ણ સમુદ્રને આરે જ્યારે સૂર્ય અસ્ત પામતો હતો ત્યારે એક સમીસાંજે ભગવાન ઈશુના એક પ્રિય શિષ્યે તેમને પૂછ્યું.

ભગવાન પ્રશાંત જ રહ્યા.

"સ્વામી, તમને શુ વ્યથિત કરે છે ?" ભગવાનની મુખાકૃતિ પર વ્યથાની રેખાઓ અંકાયેલી જોઈને ફરીથી એ શિષ્યે એમને પૂછ્યુ.

ભગવાન હજીય શાંત જ રહ્યા.

"કહો નાથ, કહો!" આર્જવભરી આંખે ઘુંટણીએ પડીને એ શિષ્યે ત્રીજી વાર સ્વામીને વિનંતિ કરી.

ભગવાને છેવટે મૌન તોડ્યુ : "પુત્ર, હું રડું છું, કારણ કે જેઓ 'મારું' નામ ઉચ્ચારે છે તેઓએ મારા પુણ્ય ઉપદેશને ખંડિત અને કુરૂપ કરી નાખ્યો છે. 'તમે એકબીજાને ચાહો, કારણ કે ઈશ્વર એ જ પ્રેમ છે અને પ્રેમ એ જ ઈશ્વર છે.' આ મારા ઉપદેશને તેઓએ 'તમે એકબીજાને ધીક્કારો કારણ કે સેતાન એ જ ઈશ્વર છે અને ઈશ્વર એ જ સેતાન છે,' એવી કુરૂપ રીતે વ્યક્ત કર્યો છે."

પછી ભગવાન અને શિષ્યના નેત્રોમાથી ટપકતા અશ્રુ બિંદુઓ ગેલિલીના રક્તવર્ણ સમુદ્રમાં ભળી ગયા અને સૂરજે માનવીઓની માનવી પ્રત્યેની નિર્દયતાથી શરમાઈને પોતાના મુખને ઢાંકી દીધું. સમુદ્રનાં મોજાં પણ વિષાદમય ક્રંદન કરતાં ઉછળવા લાગ્યાં. શુ. મ.






# ઈશુ અને સંત કબીર

અભ્યાસી

[ આ વિભાગમા વિશ્વના સંતો, ભક્તો અને શહીદોની જીવનગાથા આવશે. જીવનમા એકવાર એક પળ આવી જાય છે જ્યારે મનુષ્ય પોતાના જીવનને ઊંચે લઈ જઈને આવતી પેઢીને જીવનમંત્ર આપતો જાય છે. આવી પળો બધા મનુષ્યોને એકવાર તો આવે છે. પણ તે પળને ઓળખવાની શક્તિ અને હિમ્મત જોઈએ ]

ચાંદની રાત હતી જે ટેકરી પર તેજોમય અપરિચિત જન કોકડું વળીને બેઠો હતો તે ધવલતાના પાવિત્ર્યથી આચ્છાદિત હતી. જાણે કે તે તારાઓનું રહસ્ય ચૂંટી લેવા અથવા તેમનો તેણે કરેલો ભક્તિપૂર્ણ સ્વીકાર સંકેતથી વ્યક્ત કરવા ઇચ્છતો હોય તેમ તે થોડી થોડી વારે પોતાનું ધોળા વાળવાળું શિર આકાશાભિમુખ ફેરવતો હતો

નીચેની ખીણમાંથી એક યાત્રિક ટેકરી પર ચઢતો દૃષ્ટિએ પડયો. લાંબા સમય પછી જ્યાં સદાકાળ અદ્ભૂત અને એટલાજ ધીમાનનો પ્રશાન્ત પૂજક બેઠો હતો તે સ્થળે એ આવી પહોચ્યે. શોધકે તેને વન્દન કર્યું અને તે આસને બેઠો

"તમે કયા ધર્મના છો?" તારાઓના નિરીક્ષકે પ્રેમાળપણે પૂછયું.

" હું ખ્રિસ્તી છુ. " પોતાના પ્રભુની નમ્રતાથી યાત્રિકે ઉત્તર આપ્યો.

" તમારા ઉપદેશકનુ નામ શું ? "

" ઈશુ "

" એમનું જીવનચરિત્ર મને કહો "

યાત્રિકે ઈશુના જન્મથી કહેવાનો પ્રારંભ કર્યો, પછી એમના યૌવનકાળથી સાંધીને છેવટે

[અનુસંધાન પૃષ્ઠ ૨૩૫]

વગેરે પાસે સંસ્કાર પામ્યા છે, અને નંદલાલ બસુના હાથ નીચે કલા શિક્ષણ લીધું. સંપાદનમાં આ સંસ્કારો પણ દર્શન દે છે. જે મેળવી શકે એમ હોય તેમણે એ

— શ્રી. કિશોરલાલ મશરૂવાળા. "

બાપુના લખાણો તમો ભાઈઓ જે ઉત્સાહ અને તાદાત્મ્યથી બહાર જોઈ હું બહુ પ્રસન્ન થઉં છું. મારા અંતરના આ પ્રવૃત્તિમાં આશીર્વાદ છે જ.

— મુનિશ્રી. સં

"પ્યારાબાપુ"નો પાંચમો અંક મળ્યો. તમે જે કરશો તેમાં બાપુના અનુસરવાનો પ્રયત્ન કરતા જ હશો એ બાબતમાં મારે કાંઈ કહેવાપણું નં જ હોય. તમને સફળતા મળે એમ ઈચ્છું છું.

— શ્રી. નરહરિ

તમારા આ પ્રયત્નમા નાગ આશીર્વાદ છે

— શ્રી. નારણદાસ ગાંધી. રાષ્ટ્રીય

"પ્યારાબાપુ" વાંચી ને પ્યારાબાપુની સ્મૃતિ સર્વદા તાજી અને સુગંધિત વખત સુધી "પ્યારાબાપુ" ગાંધીજીના આત્માની સેવા કરતું રહે એવી મારી —જયબાપુ —જય "પ્યારાબાપુ".

— શ્રી. ગુરુદયાલ

"પ્યારાબાપુ"નો ચોથો અંક મળ્યો. તમારો પ્રયત્ન ઘણો સ્તુત્ય છે જરૂર મોકલીશ

— શ્રી. વાલજી

"પ્યારાબાપુ"ના અંકો જોઈને મને આનન્દ થયો છે. મારું નામ

— શ્રીમંતી સરલાદેવી

"પ્યારાબાપુ" નિકાલકર આપને મેરી નીગાહ મેં એક ઐસા કામ કિયા થા જિતની કી લાય કમ હૈ, સાહિત્ય કી દૃષ્ટિ સે બાપુ કે સમ્બંધ જો કુછ તો જ્યાદા સે જ્યાદા પ્રમાણીક ઔર પ્રેરણા દેને વાલા હૈ. બાપુ કે બારેમેં આજ જિતની ઉત્કંઠા હૈ ઉતની શાયદ પહિલે કભી નહીં થી.

રૂપાયતન કે બારેમેં ભી ઈસ અંક મે પઢા. રૂપાયતન કી કલ્પના અચ્છી લગી. આપ લોગો કો ભગવાન ને બુદ્ધિ દી હૈ ઉસકા વિકાસ હુઆ હૈ. કલા શિક્ષણ ઔર સંસ્કાર આપકો મિલા હૈ. આપ ઉસકા દેશ કે લિયે ઉપયોગ કરેંગે ઈસ સે બઢકર પુણ્ય કી બાત ઔર ક્યા હો સકતી હૈ!

— શ્રી.

એમના ક્રૂસ પર ચઢવાની પરાકાષ્ટાએ પહોંચેલી એમની સેવાના સમય સુધીની સઘળી વાત કહી સંભળાવી. દાંભિક માણસોએ એમને નિર્દયતાથી ઉઘાડા પાડ્યા હતા. એ કથા જ્યારે તેણે કહેવા માંડી ત્યારે તેજોમય પુરુષનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી

"આ અશ્રુ શા માટે?" યાત્રિકે પૂછ્યું.

"તમે તમારી વાત કહેતા જાઓ." તેણે કહ્યુ

વાત સંપૂર્ણ થઈ. યાત્રિકે પુનરેકદા એજ પ્રશ્ન પૂછયો. તેજોમય પુરુષે ઉત્તર આપ્યો :

"યાત્રિક, આટલું તું લક્ષમા રાખજે, જે પ્રેમ દાખવશે તેને ક્રૂસ પર ખીલાઓથી 'જડી દેવામાં આવશે. જે સમયે ઈશુ બોલ્યા, 'હે મારા પિતા' ત્યારે એમણે એમની અને એમનાં બાળકોની વચ્ચે બંધ બાંધવા પર જેમનુ જીવન નિભર હતું તેવા મધ્યસ્થ જનો—આચાર્યો અને ધર્મગુરુઓ—નાં મુખમાંથી રોટલો છીનવી લીધો. બે હજાર વર્ષ પૂર્વે ઈશુને ફક્ત એકજ વાર ક્રૂસ પર ચઢાવવામાં આવ્યા ન હતા. દેવળમાં અને ચૌટામાં, ઘરમાં અને શાળામાં એમને પ્રતિદિન ક્રૂસ પર ચઢાવામાં આવે છે."

અને યાત્રિક આ તેજોમય અશિક્ષિતની વિદ્વત્તા જોઈને આશ્ચર્યમુગ્ધ થયો.

"ઘણા માણસો તો તેમનુ મૃત્યુ થાય તે પહેલા જ ખરેખરા મરી ગયેલા હોય છે. એટલે કે તેઓ સ્થૂળ સ્વરૂપે જીવતા રહેવા છતા જાગૃતિનો દીપ ધારણ કરતા અટકી ગયેલા હોય છે. અમુક મર્યાદિત કાળ કરતાં વધારે બહુ જ થોડા જીવે છે. પરંતુ કવચિત્ એવો માનવી પેદા થાય છે, જે કોઈ મૂળભૂત વિશ્વવિચારને પોતાની જાતમાં મૂર્તિમંત કરે છે, જેમ બુદ્ધ અને ઈશુ કરી શક્યા તેમ. તે શાશ્વતકાળ જીવતો રહે છે."






[હૃદયને હલાવનારા બાપુના સૂત્રરૂપ વચનો અનેક ગ્રંથો માટે અમને રહી જશે. અહીં તો એ મહાસાગરમાંથી થોડાક જ બિંદુઓ એકઠાં કર્યાં છે. બાપુની સાથે રહેનારા, તેમની લગોલગ જવાનું ભાગ્ય પામનારા આપણા કાન ઉપર આવા વચનો અનેકવાર અથડાયા હશે. કેટલા ગણ્યાગાંઠ્યામાં એ વાસો કરી બેઠા હશે! અનેક કોટીમાંના કેટલા વિરલના જીવનમાં એ માંસ, રુધિર અને આત્મા થઈ ગયા હશે! એ વિરલ વિભૂતિઓ તરશે અને તારશે, બાકી બીજાઓના નામ તો સમુદ્ર કાંઠેની અગણિત છીપલીઓની જેમ રેતીમાં રખડતા હશે, અને તેનો કોઈ ભાવે નથી પૂછવાનું ]

જો મનુષ્ય અપને પર કાબૂ નહીં રખ સકતા હૈ વહ દૂસરોં પર ભી સચ્ચા કાબૂ નહીં રખ સકતા

અપને કો પહિચાનને કે લિયે મનુષ્ય કો અપને બાહર નિકલકર તટસ્થ બનકર અપને કો દેખના હૈ

જો મનુષ્ય કિસીકા ભી બોઝ હલકા કરતા હૈ વહ નીકમ્મા નહીં હૈ

જિસે હમ સહી ઔર શુભ માને વહી કરનેમેં હમારા સુખ હૈ, હમારી શાંતિ હૈ નહીં કિ જો દૂસરે કહે યા કરે ઉસે કરનેમેં

પચ્ચા વાચન તો શક્તિ તો આતી હૈ લેકિન બિના જ્ઞાન કે સહી સ્વતંત્રતા નહીં મિલતી

કિસી કી મહેરબાની માંગના અપની આઝાદી બેચના હૈ

મનુષ્ય કી પ્રતિષ્ઠા ઉસકે દિલમેં, હૃદય મેં હૈ, નહીં કિ ઉસકે મસ્તિક યાની બુદ્ધિમેં હૈ

જો દુખિયોં કા ખ્યાલ કરતા હૈ, વહ અપના ખ્યાલ નહીં કરેગા, ઉસકો ઇતના સમય કહાં હૈ?

જો જ્યાદા ખર્ચ પાતે હૈં યા જ્યાદા કામ કરતે હૈં, કમને કમ ખાતે હૈં દોનોં સાથ મિલતે હી નહીં દેખો કુદરત હમસે જ્યાદા કામ કરતી હૈ સોતી નહીં, લેકિન નફ઼ હૈ

[અનુસંધાન પૃષ્ઠ ૨૩૫]

વગેરે પાસે સંસ્કાર પામ્યા છે, અને નંદલાલ બસુના હાથ નીચે કલા શિક્ષણ લીધું છે. માસિકના સંપાદનમાં આ સંસ્કારો પણ દર્શન દે છે. જે મેળવી શકે એમ હોય તેમણે એ વાંચવા જેવું છે.

— શ્રી. કિશોરલાલ મશરૂવાળા. "હરિજનબંધુ"માંથી.

બાપુના લખાણો તમો ભાઈઓ જે ઉત્સાહ અને તાદાત્મ્યથી બહાર પાડો છો, તે જોઈ હું બહુ પ્રસન્ન થઉં છું. મારા અંતરના આ પ્રવૃત્તિમાં આશીર્વાદ છે જ.

— મુનિશ્રી. સંતબાલજી રાજકોટ.

"પ્યારાબાપુ"નો પાંચમો અંક મળ્યો. તમે જે કરશો તેમાં બાપુના સિધ્ધાન્તોને બરાબર અનુસરવાનો પ્રયત્ન કરતા જ હશો એ બાબતમાં મારે કાંઈ કહેવાપણું ન જ હોય. આ પ્રવૃત્તિમાં તમને સફળતા મળે એમ ઈચ્છું છું.

— શ્રી. નરહરિ પરીખ. પૂના.

તમારા આ પ્રયત્નમા મારા આશીર્વાદ છે.

— શ્રી. નારણદાસ ગાંધી. રાષ્ટ્રીય શાળા રાજકોટ.

"પ્યારાબાપુ" વાંચી ને પ્યારાબાપુની સ્મૃતિ સર્વદા તાજી અને સુગંધિત રહે છે. લાંબા વખત સુધી "પ્યારાબાપુ" ગાંધીજીના આત્માની સેવા કરતું રહે એવી મારી હાર્દિક પ્રાર્થના છે. –જયબાપુ–જય "પ્યારાબાપુ".

— શ્રી. ગુરુદયાલ મલ્લિક. મુંબઈ.

"પ્યારાબાપુ"નો ચોથો અંક મળ્યો. તમારો પ્રયત્ન ઘણો સ્તુત્ય છે મારા લેખ એમાં જરૂર મોકલીશ.

— શ્રી. વાલજી ગોવિન્દજી દેસાઈ. પૂના

"પ્યારાબાપુ"ના અંકો જોઈને મને આનન્દ થયો છે. મારું નામ ગ્રાહક તરીકે નોંધશો

— શ્રીમંતી સરલાદેવી સારાભાઈ. અમદાબાદ

"પ્યારાબાપુ" નિકાલકર આપને મેરી નીગાહ મેં એક ઐસા કામ કિયા હૈ જિસકી પ્રશંશા જિતની કી જાય કમ હૈ, સાહિત્ય કી દૃષ્ટિ સે બાપુ કે સમ્બંધ જો કુછ લિખા ગયા હૈ વહ તો જ્યાદા સે જ્યાદા પ્રેમાણીક ઔર પ્રેરણા દેને વાલા હૈ. બાપુ કે બારેમેં ઉનકા લિખા પઢને કી આજ જિતની ઉત્કંઠા હૈ ઉતની શાયદ પહિલે કભી નહીં થી.

રૂપાંયતન કે બારેમેં ભી ઈસ અંક મે પઢા. રૂપાયતન કી કલ્પના ભી મુઝે નિહાયત અચ્છી લગી. આપ લોગોં કો ભગવાન ને બુધ્ધિ દી હૈ ઉસકા વિકાસ હુઆ હૈ. પૂ. બાપુજી ઔર ગુરુદેવ કા શિક્ષણ ઔર સંસ્કાર આપકો મિલા હૈ. આપ ઉસકા દેશ કે લિયે ઉપયોગ કર રહે હૈં ઇસસે જ્યાદા ખુશી કી બાત ઔર ક્યા હો સકતી હૈ!

— શ્રી. સીતારામ સેકસરિયા. કલકત્તા.

# રૂપાયતન

રૂપાયતનનો મુખ્ય આદર્શ જનતામાં લોકોપયોગી કલાનો પ્રચાર કરી સામાન્ય લોકોનાં જીવનમાં પણ સુરુચિ અને આનંદનુ સિંચન કરવાનો અને કરાવવાનો છે. આ ધ્યેયને સિદ્ધ કરવા જમીનની વધુ આવશ્યકતા લાગે છે. ત્યાં આલીશાન મકાનો નહીં પણ કલાત્મક ઝૂંપડાંઓ હશે. ત્યાં બધા ગૃહઉદ્યોગો હશે, ત્યાં કલા હશે, ત્યાં સંગીત હશે. ત્યાં એ વાટે જ કેળવણી અપાશે ત્યાંનું વાતાવરણ જ વિદ્યાર્થીઓની સર્જનાત્મક શક્તિ જગાડી નવી પ્રેરણા આપશે. દરેક માણસમાં સર્જનાત્મક શક્તિ તો પડી જ હોય છે પણ એ સુષુપ્ત દશામાં હોય છે. એને પ્રગટ કરવા પ્રેરણાત્મક વાતાવરણ જ જોઈએ. આ વાતાવરણ બાપુ અને ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનથી જ ઉદ્દ્ભવી શકે.

મનુષ્યને જીવન જીવવા માટે જેટલી આવશ્યકતા નિદ્રા, હવા અને ખોરાકની છે તેટલી જ આવશ્યકતા, સારું અને નાદું જીવન જીવવા માટે સૌંદર્ય પારખવાની પણ છે.

કળા જ્યારે પૂર્ણ સ્વરુપે વિકસે છે, ટોચે પહોંચે છે ત્યારે તે પવિત્ર બને છે અને સમાજને એક દિવ્ય સંદેશ આપે છે.

અમારી આકાંક્ષા, અમારો આદર્શ અમે પૂ૦ બાપુ અને પૂ૦ ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારમાંથી મેળવ્યાં છે. અને આ બંનેનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનમાંથી જ રૂપાયતનનો જન્મ થયો છે.

ટુંકમાં રૂપાયતનનુ ધ્યેય દરેક વ્યક્તિની આંતરબુદ્ધિ જગાડવાનુ અને સૌંદર્ય પારખવાની શક્તિ કેળવવાનું છે. આ તેને આનંદથી ભરી દેશે. અને તેને નવું રચવાને માટે પ્રેરણા આપશે.

આ હેતુથી રૂપાયતનમાં હાલ જે ઉદ્યોગો ચાલે છે તેમાંથી બનતી બધી વસ્તુઓમાં સૌંદર્યની રેખા હશે. બીજાને તે જોવા માટે આમંત્રણ આપશે. અને આનંદ આપશે.

કળા, આમ દુનિયામાં સેવા અને સૌંદર્યના આનંદની પ્રતિનિધી બને છે. રૂપાયતન એ કળાનું નમ્ર સેવક છે.

# પ્યારાબાપુ

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીનાં તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની વિચારશ્રેણીનો સમન્વય કરી બંને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કળા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણાં રોજિંદાં જીવનનાં પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઈત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

સૂચના

* દર માસની ૧૨મી તારીખે અંક પ્રસિદ્ધ થશે.
* પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછીજ કાર્યાલયને જણાવવું.
* સરનામાનો ફેરફાર તરત જણાવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ.
* 'પ્યારાબાપુ'માંનાં સર્વ ચિત્રો અને છબીઓ કોપીરાઈટથી રક્ષિત છે.

લવાજમ—

| | | |
|---|---|---|
| દેશમાં | — | રૂપિયા છ |
| પરદેશમાં | — | બાર શિલિંગ |
| છૂટક નકલ | — | દસ આના |

'પ્યારાબાપુ' અંગેના સઘળા પત્ર-વ્યવહારનું સરનામું—

'રૂપાયતન'
૪૫, નહેરુ રોડ, વિલેપારલે.
મુંબઈ—૨૪.

આફ્રિકામાં આ માસિકનું લવાજમ શ્રી. પ્રભુદાસ જે. વજરીઆ, પો. બો. ૧૨૬, નૈરોબી. એ ઠેકાણે ભરી શકાશે.

— શ્રી. મોતીલાલ તુલસીદાસ સ્મારક તરફથી —
પ્રકાશક અને મુદ્રક, ધીરેન ગાંધી. "પ્યારાબાપુ" મુદ્રણાલય, નહેરુ રોડ, વિલેપારલે.




ચિ. સૂર્યભાન,

પ્રાર્થનાકે સમય મન
સ્થિર ન રહે તો ભી નિત્ય
કરના. અભ્યાસ સે સફલતા
મિલેગી. દૂસરોંકે દોષ દેખ
આનંદ હોતા હૈ ક્યોંકિ
હમ ભી દોષ સે ભરે હુએ
હૈં ઔર ઉસે નિકાલના
નહિં ચાહતે. જબ હમ અપને
દોષ નિકાલનેકા પ્રયત્ન
કરતે હૈં તબ દૂસરોંકે દોષ
અગર દેખેં તો દુઃખ હોગા.
અપને દોષ બતાનેમેં લજ્જા
હોતી હૈ ક્યોંકિ હમ છુપાનેભી
ચાહતે હૈં. જબ દોષ
નહિં કરનેકા નિશ્ચય હોતા
હૈ તબ છુપાનેકા ખયાલ
છૂટ જાતા હૈ. પ્રયત્નસે
ઔર નિરંતર રામનામ જપ
સે કુવિચાર દૂર હોતે હૈં.
સેવા, પત્ર છોડો.

૧ ૨/૩૪ બાપુકા આશીર્વાદ

[જ્યારે હું ઈ૦ સ૦ ૧૯૩૪માં વર્ધા આશ્રમમાં હતો ત્યારે મેં પૂજ્ય બાપુજીને ચાર પ્રશ્નો પૂછેલા. મને એમના જવાબથી શાંતિ મળેલી. બીજાઓને એમાથી માર્ગદર્શન મળશે એમ સમજી "પ્યારાબાપુ" માટે મોકલું છુ. – સૂર્યભાન સ્નેહી.]

મ.રા પ્રશ્નો આ હતા.

[૧] ઈશ્વર કી પ્રર્થના કરતે સમય મન સ્થિર ન રહે તો ક્યા કરના? ક્યા પ્રાર્થના કરના છોડ દેના?

[૨] હમ કો દુસરોં કે દોષ દેખકર આનંદ ક્યોં હોતા હૈ?

[૩] હમકો અપને દોષ દૂસરે કો બતાને મેં લજ્જા ક્યોં આતી હૈ?

[૪] કુવિચાર કૈસે દૂર કિયે જાય?

ચિ. સૂર્યભાન,

[૧] પ્રાર્થના કે સમય મન સ્થિર ન રહે તો ભી નિત્ય કરના અભ્યાસસે સફલતા મિલેગી

[૨] દૂસરે કે દોષ દેખ આનંદ હેતા હૈ ક્યોં કિ હમ ભી દોષ સે ભરે હુએ હૈં ઔર ઉસે નિકાલના નહિં ચાહતે જબ હમ અપને દોષ નિકાલને કા પ્રયત્ન કરતે હૈં તબ દૂસરો કે દોષ અગર હમ દેખે તો દુઃખ હોગા.

[૩] અપને દોષ બતાને મે લજ્જા હોતી હૈ ઈસલિયે છુપાને કો દિલ ચાહતા હૈ જબ દોષ નહિં કરને કા નિશ્ચય હોતા હૈ તબ છુપાને કા ખ્યાલ છૂટ જાતા હૈ

[૪] પ્રયત્ન સે ઔર નિરંતર રામનામ લેને સે કુવિચાર દૂર હોતે હૈં

અફિણ છોડો

૧-૧-'૩૪ બાપુના આશીર્વાદ

# પત્રપ્રસાદ

(૧)

[સં ૧૯૭૧ના આષાઢ શુ ૬ (૧૮-૭-૧૫)ને રવિવારને દિવસે હું બાપુને કોચરબ આશ્રમે પહેલી વાર મળ્યો, અને સં ૧૯૭૨ના માગશર શુ ૧૪ (૨૦-૧૨-૧૫)ને દિને હું ગુજરાત કોલેજમાં અંગ્રેજી શીખવતો તે નોકરીનું રાજીનામું આપ્યું રાજીનામાનો કાગળ મે તૈયાર કર્યો હતો તે બાપુને ન ગમ્યો, એટલે એની નીચે પોતે નીચે પ્રમાણે લખી આપ્યું દેવા]

*I observe that Government servants are not allowed to attend the Indian National Congress session even as visitors. It is my intention to attend the Congress session as a visitor. I feel that the prohibition referred to is an undue interference with one's personal liberty. If therefore you consider that I am Government servant in the sense in which His Excellency the Governor has used the term I beg herewith to tender my resignation.*

(૨)

[સં ૧૯૭૫ના વૈશાખ વ ૫ (૨૦-૫-'૧૮)ને દિવસે મારા વિવાહ થયા તે પ્રસંગે આવેલું બાપુનું પત્ર. જોડણી બધે મોટે ભાગે બાપુની જ રાખી છે]

મુંબઈ

ભાઈશ્રી ૫ વાળજી બુધવાર

તમને લખવનો ઇરાદો કરી રહ્યો હતો આજે જ લખી શકું છું તમારી વિવાહિત જીંદગી સુખી થાઓ દેશને લાભદાયક બનો એમ ઇચ્છું છું

તમે ચગાડીયાને સારૂ કંઇક લખો એમ ઇચ્છું છું મોહનદાસના બંદે માતરમ્

(૩)

[સં ૧૯૭૬ના કાર્તિક માસના અંધારિયામાં મારા મોટા ભાઈ સુન્દરજીભાઈનો દેહાંત થયો એ પ્રસંગે આવેલું બાપુનું પત્ર]

લાહોર

ભાઈશ્રી ૫ વાળજી, માગસર સુદ ૫

તમારી ઉપર દુખના ઝાડ ઉગ્યા એમાં શક નથી. તમને આશ્વાસન શું આપું? તમારૂં જ્ઞાન તમને મદદગાર થાઓ—થશે જ તમારા ભાઈના બધા ગુણ જે તમે ગણાવો છો એ તમારામાં ન હોય તો તમે તેને ઉતારી તેમને તમારામાં અમર કરો.

મોહનદાસના બંદે માતરમ્

(૪)

[સં ૧૯૮૩ના જ્યેષ્ઠ વ ૮ (૨૨-૬-'૨૭)ને બુધવારને દિવસે મારા માતુશ્રી સંતોકબાઈએ ચન્દ્રભાગાના સંગમ આગળ મારી હારે

છે કે ઈશ્વરની તેમના પર અત્યંત અનુકંપા છે. તેમને ઈશ્વર પર વિશ્વાસ છે. જશઅપજશ અને લાભ હાનિની ચિંતા તેમણે ભગવાનનાં ચરણોમાં સમર્પણ કરી દીધી છે. એટલે એમને અધીરાઈ નથી, અસંતોષ નથી. પણ તોયે એમનું એ કરુણામય 'હે રામ, હે રામ' કંઈક દ્રૌપદીના પોકાર કે ગજના આર્તનાદ જેવી કલ્પના કરાવે છે

થોડા વરસ પહેલાની વાત છે. ભકત એક સજ્જને, ગાંધીજીને લખ્યુ, " મને રાત્રે એક સ્વપ્ન આવ્યુ, તેમા મેં શ્રીકૃષ્ણને જોયા. તેમણે મને કહ્યુ, 'ગાંધીને કહે કે, હવે એનો અંત નજીક આવી ગયો છે, એટલે બધા કામ કાજ છોડીને એણે હવે ઈશ્વરભજનમા લાગી જવું જોઇએ' ગાંધીજીએ એ મિત્રને લખ્યુ, 'ભાઈ, હુ તો એક પળ પણ ઈશ્વરભજનને નથી વીસરતો; મારે માટે લોકસેવા જ ઈશ્વરભજન છે. વળી, અંત નજીક આવી જાય ત્યારે જ શું આપણે ઈશ્વરભજન કરીએ? હું તો માનું છું કે, આપણે જન્મીએ છીએ તે જ દિવસથી આપણી ગરદન યમરાજના હાથમાં છે. તો ઈશ્વર ભજન કરવા માટે આપણે ઘડપણ સુધી શું કામ થોભીએ? ઈશ્વરભજન તો દરેક અવસ્થામાં આપણે કરવું જોઈએ,'

'અજરામરવત્ પ્રાજ્ઞો વિદ્યામર્થં ચ ચિંતયેત્
ગૃહીત ઈવ કેશેષુ મૃત્યુના ધર્મમાચરેત્'

[સમજુ માણસ વિદ્યા અને અર્થની પ્રાપ્તની ચિંતા એમ સમજીને કરે કે જાણે પોતે અજર અમર છે; અને ધર્મ આચરે તે એવા ભાનથી કે જાણે મૃત્યુએ કેશ પકડયા જ છે!]

* * * * * * * *

[અનુસંધાન પૃ. ૨૬૮થી]

એકમાં જ કેંદ્રિત થાય છે,—જેમ બધી નદીઓ સમુદ્ર ભણી વહી એમ લય પામે છે. પણ પ્રત્યેક વ્યકિતએ કે જાતિએ એ ભૂલવું ન જોઈએ કે એનો ધર્મ કદી પૂર્ણ થઈ શકતો જ નથી, કારણ કે પૂર્ણ તો 'ફકત મૌલિક, સાર્વભૌતિક સત્ય અથવા પરમપુરુષ જ છે. જેવી રીતે છ આધળાઓનું હાથી વિષેનું વર્ણન અપૂર્ણ હતું, તેવી રીતે આપણા જુદા જુદા ધર્મો પણ અપૂર્ણ જ છે. પણ એટલું તો સાચુ છે કે ધર્મમાં અનંતતા, શાશ્વતતા અને સત્યનો કંઈને કઈ અંશ તો હોય જ છે.

એક મહાપુરુષનું વચન છે કે માણસ ફકત ખોરાકથી નથી જીવતો. એનો ભાવાર્થ એટલો જ કે માણસને પોતાના જીવનને સર્વાંગી બનાવવા ખોરાક કરતાં એક વધારે અગત્યની વસ્તુની જરૂર છે અને તે છે ધર્મ.

દરેક ધર્મને બે અંગો હોય છે. એક મર્મ અને બીજું કર્મ. મર્મ એટલે મૌલિક સત્ય સંબંધના વિચારો; અને કર્મ એટલે તે વિચારોને પોતાના જીવનમાં કેવી રીતે વણી લેવા તે. આ બે અંગો પક્ષીની બે પાંખો જેવાં છે. જેમ પક્ષી એક પાંખે ઊડી ન શકે, તેમ કોઈ પણ ધર્મનો અનુયાયી આ બંને અંગો—કર્મ અને મર્મ—વિના જીવનસત્યને પારખી ન શકે.




ગુરુદયાલ મલ્લિક

ગાંધીજી અને ગુરુદેવ બન્ને ધર્મપરાયણ હતા. ગાંધીજીનો જીવનપથ નીતિનો હતો અને ગુરુદેવનો જીવનપથ પ્રીતિનો હતો. તેથી જ ગાંધીજીને ભગવદ્ગીતા બહુ પ્રિય હતી અને ગુરુદેવને ઉપનિષદ્. પણ નીતિ અને પ્રીતિ એ બન્ને એક જ જીવન-સિક્કાની બે બાજુઓ છે. જ્યારે એક વ્યક્તિનો બીજી વ્યક્તિ સાથે સંબંધ થાય છે ત્યારે જ નીતિ તેમ જ પ્રીતિનો ઉદ્ભવ થાય છે. જો કોઈ માણસ એકલો જ જગતમાં રહેતો હોય, તો એને નીતિશાસ્ત્ર જાણવાની કે રચવાની લગારે જરૂર પડતી નથી. એનું મન જ એનો માલિક હોય છે. પરંતુ જે ક્ષણે તે બીજાના સંપર્કમાં આવે છે ત્યારે એને પોતાના અને બીજાના મન વચ્ચે એક પુલ બાંધવાની જરૂર જણાય છે. અને જો એ પુલ તે ન બાંધે તો તે બન્નેનો પરસ્પર વ્યવહાર અનભિવિત બની જાય. તેથી બીજી વ્યક્તિની સાથે નીતિ અથવા પ્રીતિનો માર્ગ પકડ્યા વિના તેને છૂટકો નથી.

પ્રીતિ અને નીતિ એ બન્ને ધર્મવૃક્ષના મૂળ છે અને એ જ પ્રમાણે આપણે કહી શકીએ કે આખા સંસારનું જે મૂળ છે, વ્યક્તિગત જીવનનું જે મૂળ છે એ જ ધર્મ. સર્વ જગતને ધારણ કરનાર વસ્તુ અથવા નિયમ અથવા વિભૂતિ એટલે ધર્મ, એવો અર્થ ધર્મનો કરવામાં આવ્યો છે. ગાંધીજીની દૃષ્ટિએ બ્રહ્માંડને ધારણ કરી રહેલી એક પરમ નીતિમય શક્તિ એ જ સત્ય અને ગુરુદેવની દૃષ્ટિએ જગતને ધારણ કરી રહેલી એક પરમ વિભૂતિ એ જ પ્રીતિમય પરમ પુરુષ. માનવીને આખા બ્રહ્માંડની સાથે સંબંધ જોડવા માટે નીતિને માર્ગે કે પ્રીતિને માર્ગે દોરી જાય એવી સાધનામાં જ માણસનો ધર્મ સમાયેલો છે, જ્યાં સુધી એને આવી પ્રેરણા થાય નહીં, ત્યાં સુધી એ ધર્મમય ન થઈ શકે.

સત્યને સમજવાનો માર્ગ નીતિ છે અને પરમપુરુષને ઓળખવાનો માર્ગ પ્રીતિ છે. દરેક જણને પોતપોતાનો માર્ગ હોય છે. તેથી જ ધર્મના અનેક રૂપો, સત્યની અસંખ્ય વ્યાખ્યાઓ અને પરમપુરુષના અગણિત વર્ણનો દૃષ્ટિએ પડે છે. પણ આખરે એ ભિન્ન ભિન્ન માર્ગો

[અનુસંધાન પૃ. ૨૬૭મે

આપણા વેદોમા ઈશ્વરનુ વર્ણન કરવાના પ્રયત્નો થયા છે વેદકારો પણ ઈશ્વરનુ ખરુ સ્વરૂપ જાણવાને કે વર્ણવવાને અસમર્થ હતા છેવટે વેદ થાકીને કહે છે 'નેતિ, નેતિ, નેતિ' (આ નહી, આ નહી, આનહી ) આવી નકારાત્મક વ્યાખ્યા ઈશ્વિર વિશે છે શુ એ વેદવચનનો પડઘો મિ૦ પોલોકના કથનમા નથી પડતો?

આપણા જવાહર વારવાર બાપુજીને સબોધતા કહે છે *Father of the Nation* (બાપુજી તો છે આપણા રાષ્ટ્રપિતા) પણ તેથી બાપુજીના ખરેખરા સ્વરૂપનુ આલેખન થતુ નથી રાજકારણ તો બાપુજીને મન એમના 'જીવનનુ નજીવુ અગ' હતુ પણ તોયે બાપુજી રાષ્ટ્રવિધાયક હતા જ ગુરુદેવે બાપુજી વિશે યથાર્થ ઉચ્ચાર્યુ છે

*The god of sacrifice took a fancy for a human form and Mr Gandhi was born*

(આત્મનમર્પણના દેવતાને માનવદેહ ધારણ કરવાની કલ્પના આવી અને ગાધીજી જન્મ્યા) ગાધીજી તો હતા આત્મસમર્પણના દેવતા

આટલા નાનકડા, મિડ્મિાઉસ' જેવા, તેમજ 'તેઓ આવા નથી તેઓ તેવા નથી તેઓ અહી છે તેઓ ત્યા છે તેઓ સર્વત્ર છે' – એવા અને 'રાષ્ટ્રપિતા,' તેમજ 'આત્મ-સમર્પણના દેવતા'– સમા બાપુજીને વન્દન કરતા ગુરુદેવની કવિતા સહેજે સ્મરણ થઈ આવે છે

તમને પ્રણમુ હુ શિર નામી,  
પ્રણામ મારા જાય ત્યા થભી,  
તવ ચરણ જ્યા વિરાજે અપમાનોની માહે,  
ત્યા મારા પ્રણામ ન પ્હોચે!  
સૌની પૂઠે, સૌની નીચે, ના ભૂલેલા માહે

---

[અનુસધાન પૃ૦ ૨૮૧થી]
આટલા ભવ્ય દર્શન પણ કરાવે છે! આપના પુણ્યપ્રતાપે આવાં દર્શન પામીને રાજન, હુ ધન્ય ધન્ય બની ગયો છુ

રતિદેવ મહામત્રીજી, સાચુ છે, તમારી સૌની નજરે આજની ઘડી સુધી એક માત્ર હુ જ તમને મહાન લાગ્યો છુ, પણ હૈયાની વિશાળતા તો ઈશ્વિરે સૌ કોઈને એકસરખી જ દીધી છે કોઈ એને ફરમાવે કોઈ એને ખીલવે અને હૈયાની વિશાળતાને ખીલવતા સૌ કોઈ માનવી રતિદેવ કરતા જરાયે ઓછા મહાન નથી! મારો આટલો સદેશ મારી પ્રજાને જણાવજો! માત્ર તફના આધળા પ્રેમના આવેશમા કોઈ પણ માણસ પોતાના સમાનવીનુ જરાયે અહિત ન કરે એ જોજો!

(મહામત્રી મહારાજને વદન કરી જાય છે રતિદેવ આજે બની ગયેલા બે ભવ્ય પ્રસગો જોઈ ઊડા વિચારમા પડી જાય છે)






ઘનશ્યામદાસ બિરલા

'ઇશ્વરના અનેક રૂપ છે, પણ હું એ જ રૂપનો પૂજારી છુ કે જે સત્યનો અવતાર છે ઇશ્વર એ નિત્ય, સનાતન અને અપરિવર્તનશીલ સત્ય છે' આપણા પુરાણોમા કેટલીય જગ્યાએ કહ્યું છે કે, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એક જ ઇશ્વરના ત્રણ રૂપ છે વિશાળ દૃષ્ટિએ જોઇએ તો, ગાધીજીના અહિંસા, સત્ય અને ઇશ્વર એક જ વસ્તુ છે એમ લાગે છે રામનામનુ માહાત્મ્ય ગાધીજીએ પાછળથી પિછાન્યુ પણ એમા એમની શ્રદ્ધા પહેલી બેઠી

કહે છે કે, બાળપણમા ગાધીજીને ભૂતનો ડર લાગતો, તેથી વેળા કવેળાએ અધારામા જતા એ ડરતા પણ એમની નોકર રભાએ એમને બતાવ્યુ કે, રામનામની શક્તિ એવી છે કે એના ઉચ્ચારણથી ભૂત ભાગી જાય છે બાળક ગાધીને આ એક નવુ શસ્ત્ર મળ્યુ અને એમા શ્રદ્ધા જામતી ગઈ શરૂમા જે શ્રદ્ધા અધશ્રદ્ધા હતી, જ્ઞાનવિહીન હતી, એ ધીરે ધીરે જ્ઞાનયુક્ત થવા લાગી અને પછીથી એ શ્રદ્ધાની પાછળ અનુભવ પણ એકઠો થવા લાગ્યો

મે જોયુ છે કે, ગાધીજી જ્યારે ઊઠે છે, બેસે છે, બગાસુ ખાય છે કે આગળ મરડે છે, ત્યારે લાબો શ્વાસ લઈને 'હે રામ, હે રામ' એમ બોલે છે મે ધ્યાનપૂર્વક અવલોકન કર્યું છે કે એમના એ 'હે રામ, હે રામ'મા કઈક આહ્ હોય છે, કઇક કરુણા હોય છે, કઈક થાક હોય છે એ વિષે મે મારા મનમા વિચાર્યું છે કે, શુ એ એમ કહેતા હશે કે, 'હે રામ, હવે આ બુઢ્ઢાને, ઘાચીના બળદની માફક, શા માટે તે જોડી રાખ્યો છે? જે કરવુ હોય તે જલદી કર. જે કામને માટે મને મોકલ્યો છે તેની પૂર્ણાહુતિમા વિલબ શા માટે?

જયપુરના મહારાજ પ્રતાપસિંહ કવિ હતા પોતાની માદગીનુ અસહ્ય દુ ખ જ્યારે ખમી ન શકાયુ, ત્યારે તેમણે ઇશ્વરને ઠપકો આપતા ગાયુ

'ग्वालीया थे कांई जाणो रे पीड पराई,
थारे हाथ लकुटिया, कांधे कमलिया, थे बन-बन
धेनु चराई'

[ હે ગોવાળિયા! તુ પારકાની પણ કાઈ પીડ જાણે છે? કે પછી હાથમા લાકડી ને ખાધે કામળી લઈને વન વન ગાયો જ ચરાવી જાણે છે? ]

પણ ગાધીજીની બાબતમ કદાચ આમ ન બને, કારણ કે એમનામા ધીરજ છે તેવો જાણે

અને 'નૂપુરઝંકાર'માં તેમનું કવિત્વ વિકસ્યું અને તે વખતના યુવાનોને પ્રેરણા આપનાર નીવડ્યું. દરમ્યાન, 'જ્ઞાનસુધા', 'સુદર્શન', 'સમાલોચક', 'વસંત' વગેરે તે વખતનાં શિષ્ટ માસિકોમાં વિવેચનના અને ભાષાશાસ્ત્રના સંશોધનોના તેમજ બીજા વિષયોના લખાણોનો પ્રવાહ તો ચાલુ જ હતો. વિવેચનના અને બીજા કેટલાક લેખો 'મનોમુકુર'ના ચાર ભાગોમાં સંઘરાયા છે. ભાષાશાસ્ત્રના સંશોધનનું ઘણું ખરું પૂરું સ્વરૂપ તે ૧૯૨૧ની સાલમાં અપાયેલા બે વિલ્સનના ભાષણો. અત્યારે આપણને વધારે જાણીતા એવા 'ગુજરાત', 'કૌમુદી', 'પ્રસ્થાન' વગેરેમાં પણ તેમના છૂટાછવાયા લેખો તો મળે જ. 'ગુજરાત'ની જ એક લેખમાળા 'સ્મરણમુકુર' તરીકે બહાર પડી છે. બાકીના લેખોનો સંગ્રહ તો હજી થાય ત્યારે.

જીવનના પાછલા ભાગમાં લખાયેલી બે ચોપડીઓ 'સ્મરણસંહિતા' અને 'વિવર્તલીલા' નરસિંહરાવભાઈને ફિલસૂફ તરીકે આપણી સામે રજૂ કરે છે. ઘણી રીતે સુખમાં ઉછરેલા જીવનમાં પણ અમુક જાતનું તત્ત્વજ્ઞાન ભર્યું. માનસ વારસામાં મળેલી ઈશ્વરભક્તિ, પાછળથી કિસ્મત તરફથી જુદા જુદા રૂપે — ખાસ કરીને યુવાન સંતાનોના ઉપરાઉપરી મૃત્યુને રૂપે — પડેલા અનેક ઘા છતાં — અથવા કહો કે તેને લીધે જ — ઘન એવી શ્રદ્ધા, વગેરે તત્ત્વો, બીજાં પુસ્તકો કરતાં જુદી જ જાતનું સાહિત્ય નમૂના આ બે પુસ્તકોમાં રજૂ કરે છે. જીવનની ફિલસૂફીનો તેમનો આદર્શ હતો 'ઈશ ઇચ્છા સંગમાં ભેળું ઇચ્છા માહરી.' એ ભાવના આ બે પુસ્તકોમાં મુખ્ય ભાગ ભજવે છે અને એ બન્નેના અભ્યાસ થાય છે તે બાપુને બહુ ગમતી તેમની ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધા, ઈશ્વરની કલ્યાણકારી ઇચ્છામાં પરિપૂર્ણ શ્રદ્ધા.

બાપુને ગમે એવા બીજા ગુણો નરસિંહરાવભાઈના હતા તે સત્યનિષ્ઠા અને ન્યાયવૃત્તિ. તેમની નીડર ન્યાયવૃત્તિનો સુંદર દાખલો આ અંકના એક બીજા લેખમાં જોવા મળશે. સત્યપાલનને પરિણામે, તેઓ આટલા ઉગ્ર વિવેચક છતાં પોતાની ભૂલ ખુલ્લા દિલે કબૂલ કરી શકતા, અને નાનું બાળક પણ નવું દૃષ્ટિબિંદુ બતાવે તો તે સ્વીકારતા. ગરબામાં પગનો ઠેકો લેવો તે નવા જમાનાના અણઘડપણાની નિશાની છે એમ તેમનો દૃઢ અભિપ્રાય તેમણે કેટલીયે વાર જાહેરમાં રજૂ કર્યો હશે. તે છતાં એકવાર માત્ર ચૌદ વર્ષની ઉંમરે મેં 'તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ' એ કવિ દયારામની લીટી પગના ઠેકા માટે પ્રમાણ રૂપે ટાંકી, તે વખતે તરત જ તેમણે મારી વાત કબૂલ રાખી અને પોતાને મળેલું નવું દૃષ્ટિબિંદુ બીજા આગળ ઉત્સાહભેર રજૂ કર્યું — તે માટેનો જશ પોતે લીધા વિના જ. તેમની સત્યપ્રિયતા ઘણું ખરું ઉગ્ર સ્વરૂપ લેતી અને તેથી ઘણા લોકોને તેમના વિવેચન વિગેરેમાં પક્ષપાતની કે પૂર્વગ્રહની છાંટ લાગતી. પણ તેમની દરેક પ્રવૃત્તિમાં મૂળભૂમિકા સત્યપ્રિયતાની હતી. પોતાના વ્યક્તિત્વનું પૂરું ભાન હોવાથી કેટલીક વાર સત્યપ્રિયતા છતાં પૂર્વગ્રહનો દોષ નહિ જ આવી જતો હોય એમ તો ના કહેવાય, પણ તેમનો હેતુ હમેશાં ઉદાત્ત રહેતો — સત્યશોધનનો. તેમ ના હોય તો, એક કવિની એક કૃતિના દોષો બરાબર બતાવ્યા પછી એ જ કવિની બીજી કૃતિના ભરપેટ વખાણ કરવા, કે પોતાને જેની સાથે લગભગ દરેક બાબતમાં વિરોધ હોય તેવા લેખકોની કૃતિઓમાંના ગુણો જોવાને આતુરતા બતાવવા, બીજા વિવેચકોને જેનો ખ્યાલ સુદ્ધાં ન હોય એવી ખામીઓ શોધી તે માટે તે લેખકને ધન્યવાદ આપવો, એવું બનવા સંભવ જ ઓછો હોય — જ્યારે નરસિંહરાવભાઈના સમાગમના એવા દાખલા એકથી વધારે મળી આવશે.

સામાન્ય રીતે પોતાના વ્યક્તિત્વ નીચે પોતાના વિદ્યાર્થીઓને દબાવી દેતા એવી નરસિંહરાવભાઈ વિષે માન્યતા છે. એટલું ખરું, કે તેમનું વ્યક્તિત્વ એવું જબરું કે સાધારણ વિદ્યાર્થી તો અંજાઈ જ જાય. પણ એક વાર કોઈ પણ વિદ્યાર્થીમાં શક્તિ જોઈ કે તેને ઉત્તેજન આપવાના તેઓ એક મિનિટનો વિલંબ ન કરતા નહિ. અને

[અનુસંધાન ૧૦૨૮ મે]

# બાપુજી – નાના અને મોટા

મુકુલભાઇ

જેઓએ બાપુજીને નજરોનજર જોયા છે, તેઓ તો જાણે છે બાપુજી કેવા હતા પરંતુ જેઓએ બાપુજીને જોયા નથી તેઓને તો એમનુ ચિત્ર જોઈ ને જ કલ્પના કરવી રહી

બાપુજી કેવા હતા? શુ તેઓ સરહદના પઠાણ જેવા કદાવર અને પડછંદ હતા કે કેવા હતા? બાપુજી કેટલા નાનકડા હતા. તેનો ખ્યાલ ઉદાહરણ પરથી સહેજે આવી શકશે

ગાધીજી વિલાયતથી બૅરિસ્ટર થઈ હિંદ પાછા ફર્યા હતા. તે વખતે બાપુજી હતા મોહન દાસ કરમચંદ ગાધી કાઠિયાવાડી પોશાકમા તેઓ સજ્જ હતા. તેમને લહોરથી દિલ્હી ઘણા અગત્યના કામ માટે જવાનુ હતુ પણ લાહોરના સ્ટેશને ગાડીમા એટલી તો ભીડ હતી કે બાપુજીનો એમા ક્યા પત્તો લાગે? ગાધીજીને તે વખતે કોણ ઓળખે? જે જે બારણા પાસે જાય ત્યા પંજાબના કદાવર લોકો 'એ બનિયા આગે જાવ, આગે જાવ' કહી એમને પેસવા જ ન દે ગાધીજીને કેમ પણ કરી દિલ્હી જવુ જ હતુ એટલામા એક હમાલે આવીને બાપુજીને કહ્યુ, 'શેઠ જો મને તમે એક રૂપિયો આપો તો તમને અબઘડીએ ગાડીમા બેસાડી દઉ" તે વખતના મોહનદાસને થયુ અરે, એક શુ દોઢ રૂપિયામા પણ બેસાડી આપે તો મોટી મહેરબાની બાપુજી રૂપિયો આપવા તૈયાર થયા હવે પેલા હમાલે શુ કર્યું એ તમે જાણો છો? તમે કલ્પના કરી જુઓ પણ હુ તો જે બન્યુ તે કહુ જેમ આપણે નાનકડા બાળકને બે હાથમા ઉપાડી બારીમાથી ગાડીમા બેસાડીએ છીએ, તેમ પેલા હમાલે બાપુજીને ઉપાડી ગાડીમા બેસાડ્યા અને કહ્યુ લાવો શેઠ રૂપિયો"

બાપુજી હતા બાળક જેવા નાનકડા

વળી આપણા સરોજિની નાયડુએ બાપુજીનુ વર્ણન કરતા શુ કહ્યુ છે તે તમે જાણો છો? બાપુજીનુ શરીર સાવ સુકલકડી, નાક પણ આકર્ષક નહી કાન પણ મોટા મોટા, માથાનુ પણ ઠેકાણુ નહી એ બધુ જોઈને કવયિત્રીએ ગમ્મતમા કહ્યુ કે બાપુજી તો છે મિકિમાઉસ જેવા *MICKY — MOUSE OF MAN*"

હવે બાપુજી કેટલા મોટા છે એ વિશે થોડુ કહુ એક વખતે એક જર્મન લેખકને બાપુજીનુ જીવનચરિત લખવુ હતું તેથી તે મિ૦ હેનરી પોલોક પાસે ગયા, કારણ કે મિ૦ પોલોક ગાધીજીના દક્ષિણ આફ્રિકાના મિત્ર અને સાથી હતા એ લેખકને થયુ કે મિ૦ પોલોક પાસેથી ગાધીજી વિશે વિપુલ સામગ્રી મળશે

મિ૦ પોલોકે તેમને લખવા કહ્યુ પેલા ભાઈ લખવા તૈયાર થયા મિ૦ પોલોક હૃદયના ઊંડાણમાથી બોલવા લાગ્યા

***He is not this He is not that He is here He is there He is everywhere***

(તેઓ આવા નથી તેઓ તેવા નથી. તેઓ અહી છે તેઓ ત્યા છે તેઓ સર્વત્ર છે)

પેલો જર્મન લેખક તો આ સાભળી અવાક થઈ ગયો. તેણે તો મિ૦ પોલોક પાસેથી પાનાઓ ભરાઈ એટલી હકીકતોની આશા રાખી હતી'



# બાપુનાં પ્રિય ભજનો

[મુંબઈમાં બાપુજી જનાબ જિન્હા સાહેબ સાથે મંત્રણા કરતા હતા તે વખતનો આ પ્રસંગ છે. સાંજની પ્રાર્થના પછી હું બાપુજીને મળ્યો. બાપુજી ધ્યાનસ્થ દશામાં બેઠા હતા, મુખ પર અવર્ણનીય વિષાદની છાયા ઘેરાયેલી હતી.

થોડી વાર પછી બાપુજીએ મને એકાદ ભજન ગાવાનું સૂચન કર્યું. જે ભજન સવારથી જ મારા મનમા ગુંજતું હતું એ જ મુખમાંથી સરી પડ્યું.

ભજન પૂરું થયું. પાછી શાંતિ પ્રસરી ગઈ.

જ્યારે હું બાપુજીની રજા લઈ ઘરે જવા નીકળ્યો ત્યારે બાપુજી બોલ્યા: "મેરે દિલ કી હાલત તુમને અપને ભજન મેં હી કહ દી હૈ." —શુ. મ.]

બેઠા હું મંદિર કે બાહિર
    લે કે દિલ મેં આસ,
કભી તો બુલાઓગે હી
    અપને ચરનન પાસ.

તેરી ચરન છાયા મેં
    જો હૈ પ્રકાશ,
ઉસ મેં મેરી આત્મા કા
    હોગા પૂર્ણ વિકાસ.

# સ્વ૦ શ્રી૦ નરસિંહરાવભાઇ

કુરંગી દેસાઈ

'ભાઈ મુનશી, સગાવ વર્ધા

સદ્દગત નરસિંહરાવના કુટુંબીજનોને હું મારી શ્રદ્ધાંજલિ મોકલી ચુક્યો છું. એમના પ્રત્યે મને ઘણું માન હતું એ દિવસે દિવસે વધતું જતું હતું. ઈશ્વર પ્રત્યેની એમની શ્રદ્ધા મને બહુ ગમતી હતી. 'લીડ કાઇન્ડલી લાઇટ'નો બહુ મધુર અનુવાદ મારી વિનતિ સ્વીકારી એમણે કરી આપ્યો હતો એ અમારી વચ્ચેની અંગત ગાંઠનું કારણ હતું.
૨૭ ૧ '૩૭ બાપુના આશીર્વાદ

ઉપર ઉતારેલા બાપુના ઉદ્ગારોથી તેઓને સ્વ. શ્રી નરસિંહરાવભાઇ સાથે કેવો મીઠો સંબંધ હતો તે આપણે જોઈ શકીએ છીએ. આજે બાપુના સંભારણાં સાથે નરસિંહરાવભાઈનાં સંસ્મરણો જોડાય છે તે પણ એ પ્રેમસંબંધને આભારી છે.

ગયા જમાનાના એક આગળ પડતા કવિ અને વિવેચક, ગુજરાતના લગભગ પહેલા ભાષાશાસ્ત્રી, દસ વર્ષ સુધી નડીઆદ ચેનને એલ્ફિન્સ્ટન કોલેજમાં ગુજરાતીના પ્રોફેસર તરીકે કેટલાય યુવાનોને સાહિત્યમાં રસ લેતા કરનાર અને યુનિવર્સિટીના વિષયોમાં ગુજરાતીનું માન વધારનાર શ્રી નરસિંહરાવને ગુજરાત ભૂલી શકે તેમ નથી.

અમદાવાદના જાણીતા* સમાજ સુધારક શ્રી ભોળાનાથ સારાભાઇને ત્યાં નરસિંહરાવભાઇનો જન્મ ૧૮૫૯માં થયો હતો. ફારસી સંસ્કૃત અને અંગ્રેજીનો અભ્યાસ ઘેર શરૂ કરી, અંબાલાલ સાકરલાલ તથા કવિ દલપતરામ વગેરે શિક્ષકો પાસે નિશાળમાં ભણી પ્રો. રામકૃષ્ણ ભાંડારકરના માનીતા શિષ્ય થવાની લાયકાત કેળવી. તે જમાનામાં મહારાષ્ટ્રીઓના ઈજારા જેવું ગણાતું બી. એ. માં સંસ્કૃતમાં પ્રથમ આવનારને આપવામાં આવતું—ભાઉદાજી ઇનામ મેળવી તેઓએ વિદ્યાર્થી



જન્મ ૩ ૯-૧૮૫૯] [અવસાન ૧૪ ૧ ૧૯૩૭

જીવન પુરું કર્યું—જોકે વિદ્યાર્થીનું માનસ તો તેમણે ૭૮ વર્ષે પણ છોડ્યું ન હોતું.

અભ્યાસ પૂરો કર્યા પછી થોડાજ વખતમાં પોતાના દાદાથી, સારાભાઈ બાળાભાઈના વખતથી ચાલી આવેલી પ્રણાલિકા મુજબ સરકારી નોકરીમાં તેઓ જોડાયા અને આઈ. સી. એસ. ને મળતી સ્ટેન્યુટરી સિવિલ સર્વિસમાં જોડાઈ, આસિસ્ટન્ટ કલેક્ટરની જગ્યા તેમણે સંભાળી. આ જગ્યાએ તેઓ નિવૃત્ત થતા સુધી રહ્યા.

તેમનું સાહિત્યિક જીવન લગભગ નોકરી મળી તે અરસામાં શરૂ થયું. 'કુસુમમાળા', એ પ્રથમ કાવ્યસંગ્રહે ગુજરાતી સાહિત્યમાં એક નવી ભાત પાડી. તે પછીથી લગભગ ૨૫ વર્ષના ગાળા માં બહાર પડેલા બીજા બે કાવ્યસંગ્રહો હૃદયવીણા

"માનવ વિકાસ જે કંઈ થયો છે તે કેવળ સત્યની આરાધનાથી. બીજું બધું બને તેમાંથી જ મળ્યું છે. —ગાંધીજી

# પ્યારાબાપુ

ભગવાન પોતાની મેળે થયા છે. તેને જન્મના પણ ન હોય. જો હોય તો તે ભગવાન શાના?" —ગાંધીજી

વર્ષ ૧ | ૧૨ જાન્યુઆરી ૧૯૪૯ | અંક ૧૨

## વિષયસૂચી



## "પ્યારાબાપુ"ના ગ્રાહકોને

આ માસ (જાન્યુઆરી)ના અંક સાથે "પ્યારાબાપુ"નું પહેલું વર્ષ પૂરું થાય છે. આવતા વર્ષમાં ચાલુ રહેવા ઇચ્છતા ગ્રાહકોને અમારી ખાસ આગ્રહપૂર્વક વિનંતિ છે કે તેમણે લવાજમના રૂા. ૬) મનીઓર્ડરથી મોકલી આપવા કૃપા કરવી. બધા જ જો અંક વી.પી. થી આવવાની રાહ જુએ તો વી.પી. રવાના કરતાં જ એક અઠવાડિયું ચાલ્યું જાય અને આવતો અંક લગભગ ૧૫ દિવસ ગ્રાહકોને મોડો પહોંચે. વળી મનીઓર્ડર મોકલવાથી અમારી ઘણી મહેનત બચે અને ગ્રાહકોને વી.પી. રજીસ્ટ્રેશનની ફી પણ ભોગવવી ન પડે.

બીજું આ અંક સાથે પોસ્ટકાર્ડ મૂક્યું છે તેમાં આપ આવતા વર્ષ માટે "પ્યારાબાપુ"ના ગ્રાહક થવા ઇચ્છો છો કે નહીં તે લખી એ પોસ્ટકાર્ડ તરત રવાના કરશો તો આભારી થશું.

આશા છે અમારા આ કાર્યમાં આપ પૂરો સહકાર આપશો.

આપણા વેદોમાં ઈશ્વરનું વર્ણન કરવાના પ્રયત્નો થયાં છે. વેદકારો પણ ઈશ્વરનું ખરું સ્વરૂપ જાણવાને કે વર્ણવવાને અસમર્થ હતા. છેવટે વેદ થાકીને કહે છે: 'નેતિ, નેતિ, નેતિ.' (આ નહીં, આ નહીં, આનહીં.) આવી નકારાત્મક વ્યાખ્યા ઈશ્વર વિશે છે. શું એ વેદવચનનો પડઘો મિ૦ પોલોકના કથનમાં નથી પડતો?

આપણા જવાહર વારવાર બાપુજીને સંબોધતા કહે છે: "*Father of the Nation.*" (બાપુજી તો છે આપણા રાષ્ટ્રપિતા.) પણ તેથી બાપુજીના ખરેખરા સ્વરૂપનું આલેખન થતું નથી. રાજકારણ તો બાપુજીને મન એમના 'જીવનનું નજીવું અંગ' હતું. પણ તોયે બાપુજી રાષ્ટ્રવિધાયક હતા જ. ગુરુદેવે બાપુજી વિશે યથાર્થ ઉચ્ચાર્યું છે.

"*The god of sacrifice took a fancy for a human form and Mr. Gandhi was born*"'

(આત્મસમર્પણના દેવતાને માનવદેહ ધારણ કરવાની કલ્પના આવી અને ગાંધીજી જન્મ્યા.) ગાંધીજી તો હતા આત્મસમર્પણના દેવતા.

આટલા નાનકડા, 'મિકિમાઉસ' જેવા, તેમજ 'તેઓ આવા નથી. તેઓ તેવા નથી. તેઓ અહીં છે. તેઓ ત્યાં છે. તેઓ સર્વત્ર છે.' – એવા અને 'રાષ્ટ્રપિતા,' તેમજ 'આત્મ-સમર્પણના દેવતા'– સમા બાપુજીને વન્દન કરતાં ગુરુદેવની કવિતા સહેજે સ્મરણ થઈ આવે છે:

તમને પ્રણમું હું શિર નામી,
પ્રણામ મારાં જાય ત્યાં થંભી,
તવ ચરણ જ્યાં વિરાજે અપમાનોની માંહે,
ત્યાં મારાં પ્રણામ ન પ્હોંચે!
સૌની પૂંઠે, સૌની નીચે, સૌ ભૂલેલાં માંહે.

---

[અનુસંધાન પૃ૦ ૨૮૧થી]

આટલા ભવ્ય દર્શન પણ કરાવે છે! આપના પુણ્યપ્રતાપે આવાં દર્શન પામીને રાજન, હું ધન્ય ધન્ય બની ગયો છું.

રંતિદેવ : મહામંત્રીજી, સાચું છે, તમારી સૌની નજરે આજની ઘડી સુધી એક માત્ર હું જ તમને મહાન લાગ્યો છું, પણ હૈયાની વિશાળતા તો ઈશ્વરે સૌ કોઈને એકસરખી જ દીધી છે; કોઈ એને કરમાવે, કોઈ એને ખીલવે અને હૈયાની વિશાળતાને ખીલવતા સૌ કોઈ માનવી રંતિદેવ કરતા જરાયે ઓછા મહાન નથી! મારો આટલો સંદેશ મારી પ્રજાને જણાવજો! મારા તરફના આંધળા પ્રેમના આવેશમાં કોઈ પણ માણસ પેલાં બે માનવીનું જરાયે અહિત ન કરે એ જોજો!

(મહામંત્રી મહારાજને વંદન કરી જાય છે. રંતિદેવ આજે બની ગયેલા બે ભવ્ય પ્રસંગો જોઈ ઊંડા વિચારમાં પડી જાય છે.)






ઘનશ્યામદાસ બિરલા

'ઈશ્વરના અનેક રૂપ છે, પણ હું એ જ રૂપનો પૂજારી છુ કે જે સત્યનો અવતાર છે ઈશ્વર એ નિત્ય, સનાતન અને અપરિવર્તનશીલ સત્ય છે.' આપણા પુરાણોમા કેટલીય જગ્યાએ કહ્યુ છે કે, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એક જ ઈશ્વરના ત્રણ રૂપ છે વિશાળ દૃષ્ટિએ જોઈએ તો, ગાધીજીના અહિંસા, સત્ય અને ઈશ્વર એક જ વસ્તુ છે એમ લાગે છે રામનામનુ માહાત્મ્ય ગાધીજીએ પાછળથી પિછાન્યુ, પણ એમા એમની શ્રદ્ધા પહેલી બેઠી

કહે છે કે, બાળપણમા ગાધીજીને ભૂતનો ડર લાગતો, તેથી વેળા કવેળાએ અધારામા જતા એ ડરતા- પણ એમની નોકર રભાએ એમને બતાવ્યુ કે, રામનામની શક્તિ એવી છે કે એના ઉચ્ચારણથી ભૂત ભાગી જાય છે બાળક ગાધીને આ એક નવુ શસ્ત્ર મળ્યુ અને એમા શ્રદ્ધા જામતી ગઈ શરૂમા જે શ્રદ્ધા અધશ્રદ્ધા હતી, જ્ઞાનવિહીન હતી, એ ધીરે ધીરે જ્ઞાનયુક્ત થવા લાગી અને પછીથી એ શ્રદ્ધાની પાછળ અનુભવ પણ એકઠો થવા લાગ્યો

મે' જોયુ છે કે, ગાધીજી જ્યારે ઊઠે છે, બેસે છે, બગાસુ ખાય છે કે આળસ મરડે છે, [illegible] લઈને 'હે રામ, હે રામ' એમ બોલે છે મે ધ્યાનપૂર્વક અવલોકન કર્યું છે કે, એમના એ 'હે રામ, હે રામ'મા કઈક આહ હોય છે, કઈક કરુણા હોય છે, કઈક થાક હોય છે એ વિષે મે મારા મનમા વિચાર્યું છે કે, શુ એ એમ કહેતા હશે કે, 'હે રામ, હવે આ બુઢ્ઢાને, ઘાચીના બળદની માફક, શા માટે તે જોડી રાખ્યો છે? જે કરવુ હોય તે જલદી કર. જે કામને માટે મને મોકલ્યો છે તેની પુર્ણાહુતિમા વિલબ શા માટે?

જયપુરના મહારાજ પ્રતાપસિંહ કવિ હતા પોતાની માદગીનુ અસહ્ય દુ ખ જ્યારે ખમી ન શકાયુ, ત્યારે તેમણે ઈશ્વરને ઠપકો આપતા ગાયુ

'ગ્વાલીડા થે કાઈ જાણો રે પીડ પરાઈ,
થારે હાથ લકુટિયા, કાધે કમલિયા, થે બન બન
ધેનુ ચરાઈ.'

[હે ગોવાળિયા! તુ પારકાની પણ કાઈ પીડ જાણે છે? કે પછી હાથમા લાકડી ને ખાધે કામળી લઈને વન વન ગાયો જ ચરાવી જાણે છે?]

પણ ગાધીજીની બાબતમ કદાચ આમ ન બને, કારણ કે એમનામા ધીરજ છે તેવો જાણે

છે કે ઈશ્વરની તેમના પર અત્યંત અનુકંપા છે. તેમને ઈશ્વર પર વિશ્વાસ છે. જશ-અપજશ અને લાભ હાનિની ચિંતા તેમણે ભગવાનનાં ચરણોમાં સમર્પણ કરી દીધી છે. એટલે એમને અધીરાઈ નથી, અસંતોષ નથી. પણ તોયે એમનું એ કરુણામય 'હે રામ, હે રામ' કંઈક દ્રૌપદીના પોકાર કે ગજના આર્તનાદ જેવી કલ્પના કરાવે છે

થોડા વરસ પહેલાની વાત છે ભક્ત એક સજ્જને, ગાંધીજીને લખ્યુ, " મને રાત્રે એક સ્વપ્ન આવ્યુ, તેમા મેં શ્રીકૃષ્ણને જોયા. તેમણે મને કહ્યુ, 'ગાંધીને કહે કે, હવે એનો અંત નજીક આવી ગયો છે, એટલે બધા કામ કાજ છોડીને એણે હવે ઈશ્વરભજનમા લાગી જવું જોઇએ' ગાંધીજીએ એ મિત્રને લખ્યુ, 'ભાઈ, હું તો એક પળ પણ ઈશ્વરભજનને નથી વીસરતો; મારે માટે લોકસેવા જ ઈશ્વરભજન છે. વળી, અંત નજીક આવી જાય ત્યારે જ શું આપણે ઈશ્વરભજન કરીએ? હું તો માનું છું કે, આપણે જન્મીએ છીએ તે જ દિવસથી આપણી ગરદન યમરાજના હાથમાં છે. તો ઈશ્વર ભજન કરવા માટે આપણે ઘડપણ સુધી શું કામ થોભીએ? ઈશ્વરભજન તો દરેક અવસ્થામાં આપણે કરવું જોઈએ,'

'અજરામરવત્ પ્રાજ્ઞો વિદ્યામર્થં ચ ચિંતયેત્
ગૃહીત'ઇવ કેશેષુ મૃત્યુના ધર્મમાચરેત્'

[સમજુ માણસ વિદ્યા અને અર્થની પ્રાપ્તની ચિંતા એમ સમજીને કરે કે જાણે પોતે અજર અમર છે; અને ધર્મ આચરે તે એવા ભાનથી કે જાણે મૃત્યુએ કેશ પકડ્યા જ છે!]

* * * * * * * * *

[અનુસંધાન પૃ. ૨૬૮થી]
એકમાં જ કેંદ્રિત થાય છે,–જેમ બધી નદીઓ સમુદ્ર ભણી વહી એમ લય પામે છે. પણ પ્રત્યેક વ્યક્તિએ કે જાતિએ એ ભૂલવું ન જોઈએ કે એનો ધર્મ કદી પૂર્ણ થઈ શકતો જ નથી, કારણ કે પૂર્ણ તો ફક્ત મૌલિક, સાર્વભૌતિક સત્ય અથવા પરમપુરુષ જ છે. જેવી રીતે છ આંધળાઓનું હાથી વિષેનું વર્ણન અપૂર્ણ હતું, તેવી રીતે આપણા જુદા જુદા ધર્મો પણ અપૂર્ણ જ છે. પણ એટલું તો સાચું છે કે ધર્મમાં અનંતતા, શાશ્વતતા અને સત્યનો કંઈને કંઈ અંશ તો હોય જ છે.

એક મહાપુરુષનું વચન છે કે માણસ ફક્ત ખોરાકથી નથી જીવતો. એનો ભાવાર્થ એટલો જ કે માણસને પોતાના જીવનને સર્વાંગી બનાવવા ખોરાક કરતાં એક વધારે અગત્યની વસ્તુની જરૂર છે અને તે છે ધર્મ.

દરેક ધર્મને બે અંગો હોય છે. એક મર્મ અને બીજું કર્મ. મર્મ એટલે મૌલિક સત્ય સબંધના વિચારો; અને કર્મ એટલે તે વિચારોને પોતાના જીવનમાં કેવી રીતે વણી લેવા તે. આ બે અંગો પક્ષીની બે પાંખો જેવાં છે. જેમ પક્ષી એક પાંખે ઊડી ન શકે, તેમ કોઈ પણ ધર્મનો અનુયાયી આ બંને અંગો–કર્મ અને મર્મ–વિના જીવનસત્યને પારખી ન શકે.




ગુરુદયાલ મલ્લિક

ગાંધીજી અને ગુરુદેવ બન્ને ધર્મપરાયણ હતા ગાંધીજીનો જીવનપથ નીતિનો હતો અને ગુરુદેવનો જીવનપથ પ્રીતિનો હતો. તેથી જ ગાંધીજીને ભગવદ્ગીતા બહુ પ્રિય હતી અને ગુરુદેવને ઉપનિષદ પણ નીતિ અને પ્રીતિ એ બન્ને એક જ જીવન–સિક્કાની બે બાજુઓ છે જ્યારે એક વ્યક્તિનો બીજી વ્યક્તિ સાથે સબધ થાય છે ત્યારે જ નીતિ તેમજ પ્રીતિનો ઉદ્ભવ થય છે જો કોઈ માણસ એકલો જ રહેતો હોય, તો એને નીતિશાસ્ત્ર જાણવાની કે રચવાની જરૂર પડતી નથી. એનુ મન જ એનો માલિક હોય છે પરતુ જે ક્ષણે તે બીજાના સમાગમમા આવે છે ત્યારે એને પોતાના અને બીજાના મન વચ્ચે એક પુલ બાધવની જરૂર જણાય છે અને જો એ પુલ તે ન બાધે તો તે બન્નેનો પરસ્પર વ્યવહાર અસભવિત બની જાય. તેથી બીજી વ્યક્તિની સાથે નીતિ અથવા પ્રીતિનો માર્ગ કાઢ્યા વિના તેને છૂટકો નથી

પ્રીતિ અને નીતિ એ બન્ને ધર્મવૃક્ષના મૂળ છે અને એ જ પ્રમાણે આપણે કહી શકીએ કે આખ સસારનુ જે મૂળ છે, વ્યક્તિગત જીવનનુ જે મૂળ છે એ જ ધર્મ સર્વ જગતને ધારણ કરનાર વસ્તુ અથવા નિયમ અથવા વિભૂતિ એટલે ધર્મ, એવો અર્થ ધર્મનો કરવ મા આવ્યો છે ગાંધીજીની દૃષ્ટિએ બ્રહ્માડને ધારણ કરી રહેલી એક પરમ નીતિમય શક્તિ એ જ સત્ય અને ગુરુદેવની દૃષ્ટિએ જગતને ધારણ કરી રહેલી એક પરમ વિભૂતિ એ જ પ્રીતિમય પરમ પુરુષ માનવીને આખા બ્રહ્માડ ની સાથે સબધ જોડવા માટે નીતિને માર્ગે કે પ્રીતિને માર્ગે દોરી જાય એવી સાધનામા જ માણસનો ધર્મ સમાયેલો છે, જ્યા સુધી એને આવી પ્રેરણા થાય નહી, ત્યા સુધી એ ધર્મમય ન થઈ શકે

સત્યને સમજવાનો માર્ગ નીતિ છે અને પરમપુરુષને ઓળખવાનો માર્ગ પ્રીતિ છે દરેક જણને પોતપોતાનો માર્ગ હોય છે તેથી જ ધર્મના અનેક રૂપો, સત્યની અસખ્ય વ્યાખ્યાઓ અને પરમપુરુષના અગણિત વર્ણનો દૃષ્ટિએ પડે છે પણ આખરે એ ભિન્ન ભિન્ન માર્ગો

[અનુસધાન પૃ ૨૬૭મે



[બહેનોની ઉન્નતિમા બાપુએ પ્રથમથી જ રસ લઈ તેઓને દોરવણી આપેલી સમાજમ માનભર્યું સ્થાન અપાવ્યુ ઘરની દીવાલોમા ગોંધાઈ રહેલી તે પ્રચંડ સ્ત્રીશક્તિને દેશસેવાનાં પ્રત્યે કાર્યમા હિસ્સો અપાવી તેમના પ્રગતિના દ્વાર ખોલી નાખ્યા. બહેનોમા એક અનેરૂ ચેતન આવ્યુ અને તેથીજ સર્વે પ્રકારની સ્ત્રીઓ સંકટ અને મૂંઝવણને પ્રસંગે બાપુજી પાસે દોડી જતી. બહેનોના જીવનનો એકેય પ્રશ્ન એવો નહોતો જે તેમની ઇચ્છા હોય તો તેઓ બાપુની સાથે પૂરેપૂરી છૂટથી ને કશાપણ અંતરપટ વિના ચર્ચી ન શકી હોય આશ્રમની બહેનો ઉપર બાપુએ લખેલા આવા અપ્રસિધ્ધ અને અમૂલ્ય પત્રો દરેક બહેનને માર્ગદર્શક થઇ પડશે.]

## 'વિયોગ એ પ્રેમની નિશાની છે.'

[પૂજ્ય બાપુના જ્યેષ્ઠ પુત્રવધુ સ્વ૦ ચંચળબહેન ઉપરનો બાપુનો પત્ર ગતાંકમા પ્રસિદ્ધ થયેલો. સં. ૧૯૧૦મા લખાયેલો આ બીજો અપ્રસિદ્ધ પત્ર શ્રી. કુંવરજીભાઇ પારેખના આભાર સાથે પ્રગટ કરીએ છીએ.]

ચિ ચંચળ,

ઘણે દહાડે તમારો કાગળ પહોંચ્યો. તમારું મન અવ્યવસ્થિત જોઉં છું. જોઇને હું દુ:ખી થાઉં છુ. છતાં તમારી અંતર લાગણી- ઓજ હમેશા જાણવા માગુ છુ. હું દુ:ખી થઇશ એવા વિચારથી તમારી લાગણી કદી છુપાવવાની નથી,

તમે પિયરની બહાર છો એમ માનો છો એ બરોબર નથી. હું તમને વહુ તરીકે નહિ પણ દીકરી જ સમજું છું જો વહુ સમજત તો હુ તમને બાળક ગણત. દીકરી સમજુ છુ તેથી તમારૂં બાળકપણું સ્વીકારવા નથી માગતો. મારી અતિ તીવ્ર લાગણી તમારે વિષે વરતે છે. તે તમે નથી સમજી શકયા. ન સમજાય તે હું સમજું છું. હું જેમ મણીલાલ-ને બાળક ગણવા નથી માગતો તેમ તમારૂ સમજવું મને સ્વભાવ પ્રમાણે જો મે સસરા વહુ જેવુ રાખ્યુ હત-એટલે કે જો મેં અંતર રાખ્યું હત-તો હું તમારૂં મન, પ્રથમ તો હરણ કરવાનું પ્રયત્ન કરત ને ત્યારે તમારા

મનમાં અભેદ બુદ્ધિ પેદા થાત ત્યારે જ તમારી પાસેથી હું છુટથી કામ લેત પણ મેં માની લીધું હતું કે તમારો સંબંધ હરીલાલ સાથે થયો તે પહેલાથી જ મેં દીકરી સમજી ખોળામાં રમાડેલ છે એટલે તમે સસરા વહુનો સંબંધ ભૂલી જશો તે નથી ભુલાયો હવે પ્રયત્ન કરજો.

તમારૂં અકલ્યાણ થાય અથવા તો તમને અસુખ પ્રાપ્ત થાય એવું વર્તન મારાથી ન જ થવું ઘટે વિયોગી દશામાં કલ્યાણ માનનારી સંખ્યાબંધ સ્ત્રીઓ હિન્દુસ્તાનમાં થઈ છે દમયંતી નળથી વિયોગ પામીને અમર થઈ તારામતિ હરિશ્ચંદ્રથી છુટી પડી તેમાં બન્નેનું કલ્યાણ થયું દ્રૌપદીનો વિયોગ તે પાંડવોને સુખકર થયો ને દ્રૌપદીની દ્રઢતા તે આખી હિંદુપ્રજા ગાય છે આ દાખલા બનેલા નથી એમ તમારે નથી સમજવાનું બુદ્ધદેવ સ્ત્રીને છોડી અમર થયા ને તેની સ્ત્રી પણ અમર થઈ આ દાખલો આત્યંતિક છે તેમાંથી તમને એટલું જ બતાવવા માગું છું કે તમારો વિયોગ તમારૂં અકલ્યાણ કરનારો નથી. વિયોગ એ તમારા મનને દુખી કરે એ સ્વાભાવિક છે એ પ્રેમની નિશાની છે પણ તેથી તમારૂં અકલ્યાણ જ હોય એમ ન બને કલ્યાણ અકલ્યાણ એ વિયોગના હેતુ ઉપર આધાર રાખે છે બાનો અને મારો વિયોગ લગભગ ફરજીયાત હતો એટલે કે તે વિયોગ મેં પસંદ નહોતો કર્યો છતા અમને બન્નેને તે કલ્યાણકારક થઈ પડયો

આ દાખલા આપીને તમારા મન ઉપર હું એમ ઠસાવવા નથી માગતો કે તમારે વિયોગ હમેશા ભોગવવાનો છે લડત દરમિયાનનો વિયોગ તમને દુખ ન ઉપજાવે તેવા કારણથી આ લખું છું લડાઈ પૂરી થયા પછી હું તમારા વિયોગનું કારણ ઓછો જ થઈશ છતા તમારા મનની વૃત્તિ બદલાવવા ઊપરનું પ્રયત્ન છે તે પણ તમે સમજ્યા પછી જ મહાવરો પડવાથી થશે

આ કાગળ માચવજો ફરી ફરી વાચજો ન સમજાય તે મને પૂછજો તમે બન્ને જણ વાચજો. લખવાનો હેતુ તમારું કલ્યાણ છે તે કરવામાં હું તત્પર છું પણ મારા વિચારો તમારે માનવા જ જોઈએ એવો આગ્રહ નથી તમે બન્ને સ્વતંત્ર બળથી વધો એવી મારી ઈચ્છા છે

મોહનદાસના આશીર્વાદ

સ્ત્રીપુરુષના પતિપત્ની તરીકેના સાંસારિક જીવનના મૂળમાં ભોગ છે તેમાંથી હિંદુ ધર્મે ત્યાગ પેદા કરવાનો પ્રયાસ કર્યો છે અથવા કહો બધા ધર્મે પતિ બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર છે તો પત્ની પણ તે જ છે પત્ની દાસી નથી સરખા હકવાળી મિત્ર છે સહચારિણી છે બન્ને એકબીજાના ગુરુ છે
— ગાંધીજી






ચિ. સૂરજભાન,

પ્રાર્થનાકે સમય મન સ્થિર ન રહે તો ભી પ્રયત્ન કરના. અભ્યાસ સે સફલતા મિલેગી. દૂસરોંકે દોષ દેખ આનંદ હોતા હૈ ક્યોંકિ હમ ભી દોષ સે ભરે હુએ હૈં ઔર ઉસે છિપાના નહીં ચાહતે. જબ હમ અપને દોષ નિકાલનેકા પ્રયત્ન કરતે હૈં તબ દૂસરોંકે દોષ અગર દેખેં તો દુઃખ હોગા. અપને દોષ બતાનેમેં લજ્જા હોતી હૈ ક્યોંકિ મેં છુપાનેકો દિલ ચાહતા હૈ. જબ દોષ નહીં કરનેકા નિશ્ચય હોતા હૈ તબ છુપાનેકા ખ્યાલ છૂટ જાતા હૈ. પ્રયત્ન સે ઔર નિરંતર રામનામ જપ સે કુવિચાર દૂર હોતે હૈં. ઉર્દૂ, પત્ર છોડો.

૧ ૯/૩૪ બાપુકે આશીર્વાદ

[જ્યારે હુ ઈ૦ સ૦ ૧૯૩૪મા વર્ધા આશ્રમમા હતો ત્યારે મે' પૂજ્ય બાપુજીને ચાર પ્રશ્નો પૂછેલા. મને એમના જવાબથી શાંતિ મળેલી. બીજાઓને એમાથી માર્ગદર્શન મળશે એમ સમજી "પ્યારાબાપુ" માટે મોકલુ છુ – સૂર્યભાન સ્નેહી.]

મરા પ્રશ્નો આ હતા

[૧] ઈશ્વર કી પ્રાર્થના કરતે સમય મન સ્થિર ન રહે તો ક્યા કરના? ક્યા પ્રાર્થના કરના છોડ દેના?

[૨] હમ કો દુસરો કે દોષ દેખકર આનંદ કયો હોતા હૈ?

[૩] હમકો અપને દોષ દુસરે કો બતાને મેં લજ્જા કયોં આતી હૈ?

[૪] કુવિચાર કૈસે દૂર કિયે જાય?

ચિ. સૂર્યભાન,

[૧] પ્રાર્થના કે સમય મન સ્થિર ન રહે તો ભી નિત્ય કરનેસે અભ્યાસસે સફલતા મિલેગી

[૨] દૂસરે કે દોષ દેખ આનદ હોતા હૈ ક્યો કિ હમ ભી દોષ સે ભરે હુએ હૈં ઔર ઉસે નિકાલના નહિં ચાહતે જબ હમ અપને દોષ નિકાલને કા પ્રયત્ન કરતે હૈં તબ દૂસરો કે દોષ અગર હમ દેખે તો દુખ હોગા

[૩] અપને દોષ બતાને મે લજ્જા હોતી હૈ ઈસલિયે છુપાને કો દિલ ચાહતા હૈ જબ દોષ નહિં કરને કા નિશ્ચય હોતા હૈ તબ છુપને કા ખ્યાલ છૂટ જાતા હૈ

[૪] પ્રયત્ન ને ઔર નિરતર રામનામ લેને સે કુવિચાર દૂર હોતે હૈ

એદિપન છેડો

૧-૧-'૩૪ બાપુના આશીર્વાદ

## પત્રપ્રસાદ

(૧)

[સ ૧૯૭૧ના અષાઢ શુ ૬ (૧૯-૭-'૧૫)ને રવિવારને દિવસે હુ બાપુને કેચરબ આશ્રમે પહેલી વાર મળ્યો, અને સ ૧૯૭૨ના માગશર શુ ૧૪ (૨૦-૧૨-'૧૫)ને દિને હુ ગુજરાત કૉલેજમા અગ્રેજી શીખવતો તે નોકરીનુ રાજીનામુ આપ્યુ રાજીનામાનો કાગળ મે તૈયાર કર્યો હતો તે બાપુને ન ગમ્યો, એટલે એની નીચે પોતે નીચે પ્રમાણે લખી આપ્યુ હતુ ]

*I observe that Government servants are not allowed to attend the Indian National Congress session even as visitors It is my intention to attend the Congress session as a visitor I feel that the prohibition referred to is an undue interference with one s personal liberty If therefore you consider that I am Government servant in the sense in which His Excellency the Governor has used the term I beg herewith to tender my resignation*

(૨)

[સ ૧૯૭૫ના વૈશાખ વ ૫ (૨૦-૫-'૧૯)ને દિવસે મારા વિવાહ થયા તે પ્રસગે આવેલુ બાપુનુ પત્ર. જોડણી બધે મોટે ભાગે બાપુની જ રાખી છે]

મુબઈ

ભાઈશ્રી પ વાલજી બુધવાર

તમને લખવાનો ઠરાવ કરી રહ્યો હતો આજે જ લખી શકુ છુ તમારી વિવાહિત જીદગી સુખી થાઓ દેશને લાભદાયક બનો એમ ઇચ્છુ છુ

તમે ચ ગડીયાને મારુ કઈક લખો એમ ઇચ્છુ છુ મોહનદાસના બદે માતરમ્

(૩)

[સ ૧૯૭૬ના કાર્તિક માસના અધારિયામા મારા મોટા ભાઈ સુન્દરજીભાઈનો દેહાત થયો એ પ્રસગે આવેલુ બાપુનુ પત્ર]

લાહોર

ભાઈશ્રી પ વાલજી, માગસર સુદ ૫

તમારી ઉપર દુખના ઝાડ ઉગ્યા એમા શક નથી. તમને આશ્વાસન શુ આપુ? તમારુ જ્ઞાન તમને મદદગાર થાઓ—થશે જ તમારા ભાઈના બધા ગુણ જે તમે ગણાવ્યા છો એ તમારામા ન હોય તો તમે તેને ઉતારી તેમને તમારામા અમર કરો.

મોહનદાસના બદે માતરમ્

(૪)

[સ ૧૯૮૩ના જ્યેષ્ઠ વ ૮ (૨૨-૬-'૨૭)ને બુધવારને દિવસે મારા માતુશ્રી સન્તોકબાઈએ ચન્દ્રભાગાસગમ આગળ મારી હારે




[બાળકોના સહવાસમા બાપુ જે આનદ મેળવી શકતા હતા તેવો ભાગ્યે જ બીજા કોઈના સહવાસમા મેળવતા યરવડા જેલમા હતા ત્યારે પણ દર અઠવાડિયે એકવાર આશ્રમના તેમના 'વહાલા પખીડા'ને તેઓ અચૂક કાગળ લખતા ત્યા બેઠા બેઠા પણ ઝીણી ઝીણી વસ્તુઓ પર પત્રો દ્વારા ધ્યાન ખેચે બીજા બાળકોને પણ એમાથી બોધપાઠ મળશે એમ ધારી દર અકમા આ અપ્રગટ પત્રો ક્રમશ પ્રસિદ્ધ કરશુ ]

બાળકોમને બાપાચો,

એક બાળકી પૂછે છે 'ભૂલની માફી

છતા તમે કેમ કહો છો કે શરમ ન લાગવી જોઈએ?" બાપુએ લખ્યુ

"ભૂલ નઠારુ' કામ છે તેથી તેની શરમ ભૂલની માફી માગવી એ સારુ કામ છે એટલે તેમા શરમ શેની? માફી માગવાનો અર્થ ફરી ભૂલ ન કરવાનો નિશ્ચય એ નિશ્ચય થાય એટલે તેમા શરમ શાને સારુ? આ સમજાયુ?

સત્ય અને અહિંસાની તુલના શી કરવી? પણ કરવી જ પડે તો હુ કહુ કે સત્ય અહિંસાથી પણ ચઢે કેમ કે અસત્ય એ પણ હિસા છે જેને સત્ય પ્રિય છે તે તો અહિસા ઉપર કોઈ દિવસ જવાનો જ"

બીજા એક બાળકે પૂછ્યુ "બાપુજી! હાથે વાસણ માજવા અને પાયખાના સાફ કરવા એમા સેવા શી રીતે થઈ?" બાપુએ એને લખ્યુ "બરતન માજવાનુ અને પાયખાના સાફ કરવાનુ કામ સામાન્યપણે નથી ગમતું, તેથી અમુક કોમો પાસે કરાવાય છે આ દોષ છે તેથી જે પરોપકાર વૃત્તિથી આ કામ કરે છે તે સેવા કરે છે"

"આખુ જગત નિયમને વશ થઈ ચાલે છે તેમાથી આપણે જોઈએ છીએ કે નિયમથી ચાલવામા જ આનદ છે કૃપણની જેમ જીવવુ નિરર્થક છે એ તારુ કહેવુ બરાબર છે"

બાપુના આશીર્વાદ





# બાપુની સમાધિ

ગુ. મ.

સવારનો સમય હતો હજી સૂર્યોદયને ઘણી વાર હતી જૂની દિલ્હીના લોકો મોટી સંખ્યામા જમનાને પુનિત તીરે સ્નાન કરવા જઈ રહ્યા હતા રસ્તામા રાજઘાટની પુણ્ય ભૂમિ આવે છે બાપુની સમાધિ પાસે લોકો થોડીવાર બેસી,પછી જમનાતટ તરફ જતા હતા કેટલાક અંતરથી જ બાપુને યાદ કરી ને ત્યા ઊભા થઈ જતા, પણ ઘણાખરા તો 'રઘુપતિ રાઘવ રાજા રામ, પતિત પાવન સીતારામ ઈશ્વર અલ્લાહ તેરે નામ સબકો સન્મતિ દે ભગવાન' એ ધૂનમા મગ્ન બની જઈ આંસુ સારતા આગળ જતા હતા

આ ભાવભીના દૃશ્યને હુ દૂરથી જોઈ રહ્યો હતો અને મને થયુ "આ લોકોની સાચી સ્નાન-યાત્રા અહી થઈ નદીમા સ્નાન કરવાથી તો માણસનુ ફક્ત શરીર સ્વચ્છ થાય છે, પણ એનુ મન તો એકાદ મહાન પુરુષની ચરણરજમા જ સ્નાન કરવાથી વિમલ થાય છે આજે આ લોકોનુ જમનાનુ પવિત્ર સ્નાન સફળ થશે"

બહુ સમય વીતી ગયો ન હતો, ત્યા તો મે શુ જોયુ? જનસમૂહનો મોટો ભાગ 'રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતા રામ'નુ રટણ કરી ચાલી જતો હતો 'ઈશ્વર અલ્લાહ તેરે નામ સબકો સન્મતિ દે ભગવાન' તો કોઈક જ રટતુ હતુ એમા વધારે સંખ્યા વૃદ્ધ નાતાઓની જ હતી

હુ જરા નવાઈ પામ્યો અને વિચાર કરવા લાગ્યો "આ તો બાપુના જીવનકાર્ય પર પાણી ફેરવવા જેવુ થયુ ઈશ્વર અને અલ્લાહ એક જ છે, એ સત્ય માટે એમણે પોતાનો પ્રાણ આપ્યો પણ આ રૂઢિગ્રસ્ત લોકો પોતાના ઘરના રામને જ વળગી રહ્યા છે!




[બાળકોના સહવાસમા બાપુ જે આનંદ મેળવી શકતા હતા તેવો ભાગ્યે જ બીજા કોઈના સહવાસમાં મેળવતા. યરવડા જેલમાં હતા ત્યારે પણ દર અઠવાડિયે એકવાર આશ્રમનાં તેમનાં 'વહાલાં પખીડાં'ને તેઓ અચૂક કાગળ લખતા. ત્યાં બેઠા બેઠા પણ ઝીણી ઝીણી વસ્તુઓ પર પત્રો દ્વારા ધ્યાન ખેંચે. બીજા બાળકોને પણ એમાંથી બોધપાઠ મળશે એમ ધારી દર અંકમાં આ અપ્રગટ પત્રો ક્રમશઃ પ્રસિદ્ધ કરશું.]

બાપુના પ્રેમને બાળકો

એક બાળકી પૂછે છે: "ભૂલની માફી માગતાં તે હોંશ થતી હશે? શરમ ન લાગે? છતાં તમે કેમ કહો છો કે શરમ ન લાગવી જોઈએ?" બાપુએ લખ્યું:

"ભૂલ નઠારું કામ છે તેથી તેની શરમ. ભૂલની માફી માગવી એ સારું કામ છે એટલે તેમાં શરમ શેની? માફી માગવાનો અર્થ ફરી ભૂલ ન કરવાનો નિશ્ચય. એ નિશ્ચય થાય એટલે તેમાં શરમ શાને સારુ? આ સમજાયું?

સત્ય અને અહિંસાની તુલના શી કરવી? પણ કરવી જ પડે તો હું કહું કે સત્ય અહિંસાથી પણ ચઢે કેમ કે અસત્ય એ પણ હિંસા છે. જેને સત્ય પ્રિય છે તે તો અહિંસા ઉપર કોઈ દિવસ જવાનો જ."

બીજા એક બાળકે પૂછ્યું: "બાપુજી! હાથે વાસણ માંજવાં અને પાયખાનાં સાફ કરવાં એમા સેવા શી રીતે થઈ?" બાપુએ એને લખ્યુ: "બરતન માંજવાનું અને પાયખાનાં સાફ કરવાનું કામ સામાન્યપણે નથી ગમતું, તેથી અમુક કોમો પાસે કરાવાય છે. આ દોષ છે. તેથી જે પરોપકાર વૃત્તિથી આ કામ કરે છે તે સેવા કરે છે."

"આખું જગત નિયમને વશ થઈ ચાલે છે તેમાંથી આપણે જોઈએ છીએ કે નિયમથી ચાલવામાં જ આનંદ છે. કૃપણની જેમ જીવવું નિરર્થક છે એ તારું કહેવું બરાબર છે."

બાપુના આશીર્વાદ






સોમાભાઈ પટેલ

## પરદુઃખે ઉપકાર કરે તોયે –

નરસિંહ   પરદુઃખે ઉપકાર કરે તો યે                                [ગતાંકથી ચાલુ]

સંતો, પરદુઃખે ઉપકાર કરનારી કોઈ વિરલ વિભૂતિના દર્શને તો જીવનમાં આનંદની, ઉલ્લાસની હેલીઓ ચઢે! કે વાહ્યુકારી છે એવા કો સતિયાજનના દર્શન જુઓ સંતો પેલો દેખાવ મહારાજ રંતિદેવનો મહેલ! અને આગળ બેઠા છે મહારાજ રંતિદેવ પોતે આજ ત્રણ ત્રણ વર્ષથી કુદરત કોપી છે મહારાજ રિસાયા છે રાજમાં અન્ન પાણીનો દુકાળ પડ્યો છે વાવકૂવા અને નદીનાળાના સૂકા તળીયા તગતગી રહ્યા છે જ્યાં ત્યાં જનજનાવર ને પશુપંખી ભૂખેતરસે મરી રહ્યા છે નાખી નજર પહોંચે ત્યાં સુધી એકાદ લીલું પાંદડું મરખું પણ દેખાતું નથી! મહારાજ રંતિદેવે ખુલ્લા મૂકેલા રાજભંડારો ખાલીખમ પડ્યા છે દિવસ પછી દિવસ અને માસ પછી માસ પસાર થયે જાય છે રાજમહેલની સમૃદ્ધિ મહારાજે છૂટે હાથે વીણેવીણેથી ભૂખ્યાતરસ્યા પ્રજાજનોને વહેંચી દીધી છે અડતાળીસ અડતાળીસ દિવસોના ઉપવાસ પછી આજે મહારાજ રંતિદેવ સૂકાપાકા રોટલાનું ભોજન લેવા બેઠા છે, પણ રોટલાનો ટુકડો લેતાંયે એમનો હાથ કંપી રહ્યો છે પોતાના સંતાનો જેવા પ્રજાજનોને ભૂખે મરતા જોઈ મહારાજનો જમણો હાથ એ સૂકાપાકા રોટલાના ટુકડાને પણ અડકવાની ના પાડે છે, પણ પ્રજાજનોનો પોકાર કકળાટ કરી રહ્યો છે લાખો મરજો પણ લાખોનો પાલણહાર કદી ન મરજો! અને

અને રાજાજી આજ નિરુપાય બની બેઠા છે! પણ આજે તો એ સૂકા રોટલાનું યે સુખ એમને નસીબે નથી!

ધન્ય હો, સંતો, એવા સતિયાજનની પુનિત સ્મૃતિને! એવાના પુણ્યપ્રતાપે તો ધરતીના સ્થંભ ટકી રહ્યા છે!

(મહારાજ રંતિદેવ એમના મહેલને આંગણે બેઠા છે. આજ અડતાળીસ અડતાળીસ દિવસોના ઉપવાસ હોવા છતાં લાગે કે એમના જીવનમાંથી ભૂખતરસ ઉડી ગયા છે રોજ રોજ અસંખ્ય જીવોને મરતા જોઈ એમનું મન અને હૃદય ઊંડી વ્યથા ભોગવી રહ્યું છે આટલા બધા નિર્દોષ જીવોને મૃત્યુના મુખમાંથી પાછા વાળવા હું શું કરું, એ એક જ નાદ એમના અંતરમાંથી નીકળી રહ્યો છે.

આ તો ધીમે પગને મહામંત્રી આવે છે )

મહામંત્રી (નમીને) મહારાજ !

રંતિદેવ (ઝીલી આંખોએ) ભાઈ !

મહામંત્રી મહારાજ આ જ ઉપવાસના અડતાળીસ દિવસો પૂરા થયા રોજ રોજ આપના જીવનની શક્તિ ઓછી થતી જાય છે અને છતાં , છતાં કેટલો ચિન્તાભાર આપ વહે જાઓ છો ! અદ્દભુત છે મહારાજ આપની આ તપશ્ચર્યા !

રંતિદેવ (ધીમેથી) કહો શું કરું મહામંત્રીજી ! આપણા આ આખાયે રાજ્યમાં પ્રવર્તતી સ્થિતિએ મારું મન વિહ્વળ બનાવી દીધું છે ! એમાથી છૂટવાનો કોઈ કહેતા કોઈ પણ આરો મને નથી દેખાતો

મહામંત્રી પણ મહારાજ દુકાળની આ મહામારીમાથી પ્રજાને ઉગારવા માટે આપે શું શું નથી કર્યુ ? રાજભંડારો ખુલ્લા મૂકયા અને રાજમહેલની ઘરવખરી છૂટે હાથે વહેચી દીધી ! અને એટલેથી પણ આપ કયા અટકયા છો ? દુકાળપીડિત પ્રજાને કોળિઓ ધાન મળે એ માટે તો આપે જાતે અન્નજળ છોડ્યા ! માણસની શક્તિ કરી શકે એટલું બધું જ આપે કર્યુ છે ! પણ મહારાજ, હવે !

( બહારથી પ્રજાજનોનો પોકાર સંભળાય છે જય હો મહારાજ રંતિદેવનો ! મહારાજના ઉપવાસનો અંત લાવો ! મહારાજને પારણા કરવો ! લાખો મરજો પણ લાખોનો પાલણહાર ન મરજો ! )

રંતિદેવ મહામંત્રીજી !

મહામંત્રી મહારાજ ! પ્રજાનો પોકાર આપે સાભળ્યો ? અને પ્રજાપોકારને પ્રજાવત્સલ રાજવી કેમ તરછોડી શકે ? મહારાજ આજે તો આપને પારણા કરવા પડશે !

રંતિદેવ મહામંત્રીજી મારી પ્રજાનો આટલો બધો પ્રેમ સંપાદન કરી , મારી જાતને પરમ ભાગ્યશાળી માનુ છુ ! પણ એ જ પ્રજાના અસંખ્ય માનવીઓ રોજ રોજ ભૂખેતરસે મરી હોય ત્યારે હુ કયે મોએ ખાઈ શકુ ?

મહામંત્રી પણ મહારાજ, પ્રજાને તરછોડીને, અમને ભૂખે મારીને, એમના મોઢામાથી કોળિયો ઝુટવીને તો આપ અન્ન નથી લેતાને ! આજ આટઆટલા દિવસોથી આપે અન્નજળનો ત્યાગ કર્યો છે એ પણ આપની પ્રજાને માટેને ? આપના કર્મચારીઓ, આપના પ્રજાજનો આપના આ મહાત્યાગના દર્શને ભાગ્યશાળી બન્યા છે, પણ મહારાજ, આજે હવે એવી સ્થિતિ આવી છે કે આપે પોતાને ખાતર નહિ તો પ્રજાને ખાતર પણ પારણા કરવા જ જોઈએ ! આપના દેહની આ સ્થિતિ જોઈને આખીયે પ્રજા કાળો કકળાટ કરી રહી છે !

રંતિદેવ હુ સમજુ છુ મહામંત્રીજી, પ્રજાનુ વાત્સલ્ય હુ પિછાણુ છુ પણ મારા રાજ્યમા એક એક કણને માટે નાના નાના નિર્દોષ બાળકો મરતા હોય કોળિયા કોળિયા ધાનને માટે, એકાદ ઘૂંટડા પાણીને માટે મૂઝાઇને માનવીઓ માનવતાને પણ વિસારી મૂકવા જેટલા બેબાકળા બની ગયા હોય, ત્યારે તમારા રંતિદેવ એના મહેલમાં ખૂણે ભરાઈને ભોજન લેવા બેસે ? મહામંત્રીજી, કુદરતે ભૂખની લાગણી, તરસની લાગણી, તો સૌ કોઈ જીવમા એકસરખી જ મૂકી છે ! અને મારા પ્રજાજનોના જીવન કરતા રંતિદેવ એના જીવને જરાયે વધારે મહત્ત્વ નથી આપતો !

( ફરીવાર બહારથી અવાજ આવે છે જય હો મહારાજ રંતિદેવનો ! લાખો મરજો પણ લાખોનો પાલણહાર ન મરજો ! મહારાજના ઉપવાસ છોડવો એમને પારણા કરવો ! )

મહામંત્રી મહારાજ સાભળો આ પ્રજાપોકાર ! એ બધા હમણા મારી પાસે જવાબ માગશે ! અને અને મહારાજ સામેથી ઊગતા એ લોકમતની અવગણના હુ શી રીતે કરી શકીશ ? હમણા જ, આ ઘડીએ બધા લાવ આદરશે. પ્રજાજનોને સંતોષ થાય એવો જવાબ હુ આપી શકુ એટલી કૃપા કરો મહારાજ !

રંતિદેવ તો મહામંત્રીજી, મારે ઉપવાસ

પણ કૃતાર્થ બન્યો

રતિદેવ  મહામત્રીજી, મારી પ્રજાના આગ્રહને વશ થઈ મે ભોજન લેવાનુ કબૂલ તો કર્યુ હતુ પણ મારા હૃદયમા શાતિ નહોતી મારી પ્રજાનુ એક પણ માનવી ભૂખ્યુ હોય ત્યા સુધી હુ ભોજનનો આનદ શી રીતે માણી શકુ?

મહામત્રી  મહારાજ આજ આટને દિવસે એક સૂકા રોટલાનુ યે સુખ આપને ન મળી શક્યુ હશે મહારાજ પણ આ એક કોગળો પાણી પીને તો આપ પારણા કરો જેમ દેહીના તેમ દેહના પણ ધર્મ છે આપણે એ પાળવા પડે છે અને રાજન દેહ વિના દેહી કેમ કરીને ટકી શકશે?

રતિદેવ  વારુ ભાઈ તમારા સૌના સતોષ માટે આ જળ લઈ હુ પારણા કરુ છુ

(રતિદેવ પાણીનો પ્યાલો હોઠે અડકાડવો શરૂ કરે છે ત્યા તો એક ચડાળ લથડતો પથડતો ત્યા આવે છે)

ચડાળ  મહારાજ બાપજી ન છૂટકે આવ્યો છુ  આપની પ્રજાનો રોષ વહોરી લઈને પણ હુ આપની પાસ દોડી આવ્યો છુ  એ રોષની શિક્ષા મહારાજ હુ જાણુ છુ  છતા છતા પ્રભુ

(એકદમ એ બોલતો અટકી જાય છે એની આખો આસુથી છલકાઈ જાય છે હૈયાના ઊડાણ માથી ઊઠ્યુ હોય એવુ એક ધ્રુસકુ સભળાય છે અને લાકડીને ટેકે પાછુ ડગલુ માડે છે)

રતિદેવ  [એને અટકાવીને] થોભ ભાઈ થોભ. કહે તારા હૈયામા અકથ્ય દુ ખની જ્વાલા ઓ જલી રહી છે એ હુ જાણુ છુ  આ આખો તો હૈયાની આરસી છે તારા અતરની ભીતરમાથી ઊઠતા મૂગા પોકાર તારી આખોને ખૂણેખૂણે છાના મોન જેવા ચિતરાયેલા હુ જોઉ છુ.

(એ સાભળી ચડાળ પોક મૂકી રડી પડે છે મહારાજને પગે પડી એ એમની ચરણરજ માથે ચડાવે છે)

ચડાળ  મહારાજ!

રતિદેવ  રડી લે ભાઈ ખૂબ રડી લે! હૈયાના દુ ખ આસુરૂપે વહી જવાને બદલે હૈયામા જ પુરાઈ રહ્યા હોત તો કોણ જાણે આ ધરતી પર રોજરોજ કેટલાયે હૈયા ફાટી પડત! આસુ તો કુદરતની મહામોઘી ભેટ છે! બોલ, રતિદેવને આગણેથી તુ પાછો કેમ વળ્યો?

ચડાળ  મહારાજ હુ અહી આવ્યો કારણ મારી જાતને હુ વારી શક્યો નહિ આ જીવનમા હુ બીજી કોઈ લાલચમા તો પડ્યો જ નથી પણ છેક નાનો હતો ત્યારથી એક રખડતા કૂતરાની સાથે માયા બધાઈ છે તે દહાડાથી માડીને આજ સુધી અમે એકબીજાના પડછાયારૂપ બની ગયા છીએ જીવનની અનેક તડકીછાયડીમા પણ મે એને છોડ્યો નથી એણે મને છોડ્યો નથી! પણ બાપજી આજ ચચ્ચાર દિવસથી એને હોઠે પાણીનુ એકાદ ટીપુ સરખુ અડક્યુ નથી. મારી ઝૂપડીને બારણે તરફડિયા મારતો એ પડ્યો છે એના ગળામાથી અવાજ સરખો પણ નીકળી શકતો નથી  પણ એ દુ ખ એની આખોમા છલકાઈ રહેતુ મે જોયુ અને અને મહારાજ, હુ દોડ્યો

રતિદેવ  કલ્યાણ હો માનવકુળનુ! માનવીના હૈયાના આજે હુ ભવ્ય દર્શન પામ્યો છુ એ દર્શને મારુ અતર નાચી ઊઠ્યુ છે  લે ભાઈ લે આ પાણી! જા દોડ જેમ તે તારા એ જીવનભરના મૂગા સાથીનુ જીવન સુધાર્યુ તેમ આજે એનુ મૃત્યુ પણ સુધાર! જા ભાઈ પ્રજાનુ રોષ તારુ જરાયે અહિત ન કરે!

(રતિદેવ ચડાળને પાણીનો પ્યાલો આપી દે છે એ લઈ નમન કરતો કરતો એ ચાલ્યો જાય છે મહારાજ એના પગલા સામે તાકી રહે છે મહામત્રી મહારાજના કરુણાઝરતા નયનો સામે જોઈ રહે છે)

મહામત્રી  મહારાજ, આ ટાણી આ સુભાગી ઘડી હુ જીવનભર નહિ ભૂલુ! મે તો માનેલુ કે જીવનની ભયકર મહામારીઓ માનવીની માનવતા હરી લેતી હશે પણ એ જ આફતોના ઓળા માનવીના હૃદયના આટલા સુદર આટલા મગળ

[અનુસધાન પૃ૦ ૨૬૫મે]

જે પત્રવ્યવહાર થયો હતો, એ આ પહેલાં "પ્યારા-બાપુ"માં છપાઈ ગયો છે.

એ બનાવ પછી બે વર્ષે જ્યારે નરસિંહરાવ-ભાઇના એક મા વગરના દૌહિત્રને યમરાજના તેડાં આવ્યાં ત્યારે તો બાપુ પોતે મુંબઇના પરામાં નરસિંહરાવભાઇને બંગલે આવ્યા હતા અને "હું તો તમને હસાવવા આવ્યો છું, રડાવવા નહીં." એ એક જ વાક્યથી નરસિંહરાવભાઇનું ઘણા દિવસનું શૂન્ય મન પ્રફુલ્લિત કર્યું હતું.

પોતાની છેલ્લી માંદગીમા બાપુના કોઇ અંતેવાસીને મળવાનું થાય તો તો નરસિંહરાવભાઇ ખાસ યાદ રાખીને બાપુને નમસ્કાર પહોંચાડતા. અને બાપુએ પણ પોતાનાં અનેક કામોમાંથી વખત કાઢીને પથારીમા પડેલા એ ગુજરાતી સાહિત્યના ભીષ્મ પિતામહની તબિયતના ખબર પૂછવા કાર્ડ લખ્યું હતુ. એ કાર્ડ વાંચતા નરસિંહરાવભાઇની આંખોમા ઉપકારનાં આંસુ આવેલા મને હજી યાદ છે.

નરસિંહરાવભાઇના અવસાન વખતે કાકા સાહેબ કાલેલકરે લખ્યું હતુ કે "ભાષાભક્તિ અને ભાષાસેવાનો એમનો આદર્શ ગુજરાતમા અખંડ ચાલે એ જ નરસિંહરાવભાઈનું ઉત્તમ શ્રાદ્ધ છે." ગયા દસકામાં એ શ્રાદ્ધ ગુજરાતે કેટલુ કર્યું તે નક્કી કરવાનું આપણે ગુજરાતના સાહિત્યિકોને સોંપીએ. આપણે તો તેમને આપણી સ્મરણાંજલિ જ અર્પીએ.

+ ÷ +

## નીડર ન્યાય

### ચિત્રા ઉપાકાંત દેસાઇ

સ્વ૦ સાક્ષર શ્રી. નરસિંહરાવ દિવેટિયા વિવેચક અને કવિ તરિકે તો પ્રખ્યાત છે જ. પણ એક સત્યપ્રિય અને ન્યાયપ્રિય વ્યક્તિ તરિકે પણ તેઓ ઉચ્ચે સ્થાને હતા એમ કહી શકાય. એઓ સ્વભાવે નીડર હતા. લાંચ રુશ્વત કે ખુશામતખોરી તરફ તેમને સખત ચીડ હતી. તે સાથે સ્વભાવે દૃઢ—કેટલેક અંશે જીદ્દી કહી શકાય એટલા—અને પોતે માને તેમ વર્તવામાં આંચકો ન ખાનારા હતા. એનો એક સુંદર દાખલો આપુ છું.

ઓગણીસમી સદીની આખરમાં નરસિંહરાવ-ભાઇ દક્ષિણમા આસિસ્ટંટ કલેકટરની પદવીપર નીમાયા હતા. એ પદવીમા એમને મહેસૂલીખાતું અને ન્યાય-ખાતુ બન્ને સંભાળવાનાં હતાં. એથી જે જિલ્લામાં એ કામ કરતા હતા ત્યાંના મુખ્ય ન્યાયાધીશ હતા. એ જ વખતે એમની ન્યાયપ્રિયતાને કસોટીએ ચડવા વખત આવ્યો હતો.

એ દિવસોમા બ્રિટિશ સરકારનો દોર દમામ જોર જ હતો. લોકમાન્ય ટિળક જાહેરમાં આવી ચુકયા હતા. પણ સરકારનો તોર જરા પણ ઉતરતો નહોતો. એવે વખતે શ્રી. નરસિંહરાવના હાથમાં એક મુકર્દમો આવ્યો. એક પુસ્તકાલયના સંચાલકને પુસ્તકાલયમા ટિળકનો ફોટો મૂકવાના રાજ્યદ્રોહના આરોપસર ન્યાય મંદિરમાં રજુ કરવામાં આવ્યો હતો. બધા જ એ મુકર્દમાનો ચુકાદો જાણવા આતુર હતા.

એ મુકર્દમો જ્યારે ચાલતો હતો ત્યારે શ્રી. નરસિંહરાવને એમના ખાતા ઉપરી તરફથી સૂચના આવી કે આરોપીને ગુન્હેગાર ઠરાવીને સજા કરવી. ખરી રીતે તે ઉપરીને ન્યાયખાતામાં દખલ કરવાનો અધિકાર નહોતો. આ સૂચના મળતા જ શ્રી. નરસિંહરાવનો પુણ્યપ્રકોપ પ્રગટ થયો. અને એમણે પણ આકરી રીતે સૂચના મોકલી કે મિ. દિવેટિયા ન્યાયપુરઃસર હોય એવો ચુકાદો આપશે એમને સલાહની જરૂર નથી.

મુકર્દમાના ચુકાદાથી ત્યાંની જનતામાં આનંદ ફેલાઇ ગયો અને સરકારી વર્ગમાં આશ્ચર્યભર્યો ખળભળાટ ઊઠયો. આરોપી નિર્દોષ ઠરી છુટી ગયો હતો.

આ બનાવને લીધે જ શ્રી. નરસિંહરાવ કલેકટરની પદવી પર જઈ શક્યા નહીં એમ માનવાને પૂરા કારણો છે; પણ તેનો એમને જરા પણ અફસોસ નહોતો. કેવો નીડર ન્યાય?

